શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડના આશ્રયથી

કવિશ્રી ભાલણ કૃત

# કાદંબરી

## પૂર્વ ભાગ.

સંશોધન કરી સમજૂતી સાથે પ્રસિદ્ધ કરનાર

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,**

**અમદાવાદ.**

આવૃત્તિ ૧, પ્રત ૫૦૦.

વિ. સં. ૧૯૭૨,     ઈ. સ. ૧૯૧૬.

છાપનાર મોતીલાલ સામળદાસ,
યુનિયન પ્રિંટિંગ પ્રેસ કંપની લીમીટેડ, અમદાવાદ.

મૂલ્ય ત્રણ રૂપિયા.

## કેશવલાલ હર્ષદરાય ધ્રુવનાં પ્રસિદ્ધ થવાનાં પુસ્તકો.

### સાચૂં સ્વપ્ન,

મહાકવિ ભાસના **स्वप्नवासवदत्त** નાટકનું સમશ્લોકી ભાષાંતર,

ભાસ સંબંધી વિવેચન સાથે,

છપાય છે.

---



કવિશ્રી ભાલણ કૃત

### કાદંબરી,

ઉત્તર ભાગ;

મહાકવિ બાણ અને ભાલણના જીવનચરિત્ર સાથે,

હવે પછી.

## કેશવલાલ હર્ષદરાય ધ્રુવનાં પ્રસિદ્ધ થવાનાં પુસ્તકો.

### સાચું સ્વપ્ન,

મહાકવિ ભાસના **સ્વપ્નવાસવદત્ત** નાટકનું સમશ્લોકી ભાષાંતર,

ભાસ સંબંધી વિવેચન સાથે,

છપાય છે.

---



કવિશ્રી ભાલણ કૃત

### કાદંબરી,

ઉત્તર ભાગ,

મહાકવિ બાણ અને ભાલણના જીવનચરિત્ર સાથે,

હવે પછી.



ભાલણ કૃત કાદંબરીની હાથપ્રત.

સાંક પત્ર ૧, લીટી ૧-૨; નિરંક પત્ર ૮૦ આખું; અને સાંક પત્ર ૧૨૬, લીટી છેલ્લી ચાર.

# પ્રસ્તાવના.

બાણ અને પુલિનની कादम्बरी જગતના ચિત્ર સાહિત્યમાં ઊંચું સ્થાન ભોગવે છે. એ ગદ્ય કાવ્યનું કોઈ પણ ભાષામા પદ્યાત્મક પ્રતિબિંબ ઊતર્યું હોય, તો તે ગુજરાતી જ છે; અને એ પ્રતિબિંબ ઊતાર્યાનું માન કવિ ભાલણને છે. એણે સંસ્કૃત कादम्बरीનો ભાષાબંધ રચી એની પ્રતિનિર્માણશક્તિની પીછાન આપી છે, એના શ્રોતાની રસિકતાની ખ્યાતિ ફેલાવી છે અને ગુજરાત તથા ગુજરાતીનું ગૌરવ વધાર્યું છે.

જે ભાલણે કાદંબરી રચી છે, તેણે જ ભાગવત દશમ સ્કંધ રચ્યો છે. આ ભક્તિશૃંગારની સંહિતા થોડા વખત ઉપર રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ છપાવી બહાર પાડી છે[1]. એમાં રૂપાખ્યાનની વિલક્ષણતા મૂળનું ધ્યાન ખેંચતી નથી. એથી ઊલટું કાદંબરીનું ભાષાસ્વરૂપ સર્વત્ર પુરાણું જોવામાં આવે છે. એક જ કવિની ભાષામાં આવું જુદાપણું કેમ ? એ પ્રશ્નના ખુલાસામાં જણાવવું પડે છે કે બધી એ પ્રતો કંઈ એકસરખી યોગ્યતાવાળી નથી હોતી. દશમ સ્કંધના અનુભવી સંસ્કર્તા જણાવે છે કે એમની એકે પ્રતમાં જોડણીનું નિયમિતપણું છે નહિ. કાદંબરીની હાથપ્રત એકધારી ઇતિહાસસિદ્ધ જોડણીથી લખાયલી છે. એ પ્રત દશમ સ્કંધની પ્રત કરતાં સો વરસ જૂની પણ છે. ઉપરાંત ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે કવિ દલપતરામે કાવ્યદોહનનાં બે પુસ્તકો પ્રસિદ્ધ કરી એવો મત ચાલતો કર્યો છે જે આદિકવિ નરસિંહ મહેતાના સમયથી આજ સૂધીમાં ગુજરાતી ભાષા બંધારણમાં જેવી ને તેવીજ રહી છે, બદલાઈ નથી. એના વિરુદ્ધ રા. રા નવલરામ વગેરે ભાષાશાસ્ત્રના જાણનારાએ ગુજરાતી પણ વિકાસક્રમ અનુસાર બદલાતી આવી છે એવું પ્રસિદ્ધ કર્યું છે અને પ્રેમાનન્દના યુગ પહેલાંની ભાષાને તેની વિશિષ્ટતાને લીધે જૂની ગુજરાતી નામ આપ્યું છે. ભાગવત દશમ સ્કંધના સં-

---

[1] ભાલણનાં કાવ્યો પ્રકાશમાં લાવી લોકપ્રિય કરવાની ખ્યાતિના હકદાર આપણા આ જાણીતા શોધક છે. સપ્તશતી, રામબાળલીલા અને નળાખ્યાનની પ્રસિદ્ધિ એમની ચંચળ કલમથી જ થવા પામી છે. ઉદ્ધવઆવાગમન અને રુક્મિણીહરણ જે પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૧૧ માં છપાયાં છે અને જેને ભાલણકૃત ભાગવત દશમ સ્કંધના આરંભે આપેલા કવિચરિત્રની ટિપ્પણીમાં એઓશ્રી દશમ સ્કંધથી ભિન્ન ગણાવે છે, તે ભાલણનાં સ્વતંત્ર કાવ્ય નથી. એ તો દશમ સ્કંધના પેટામાં પદ ૨૭૧–૨૯૨ માં અને પદ ૩૨૯–૩૪૧ માં આવી જાય છે. એ બેના આરંભમાં મંગળાચરણ નથી તે જ કહી આપે છે, કે ભાલણ એમને સ્વતંત્ર કાવ્ય કહેવરાવવા માગતો નથી.

શોધક પહેલા મતના અનુયાયી છે. વીસ શતકમાં જેમ સંસ્કૃત ભાષા બદલાઈ નથી, તેમ છેલ્લાં પાંચ શતકમાં ગૂજરાતી પણ ઝાઝી બદલાઈ નથી એવો એમનો રૂઢ સિદ્ધાંત છે. ભાગવત દશમ સ્કંધના આરંભે મૂકેલા ગ્રંથવિવેચનમાં અને સાહિત્યમાં આપેલી જાહેરખબરમાં એમણે આ મતનો સ્પષ્ટ ઉદ્ઘોષ પણ કર્યો છે. એ મતની ખુમારીથી રંગાયલાં નેત્રને દશમ સ્કંધની ભાષામાં જૂનાપણાની છાયા જણાય નહિ, એટલે એના સંસ્કરણમાં એ ઊતરવા ન પામે એ સુશ્લિષ્ટ છે. કોઈ સ્થળે પુરાણાપણાની સહેજ છાંટ જોવામાં આવે, તો તેને જોડણીનું અનિયમિતપણું લેખી-સુધારી લેવાનું યોગ્ય લાગે એ પણ સ્વાભાવિક છે. આથી કરીને પણ દશમ સ્કંધના અને કાદંબરીના ભાષાસ્વરૂપમાં મોટું અંતર પડી ગયું છે. એકની વાણી પરિચિત અને બીજાની અપરિચિત લાગે છે. એકનો કર્તા જાણે આપણા સમયનો હોય અને બીજાનો જાણે વીસમી પેઢીએ થયેલા પૂર્વજના સમયનો હોય એવી ભ્રાંતિ ઊપજે છે. તીક્ષ્ણ દૃષ્ટિએ જોનારને તો દશમ સ્કંધમાં પણ કાદંબરીને પડછે મૂકાય એવી કેટલીક પુરાણાપણાની એંધાણીઓ ન ભૂંસાવા પામેલી મળી આવે છે, જે ભાલણના સમયની ભાષાના થરનું દૃશ્ય તેના આગળ અદ્ભુત રીતે ખડું કરે છે.

કાદંબરીની એક જ હાથપ્રત વિદ્યમાન છે. એ રત્ન હાલ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીના ભંડારમાં સંગૃહીત છે. આ મૂલ્યવાન પ્રત શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ પાસેથી ઈ. સ. ૧૮૬૪ ના સપ્ટેમ્બરની પંદરમી તારીખે છ રૂપિયા આપી સોસાઇટીએ ખરીદી લીધી હતી, તે કારકુન મીરખાન ઈસણખાનના હાથે કાદમ પરીના નામે સોસાઇટીના ચોપડે નોંધાઈ છે.

કાવ્યદોહનનું પહેલું પુસ્તક ત્રણ ભાગમાં બહાર પડી ચૂક્યું અને બીજું તૈયાર થઈ ગયું, તે પછી કાદંબરીની ખરીદી થયાને લીધે એ બે અસલી સંગ્રહોમાં એને સ્થાન મળ્યું નહિ[1]. પરંતુ બીજે જ વર્ષે એટલે ઈ. સ. ૧૮૬૬ માં સોસાઈટીએ ગુજરાતી ભાષાનો ઇતિહાસ છપાવ્યો તેમાં લીધેલા ટૂંકા ઊતારાથી એ અંધકારમાં રહી ગયેલું રત્ન પહેલવહેલું પ્રકાશમાં આવ્યું. એની બીજી વારની જાહેર નોંધ રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ ઈ. સ. ૧૮૮૫ ના જાન્યુઆરી માસમાં એમની કાદંબરીની પ્રસ્તાવનાને છેડે લીધી છે એમને માટે મેં સોસાઇટીની અસલ પ્રત ઉપરથી ઈ. સ. ૧૮૮૩ ના અરસામાં નકલ કરાવી મોકલી હતી.

સાહિત્યના સદ્ભાગ્યે બચેલી આ પ્રત બ્રાહ્મણ લહિયાને હાથે સુંદર વહીવટી અક્ષરે લખાયલી છે. એનાં કુલ એકસો છવ્વીસ પત્ર છે. આખો ગ્રંથ પાંચ હજાર શ્લોકનું પૂર છે. એની પ્રતિકૃતિ આ સાથે આપવામાં આવી છે, તે જોવાથી અક્ષરનો મરોડ અને લખ્યાસાલ વગેરે હકીકત જણાઈ જશે; તેની સાથે લહિયાની કુશળતા અને અકુશળતાનો પણ કંઈક ખ્યાલ બંધાશે. લેખક સંસ્કૃતનો અનભિજ્ઞ છે, ગૂજરાતી

---

1 કાવ્યદોહન પુસ્તક પહેલું ઈ. સ. ૧૮૬૨ માં અને કાવ્યદોહન પુસ્તક બીજું ઈ. સ. ૧૮૬૫ માં છપાઈ બહાર પડયું હતું.

ધંધાજોગું જાણે છે અને તેના જૂના સ્વરૂપનો અજાણ્યો નથી. એણે નકલ કરતાં કેટલેક સ્થળે જાણ્યેઅજાણ્યે અસલને પોતાના જમાનાની વાણીનો પટ આપ્યો છે. પરંતુ જૂનાં રૂપ જળવાઈ રહેલાં એટલાં બધાં છે, કે તેને આધારે આ વિકૃત રૂપનો ઉદ્ધાર કરવો સ્હેલ છે. ઓછા જ્ઞાનને લીધે ક્રિય [ ૩,૨૧ ], આશ્ચર્યં [ ૫,૨ ], યોગ્ય [ ૭,૨૦ ], પેહ [ ૨૦,૧૭ ], ચ્યંન [ ૨૮,૨૦ ], ઋદ્દિ [ ૪૩,૧૯ ], સેંઅંદ્રી [ ૪૬,૧૨ ] અને એવી બીજી ભૂલો તેનાથી થઈ ગઈ છે, તે તો વિચારવા ન રહી સુધારી જ લીધી છે; અને એમ કરવામાં કંઈ અઘટતી છૂટ લેવાઈ હોય એમ હું નથી ધારતો. શ્રીમદ્ભાગવતના બાર સ્કંધ પાડવામાં આવ્યા છે. એ સ્કંધ બોલને બદલે સ્કંદ લખાયલો કે છપાયલો કોણ સુધારી નથી લેતું?

કાદંબરીનો આ પૂર્વ ભાગ ત્રીસ વરસથી માથે લીધેલી જવાબદારીનો ભાર અર્ધો ઓછો કરે છે. ભાલણ અને બાણ વિશે જે બે બોલ કહેવાના છે, તે ઉત્તર ભાગમાં આપી સાહિત્યઋણથી હવે વેળાસર મુક્ત થવા હું આશા રાખું છું. દરમ્યાન, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કાદંબરીની હાથપ્રત મને વાપરવા દીધી છે તથા કાદંબરી છપાવવાની મને રજા આપી છે તે માટે, તથા હાથપ્રતની ખરીદીને લગતી માહીતી પૂરી પાડી છે તે માટે, તે સાહિત્યપોષક સંસ્થાનો હું આભારી છું. વળી કવિ ભાલણની પુરુષોત્તમ મહારાજના નામથી પરમહંસદશાની મૂર્તિ જે ગૃહસ્થના પરિશ્રમથી દર્શનાર્હ સ્વરૂપમાં ગ્રંથારંભે આપવા હું શક્તિમાન થયો છું તેનો પણ અહીં આભાર માનૂં છૂં.

અપ્રસિદ્ધ સાહિત્ય પ્રસિદ્ધ કરવાની ગુજરાતના પરમહંસ રાજાની શ્રેયસ્કર યોજનાના પ્રતાપે ભાલણનો આ ભાષાગ્રંથ બહાર પડે છે, તેના આશ્રયે મને પણ શબ્દવિદ્યાના પ્રદેશમાં માતૃભાષાની સેવા બજાવવાની તક મળે છે. સારાની સારપ વિલક્ષણ હોય છે. ઇંદ્ર રાજા જ્યારે મ્હેર કરે છે અને અમૃતની વૃષ્ટિ વરસાવે છે, ત્યારે સૃષ્ટિની વાડી નવપલ્લવ બને છે અને તે ભેગી કાંટાની વાડ પણ ખીલે છે. ભાલણ કાદંબરી તે સાહિત્યની સૃષ્ટિની વાડી છે અને સમજૂતી તે એની વાડ છે. નંદન વનના એક ભાગમાં બાણ ભટ્ટે પ્રથમ આ વાડી ઉછેરી હતી. પછીથી એ વાડીને શ્રીકૃષ્ણચરિત્ર ગાનાર ભાલણે પૃથ્વી પર આણી હતી. એની વાડ કરવાનું કામ હાલ વનમાળીને માથે આવતાં તેણે તેમાં અમરફળનાં બી આડાંઅવળાં વેર્યાં છે, એવી ઉમેદથી કે વાડીની રસાળ ભૂમિના પ્રતાપે તે તરત ઊગી તરત ફળે અને વાડીના પ્રેક્ષકોનું તેનાં ફળથી આતિથ્ય થાય. જશ તો કહેવું જોઇયે કે સ્વર્ગીય વાડી ઉછેરનારને છે, તે પૃથ્વી પર લાવનારને છે અને અમૃતની વૃષ્ટિ વરસાવનારને છે.

# અનુક્રમણિકા.

# કાદંબરી.

## પૂર્વ ભાગ.

### કડવૂં ૧.

રાગ કેદારુ.

૫ શ્રીગુરુ, ગણપતિ, બ્રહ્મસુતાનિ પ્રથમિ કરૂં પ્રણામ;
વિઘન રહિત જેણિ ગૂઢ ગ્રંથનુ પૂરણ થાઇ કામ.

ભોજ રાયનિ ભવનિ મહાકવિ પ્રસિદ્ધ પંડિત બાણ;
કાદંબરી કથા કરી ઉત્તમ: પ્રીછિ જે અતિ જાણ.
અનેક ઉપમા, કઠિણ સંસ્કૃત ગદ્ય, પદ્ય ક્યંહીએક;
૧૦ સાહિત્ય સકલ તણી ચાતુરી તેહ માંહાં રચી વિવેક.
અતિ પંડિત જે હુઇ તે પ્રીછિ; તેહનુ નહીં ઉપાય.
મુગધ રસિક સાંભળવા ઈછિ, પણિ પ્રીછી નવિ જાય.
તેહિ પ્રીછવા કારણિ કીધુ ભાલણિ ભાષાબંધ:
સકલ ઉપમા કહી ન જાઇ, કિંચિત કથા સમંધ.

૧૫ રજોગુણિ સરજિ નિ પાલિ સત્વ વૃત્તિ સંસાર,
પ્રેમિ પ્રણમૂં હૂં તે અજનિ, જે તમિ કરિ સંહાર.
વાચ્છાયન કુલિ કુબેર નામિ વિપ્ર હુઉ માહા મુનિ:
વિપ્રવંદિત જેહનાં પદપંકજ સ્પર્શિ કરિ પાવન.

---

૩ 'કડવૂં ૧' એ કડવાને છેડે આપ્યું છે. ૪ રાગનૂં નામ વંચાતૂં નથી. ૫ બ્રહ્મ. પ્રણાંમ. ૬ ગ્રંથનૂં. ૭ ભુવનિ. ૮ જાણ. ૯ સંહસ્કૃત. ૧૧ પંડિત હુઇ. નહી ૧૨ રસીક. ૧૩ કીધો. ૧૫ શરજિ, સત્વવૃત્તિ. ૧૬ પ્રણમૂં તે. ૧૭ નામિ હોઓ ૧૮ યેહનાં. સ્પર્શી.

પુરોડાશિ પાવન મુખ જેહનું, સોમે કરી સુવાસ,
શ્રુતિશાંત કલ્મષ જોઈ કીધુ સરસ્વતીઇ સુવાસ.
મંદિરિ જેહનિ શુક સારિકા ભણિ યજૂ રિચ સામ,
બટુક બાલ શંકિત તે સાથિ ગાઇ ગ્રહી નિ ગ્રામ.
૫ ઉદધિથી જિમ ઇંદુ ઊપનુ, વિનતાથી દ્વિજરાજ,
તિમ તેથી સુત અર્થપતિ એક પ્રગટ હૂઉ શુભકાજ.
અનેક યજ્ઞ કર્યા શુભ તેણિ યૂપ યુક્ત સુવિધાન.
ચિત્રભાનુ સુત તેહનુ સુંદર; શ્રુતિ શાસ્ત્રનૂં જ્ઞાન.
મખ માંડી કીધા બહુ તેણિ; જશ જગિ હવૂં વખાણ.
૧૦ કુલભૂષણ કૂંઅર હુઉ તેહનુ બુદ્ધિસાગર તે બાણ.
તેણિ એહ કથા કાવ બાંધી રસિક રંજવા રીતિ
ચંપકમાલાની પરિ કુહુનિ મનનિ ન કરિ પ્રીતિ?

## કડવૂં ૨.

રાગ આસાઉરી.

૧૫ હવિ સંક્ષેપિ કથા કહૂં, ઉપમા કેટલીએક ગ્રહૂં,
✓ જે લહૂં બુદ્ધિ પ્રમાણિ માહરી રે.

ઢાલ.

માહારી બુદ્ધિ પ્રમાણિ બોલૂં થોડૂં થોડૂં સાર;
પદિ પદનં બંધાણ રચંતાં થાઇ અતિ વિસ્તાર.
૨૦ શૂદ્રક નામિ રાજા હુઉ, સુરપતિની જાણી જોડિ;
આજ્ઞા તેહની કોએ ન લોપિ મોટા મહીપતિ કોડિ.
ચ્યારિ–ઉદધિ–મેખલા મેદિની કેરુ એક જ નાથ;
સામંતક રાજા સવિ જોડિ દીન થકા તે હાથ.

---

૧ પુરોટાશ પાવન મુપ યેહનૂં. ૨ શાંતિ. સરસ્વતી. ૩ રીચ સાંમ. ૪ ગ્રાંમ. ૫ ઉદધીથી યમ. ૬ હૌઉ. ૭ યુપ. ૮ સૃતિ. જ્ઞાંન. ૯ યશ યગિ હવૂં. ૧૦ કૂંઅર – – હોઓ બુધિસાગર તે બાંણ. ૧૨ મંનનિ. ૧૩ 'કડવૂં ૨' એ આપ્યૂ નથી. ૧૪ રાગનૂં નામ નથી આપ્યૂં. ૧૫ કથા સંક્ષેપિ કહૂંઉ. ૧૬ યે. પ્રમાંણિ. ૧૯ પદિ પદ બંધાંણ. ૨૦ એક શૂદ્રક નાંમિ. હોઇઓ. જાંણે જોડ. ૨૧ ઉદધી. મેદની.

કલ્પદ્રુમ સરખુ આશ્રિતનિ; દ્રાવ્ય ઉદધિ સમાન;
કાવ્યકલા રસ જાણિ ઉતપતિ; સકલ શાસ્ત્ર નિધાન;
ધનુષધારી માંહાં જાણી ગુહ ચતુરશિરોમણિ ભૂપ;
અશ્વિનીસુતનાથી અતિ સુંદર જે રાજાનૂં રૂપ.
૫ નામિ નરપતિ ત્રાસ જ પામિ, જે માહા બલિયા જોધ.
શત્રુમંડલીનિ મનિ ભાસિ નરહરિના સમુ ક્રોધ.
સેના બહુ શોભાનિ કાજિ, અવરિ ન આવિ કામિ;
આપ નામ પરતાપિ જેણિ જીત્યા બહુ સંગ્રામ.
મનિ ધરમ, કોપિ યમ, તાપિ પાવક, ધનદ પ્રસાદિ,
૧૦ રૂપિ મન્મથ, બુદ્ધિઇ સુરગુરુ, શશિસમ મુખ આહ્લાદ,
વાણી વેધાપુત્રી, તેજિ તરણિ, મરુત બલમાન,
ભાર સહેવે ભૂ સમ, તોલિ મેરુ મહીધર સ્થાન.
જે રાજા પૃથ્વી અ પાલતિ વર્ણસંકર ચિત્રામિ,
કાવ્ય વિષઇ દૃઢ બંધ, કેશનૂં ગ્રહણ સુરતસંગ્રામિ,
૧૫ કનકદંડ તે છત્ર રાયનિ, સ્વપંન વિષિ વિજોગ,
ધૂજિ ધ્વજા, પરલોક થકી ભય, વાંછિત વસુધાં ભોગ,
શુક સારિકાનિ રક્ષાગૃહ, સારી રમતાં મારિ,
ધૂમિ અશ્રુપાત, ચાપકિ ફેરવતાં હય પ્રાહાર,
શૂલ પ્રસાદ ચંડિકા કેરિ, ગાંધીનિ પણિ કુષ્ટ,
૨૦ સંનિપાત વ્યાકરણ વિષિ તિહાં રોગ નહીં દેહ દુષ્ટ,
મદ માહા ગજનિ, રાગ ગીત માંહાં, ક્રય વિક્રય માંહિ માન,
લોભ ધરમનુ, અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન.

વિદિશા નામિ નગરી નિર્મલ વેત્રવતીનિ તીરિ,
મહીમંડલનૂં જાણી ભૂષણુ; રાજિ કરિ જિહાં ધીર.

---

૧ શરખુ. દ્રવિ ઉદધી સમાંન. ૨ કલાની જાંણિ. શાસ્ત્રનિધાંન ૩ જાંણે. શીરોમણિ. ૪ અશ્વનીસુત. યે. ૫ નાંમિ. પાંમિ. બલીયા. યોધ. ૭ બાહૂ. કાંમિ. ૮ આપ--પ્રતાપિ કરી. બહૂ સંગ્રાંમ. ૯ મને. પ્રસાદ. ૧૦ બુદ્ધિ. ઓલ્હાદ. ૧૩ યે. પ્રથવી. વરણ. ચિત્રાંમિ. ૧૪ દ્રઢ. ૧૫ સ્વપન. વિયોગ. ૧૮ અશ્રુ. ૧૯ પણિ. ૨૦ સંનિ-- ૨૧ ક્રિય. ૨૨ બ્રંહ્મગ્નાન. ૨૩ વિદશા. ન-રી. ૨૪ પૃથ્વીમંડલનૂં જાંણે.

માહા મોટા મંત્રીનૂં મંડલ; સચિવ કરિ સવિ સેવ;
રાજકૂંઅરિ પરવરુ સોહિ જાણી મઘવા દેવ.
ધર્મશાસ્ત્ર વર્ણન પંડિત શૂં કયાહારિ, ગીત મૃદંગ,
નાટક કાવ્ય કથા કયાહારિકિ, મલ્લયુદ્ધ માહારંગ,
૫ કયાહારિ ગજક્રીડા, કયાહારિકિ ફેરવવા તુરંગ:
ઘેટા પારાપત બહુ પંખી રમતા જૂઇ સુરંગ,
પિંગલ કવિતબંધ બહુ જૂઇ, રસ સાહિત્ય વિચારિ,
અલંકાર, અરથ અતિ વંકા; મન માંહાં નાણિ નારિ.
સુહૃદ સંગિ ઇમ દિવસ નીગમિ, તિણિ પરિ રમતાં રાતિ;
૧૦ વપુઇ વ્યાપિ નહીં વસુધાપતિ વિષય તણી તે વાત.
એક દિવસ અવનીપતિ બીહુ પૂરી સભા સુજંન;
નૂતનનલિન રક્તરવિ રાજિ જેહ સમિ શુભ દિંન.
પ્રતીહારી રાજા ભણી આવી, ચંદન લિપ્ત સુવાન,
જાણી શરદ રાજહંસ કરી શ્વેત વસ્ત્ર પરિધાન;
૧૫ પાણિ વેત્ર વશ વર્તિઇ જેહનિ રાજલોક પરિવાર,
અતિશિ ઉગ્ર જામદગ્ન્યના પરશુ તણી શૂં ધાર;
રાજલોક સવિ શીશિ વહિ છિ અંતરિ આણી નેહ.
જાણી મૂરતિવતી આગન્યા રાય તણી શૂં એહ.
સમીપિ આવી નિ શિર નામી કરિ વીનતી બોલી.
૨૦ દક્ષિણથી કોએક આવી છિ, પ્રભુ, દ્વારિ ચાંડાલી;
ઇંદ્રલોકિ આરોહણ કરતાં કુપિત શક્ર હુંકારિ
રાજલક્ષ્મી શૂં ત્રિશંકુ રાની પડી છિ મહી મુઝારિ.
કર માંહિ છિ શુકયુત પંજર; કન્યા કોમલ દેહ.
કાંઈ વીનતી કરવા વાંછિ પ્રભુજી પરતિ તેહ.

---

૧ મા – – ટા મંત્રીનૂં. ૨ જાંણે. ૩ સુધાંગ. ૪ મલ્લ–દ્ધ. ૬ પંક્ષી. જુઇ કુરંગ. ૭ કવિત્ત. બહૂ. વિચાર. ૮ મનમાં નાંણિ. ૯ એમ દીવસ. તેણી. ૧૦ નહી. ૧૧ દીવસ. બિહુ. ૧૨ યેહ. દિન. ૧૩ પ્રતિહારી. ૧૪ જાંણે. ૧૫ પાંણિ. પરવાર. ૧૬ જામદ–---તણી. ૧૭ શારિ આંણી. ૧૮ જાંણી. અંગન્યા. ૧૯ શીર નાંમી. ૨૦ પ્રભ, ૨૧ હુંકાર. ૨૨ રાજલક્ષ્મી જાંણે. રાયની. ૨૩ માહિ. કંન્યા. ૨૪ પ્રભૂજી.

સકલ વિશ્વના રત્ન તણૂં ઇક ઉદધિ જિમ ભાજંન,
આશ્ચર્યરૂપ વિહંગ દીસિ છિ કલાપાત્ર અતિ ધંન.
અખિલ ભુવનનૂં રત્ન જ તમનિ જાણી તે શુક લ્યાવી;
મુખ જોવા ઈછિ, માહારાજા, દૂર થકી અતિ આવી.
૫ વચંન કહી રહી પ્રતીહારી. મહીપતિ કૌતક મંન;
પાર્શ્વવર્તીના મુખ સાંહાંમૂ જોઈ કહિ રાજંન,
શૂં દૂષણ છિ અહીં તેડતાં ? સહૂ કહિ હાકાર.
પ્રતીહારીનિ દીધી આજ્ઞા, મંડપિ તેડુ નારિ.
રાનાં વચન સુણી નિ ચાલી, દ્વારિ ગઈ પ્રતીહારી;
૧૦ મંદિર માંહિ તેડી આવી તવ માતંગકુમારી.
માતંગીઇ મહીપતિ દીઠુ નરપતિ સહસ્રિ મ્યલિઉ,
જાણી મેરુ મહીધર સકલિ મ્યલી રહુ છિ ભલિઉ.
કનકશૃંખલાઇ દૃઢ બાંધી મણિદંડિકા ચ્યારિ;
શ્વેત દુકૂલ તણુ ચંદૂઉ (ગજમુક્તાફલ હાર)
૧૫ ગગનનદીનાં ફેનપટલ શૂં; હેઠલિ સિંહાસંન;
સ્ફટિકપાદુકા વામ પાદ ધરી રા બીઠુ શુભતંન.
ઇંદ્રનીલમણિ અવનીની દ્યુતિ પદનખ દીસિ શ્યામ:
જાણી રિપુનિશ્વાસ કરી નિ મલિન પ્રભા પ્રણામિ.
આસન પદ્મરાગનિ કિરણિ રક્ત ઉરિ અતિ રાજિ,
૨૦ જાણી હરિ મધુ કૈટભ મારી રુધિરઅરુણ ઉર ભ્રાજિ.
અમ્રતફેન ધવલ ગોરોચન ચિત્રિત વિહગ વસંન
હેમદંડ ચંમર સંયોગિ જાણી નર્તિ પવંનિ.
મુક્તામાલાઇ મુખ શોભિ જાણી ઉડુગણિ ઇંદુ;
ઉપમા જાણી કલંકકલા ઇમ કુંકુમતિલક સુબિંદુ.

૧ એક ઉદધી ચમ. ૨ આશ્ચર્ય. ૩ ભુવનનૂ. જાણી ૪ મુષ. માહરાજા. ૫ વચન. પ્રતિહારી. ૬ પારશ્વવર્તીના મુષ. ૮ આગ્ન્યા. તેડો. ૯ શુણી નિ—લી. પ્રતિહારી. ૧૧ સહસ્રે મ્યલીઉ. ૧૨ જાણે. સકલ. ભલીઉ. ૧૩ શૃંષલાઇ દ્રઢ. ૧૪ તણો. ૧૫ જાંણે ગગન. પટલ તે હેઠલિ. ૧૬ વાંમ. બિઠુ. ૧૭ નષ. શાંમ. ૧૮ જાંણે. મલીન. પ્રણાંમ. ૧૯ કિરણે. ૨૦ જાંણે હરી. રુધીર ૨૧ અમૃત. વિહંગ. ૨૨ ચમર. જાંણે નૃતિ પવંન. ૨૩ મુષ. જાણે ઉડગણ. ૨૪ જાંણે. કુંકુમ.

ઇંદ્રનીલ કેયૂર કરિ જાણી ચંદનલુબ્ધ ભુજંગ,
ચપલ રાજલક્ષ્મીનિ બંધન નિગડકટક શૂં અંગ.
કમલ નયન નિ કાનિ કુંડલ, મસ્તકિ માલતી માલ;
બંદી જન બહુ શુભ સ્તવિઇ; ઇમ બીઠુ છિ ભૂપાલ.
૫ રહી વેગલાં વાંસાઇ તવ મનિ વિમાસી વાત
વંશલતા કરિ લેઈ કીધુ કૃત્રિમ ભૂમિઇ ઘાત.
શબ્દ સાંભલી સાથ સહૂ તે શ્યામા સાંહાંમૂં જોય,
તાલ શબ્દથી યૂથ કરીનૂં ચકિત થયા વિધિ હોય.
ધવલવસ્ત્ર ચાંડાલ શુભાકૃતિ સુંદરી કેરિ સાથિ;
૧૦ કનકશલી શુકનૂં ઇક પંજર પુરુષિ અણ્યૂં છિ હાથિ.
શ્યામવર્ણ સ્ત્રી; નીલાંબરતું પિહિરણિ પાઈ રલતુ
( રક્ત વસ્ત્ર એક ઉપરિ ઊઢ્યૂં ) વેષ વપૂ શુ ભલતુ.
દંતપત્ર એક કર્ણિ ધરિઊ લીલાગતિ કરી લોલ;
તેહ પ્રભાઈ ધવલ જ દીસિ શ્યામા સુભગ કપોલ.
૧૫ ગોરોચનનૂં તિલક કર્યૂં, જાણી ત્રીજૂં લોચંન.
જાણી ભવાની ભીલીવેષિ ક્રીડા કરતાં વંનિ;
અથવા હરિની દેહપ્રભાઈ લક્ષ્મી ભાસિ શ્યામ;
અથવા રતિ હરનયન ધૂમ તનુ કૃષ્ણ દહતા કામ.
કર પદ અરુણ કમલ કરી રાજિત; શોભઇ જાણી જમુના
૨૦ રામહલિ આકર્ષણભયથી ત્રાકી આવી વિમના.
અતિશિ અરુણ અંગુલીની છવિ નખ રાતી ઘુતિ મંડી;
મારી મહિષાસુરનિ રુધિરિ જાણી શૂં એ ચંડી.
મુક્તાફલનુ હાર કંઠ માંહાં; દેહી સામલરંગ;
જાણી શૂં કાલિંદી શંકા કંઠિ વિલાગી ગંગ.

---

૧ જાંણે. ૨ કાંને. ૪ બહૂ સૂભ, બિઠું ૫ વાંમાઇ. મંતિ વિમાશી. ૭ શાંમા ૧૦ શૂકનૂં એક. ૧૧ શાંમ. પાએ ૧૨ ઊઢ્યૂં વપૂં ૧૩ કરણે ધરીઉ લીલાં. ૧૪ શાંમા શુભગ. ૧૫ જાંણે. ૧૬ જાંણે ભવાંની. વંન્નિ. ૧૭ શાંમ. ૧૮ જાંણે રતિ. કાંમ. ૧૯ શૂંભઇ. જાંણે યમુના. ૨૦ આકરષણભિથી. ૨૧ નષ. ૨૨ મહીષાસુરનિ. જાંણે. ૨૩ માહાં. શાંમલ. ૨૪ જાણે. કાલંદી.

કરિ કંકણ, કાંચી કટિ સોહિ; મોહિ મુનિ સંન્યાસી;
સદ્યપ્રકટયૌવન વય સુંદર; અવરિ નારિ જાણી દાસી.
દેખી રૂપ ભૂપ મનિ વિસ્મય. અહો વિધાતા મૂઢ
નીચ નાતિની રચના માંહાં શ્રમ કીધુ એવડુ પ્રૂઢ !
૫ જાણી ઈ છિ અલૌકિક રૂપિ, રચતાં એ તન્વંગી
બ્રહ્મા કામબાણથી બીહીના, તિણિ સરજી માતંગી.
અથવા કોમલ કાયા એહની કઠિણ સ્પર્શ કિમ સિહિશિ ?
સ્પર્શદોષ જાણી નિ એહથી અલગા જાણ્યૂં રિહિશિ.
ધિક્ક વિધાતા ! મૂરખ નિશ્ચય, રચી ન જાણ્યુ જોગ !
૧૦ અસંભાવ્ય રૂપ શૂં સરજ્યૂં, જેહ જોગ નહીં ભોગ?
એહવૂં રહુ વિમાંસિ રાજા વલી વલી વિસ્મય પામી.
પ્રગલ્ભાની પિરિ ગર્વિં કિંચિત નારિ રહી શિર નામી.
કુટ્ટિમ ઉપરિ કામિની બીઠી. પુરુષ જઈ રા પાસિ
( કર માંહાં કીર સહિત છિ પંજર ) વાણી વદિ પ્રકાશ.
૧૫ સ્વામી ! એ શુક સકલ શાસ્ત્ર નિ રાજનીતિ અતિ જાણિ;
અતિ ઇતિહાસ કથા કહિ ઉત્તમ; વેદ પુરાણ વખાણિ;
ગીતશ્રુતિ સાહિત્ય કાવ્ય લહિ નાટક નિ અલંકાર;
નૃતન રચિ ભણાવિ સમ્યક સુભાષિત સંચાર;
વીણા વેણુ મૃદંગ વાદ્ય સવિ જાણિ નૃત્ત પ્રયોગ;
૨૦ ચિત્રકર્મ નિ દ્યૂત કુશલ છિ કુપિત નાયિકા યોગ;
ગજ હય સ્ત્રી નિ પુરુષનાં લક્ષણ, ભૂતલરત્નલલામ
વિદ્યા સર્વ વિશેષિ પ્રીછિ; વૈશંપાયન નામ.

---

૧ સંન્યાસી. ૨ જાંણે. ૩ દેષી. ૪ નીંચ નાતિની. માહિ. એવડુ શ્રમ કીધુ. ૫ જાંણી ચ્છિ ૬ બ્રંહ્મા. બાંણથી. તેણિ શરચી. ૮ જાણ્યૂં. ૯ ધિક. મૂરષ. જાણ્યુ યોગ. ૧૦ રુપ શૂં સરચ્યૂં યેહ સ્યોગ્ય. ૧૨ પ્રગલ્ભાની. નાંમી. ૧૩ ઉપરિ કાંમિની બિઠી. પાશિ. ૧૪ કરમા. સહીત. વાંણી. ૧૫ એક શુક. જાંણિ. ૧૬ અતિહાસ. પુરાંણ વખાંણિ. ૧૭ કાવ્ય બહુ નાટક અલંકાર. ૧૯ જાંણિ નૃત્ર. ૨૦ નાયકા. આ શબ્દ ઉપર મથાળાના કોરા ભાગમાં અસલના જ મરોડમાં नायिका सनाथवानु योग એવૂં ટિપ્પણ છે. ૨૧ પુરુષનાં.

સર્વ રત્નના ભોક્તા તમનિ જાણી સ્વામી માહારિ
પુત્રી પંખી ગ્રહી પાઠવી ભૂપતિ ! ભવનિ તહ્મારિ.
સ્વામી ! શુક એ કરુ આપણુ પ્રીતિ પંજર રાખી.
રા આગલિ મેહેલી ગ્યુ અલગુ અંત્યજ એહવું ભાખી.
૫ શુક સન્મુખ થઈ પૃથ્વીપતિનિ ઊંચુ દક્ષિણ ચર્ણુ
કરી જય જય કહી ભણી આ આર્યા સ્પષ્ટ મનોહર વર્ણ.

આર્યા.

અવિરલ આંસુસ્નાનઇ વિયોગપાવક પડી નિરંતર ઇ
તવ રિપુતરુણી કુચયુગ વિમુક્તાહાર વ્રત આણસરઇ.

૧૦ ઢાલ ચાલૂ.

રાય સાંભલી હર્ષ નિ વિસ્મય પામિ. વૃદ્ધ પ્રધાન
કનકાસનિ પાસિ બીઠુ 'તુ કુમારપાલ અભિધાન.
અતિશિ વૃદ્ધ. નીતિ અતિ જાણિ. તે પરતિ રા બોલી.
વર્ણોચ્ચાર નિ શબ્દમધુરતા નહીં કો એહનિ તોલિ.
૧૫ માણસની પરિ સ્ફુટ અક્ષરથી ભણી આર્યા એક.
પંખી જાતિનૂં આશ્ચર્ય દીસિ; વિદ્યા જાણિ વિવેક.
અહાર નિદ્રા ભય નિ મૈથુન પશુ પંખીનિ જ્ઞાન;
એહ તણી ચતુરાઈ અધિકી જોતાં વચનનિધાન.
વચંન સુણી સચિવ એમ ભાખિ મંદ કરી નિ હાસ્ય.
૨૦ શુક સારિકા સાવિત્ર માંહિ બોલિ પટુ પ્રકાશ.
સંગતિથી સાંભલ્યૂં શીખવ્યૂં જન્માંતર સંસ્કાર;
અહીં આશ્ચર્ય નહીં અવનીપતિ ! નિશ્ચય કહૂં નિરધાર.

---

૨ પંક્ષી. ૩ રાષી. ૪ ભાષી. ૫ સન્મુષ. પ્રથ્વીપતિનિ ઉંચુ કરી દક્ષણ. ૬ 'કરી' નથી. જય (૨) કહી. ૭ આર્યાનુ અર્થ. ૮ સ્નાન વિયોગ. પડી પ્રતિદિન કરઇ. ૯ રીપુ. ૧૦ 'ઢાલ ચાલૂ' છે નહિ. ૧૧ પરધાંન. ૧૨ બિઠુ. ૧૪ વર્ણોચ્ચાર શબ્દ. નહી. ૧૫ અક્ષર ભણી. ૧૬ પંક્ષી જાતિનૂ આર્શ્ચર્ય. જાણિ. ૧૭ આહાર. પંક્ષીનિ. ૧૮ ચતુરાઇ. ૧૯ શુણી. ભાષિ. ૨૦ માહિ. ૨૧ શીષવ્યૂં. ૨૨ આર્શ્ચર્ય નહી.

અગ્નિશાપથી હવી એહવી સુંદર શુકની વાણી.
( કુમારપાલ કહિ ) રાજાજી ! વાત આદિ એમ જાણી.

એણી પરિ પરશંસા કરતાં સમય થયુ મધ્યાહ્ન.
સભા વિસર્જી નિ રા ઊઠ્યા કરવા કારણિ સ્નાન.
૫ દિનકર માથા ઉપરિ આવ્યુ. પડહ શંખ ધ્વનિ વાજિ.
શીખ માગતાં સવિ શિર નામિ; રાજલોક અતિ રાજિ.
જય જય શબ્દ વદિ બંદી જન; અન્યોઅનિ કરિ સાદ;
નગરનાયિકા ચરણ ભરંતાં નૂપુરનુ અતિ નાદ;
માલા થકી મધુકર ઊડિ, તેહ કરિ ઝંકાર;
૧૦ કેયૂર વલય પડિ પૃથ્વીઇ; શબ્દ ઊપજિ સાર.
મંગલપાઠ પઢિ કો પાસિ; જય જીવ કો ભાખિ;
કોલાહલ થાઇ તિહાં અતિ ઘન. કો દર્પણ લેઈ દાખિ.

સીમાઢા સવિ શીખ માગતાં નરપતિ નામિ શીશ.
તાંબૂલવાહિની દાસી પરતિ ઇણી પરિ બોલિ ઇશિ,
૧૫ વૈશંપાયન લેઈ વેગિ અંતેઉરિ માંહાં જાઉ.
માતંગીનિ કહિ માહારાજા, તહ્મો ઊતારિ થાઉ.
ઇમ આદેશ દેઈ અવનીપતિ, અતિ મન માંહાં ઉલ્હાસ,
સંગિ રાજસુત જે મનમાન્યા, આવ્યુ વેગિ અવાસિ.
ભૂષણ સવિ ઊતાર્યાં ભૂપતિ; નિર્વિકાર અતિ ભાવ્યુ;
૨૦ હેમદ્રોણી ગંધોદક પૂરણ સ્નાનશાલાઇ આવ્યુ.
સેવા કરવા બહુ સાહેલી, કનક કલશ કરિ નીર.
સ્ફાટિક મણિ બાજુટિ રા બીહુ શોભિ સુભગશરીર.
ઊતારી નિ કંકણ કુંડલ પરિકર બાંધી પામિ,
ચતુર અંગના અંગ જ ચોલિ; એક રહી જલ નામિ.

---

૧ શાપથી એહનિ એહવી. શુકનિ વાંણી. ૩ પરસંસા. થયું મધ્યાંન્ન. ૪ વિસરજી. સ્નાંન. ૫ શંષ. ૬ શીષ માગંતાં. નાંમિ. ૭ જય(૨) શબ્દ. અન્યોઅનિ સાદ. ૮ નાયકા. ભરંતા. ૯ મધૂકર. ૧૧ પાટ. ભાષિ. ૧૨ દાષિ. ૧૩ શીમાઢા. શીષ. નાંમિ શીસ. ૧૪ તાંબૂલવાહની. ઇશ. ૧૬ થાઓ. ૧૭ આદેસ દેઇ. મનમાં. ૧૮ રાય. યે. મનમાંન્યા. ૨૦ સ્નાંન. ૨૧ કરવા નિ બહૂ. કરી. ૨૨ બિહું. ૨૩ પરકર. ૨૪ નાંમિ.

ઉન્નત કુચમંડલ અતિ રાજિ; કાયા કાંઈ પરસેવી;<br>
ભામિની ભૂપતિ પાસિ ભાસિ જાણીઇ શૂં જલદેવી.<br>
મરકત રજત કલશ સ્ફાટિકના, ગંધોદક તે ભરિઆ,<br>
શીતલ ઉષ્ણ નીર તીરથનાં, સાહેલી કરિ ધરિઆ.<br>
૫ એક કહિ, રહી કાં અલગી? એટલા માંહાં શૂં થાકી?<br>
એક કહિ, ના, એ અતિ શીલી પ્રમદા છિ અતિ પાકી.<br>
પટહ ઝલ્લરી વીણા વાજિ મૃદુરવ વેણુ મૃદંગ;<br>
મજ્જન કરતાં શબ્દ શંખના; અમિઅ શ્રુતિ ઉપંગ.

અંગવસ્ત્ર આણી નિ આપ્યાં ઉજ્જવલ અતિ પરિધાન,<br>
૧૦ મણિધર કંચુક સરખાં કોમલ શિરવેષ્ટનનિ સ્થાનિ.<br>
ચડી પાવડી પદ્મરાગની, ચરણ થકી ન જણાય,<br>
સૂરજ અર્ઘ્ય દેઈ નિ આવ્યુ દેવભવન માંહિ રાય.<br>
પશુપતિની પૂજા તિહાં કીધી, વર્ણોચિત સવિ કર્મ.<br>
બાવનચંદન લેપન અંગિ; જાણિ પરતક્ષ ધર્મ.

૧૫ કુસુમ માલતી કરી અંબોડિ, કંઠિ મનોહર માલા,<br>
મનમાન્યા રાના સુત સાથિ આવ્યુ ભોજનશાલા.<br>
ખટરસ ઉત્તમ ભક્ષ્ય ભોજ્ય નિ લેહ્ય પેય, સવિ શાક,<br>
આસ્વાદન આનંદિ કરી કરિ વિવિધ અંન જે પાક.<br>
આરોગી શુદ્ધ આચમન કીધૂં; પાન પૂગ રંગબીડી;<br>
૨૦ પ્રાણી પૂરણ સવે કરાવ્યા પર્યંત કુંજર કીડી.

પ્રતીહારીનુ પાણિ ગ્રહી રા આવ્યુ શયન પ્રદેશ.<br>
શય્યા સુવર્ણ તણી તલાઈ, હંસતૂલિકા એશ;<br>
પરકર પુષ્પ તણો બહુ પાખલિ; ભીતિ બહુ ચિત્રામ;<br>
ધૂપ અગરના, ગંધ મનોહર; વિવિધ સજાઈ ઠામ.

---

૧ કાઇ. પરશેવી. ૨ ભામિનિ. જાંણીઇ. ૩ ભરીઆ. ૪ સવિ સાહેલી. ધરીઆ. ૫ માહાં શ. ૮ શંપના. અલિઅ મૃતી ઉપંગ. ૯ આંણી. પરિધાંન. ૧૦ શરપા. સ્થાંનિ. ૧૧ ચર્ણ. ૧૨ સૂરય. ૧૪ જાંણે. ૧૭ પટ. ભક્ષ. પેહ. ૧૮ આસ્વાદન કરિ આનંદિ વિવિધ અંન યે પાક. ૨૦ સવિ પૂરણ. ૨૧ પાંણિ. ૨૩ બહૂ પાપલિ. બહૂ. ૨૪ વિવિધ.

શયન કર્યૂં સુખશય્યા સ્વામી; ચરણ તલાંસિ દાસી;
રાજપુત્ર કરિ મંત્ર વારતા સમિ સુબોલ પ્રકાશી.
ઇણી પરિ મહૂરતમાત્રક રાજા શય્યા કરી વિશ્રામ
પ્રતીહારીનિ પાસિ તેડી શીખ દીધ ઇમ સ્વામિ,
૫ (કથા પૂછવાનૂં કુતૂહલ મનિ આવ્યૂં માહારાજ)
વૈશંપાયનનિ અહીં આણુ. કહ્યૂં દાસીનિ કાજ.
અપારિ, સ્વામી, કહી પ્રતીહારી ભવનિ કરી પ્રવેશ
રાણીનિ જઈ કરી વીનતી, શુક માગિ છિ નરેશ.

## કડવૂં ૩.

૧૦ રાગ રામગ્રી.

તિહાર પછી મહૂરતમાત્ર છ ઇક વૃહંદલ તે વૃદ્ધગાત્ર છ

ઢાળ.

વૃદ્ધગાત્ર કંચુકી, પિહિર્યું શ્વેત અંબર સાર,
પલિત મસ્તક, ચાલિઉ રાજા ભણી તેણી વાર.
૧૫ મંદ મંદ પગલાં ભરિ હેમવેત્ર ધરી પાણિ,
કાયા કાંઈએક નમ્ર છિ નિ વદિ ગદગદ વાણિ.
પંજર પ્રતીહારી ગ્રહ્યૂં; આવિઆ રાનિ પાસિ.
કંચુકી કરી વીનતીઃ–'સ્વામી! શુણુ ઉલ્હાસિ.
રાણી શુક ન્હવરાવિઉ; નિ કરાવ્યૂં ભોજંન;
૨૦ લેવા આવી પ્રતીહારી; મોકલ્યુ છિ, રાજંન!'
કહી એહવૂં તે વલિ. પામી નિ પંખી અનુપ
વૈશંપાયન નિ વલી પૂછવા લાગુ ભૂપઃ-

---

૧ શય્યા શયન કર્યુ સુષ સ્વામી. ૨ મંત્રીપુત્ર કરિ વારતા. ૩ એણી. માત્રકે. ૪ શીષ; સ્વાંમિ. ૫ મંનિ આવ્યું. ૬ અહી આંણુ. ૭ ભુવનિ. ૮ માગિ નરેશ. ૯ 'કડવૂં ૩' છે નહિ. ૧૦ રાંમગ્રી. ૧૩ સ્વેત. ૧૪ પલીત. ચાલીઉં. ૧૫ પાંણિ. ૧૬ વાંણિ. ૧૭ આવીઆ. પાશિ. ૧૮ કંચૂકી કરિ એમ વીનતી. ઉલ્હાસ. ૧૯ રાંણીઇ. નવરાવીઉં, ૨૧ એહવૂં કહી નિ તે વલિં નિ પાસિ પંક્ષી અનૂપ.

'કહુ, કાંઈ અંતર્ગૃહ માંહાં કીર! કીધૂં ભક્ષ?'
વિહગ વાણી બોલિઉ:–' સાંભલુ, રાય, સમક્ષ.
પિકનાં લોચન સરખુ સુંદર નીલરક્ત સુવાન
જંબૂફલ રસ મધુર કંઈ ઇછાઇ કીધુ પાન.
૫ આંમલી સહકાર ફલ આરોગિઆં મિ, નાથ!
રાણીઇ ખવરાવિઆં પ્રેમિ ગ્રહી નિજ હાથિ.'

વચન એહવાં સાંભલી વલી રાય પૂછિ વાત:–
'જન્મ તહ્મારુ કુણુ દેશ નિ કુણુ જનની તાત?
કેહી પિરિ તહ્મો ઊપના નિ કુણિ કીધૂં નામ?
૧૦ વેદ શાસ્ત્ર કિહાં શીખ્યા નિ કલા કીહિ ઠામિ?
જન્માંતરનૂં કારણ કે વડ વિપ્રનૂં વરદાન?
વય થયૂં તમ કેટલૂં? કિમ આવ્યા આણિ સ્થાનિ?
પિહિલૂં તહ્મો કિહાં રહ્યા'તા? કિમ પંજર માંહિ બંધ?
કુણુ કારણથી થયુ ચાંડાલ શૂં સંબંધ?'
૧૫ પ્રેમ પ્રશ્ન તે ભૂપનાં સાંભલી કિહિ છિ કીર:-
કથા મોટી માહરી; કેટલીક કહૂં હૂં, વીર!

કૌતુક હુઇ, તુ સાંભલુ જી થઈ અનિ સાવધાન.
એક સુંદર દેશ છિ વિંધ્યાટવી અભિધાન.
પૂર્વ પશ્ચિમ સાગર; વલી મધ્ય દેશનુ અલંકાર;
૨૦ જાણી મહીનિ મેખલા કટિ તટિ છિ શણગાર;
વનગજ મદિઇ સિક્ત તરુ જાંહાં; સદા પ્રકટ વસંત;
રક્ત પલ્લવ શોભતા; અલિયૂથ પ્રેમિ વસંત;

---

૧ કહુ મુઝ કાંઈ અંતરગૃહ માંહિ. ૨ વિહંગ વાંણી બોલીઊં. ૩ સરખુ સુંદર. સુવાંન. ૪ કાઈક ઇછાંચિ. પાંન. ૫ સહકાર દ્રાપ આંબિલી ફલ આરોગીયાં. ૬ રાંણીઇ ખવરાવીયાં. ગ્રહી નિ હાથિ. ૯ કીધૂ નાંમ. ૧૦ શીખીયા. ૧૧ વરદાંન. ૧૨ વિય. આંણિ. ૧૩ કિંમ. ૧૪ સમંધ. ૧૫ પ્રસ્ન. ૧૭ કઉતક. સાવધાંન. ૧૮ વંધ્યાટવી અભિધાંન. ૧૯ પશ્ચમ. મધ્યદેશ અલંકાર. ૨૦ જાંણીઇ. ૨૧ તરૂ જિહાં. ૨૨ પ્રેમ.

કીરિ કરડી નાંખિઆં દાડિમી ફલ મહી માંહિ,
ગુંજા ફલના પ્રકર જાણી પડયા છિ અતિ ત્યાંહ;
ચપલ કપિ. ક્રીડા કરિ નિ ફરિ કોટિ કુરંગ;
પંથીઇ જિહાં સાથરા પાથર્યા પત્ર લવંગ.

૫ શાલ, તાલ, તમાલ, તુંડી, ભંડી, માલ, પ્રિયાલ;
ગિરિમાલા દીસિ ભલા રે પૂઠ તેહ રસાલ;
અગથિયા, આંબા, અશોક, અખોડ, અગર, અંજીર,
ફણસ, ફોફલ, ફાલસાં, કંકોલ, ફૂટ, કરીર,
કેસર, કરણી, કેતકી, કુંદ, કુરવક કહ્લાર,
૧૦ બકુલ બોરસલી, વલી મુચકુંદ, મદન, મંદાર,
શવનિ, શીસવિ, સરલ, સાદડ, સાલડી નિ સાગ,
પલાશ, પાડલ, પીપલા, પરપનસ નિ પુન્નાગ,
બિલ્વ, બદરી, બીજઊરી, બીજક બહુ, બદામ,
ચંદન દ્રુમ નિ ચારુલી ચારવી, ચંપક, શ્યામ,
૧૫ નાલિકેરી, નાગકેસર, તિલક નગ, નારંગ,
જાય, જંબૂ, માલતી, માધવી, મધૂક, વિડંગ,
વિકંકત, વટ, વરુણ નિ વલિ દાડિમી, દેવદાર,
સરગુઆ, શીમલિ, ધવ, ભિલામ, કોવિદાર.
પત્ર મેચક શ્વેત સુમનસ વલિ વૃક્ષ વિકાસ,
૨૦ જાણીઇ ઉડુગણ ઉદિ થ્યા અન્ય શું આકાશ.
મુક્તાફલ નિ દંત લોભિ હસ્તી હણઈ નિષાદ.
જાણીઇ શું જમપુરી છિ, પ્રાણી પામિ વિષાદ.

ખડગ, શિલીમુખ, સિંહનાદિ ભયંકાર અપાર,
રક્તચંદન મહિષ યુત, કાત્યાયની આકાર.
ગજઘટા ચમરિ કરી જે રાજનીતિ સમાન.
જાણીઇ શૂં જાનકી, લવ કુશ કરી સંતાન.
૫ શરસમૂહિ વ્યાપ્ત, જાણી સમરભૂમિ સુધંન.
વૃક્ષ વાનર ચડિ છિ, જાણીઇ પતાકા અર્જુન.
વેત્રલતાઇ કિંહીએક દુર્ગમ જાણી રાજદ્વાર.
વિરાટનગરી જાણીઇ શત કીચક જેણિ ઠારિ.
દર્ભ ચીર નિ જટા વનકલ ધારણિ જેણિ ઠામિ
૧૦ જાણીઇ છિ ધૃતવત મૃગચર્મ શૃંગ નિકામિ.
સપ્તપર્ણિ કાહાવિ ભૂષિત, અસંખ્યાતાં પત્ર.
સુણ, રાયજી, તેહ અટવી પુષ્પવતી ઇ પવિત્ર.

તેહ મધિ દંડકારણ્ણિ અગસ્તનુ આશ્રંમ.
જન્મભૂમિ જ તિહાં જાણી ઊપનુ શૂં ધર્મ !
૧૫ પ્રાર્થનાથી દેવની જેણિ ઉદધિ કીધૂં પાન;
ઇંદ્રલોકથી પાડિઉ શાપી નહુષ રાજાન;
વિંધ્ય વાર્યુ વાધતુ ગિરિ મેરુ શૂં પ્રતિપક્ષ;
મુનિનિઇ જે મારતુ વાતાપિ કીધુ ભક્ષ;
લોપામુદ્રા સતી નારી, બ્રહ્મચારી તંન;
૨૦ તે કુંભયોનિ અગસ્તિનૂં સુંદર અતિશિ વંન.
દશરથનિ વચનિ કરી જોહાં જઇ વસ્યા શ્રીરામ;
ચરણ કરી ચાલવિ પાવન ભૂમિ જે અભિરામ.

---

૧ ખડગ શલીમુખ. ભયંકર. ૩ સમાંનિ. ૪ જાંણીઇ. જાંનકી. ૫ જાંણે. સદંન. ૬ વાંનર. અરજંન. ૭ કિંહીએક. ૮ જાંણીઇ કીચકશત યેણિ. ૯ ધારણી યેણિ: ૧૦ જાંણીઇ ધૃતવ્રત છિ. નિકાંમ. ૧૧ સપ્તવર્ણિ ભૂષિત કાહાવિ અસંખ્યાતા. ૧૨ શણ. ૧૩ મધિ એક દંડકારણિ તિહાં અગસ્તનુ. ૧૪ જાંણીઇ તિહાં ઉપનુ. ૧૫ દેવની પ્રાર્થનાથી યેણિ ઉદધી. પાંન. ૧૬ પાડીઉં. શાપી નિ નધુષ રાજાંન. ૧૭ યેણિ વંધ્ય. ૧૮ કધુ. ૧૯ બ્રંહ્મચારી. ૨૧ જિહાં. વશ્યા. રાંમ. ૨૨ કરિ. પાવંન ભૂમિ અભિરાંમ.

કુસુમ લેતાં લીલાં જેણિ સ્પર્શ હુઉ અંગ,
રક્ત પલ્લવ વૃક્ષના જાનકી કરનિ રંગિ;
રામિ રાક્ષસ મારિઆ નિ રક્ત સીચ્યાં મૂલ,
તેણિ જાણી અરુણ પલ્લવ વૃક્ષના અનુકૂલ.
૫ અદ્યાપિ ઘન ગાજતુ સાંભલી વંનિ પ્રકાશ
રામ ધનુષ શબ્દ સંભારી મૃગ ત્યજિ છિ ધ્રાસ;
કનકમૃગ થઈ આવિઉ જિહાં કપટિ રાક્ષસ ક્રૂર
રામ લક્ષ્મણ ગયુ લેઈ આશ્રમથી અતિ દૂર;
રામા રાવણ હરી ગયુ, રામનિ થયુ વિયોગ,
૧૦ રાક્ષસકુલનિ નાશ કરવા જાણી ઊપનુ રોગ;
રામબાણિ છેદિઉ પડ્યુ દૈત્યનુ કર જેહ,
શાપથી શૂં મૂકાણુ રા નહુષ અજગર દેહ.

આશ્રમથી અતિ વેગલૂં નહિ પંપા સર સુવિશાલ.
જાણી સાગર શોષિઉ બીજુ રચુ તતકાલિ.
૧૫ ઉદ્ધરી આદિ વરાહિ ધરા ડાઢિ જાંહ,
જાણીઇ શૂં ગર્ત થયુ નિ ઉદક પૂરણ ત્યાંહ.
રક્ત નીલ નિ શ્વેત અંબુજ; ગુંજારવ કરિ ભૃંગ;
હંસ વરટા રમિ રંગિ; બહુ આવરિ પતંગ.
રમિ બહુ શવરાંગના અપ્સરાઓપમ અંગ;
૨૦ દૂર્વાંકુરનિ લોભિ તીરિ ચરિ કુરંગી કુરંગ.
દેહ પંકિ લિપ્ત તાંહાં બહુ કરી ઊભા તીર,
જાણીઇ આકાશથી ઘન લેવા આવ્યા નીર.
નિત્ય નિત્યઇ કરિ તાપસ; વેદ કેરા નાદ;
પદ્મસર સોહામણૂં અવલોકિ કરિ આહ્લાદ.

---

૧ લીલાઇ. હોઉ. ૨ જાંનકી. ૩ રાંમિ. મારીઆ. શીચ્યાં. ૪ તેણિ કરી જાંણે. વૃક્ષનાં. ૫ અદ્યાપિ જિહાં ઘન. ૬ રાંમ. ૭ તિહાં કનક મૃગ યઈ આવીઉ રે કપટી. ૮ રાંમ. લેઈ ગયું. ૯ રાંમા. રાંમનિ. ૧૦ ઊપનુ જાંણિ. ૧૧ જિહાં રાંમબાંણિ છેદીઉ. ૧૨ જાંણે. મૂકાંણુ. નઘુષ. ૧૩ તે આશ્રમથી. નહી. ૧૪ જાંણે. શોષીઉ. ૧૫ આદિ વારાહિ ઉદ્ધરી રે. ચાંહ. ૧૬ જાંણીઇ. થ્યૂ. ૧૭ સ્વેત. અંબૂજ. ૧૮ અવરિ બહૂ. ૧૯ શવારાંગના. ૨૦ ચરિ મૃગી. ૨૧ તિહાં. બહૂ. ઉભા. ૨૨ જાંણીઇ. ૨૪ સોહાંમણૂં. કરિ અવલોકિ આહ્લાદ.

તે સરોવર તીર જીરણુ તાલ દીસિ સાત;
જાજરા કીધા અછિ જે રામબાણુનિ ધાત.
તે તરુખંડનિ સમીપિ શીમલિ વૃક્ષ વિશાલ.
મૂલ અજગરિ વીટિઉં, જાણી રચ્યૂં આવાલ.
૫ શાખાઇ નિર્મોક, જાણી ઉત્તરીય વસંન,
ચુહુ દિશિ વાધી ડાલિ, જાણી ગ્રેહેવા માન ગગંન.
વેલિ વીટાણી ઘણી તે દીસિ એહ પ્રકાર,
જરાજૂરણુ દેહ કેરી નીસરી નસ બાહારિ.
અનેક શાખાઇ કરી શશિશેખરનૂં જે લાસ્ય
૧૦ સહસ્રભુજ કલ્પાંત કાલનૂં નહિ દેખાડિ હાસ્ય !
જીર્ણ પડવા બી ભણી પવનનિ વલગુ જાણિ;
નંદન વનની શોભા જોવા વાધિઉ શૂં પ્રાણિ !
તૂલિ કરી નિ ધવલ શાખા દીસિ અતિ આકાશ;
ફીણોટા રવિ અશ્વિ જાણી નાંખિયા લેઈ શ્વાસ.
૧૫ ગજિ કપોલ ઘશા થકી જે વલગી મધુકર માલ,
જાણી લોહોની શૃંખલાઇ બાંધિઉ છિ કરાલ.
કોટર માંહાં પંખી કરી ઇ સહુ એમ જણાય.
શકુનિનિ સંગિ કરી તે દુર્યોધન સમ થાય.
દંડકારણ્યનુ નાયક જાણીઇ વૃક્ષ તેહ અનુપ.
૨૦ (વૈશંપાયન ઉચ્ચરિ) . સાંભલુ સાચૂં ભૂપ !

## કડવૂં ૪.

રાગ રામગ્રી.

અતિ ઊંચુ નિ શાખા પૂઢ છે, વનકલિ ઢાંક્યાં કોટર ગૂઢ છે.

---

૧ તે સરોવરની તાલ જીરણુ દીસે છે તે સાત. ૨ જાજરા જે કીધા છિ રાંમબાંણનિ ધાત. ૩ તરૂખંડનિ. એક શીમલિ. રસાલ. ૪ વીટીઉ. જાંણે રચ્યૂ તે વ્યાલ. ૫ શાપાઇ. જાંણે. ૬ ચુહુદશિ. જાંણે માંન ગ્રેહેવા ધંન. ૭ વલ્લી વીંટાંણી. ૮ જરજૂરણ દેહે કરી નસ નીશરી છિ બાહારિ. ૯ શાપાઇ. શશીશેષરનૂં. ૧૦ નહી દેપાડિ. ૧૧ ભિ. જાંણિ. ૧૨ વાધીઉ. ૧૩ તૂલિ. શાપા. અંતિ. ૧૪ રવિનિ અશ્વે ફીણોટા જાંણે નાંખ્યા છિ લેઈ શ્વાસ. ૧૬ જાંણે. શંષલાઇ બાંધ્યુ. ૧૭ માંહિ. પંષીઇ. ૧૮ દુર્યોધન. ૧૯ દંડકારણ્યનુ. જાંણીઇ. ૨૧ '૪' નો આંક નથી. ૨૨ 'રાગ રામગ્રી' નથી. ૨૩ ઊંચૂં. શાપા. વનફલે. કોતર.

ઢાલ.

ગૂઢ કોટર પત્ર છાયાં. જોઈ વસમુ ઠામ
શુકસમૂહ અનેક આવી કરિ તિહાં વિશ્રામ.
પત્ર વિહુણાં પાંખડી કરી પંખી દરસી પાન
૫ દિવસ રજની તિહાં રહિ છિ જાણી ઉત્તમ સ્થાન.
ભક્ષનિ ભાવિ કરી જિહારિ ઊડિ સઘલાં સંગિ,
ઇંદ્રધનુપની ઉપમા આકાશ દીસિ રંગિ.
હરિણરુધિરિ રક્ત જાણી વ્યાઘ્રનખ શુક ચંચ
ચણ ગ્રહી શાવક સવે મુખિ આરોપિ અતિ સંચ.

૧૦ એક કોટર માંહાં રહિ તિહાં માહારાં માત નિ તાત.
વૃદ્ધ વય એક પુત્ર હું જણિઉ. સુણીઇ રાયજી વાત.
પ્રસવતાં પીડાઇ માહારી માતા પામી મરણ.
પિતા શોક વીસારિઉ પંખિણીનુ મુઝ શરણ.
જનક માહારુ જરાજૂરણ, કિહીં પડ્યાં ફ્લ જોહ
૧૫ કીરકરઆં, આણી મુઝનિ ખવરાવિ અતિ નેહિ.
અલ્પ પિચ્છ નિ શિથિલ કાયા; અંગિ અતિ ધ્રન કંપ,
જરાઇ સંતાપકારિણી દેઇ તન સકિ ઝંપ.
મૂહ્નિ ખાતાં ઊગરિ, તે કાયિ કરિ તાં આહાર.
પિતા પોપણ માહરૂં કરિ ઇણી પિરિ તેણિ ઠારિ.
૨૦ એક સમિ રવિ ઊગતિ અતિ સંધ્યા રોહિતરાગ,
આથમિ શશી હંસ જાણી વૃદ્ધતા પરભાગ.
કિરણ રવિનિ રક્ત દીસિ ઉપરિ શાખા નગ.
કરી કલરવ ઊઠતા શુક પિક નાના ખગ.

---

૨ કોતર. છાહાં. જોઇ. ઠાંમ. ૩ અનેક શુકના સમૂહ. વિશ્રાંમ. ૪ પાંપડીઇ પંક્ષી કરિ દીસિ પાંન. ૫ દીવસ. રહિ ઉત્તંમ જાંણી સ્થાંન. ૬ યેહારિ. ઉડિ. ૭ ઇદ્ર ૮ હરીણ. જાંણે નપ. શકચંચુ. ૯ ગ્રહી નિ શાવજ સવિ મુપિ. ૧૦ માહિં. ૧૧ વિય. યણીઉં શુણીઇ. ૧૨ પ્રસવ હુતાં. પાંમી. ૧૩ પીતાઈ. વીશારીઉ. પંપિણીનુ. ૧૪ માહારો. જરજૂરણ કિહી. ફ્લકણ. ૧૫ પવરાવિ તેહ. ૧૬ પિછ. શ્રથલ કાઆ. ૧૭ સંતાપકારિણી જરાઇ. બન. ૧૮ પાતા. કાઇ. ૧૯ કરિ ગાહારૂં એણી. ૨૧ આથિગિ. જાણે. વૃદ્ધતહ. ૨૨ શાપા. ૨૩ કરિ. પીક. પગ.

સ્યામ નભ અગ્નિહોત્રધૂમિ; ચક્ર ચક્રી અશોક;
કમલકલી વિકાસ થાઇ; ઉલૂક નહિ અવલોક.
સુગંધ પરિમલિ પુષ્પના મંદ મંદ વાઇ પવંન.
શુક સવે ઊડી ગયા નિ શૂન્ય સરખૂં વંન.

૫ તેણિ સમિ મૃગયા તણુ અતિ કોલાહલ તે થાય.
શશક સૂકર મૃગ તણાં જે જૂથ, દિશિ દિશિ જાય.
શબ્દ સાવિજ કાર ભયના; કલભના ચીત્કાર.
ભીત થ્યુ, જે તાત માહારુ, સુણી હાહાકાર.
પીઠું તાતની પંખ માંહાં હૂં રાખવા નિજ પ્રાણ.
૧૦ ઠામિ ઠામિથી આવતા નગટોચિ દીસિ બાણ.
ભયિ આકુલ હૂં થયુ. નયન ચાલિ નીર.
શબ્દ એહવા સાંભલી નિ અતિ ઊકાંડુ શરીરઃ—
"ભાઈ! આ તાં મારગ ગજનુ; મહિપ મોટાં શૃંગ;
ખડગનુ તાં એહ મારગ; સૂકર, રોઝ, કુરંગ.
૧૫ તીતર તાં અહીં બોલિ છિ; ચડકલાં, લાવાં, મોર;
અહીં મૃગલી વ્યાઈ છિ, જિણિ રુધિર ભૂમિ કઠોર.
વૃક્ષિ ચઢુ, ભાઈ! જાલ બાંધુ; મેહેલુ નિ માહા શ્વાન;
વાટ રૂંધુ સૂકરની; કો કરુ ધનુષ સંધાન;
ધરુ એ મૃગ, રખે જાઇ; રહુ,' મેહેલુ તીર;
૨૦ એણી દિશિ કાંઈ સાંભલુ રે શબ્દવેધી ધીર!
પંખીની જેષ્ટિકા સાંધુ; મેહેલુ શકા બાજ;
મૌન કરુ, રે નાસશિ; ચણ કાંઈ મેહેલુ સાજ.
ઇમ માંહોમાંહાં બોલતા મિ સાંભલ્યા નિષાદ

૧ અગ્નિહોત્રધૂમિ શાંમ નભ. ૨ વિકાશ. ઉલૂક. નહી. ૩ સુંગંધ પરિમલ. ૪ શૂંન્ય શરપૂં. ૫ તેણે. ૬ શકર. યૈ યૂથ. ૭ ચીતકાર. ૮ માહારો શણી. ૯ હું પિઠો. પંખમાં રાખવા નિજ પ્રાણ. ૧૦ બાંણ. ૧૨ ઉકાંટો. ૧૩ મહીષ. ૧૪ ખડગનુ. શકર. ૧૫ અહી. ૧૬ અહી. જેણિ. રુઢિર. ૧૭ શ્વાંન. ૧૮ રૂંધુ. કરો. સંધાંન. ૧૯ રખે. મેહેલું. ૨૦ દિશિ જુ કાંઇ. ૨૧ પંક્ષીની ચેષ્ટિકા. મેહલું. ૨૨ કરો. કાંઇ ચણ. ૨૩ એમ માંહોમાંહિ.

(કાંઈ તાં દીઠૂં નહીં), તેણિ ઉપનુ વિખાદ.
ગુફા માંહાંથી બાણુ વાગિ નાદ કરિ મૃગરાજ.
જૂથ નાસિ ગજ તણાં, નિ સૂકર રોઝ સમાજ.
કરતલિ વાજિ કરી ગાજિ; પંખી ઉલ્કાપાત;
૫ બાણ છૂટિ નિ ગણુ ત્રૂટિ ધનુખના આઘાત.
ધૂજિ ધરણી; નાસિ કરિણી; હરિણી ગર્ભનુ દ્રાવ.
મહુરતમાત્રિ મંદ થ્યુ તે કોલાહલ વિદ્રાવ.
કુતૂહલથૂં જોવાનિ મિ કોટ કાઢી બાહારિ.
એ છિ શૂં, એ દીસિ શૂં? જોવા લાગુ તેણિ ઠારિ.

૧૦ તિહાં સૈન્ય દીઠૂં શબરનૂં મિ, મહા ભયંકર ઘોર:
જાણીઇ જમદૂત ટોલિ મ્યલા કરતા સોર;
જાણી હૈહયિ બાહુ સહસ્ત્રિ આલોડચૂં અતિ ક્રૂરિ
ઉલટચૂં દુહુ દિશિ થકી નર્મદા કેરૂં પૂર;
જાણીઇ ટોલિ મ્યલી બહુ કાલ આવી રાતિ;
૧૫ પરગટૂં પાતાલિથી શૂં દાનવકુલ કરી ધાત;
જાણી અંજનશિલાના બહુ સ્તંભ ટોલિ જાઇ.
ખરદૂખરનૂં સૈન્ય શૂં પરગટૂં ભૂંઇ જણાઇ;
જાણીઇ શૂં ગાજિ ઘન ઇમ વન દીસિ અંધકાર;
પિશાચ પોઢા અતિ ઘણા તે કરતા મારિમારિ.

૨૦ સેનાપતિ તવ શબરનુ મિ દીઠુ સૈન્ય મુઝારિ;
પ્રથમ વય, અતિ કર્કશ, માટિ લોહો ઘટિત આકાર.
એકલવ્ય જાણી અવતર્યુ. એ મોટો નિ મૂછાલ;
શ્યામ વપુ નિ વક્ર કુંતલ; ભયંકર જાણી કાલ;

---

૧ કહિઇ. ઉપનૂ. ૨ ગફા માહાથી. ૩ જ્યૂથ. ૪ કરતલે. પંખી. ઉલ્કાપાત. ૫ બાંણ છૂટિ ગણ. ૬ હરણી. ૮ કુતોહલથૂં. ૯ એ શૂં છિ એ શૂં દીસિ છિ. તેણે. ૧૧ કરતાં. ૧૨ જાંણે. હૈહય. સહસ્ત્રે. ૧૩ ઉલટચૂં. ૧૪ જાંણીઇ ટોલે મ્યલી નિ આવી બહૂ કાલ. ૧૫ પાતાલિથી શૂં પરગટૂં. ૧૬ જાંણે. બહૂ. ટોલે જાય. ૧૭ ભૈ પરગટચૂં જણાય. ૧૮ જાંણીઇ. ઘન ગાજિ. એમ ૧૯ મારેમારિ. ૨૦ શૈન્યાપતિ. ૨૧ લોહ. ૨૨ જાંણે. મૂંછાલ. ૨૩ શાંમ. જાંણે.

રક્ત લોચન; મૂંઠ નલવટિ: જાનુલંબિત પાણિ;
અરુણ અંબર પિહિરિઆં નિ ધર્યાં ધનુષ નિ બાણ.
શ્વાન સંગિ અતિ ઘણા નિ નિષાદ છિ બહુ સાથિ;
કુણિ ચમરી ભાર ગ્રહ્યા, ગજદંત ગ્રહ્યા કુણિ હાથિ.
૫ મધુના પીંડા પાણિ કુહુનિ; કુંભ કો કન્હિ મદ્ય;
કુણિકિ આમિષ ધર્યૂં જે મારિઆ મૃગ સદ્ય.
મોરપિચ્છના ભાર કર માંહાં, દિગંબર જાણી સોય;
કાતી કર માંહાં કેહનિ, જાણી ક્રૂર રાક્ષસ હોય.
કાકપીછાં માથિ કુહુનિ, નીલ તરુનાં પત્ર,
૧૦ સોહાવા કારણિ સાવજનિ કુણિકિ ધર્યૂં છિ છત્ર.

## કડવૂં ૫.

### રાગ રામગ્રી, યતિ તાલ.

સેવક કિહિતાં મિ સાંભલ્યૂં માતંગક નામ.
ચાલી વેગિ તે આવિઉ શીમલિ તરુ ઠામિ.
૧૫ મિ મનિ જાણ્યૂં, એ પાપિઉ. ધિક ધિક અવતાર!
જાણીઇ છિ વનિ આવિઉ કરવા નિ સંહાર. ધ્રુવપદ.
ધરમ કરમ એહવાં કરિ; નરમાંસ ઉપહાર;
નિંદિત જે અતિ સાધુનિ, મદ્ય આમિષ આહાર. મિ૦
શાસ્ત્ર સાંભલવાં એહનિ બોલિ જે શિઆલ;
૨૦ ગુરુ ઉપદેશિ એહના જે ઘૂકનાં જાલ. મિ૦
રાજ્ય અરણ્ય અટવી તણૂં; સિંહ શૂં સહવાસ;
વિચાર વાટ રૂંધ્યા તણુ; માલા ગલિ તે પાશ. મિ૦
રુધિર પશુનિ આચરિ દેવતા અરચંન,

---

૧ આજાનુલંબિત પાંણિ. ૨ પિહિરીયાં. બાંણ. ૩ સ્વાંન. ૪ ચરીભાર ગ્રહા છિ. ૫ પીંડા. પાંણિ. ૬ મૃગ માર્યા. ૭ મયુરપિછ. માહાં. જાંણે. ૮ માહિ ગેહનિ જાંણે. કોય. ૯ તરૂ. ૧૧ 'કડવું ૫' નથી. ૧૨ 'રાગ રામગ્રી' છે નહિ. જિત તાલ. ૧૩ કેહિતાં. માતંગક એક નાંમ. ૧૪ આવીઓ. દ્રૂપદ. ૧૮ નોંદત યે. ૧૯ શીઆલ. ૨૦ ઉપદેશક. જે ગૃધ્ર નાંની જાલ. ૨૧ સિંહિવાસ. ૨૩ રૂધીર પશૂંનિ આચરિ એ.

માંસ નિવેદન દેવનિ: ચોરીઇ જીવંન. મિ૦
શકાનિ ખવરાવવૂં તે જ તાં બલિદાન;
હોમ જે પાવકિ શેકવૂં: પાસિ અતિથ તે શ્વાન. મિ૦
ભૂષણ મણિ માહા સર્પના; મિત્ર તે માહા ચાપ;
૫ શિલીમુખ સહાય તે જાણીઇ શૂં સાપ? મિ૦

એણી પિરિ હૂં ચીતવી કોટર માંહાં પીઠુ.
તે તરુપલ્લવ પાથરી વૃક્ષ હેઠલિ બીઠુ. મિ૦
એટલિ એકિ આપિઉ તેહનિ કરિ આણી
પડિઇ પલાશના પત્રનિ, તેણિ પીધૂં પાણી. મિ૦
૧૦ વીસામુ કરી ઉઠિઉ સેના તે સવિ સંગિ;
પછિ આવ્યુ સાંચર્યુ અતિ દારુણ ચંગ. મિ૦
એક વૃદ્ધ વ્યાધ બીહુ રહ્યુ માંહાંયુ વીસામ્યુ;
રહ્યુ રહ્યુ તે ચીંતવિ:–'હૂં કાંઈ માંસ ન પામ્યું!' મિ૦
પીતુ હુઇ જિમ અભ્ર અસુ, તિમ દૃષ્ટિનિ વાલિ;
૧૫ ચટવા કેરિ કારણિ કોટર રહુ નિહાલિ. મિ૦
શીચાણાની પિરિ ઘણૂં આમિષનુ લાલસ
વેગિ વૃક્ષ ઉપરિ ચઢુ છાંડી નિ આલસ. મિ૦
ગુંબારવ બહુ ખગ કરિ દેખી કર માંહાં ફાંસી.
જેહનિ પાંખ આવી હૂંતી તે તાં ગ્યા નાસી. મિ૦
૨૦ જીવ ગયા કેટલા તણા તેહ દેખી પ્રાણી;
કેટલાએક હેઠા પડ્યા તેહનુ ભય મનિ આણી. મિ૦
માહારુ તાત રુદન કરિ:–હવિ શી પિરિ થાશિ?
પાંખ પૂરી આવી નથી; આણિ કિમ નસાશિ? મિ૦
નાહાનાં નાહાનાં બાચડાં ચગચગતાં તે માર્યાં;

---

૨ પવરાવવૂં તેહ જ તાં દાંન. ૩ જે અતીથ. ૫ શલીમુખ. જાંણીઇ શૂ. ૬ કોતર માંહિ પિઠું. ૭ તરુનાં. બિઠુ. ૮ આપીઉ. આંણી. ૯ પડીઇ પલાશપત્રનિ. ૧૦ વીસાંમુ. ઉઠીઓ. ૧૧ ઇછાઇ. સાંચર્યો અતિશિ. ૧૨ બિહુ. માહિંયુ વીસાંમ્યુ. ૧૩ કાઇ. પાંમ્યુ. ૧૪ યમ અભ્રારા પીતુ હુઇ તિમ. ૧૬ આમીષનુ લાલાસ ૧૭ ઉપરિ. આલાસ. ૧૮ બગ. કરમાં ફાંશી. ૧૯ પાંષ. હૂતી. નાશી. ૨૦ દેષી. ૨૨ તાત રહ્યુ રુદન. ૨૩ પાંષ. આંણિ.

લોલા જાણીઇ માંસના તેહવાં કરિ ધાર્યાં. મિ૦
વૃક્ષ થકી વસુધાતલિ મારી મારી નાંખિ;
બીહીતુ માહારુ બાપ૭ મૂક્તિ પાંખ માંહાં રાખિ. થિ૦
ખૂણિ અહો બીસી રહ્યા, પાપી પાસિ આવ્યુ;
૫ ઝાલવા કારણિ તાતનિ વામ પાણિ ચલાવ્યુ. મિ૦
ભુજ ભયંકર અતિ ઘણૂં જાણી અજગર બાલુ;
ગ્રસવા કારણિ આવિઉ જાણી શકુનિ કાલુ. મિ૦
જાણીઇ દંડ શૂં જમ તણુ. કરિઇ ચંચુના ઘાત.
પ્રાણ રહિત તેણિ કર્યું તવ તે માહારુ તાત. મિ૦
૧૦ હૂં પાંખ માંહાં પીસી રહ્યુ અતિ સૂક્ષમ તંન,
આયુ શેપ માટિ વલી ભયિ પિંડિત ધંન. મિ૦
દીઠું નહિ તેણિ વ્યાધિ હૂં દૈવિ જાણી રાખ્યુ.
મુઉ જાણી માહારુ તાત તે મહી માંહિ નાંખ્યુ. મિ૦
હૂં પગ વિચિ પીઠુ થકુ સાથિથી તાં પડિઉ.
૧૫ ભૂપ ! સુણુ. ભાવી ભણી તેહની મીટિ ન ચડિઉ. મિ૦
પુંજ તાંહાં સૂકાં પત્રનુ કીધુ હૂંતુ સમીર,
તે ઉપરિ આવી પડ્યુ. વાગૂં ન શરીર. મિ૦
વ્યાધ જિહાં લગિ ઊતરિ, સંભાલ્યૂં મિ આપ;
હૂં ભયિ નાઠું તિહાં થિકી. મુઉ મેહેલ્યુ બાપ ! મિ૦
૨૦ કઠિણ રિદિ તવ મિ કર્યૂં; મેહેલી ચાલ્યુ સ્વામિ;
સ્નેહધરમ જાણ્યુ નહિ પ્રાણ ત્યજવા ઠામિ ! મિ૦
કાંઇએક પાંખ જે પરગટી, તેણિ ભયથી ત્રાહ
તમાલ તરુના મૂલ માંહાં છાનુ જઈ નિ નાઠું. મિ૦

---

૧ જાંણીઇ. ૨ વસુતલિ. નાંપિ. ૩ પાંપ. રાપિ. ૪ અહો એકિ પૂંણિ બિશી. ૫ પાંણિ. ૬ જાંણે. ૭ આવીઓ. જાંણે નકુનિ કાલુ. ૮ જાંણીઇ. ચમ. ૯ પ્રાંણ રહીત. કર્યો. ૧૦ પાંપ માહિ પિશી. શૂંક્ષમ. ૧૧ ભયે પીડિત. ૧૨ તેણિ વ્યાધ હૂં દીઠુ નહી. જાંણે રાખ્યુ. ૧૩ મૂંઓ જાંણી મારુ. માહિ નાખ્યુ. ૧૪ પાગ વિચિઇ. પિઠુ. પડીઉં. ૧૫ શ્રુણું તેહની મીંટિ. ચડીઉ. ૧૬ તાહાં. પત્રનું. ૧૭ ઊપરિ. પ્રડ્યો. નહી. ૧૯ ભિ. મૂઉ. ૨૦ રીદ્દિ. સ્વાંમિ. ૨૧ જાંણ્યુ નહી પ્રાંણ. ઠાંમ. ૨૨ કાંઇએક પાંપ. ભિથી. ૨૮ છાંનુ.

પાપી હેઠું ઊતર્યું; પંખી પડિઆં લીધા;
શબરની પૂઠિ સાંચરુ; વેગિ પગ તે દીધા. મિ૦
તેણિ હૂં દીઠું નહીં. કાંઈ આયુનુ યોગ!
કિમહિ ટાલ્યુ નવિ ટલિ ભાગ્ય કેરુ ભોગ. મિ૦
૫ હું અતિ દૂખિ આકલુ; કાંઈ એ નવિ સૂઝિ;
મૂલ માંહિ પીશી રહુ. કાયા અતિ ઘન ધૂજિ. મિ૦

## કડવૂં ૬.

### રાગ વિરાડી.

તાતશોક મૂર્છિ પડતાં પ્રાહાર, તરપા લાગી તેણી વાર.
૧૦ મુખ સૂકિ નિ ધ્રુજિ દેહ; હા હા! કષ્ટ તણુ નહિ છેહ.
વ્યાધ વેગલુ ગઉ જાણિઉ. જળ વિણુ રહિ નહીં પ્રાણિઉ.
કાઢી કોટ નિહાલૂં બાહારિ; વ્યાધ ગયાં દિશિ જોઈ ચ્યારિ.
તરણૂં હાલિ તાં જેટલિ, જાણૂં દુષ્ટ આવ્યુ તેટલિ;
બીહીતુ બીહીતુ હૂં નીસર્યું, જલ જોવા કારણિ પરવર્યું.
૧૫ ડગલિ ડગલિ હૂં અડવડૂં; પાંખ વિના મુહ ભણી આખડૂં;
નયન થકી ચાલિ અતિ નીર; ધૂલિ ભરાણૂં સરવ શરીર;
કાયાનિ અતિ કષ્ટ તે થાય, તુહિ જીવવા કરૂં ઉપાય.
રાય! ઘણૂં શૂં કહીઇ કથી? પ્રાણુ સમૂં કાંઈ વાહાલૂં નથી.
નહિતરિ તતક્ષણ મુઉ તાત તે સવિ વીસારી મિ વાત,
૨૦ તેહ વેદના દારુણ સહી. મુઝ સમુ કો નિષ્ઠુર નહીં!
ભૂખ્યા રહી જિણિ દીધૂં ભક્ષ, પાલ્યુ સનેહ કરી સમક્ષ,
તેં દોહિલિ ઊછેરુ અપાર, તે મુઝ વીસરિઉ ઉપકાર!
જનની જનક ગયાં પરલોક, તે મિ વીસાર્યું સવિ શોક;

---

૧ પંષી પડીયા. ૨ સાંચરો. ૩ નહી. આયુ કેરુ. ૪ યે ભાગ્યિ કેરુ. ૫ અનિ દૂષિ. કાંઇ એ તે. ૬ પિશી. ૭ 'કડવૂં ૬' છે'નહિ. ૧૦ મૂષિ. ધ્રૂજે. નહી. ૧૧ જાણીઉ. નહી પ્રાણીઉ. ૧૨ નિહાલું. ગયાં. ૧૩ યેટલિ. ૧૪ બીહીતુ(૨). નીશર્યો. પરવર્યો. ૧૫ ડગલિ(૨). મૂહુ ભરી આપડૂં. ૧૬ ભરાંણૂં. ૧૮ ભણૂ સૂં કાંઈ. ૧૯ નહીતરિ. મૂઉ. વીશારી. ૨૦ નહી. ૨૧ ભૂખ્યા. જેણે. સ્નેહ. ૨૨ તે દોહિલ. વીશરીઉ. ૨૩ વીશાર્યો.

દેહ રાખવા કર્યું ઉપાય; કોઇ દુષ્ટ મુઝ સરખું? રાય!
શ્રાંત થકાં મિ નવિ હીંડાય; વિષમ વાટ; તનુ ધૂલિભરાય;
દુઃખાતુર અતિ થાકા ચરણ; ઘણૂં ઇ વાંછૂં નાવિ મરણ.
આવિ અંધારૂં લોચંન; ધૂજિ રિદિ; ન ચાલિ મંન;
૫ પીડિ પિપાસા; વેગલૂં વારિ; ઢલી ઢલી પડૂં, રા, તિણિ હારિ.

તેણિ સમિ સર તણિ સમીપ તપોવંન પાદપ યુત નીપ.
ઋષિ રહિ તાપસ જાબલિ, જિમ વનનુ પતિ વાનર વાલિ.
તેહનુ સુત સુંદર હારીત, વિદ્યા-વેદ-વિનોદિ પ્રીત,
વિદ્યાર્થી સરખા સંનિધાન, આવ્યુ કરવા કારણિ સ્નાન.
૧૦ પ્રત્યક્ષ જાણી સનતકુમાર, જાણી પાવકનુ અવતાર.
તપ્ત કનક સરખુ તનુરંગ; તપનિ તેજિ વિરાજિત અંગ.
દક્ષિણ શ્રવણ સ્ફટિક મણિમાલ; ભસ્મ ત્રિપુંડ્ર ત્રિરેખા ભાલિ;
સ્ફાટિક મણિનૂં સુઘટિત કર્યૂં વામિ કરિ કમંડલુ ધર્યૂં;
કૃષ્ણાજિન ઊઢયૂં; કરિ દંડ; તેજિ અતિ ભાસિ બ્રહ્માંડ;
૧૫ ઉરિ ઉપવીત; પાણિ ઉપહાર, ગોમય, માટી, તિલ, કુશ સાર;
કોમલ વનકલ પિહિર્યૂં અંગિ; મૃગનાં બાલક ચાલિઇ સંગિ;
વાટિ કરતુ બ્રહ્મવિચાર ચાલી આવ્યુ તેણિ દારિ.

સહજિ, સાધુ તણાં જે ચિત્ત, દયા રૂપિણીં રાખિ વિત્ત.
હૂં પડતુ દીઠુ જેટલિ, શિષ્ય પ્રતિ બોલ્યુ તે તેટલિઃ—
૨૦ જાણૂં વૃક્ષ થકુ શુકબાલ ઝાલ્યુ છિ શીચાણિ કાલિ,
છૂટુ છિ ચંચાથી આજ, એ જીવતુ રાખુ માહારાજિ.
પૂરી આવી છિ નહિ પાંખ; કરિ ઊડવા નિ અતિ ધાંખ;
સમી નથી રહી સકતી કોટ, દિ છિ વારિ ભણી પણ દોટ;
મીચ્યાં લોચન, મુખિ નિશ્વાસ, વલી વલી કરિ ચાંચ પ્રકાશ;

---

૧ રાખવા. કોએ. શરખુ. ૩ દુખાતુર. વાંછ્. ૪ રીદિ. ૫ ઢલી (૨). રાયછ. ૭ રવિ. ૮ વેદવિદ્યા. ૯ સરખા. ૧૦ જાંણે. જાણે. ૧૧ શરખુ. ૧૨ ત્રિપુંડ ત્રિરેષા. ૧૩ વાંમ. કમંડલું. ૧૪ કૃષ્ણાજિ. બ્રહ્માંડ. ૧૫ પાંણિ. ૧૬ બાલિક. ૧૭ બ્રંહ્મ. ૧૮ સિહિચિ સાધુ. રૂપીઉં રાખિ વિત. ૧૯ ચેટલિ. બોલ્યુ તેટલિ. ૨૦ જાંણ્યુ. સુંક. ૨૧ રાખુ માહારાજ. ૨૨ નહિ પાપ. ધાંપ. ૨૪ મુખિ. વલી (૨) ચાંચ કરિ છિ.

જાણીઇ તરશુ છિ ઘણૂં. ધૂલિ મુખ ભર્યું એ તણૂં.
માતા પિતાનુ પડ્યુ વિજોગ; રહુ જીવતુ તે દૈવી જોગ.
હીંડી ન સકિ; ડગડગિ પડિ; એનિ ઊડતાં નવિ આવડિ!
લેઈ મેહેલ્યુ પાસિ નીર; પાણી પી સુખ પામિ શરીર.

૫ દયાવંત મુનિ હાથિ કર્યું; લેઈ હૂં જલ પાસિ ધર્યું.
સમી કરી હાથિ શૂં ચંચ; ઉદક બિંદુ મુખિ મેહેલ્યા સંચ;
પાંખ પખોડી; છાંટ્યુ દેહ; જાણી જીવતુ કીધુ તેહ.
કાંહિં કમલ તણા જાંહાં તંતુ, છાયાઇ મેહેલ્યુ એકાંતિ.
વલી વલી મુઝ સાંહામું જોય; જાણી જીવતુ હર્ષિત હોય.
૧૦ મેહેલી દંડ કમંડલુ પાસિ નિત્ય કર્મ કીધૂં ઉલ્લાસિ;
પવિત્ર થયુ કરી પ્રાણાયામ; અઘમર્ષણ કીધૂં મન ઠામિ;
રક્ત કમલ રવિનિ દેઈ અર્ઘ ધરિયાં વનકલ ધૌત મા‌ર્ગ;
કમંડલુ ભરિઊ શુચિ વારિ; સાથિ મુનિબાલક પરિવાર
મૂર્દ્ધિ થઈ તિહાંથી નીસર્યુ, તપોવંન સન્મુખ સાંચર્યુ.

૧૫ દીઠુ આશ્રમ અતિશિ રમ્ય. ફલના ભારિ રહ્યા નગ નમ્ય.
પુષ્પિત, જાણી સદા વસંત. નવપલ્લવ, જાણી ગ્રીષ્માંત.
એલારંજના વાઇ વાય. મધુકર મત્ત મધુર રવ ગાય.
સુંદર સહકારહ મંજરી કોકિલ બોલિ ચંચિ ધરી.
કેતકની રજ ઊડિ અપાર, શ્વેતશરીર થયા કૃષ્ણશાર.
૨૦ અતિશિ રાજિત દીસિ વંન, રામચરણિ જે થયૂં પાવંન.
બાહારિથી મુનિ આવિ બહુ સમિધ પુષ્પ કુશ લેઈ સહુ.
મોહન મોર તણા રવ થાય; પ્રાવ્રટ ઋતુ પાસિ જણાય;

---

૧ જાણીઇ છિ તરશુ છિ. સુપ. ૨ પડ્યો. દૈવિ. ૩ હીડી. અનિ. મલિ. ૪ લેઇ. માંગી. સુખ પામિ. ૫ કર્યો. ધર્યો. ૬ હાથે. મુખિ. ૭ પાંખ પખોડી. જાણે. ૮ છાયાઇ મેહેલ્યું. ૯ વલી (૨) સાંહાંમું. જાણે. ૧૦ પાશ. કરમ. ઉલ્હાશ. ૧૧ ઠાંમ. ૧૨ વનકલ ધૌત ધર્યા. ૧૩ ભરીઉ. પરવાર. ૧૪ મૂર્દ્ધન. નીશર્યું. તપોવન સન્મુખ. ૧૫ ફલભારિ. ૧૬ જાણે. જાણે ગ્રીષમઅંત. ૧૮ સાહકારમંજરી. ૧૯ કેતકરજ. કૃષ્ણુસાર. ૨૦ અતિસિ રાજિત. વે. ૨૧ બાહિરિથી. બહૂ. સમીધ પુષ્પ લેઈ કુશ. ૨૨ પાસિ.

હોમધૂમથી નીલ આકાશ, જલનીહાર પડયુ પરઘાંસ.
વેદ ભણિ વાડવ માહા ઘોષ, જાણી ગૌ હીસારવ ઘોષ.
વૈશ્વદેવનાં જે બલિદાન, હંસ પોત પાસિ લિ માન.
મુંજ દંડ મેખલા શણગાર, કરિઇ વેદાભ્યાસ કુમાર.
૫ કોએ કરિ વેદવ્યાખ્યાન; કોએ કથિ છિ બ્રહ્મજ્ઞાન;
કોઇ યજ્ઞવિદ્યા અભ્યાસ, આગમમંત્ર મર્મ ઉલ્લાસ.
મૃગનાં બાળક ઉટજદ્વારિ રહ્યાં રૂંધી માગિ છિ આહાર.
ઋષિ પંક્તિ બોલિ છિ ત્યાગ; અંતરિક્ષ અમર રહ્યા લિ ભાગ.
કપિલકથિત દર્શન કારિકા વાદિ ભણિ કિહી શુક સારિકા.
૧૦ કૃષ્ણાજિન યજ્ઞનાં પાત્ર, સ્રુવ, સ્રુચ, ઊલી નિ ચાત્ર,
મુસલ, ઉલૂખલ, પ્રણિતા, ખડ્ગ, પિતૃકાજિ ધરિયાં બહુ ખડ્ગ.
કિહી લેપન કરિ દારિકા; ભસ્મ તણી પંક્તિ વારિકા.
કિહી છાણિ છાંટિ આંગણાં વિપ્ર પંક્તિઇ સેવ્યાં ઘણાં.
કો બીડા ગાંઠિ રુદ્રાક્ષ; કો સ્ફાટિકની ગૂંથિ અક્ષ;
૧૫ કો વીધિઇ કમલ કાકડી; કો વિદ્રુમની માલા ઘડિ;
કોઇક શુદ્ધ કરિ છિ દ્રાખ, બિલ્વ, આંબલાં, કદલીસાખ,
કર્કંધૂ, પનસ, કોકડી; કો ઉપવીત કરિ કોકડી.
ધૂમઇ કરી મલિનતા જિહાં, ચિત્ત તણી અવરિ નહિ તિહાં;
રાતુ શુકના મુખનુ રંગ, અવરિ નહિ કિહી કોપ પ્રસંગિ;
૨૦ તીક્ષણ કુશનાં અગ્ર સ્વભાવિ, નહિ કો પ્રાણિ તણા સ્વભાવ;
ચંચલતા કદલીદલિ નિત્ય, નહિ કો મુનિજન કેરિ ચિત્ત;
કોકિલનિ નેત્રિ અતિ રાગ, નહિ પરનારી ઉપરિ રાગ;
કંઠગ્રહણ કમંડલુ તણૂં, અવરિ નહિ તે આશ્રમિ ભણૂં;
સ્તનસ્પર્શ તે દોહોતાં ગાય, કુહુનિ કામિનીતુ નવિ થાય;

૧ જલનીહાર પડયો. ૨ જાંણે. ૩ યે બલિદાંન. માંન. ૪ વેદાભ્યાસ કરિ. ૫ વ્યાખ્યાંન. બ્રંહ્મ. ૬ કોએક. મરમઉલ્હાસ. ૭ રૂધી. ૮ પક્તિ. અંતરિ અમર. ૧૦ શ્રુચિ શ્રુચ. ૧૧ ઉદૂખલ. કાજ ધરીયાં. ૧૩ કિહીં છાંણિ. વિપ્ર પંક્તિવિ શેવા. ૧૪ બિઠા. આક્ષ. ૧૫ વીધિ. ઘડી. ૧૮ કોએક સુધ્ધ. દ્રાપ. સાક્ષ. ૧૭ કાકડી. ત્રાકડી. ૧૮ ધૂમ કરી. ચિહાં. નહીં. ૧૯ સુખનું. નહી. પ્રસંગ. ૨૦ નહીં. પ્રાંણી. ૨૧ દલ. નહીં. નહીં. ૨૨ નહી. ઊપરિ. ૨૩ તણું. નહી. આશ્રમે. ૨૪ સ્પરશ. કાંમિનીનું.

ભમવૂં પાવક પાખલિ તહીં, શાસ્ત્ર વિપિ કોએનિ નહીં;
વસ્તુ શબ્દ કથા માંહાં વદિ, તૃષ્ણાથી નવિ આવિ હદિ;
ક્રતુદીક્ષા વિધિ કરિ વધ કર્મ, અવરિ ન છાંડિ કોએ ધર્મ;
ગણના જપમાલાની ધરિ, દેહની ગણના કો નવિ કરિ;
૫ યતિ મુનિ બાલતુ નાશ, મૃત્યુઇ નહિ તે આશ્રમવાસિ;
રામતુ રાગ રામાયણિ કરી, નવયૌવનથી નહિ સુંદરી;
જરા કરી મુખભંગ વિકાર, ધનઅભિમાનિ નહીં લગારિ;
ભારત માંહિ શકુનિતુ ઘાત, અવરિ નહિ તેણિ વનિ વાત.
વૃદ્ધ થયાં દ્વિજ કેરુ પાત; વિભૂતિ વહ્નિ વિપિ વિખ્યાત;
૧૦ શ્રીફલ વાંછા કપિનિ થાય; ઉદ્‌ભિદમૂલ અધોગતિ જાય;
ગીતવ્યસન હરિણનિ હોય; ભોગ સર્પનિ; અવરિ ન કોય.

એ આશ્રમિ આવ્યા તતકાલિ; બીઠા દીઠા મુનિ જાબાલિ
રક્તઅશોક તરુનિ તલિ, પૂજાનિ પરિ પુષ્પ તે ગલિ.
શિરિ સોહિઇ પલિત શુભ જટા, જાણી ધર્મધ્વજા અતિ છટા
૧૫ મન્મથ જીત્યા માટિ કરી શૂં શિવની સ્પર્ધાઇ ધરી;
જાણી પુણ્યવૃક્ષમંજરી ઉજ્જવલ વાયિ રહી ફરહરી;
સ્વર્ગલોક જાવા નિ ચડી જાણી સુકૃતની દોરડી.
નાભિછળિ સિત કૂર્ચકલાપ વાધ્યૂં પુણ્ય શૂં બાલી પાપ.
દંતકિરણ ઉજ્જવલ અતિ ધોલ, જાણી કરુણારસકલ્લોલ.
૨૦ ભસ્મ ત્રિપુંડ્ર લલાટિ લસિ, ગંગા ત્રણ્ય પ્રવાહિ શૂં વસિ.
દીરઘ રોમિ ઢાંક્યા કાન, જાણી શ્રવણ જીતવા ધ્યાનિ.

---

૧ પાપલિ. ૩ અવરિ ન છાંડિ કોએ ધર્મક્રતુદીક્ષા વિના પટકર્મ. ૪ માલાની. ૫ બાલકનુ નહીં. વાસ. ૬ રામાનુરાગ રામાયણ. નહીં. ૭ જરાઇં મુખ. લગાર. ૮ નહીં. ૯ થયા. વિન્હિ. વિક્ષાત. ૧૦-૧૧ પંક્તિ ઊલટસૂલટ છે. ૧૨ એહવિ. બિઠા. ૧૪ સોહિ. જાણે. ૧૫ જાંણે શૂં શિવસ્પર્ધા ધરી. ૧૬ જાણે. વાયુ. ૨૦ જાંણે સુકૃતની. ૧૪-૧૭ આ આઠ ચરણો અસલમાં ૧, ૨, ૫, ૭, ૪, ૩, ૮ ને ૬ એવા અનુક્રમમાં છે. ૧૮ કૂચ. જાંણે વાધ્યૂં ઝાલતાં બાલી પાપ. ૧૯ ધોલ. જાંણે કરુણા. ૨૦ ત્રિપુંડ. જાંણે ગંગા ત્રણ્ય પ્રવાહિ વસિ. ૨૧ દીર્ઘ. કાન. જાણે. ધ્યાંન.

વૃદ્ધપણાઇ પાડા આલિ; ઉંચી હનવટી; મોટી ટાલિ.
લીલાં લટક્યા કચ પાતલા, જાણી ઇંદુ તણી શૂં કલા.
કંઠનાલ જે નસ નીસરી દુર્બલતાથી, દીસિ ખરી
ઇંદ્રિય અશ્વ અવશ જોઈ પાશ જાણી ગ્રિહિવા રાખી રાશિ.
૫ જપતાં મંત્ર ફરૂકિ હોઠ; નયન નાસિકા નમતી કોટ:
કિમિ વશિ નહિ થાઉં, જગદીશ! જાણી કહિ છિ નામી શીશ.
ઊંચા સ્કંધ; શ્વેત ઉપવીત: શમિ ગુણિ યુત; સદા પુનિત:
કર જપમાલા સ્ફાટિક મણિ, જાણી મેરુ ભમિ ચાંદણી.
ઊઢ્યું વનકલ શ્વેત વિશાલ, બીજું જથા જરાનું જાલ.
૧૦ ક્ષુધા કરી અતિ ઊંડું પેટ, મુનિ પીધુ મહિરામણ ગેટ.
સ્થિરતા ગિરિ; ઉદધિ ગંભીર; નિર્મલતા ગંગાનૂં નીર:
તેજિ તરણિ; સોમ સમ શીત: હૃદયની કોમલતા નવનીત.
દ્વિજપતિ જોતાં ગરુડ સમાન; જાણી ગજ અતિ મોટા કાન;
નિત્ય ઇ ઉદક તણો જિ આહાર, વડવાનલ જાણી વિહિવાર.

૧૫ એહવુ મુનિ દીઠું જેટલિ, મિઇ ચીંતવ્યૂં મનિ તેટલિ.
અતિ દીસિ છિ તપનૂં તેજ, પ્રાણિમાત્ર વિપિઇ અતિ હેજ.
ધન્ય ધરા, જિહાં એહવા મુંનિ! ધન્ય તાપસ, જે કરિ દર્શન!
ધન્ય ધન્ય માહારુ અવતાર, જે હૂં આવ્યો આણિ ઠારિ!
અતિશિ મુનિ એ ઉત્તમમતિ; ધન્ય જે મુખિ વસી સરસ્વતી!
૨૦ ધન્ય વેદ, એહનિ મુખિ વસ્યા, બ્રહ્માના મુખથી જે ધસ્યા!
ધન્ય ધન્ય આશ્રમ એ દેશ! કલિયુગ કેરુ નહી પ્રવેશ:
જિહાં આચરણિ કૃતયુગ સદા, ધર્મ રહિ ચુહુ પાગિ સુદા.
એ વન દીઠિ તાં નહિ શોક. ઋષિ લોકથી ઉત્તમ લોક.

---

૧ વૃદ્ધપણા પાડા. હરવટી. ૨ જાંણેઇ. ૩ પરી. ૪ ઇંદ્રીય. જોણે. રાપી. ૬ નહી થાઉ. જાંણે એહવૂં કહી નાંમિ છિ શીસ. ૭ શમોગુણ. પુનીંત. ૮ મણી. જાંણે. ૯ યથા. ૧૦ ક્ષુધાઇ અતિ. મુંનિ. મહિરાંમણ. ૧૧ ઉદધી. ૧૨ હૃદયકોમલતા. ૧૩ સમાંન. જાંણે કાંન. ૧૪ યે. વડવાનલ જાંણે. ૧૫ યેટલિ. મંનિ. ૧૬ પ્રાંણી. ૧૭ ધંન્ય ધંન્ય. યે દરશંન. ૧૮ ધ્યંન (૨). યે. આંણિ. ૧૯ અતિસિ. મતી. ધ્યંન યે સુખિ વશી. ૨૦ ધ્યંન. મુખિ વશ્યા. બ્રંહ્માના સુખથી યેં ધશ્યા. ૨૧ ધન્ય (૨) આશ્રંમ. ૨૩ નહી. ઋષી.

બીહીતુ રવિ અસગુ સાંચરિ; શનિ શનિ પવન ઇ પરવરિ.
સુપકનિ નવિ મારિ માંજાર; ગૌનિ બ્યાઘ્ર કરિ નહિ આહાર;
બક પ્રાશિ નવિ મારિ મીન, યદ્યપિ ન રહિ જલ માંહાં લીન;
કીડિ ગજ પાસિ કેસરી, મોર સરપ, મણિધર નિ હરિ.
૫ કામ ક્રોધ લોભ અહંકાર આશ્રમ એણિ નહિ અવતાર.
જાણી બ્રહ્મજ્ઞાન નિકેત, ભવસાગર ઊતરવા સેતુ,
તૃષ્ણાવલ્લી છેદવા છુરી, ક્ષમાજલનિ જાણી પાલિ જ કરી,
સંતોપામૃત કેરુ સિંધુ, દીન અનાથનુ જાણી બંધુ,
ઉપશમ વૃક્ષનુ જાણી મૂલ, અમી સરોવર કેરૂં ફૂલ,
૧૦ લોભસાગરનુ વડવાતંન! એણી પિરિ ચીંતવિઊ મંતિ.

આવી તાત સમીપિ કુમાર પ્રણમી બીહુ પ્રેમી અપારિ.
બીઠા પૂઠિ મુનિ તતકાલ પૂછું, કાંહાંથી શુકનુ બાલ?
તે ઋપિ પરતિ કહ્યૂં વચંન, સ્નાનકાજિ જાતુ'તુ વંનિ.
નીડ થકુ તવ પડયુ નીસરી, શીચાણિ કે લીધુ હરી.
૧૫ અડવડતુ અવનીતલિ પડુ, માહારી મીટિ ચાલતાં ચડુ.
ઊચુ માલુ નવિ મૂકાય; અવલોકી જોયુ ઉપાય.
જાણ્યૂં, મરશિ: લીધુ હાથિ; સરોવરિ તે લેઈ ગ્યા સાથિ.
મનિ વિમાશી જોયૂં મર્મ, છવદયા સમુ નહિ ધર્મ.
દીન અનાથ પ્રાણી પાલીઇ શક્તિ તેહનૂં દૂખ ટાલીઇ.
૨૦ એહવૂં જાણી આણ્યુ અહીં આશ્રમ તરુ મેહેલીશિ હિવી;
ખાશિ પડિઆ કણ નીવાર; આપીશિ વનફલનુ આહાર;
ઇમ કરતાં મોટેરુ થશિ, આવી પાંખ નિ ઊડી જશિ:
જુ મન એહનિ થશિ વિશ્રામ, તુ પણ રિહિશિ આણિ ઠામિ.

---

૧ અસગું. શનિ (૨) પવન પરવરિ. ૨ મૂપનિંક. નહીં. ૩ પ્રાંસિ. ૪ મયુર. હંરી. ૫ કાંમ. તેણિ નહી. ૬ જાંણે બ્રહ્મજ્ઞાંન ગૃહકેતુ. ૭ જલનિ પાલિ. ૮ સંતોષ અમૃત. અનાથ તણો જાંણે. ૯ વૃક્ષ તણો જાંણે. ૧૦ વડવાતંન. પિરિ મિ ચીતવીઊ. ૧૧ બિહુ પ્રેમ અપાર. ૧૨ પાસિ બિઠા મુનિ. શૂંકનૂં. ૧૩ પરતિ ઋપિ. ૧૪ થકુ પડ્યુ નીશરી. શીચાંણિ. ૧૫ પડો. ચાલંતાં ચડો ૧૬ મૂંકાય. ૧૭ જાંણ્યૂં. ૧૬-૧૭ પંક્તિ ઊલટસૂલટ છે. ૧૮ મંનિ. જોયુ. નહી. ૧૯ પ્રાંણી. શક્તિ સારૂ તેહનુ દુખ. ૨૦ જાંણી. અહી. તરૂ. ૨૧ પાસિ પડીઆ. ૨૨ એમ. પાંખ. ૨૩ વિશ્રાંમ. આંણિ ઠામ.

વચન સાંભલી મુનિ જાબાલિ મુઝ સાંહામૂં જોયૂં મુખ વાલિ.
અમ્રતમય દ્રષ્ટિ અવલોક ટાલ્યુ સઘલુ માહારુ શોક.
તપતેજિં ભાસિ ભગવાન, જેહનિ ભૂત ભવિષ્યનૂં જ્ઞાન,
આગમ નિર્ગમ સર્વિ ઇ લહિ, અનાવૃષ્ટિ આયુ જે કહિ.
૫ પૂરવનૂં કારણ મનિ ધરૂં, જાણી મુઝ દીઠિ સાંભર્યૂં;
બોલ્યા સહૂ સાભલતાં તેહ, અવિનય કીધાનૂં ફલ એહ
શુક ભોગવિ છિ એ સહી. વાડવ એહવી વાણી કહી.
પાસિ ઋષિ બીઠા'તા બહુ, પ્રેમિ પૂછવા લાગા સહૂ.
સ્વામી! ત્રણ્ય કાલનૂં લહુ. એક પ્રશ્ન તમે અમનિ કહુ.
૧૦ શુ એણિ અવિનય તાં કર્યુ, જેણિ કર્મિ એ શુક અવતર્યુ?
પૂરવિ શુ હૂતુ અવતાર? અવિનય, કુહુ, શુ કર્યુ અપાર?
શાહાનિ અવિનય કીધુ, ક્યંમ, દુઃખ એવડૂં પામ્યુ જંમ?
પૂરવિ શૂં હૂતૂં એહનૂં નામ? કર્મ કર્યૂં તે કીહૂં ઠામ?
એ કારણ સવિ કહુ વિસ્તાર; સાંભલવા પૂછિ પરિવાર.
૧૫ ભૂત ભવિષ્ય અનિ વર્તમાન સર્વિ હસ્તામલક સમાન.
તે શૂં, જે નવિ જાણુ તહ્મો? તે માટિ પૂછૂં છૂં અહ્મો.
વચન સાંભલી આણી રિદિ ઋષિ રલિઆયતિ વાણી વદિ.
હવડાં તાં થોડુ છિ દિંન. કરવૂં નિત્યકર્મ ભોજંન.
એ પંખીનિ આપુ આહાર; ભોજન સહૂ કરુ વિવિહાર.
૨૦ નવરા જાહારિ બીસિશૂં રાતિ, વિસ્તારી કિહિશૂં સવિ વાત.
આદિ થકી કિહિશૂં આખ્યાન; પૂર્વિ જે એ, જેણિ સ્થાનિ,
જે કારજ કીધૂં છિ વલી, એ સંભારિશિ સવિ સાંભલી.
હૂં કહીશ માંડી નિ કથા. એહનિ સાંભરશિ સર્વથા.

---

૨ અમૃતમય. અવિલોક. ટાલ્યું. માહારો. ૩ ભગવાંન યેહનિ. ૪ યે. ૫ જાંણે. ૬ બોલ્યાં સહૂં. કીધાનૂ. ૭ વાંણી. ૮ રષિ બિઠા. બહ. સહૂં. ૯ લહું. પ્રસ્ન. ૧૦ કર્યો. યેણિ અવતર્યો. ૧૧ શ. શૂં કર્યો. ૧૨ પાંમ્યું એમ. ૧૩ પૂર્વિ શૂં એહનૂં નાંમ. કર્યું. કીહું ઠાંમ. ૧૪ પરીવાર. ૧૫ વર્તમાંન. સર્વિ હસ્તામલક સમાંન. ૧૬ શૂં છે જે. જાંણુ. ૧૭ આંણી રીદિ. ઋષી રલીઆયતિ વાંણી. ૧૮ થોડો. દિન. કરમ. ૧૯ પખાનિ. કરો. ૨૦ ચ્યાહારિ બિસે. ૨૧ આક્ષાંન. પૂર્વિઇ યે. યેણે સ્થાંનિ. ૨૨ યે કારયિ. ૨૩ કરમ.

એહવૂં કહી ઊઠ્યા મુનિ જંન કરવા નિત્ય કર્મ ભોજંન.
ઋષિ કરવા નિ લાગા કર્મ, ધર્મશાસ્ત્ર જે બોલ્યુ ધર્મ.

રક્ત થયૂં રવિ કેરૂં બિંબ, જાણી શૂં અતિ પાકૂં બિંબ.
આથમતાં રવિ કેરાં કિરણ વૃક્ષ ચડ્યાં મેહેલી નિ ધરણ.
૫ ઊરધ મુખિ તાપસ તપિ હેજ, જાણી તેણિ પીધૂં તેજ.
રાતા તરુ દીસિ છિ તથા, રક્તાંબર ઊગવિયાં યથા.
સંધ્યા અરુણ આથમતિ સૂર, જાણી ઊડાડ્યૂં સિંદૂર.
ઠામિ ઠામિ દુહિ છિ ગાય; સુંદર શબ્દ શેડિના થાય.
અગ્નિહોત્રના હુઇ હોમ; સ્યામ રક્ત શૂં દીસિ વ્યોમ.
૧૦ રવિવિરહિ કરી પદ્મિની, પ્રોષિતપતિકા જમ પદ્મિની,
કમલમુકુલ કમંડલુ ધરી, મૃણાલતંતુ ઉપવીત કરી,
ઉજ્જ્વલ હંસ વસ્ત્ર પરિધાન, મધુકર જપમાલાનિ સ્થાનિ,
પુનરપિ પામેવા નિ પતિ જાણી વ્રત કરિઇ છિ સતી.
પશ્ચિમ સાગર થ્યુ રવિપાત; છાંટા ઊછ્યા જે પડ્યાત,
૧૫ પ્રથક થઈ જલ કેરી કણી, જાણી સવિ ભાસિ ચાંદ્રણી;
સિદ્ધકન્યાઇ સંધ્યાકાલિ કીધી કુસુમાંજલી વિશાલ,
ઊડી પુષ્પ ગગનિ જે ગયાં જાણી તે સવિ તારા થયાં.
રાતડિ ગગન તણી જેટલી, જાણી વિપ્ર દીધી અંજલી,
જિહાં જલિ ધોવાણૂં આકાશિ રાતુ રંગ થયુ તે નાશ.
૨૦ સંધ્યા ક્ષય પામી દીકરી, થઈ વિરાગિણ વિભાવરી;
જે અતિશિ વાધ્યુ અંધકાર, ઊઠ્યૂં મરગ ચરમ આકાર.
વરજી વાડવ કેરાં મંન અંધારિ વ્યાપ્યૂં તે વંન.
એટલિ ઊગ્યુ ઇંદુ પ્રકાશ, પ્રાચી દિશિ હુઉ ઉલ્લાસ;
ઊગતાં નિ અરુણતા ગઈ, ઇંદુ રહ્યુ અતિ ઉજ્જ્વલ થઈ.

---

૧ કરમ. ૨ રષિ. ૩ જાંણે. ૫ મુખે. તપ. જાંણે તેણે. ૬ ઊગવીયાં. ૭ જાંણે ઊટા-ડ્યું શીંદૂર. ૮ ઠાંમિ ઠાંમિ દુહિ. ૯ શાંમ ૧૦ પદ્મની. યમ પદ્મની. ૧૧ જ કરી. ૧૩ જાંણે. કરિ છિ. ૧૪ પશ્ચમ થ્યું. યે. ૧૫ જાંણે. ૧૬ કન્યાઇં. ૧૭ યે. જાંણે. ૧૮ યેટલી જાંણી. ૧૯ યિહાં. ધોવાંણૂં. ૨૦ પાંમી. ૨૧ યે. મૃગ. ૧૨ વ્યાપ્યૂં. ૨૩ હૌઉ ઉલ્હાસ. ૨૪ ઊગતા નીં. રહ્યું.

નિશા થઈ ઘડી જિહાં ચ્યારિ, આવી ચ્યલિઆ મુનિ પરિવાર.
મુઝનિ ફ્લ કરાવી ભક્ષ, કરી બીસારી તિહાં સમક્ષ,
( વેત્રાસનિ બીઠા જાંબાલિ ) સુત હારીત આવ્યુ તતકાલિ.
કરી પ્રણામ નિ બીઠુ પાસિ એણી પિરિ વાણી બોલી આશ.
૫ સ્વામીજી ! સભા સહૂ કોય સાંભલવા ઈછિ છિ સોય.
એ શુકનિ દીધૂં ભોજન. એહનૂં કારણ કુહુ નિ મુનિ !
એહ પૂર્વિ કુહુનુ અવતાર, આગલિ શું થાશિ નિર્ધાર,
એણિ શૂં કીધૂં તાં કર્મ, સ્વામી, સઘુ કહુ તે મર્મ.
અહીઆંથી તે કથાપ્રસંગ. કહિ ભાલણ એ પૂરવરંગ.

૧૦ કડવૂં ૭.

રાગ મેવાડુ.

શુક તે વાણી ઉચ્ચરિ રે, સાંભલિ રંગિ રાય !
વચન સુણી હારીતનાં રે ઋષિ રલીઆયિત થાય.

ઢાલ.

૧૫ ઋષિ રલીઆયિત થયા અતિ જોઈ આદર અતિ ઘણુ;
મુઝ સાંહાંમૂં જોઈ માંડયુ મહિમા કહિવુ અમ તણુ.
સાંભલુ સહૂ સાથ પ્રેમિ. ઊજેણી નામિ પુરી
જાણીઇ શૂં મેદિનીના મંડન રૂપિ અવતરી.
જન્મભૂમિ આદિ જુગની; ત્રિલોક માંહિ લલામ;
૨૦ પ્રગટ કીધુ મહાકાલિ પોતિ વસવા ઠામ.
પ્રાકાર પાખલિ ગગન છબતા સુધાધવલ પ્રકાશિ,
મહાદેવજીના વાસ માટિ જાણી ગિરિ કૈલાસ.
ખાઈ સિપ્રા સરિત જાણી, અગાધ જલ પાવંન,
જાણીઇ શૂં ઉદધિ ફિરિઉ સકલ પૂરણ ઘંન.

---

૧ ચ્યલીઆ. પરવાર. ૨ બિસારી. ૩ બિઠા. ૪ પ્રણામ. બિઠુ પાસ. વાંણી. આસ. ૭ નીરધાર. ૮ સૂંધુ. ૧૦ 'કડવું ૭' છે નહિ. ૧૧ કો રાગ મેવાડો. ૧૨ વાંણી. ૧૩ રષિ રલીઆયિત. ૧૫ રષિ રલીયાતિ અતિ થયા. જોઇ. ૧૬ માંડીઉ તવ મહીમા. ૧૭ નાંમિ. ૧૮ જાણીઇ. મેદિનીનં, ૧૯ ભૂમિ જાણે આદિ સુગની. માહિ લલાંમ. ૨૧ પાખલિ. ૨૨ જાણે. કૈલાશ. ૨૩ ખાઈ જાણે સરીત સિપ્રા. ૨૪ જાણીઇ. ઉદધી ફિરીઉ.

વ્યાપારીઇ વિપણિ માંડયાં શંખ શુક્તિ પ્રવાલ,
મરકતમણિ નિ મુક્તાફલ બહુ રત્ન કેરાં જાલ;
સુવર્ણનુ ભૂકું પડયુ જાણી વેલૂ દીસિ પીત;
સમુદ્રની શૂં ભૂમિ જાણી અગસ્તિ પાણી પીત.
૫ અનેક નારી, ભૂષણ ભારી, કંથ શૂં કરિ કેલિ,
વિદ્યાધરનુ લોક જાણી અપ્સરાનિ મેલિ.
ચિત્રશાલા રમિ બાલા, કરિ ગણધર ગાન,
બંધ સાચિ નટી નાચિ; જાણી અમર વિમાન.
ધ્વજા ફરકિ; ગૂડી સરકિ; પંચ રંગ સુવાન:
૧૦ મૃદંગ વાગિ; સરસ લાગિ દેવભવન સમાન;
ઉપવન ફૂલિ, મધુપ ઝૂલિ; વાઇ વાય સુગંધ;
કોકિલ બોલિ, તરુણી તોલિ, કામી કરવા અંધ.
જલજંત્ર ચાલિ, કો ન ઝાલિ, છાંટા ઊડિ નીર,
ખેંડૂં રાખિ મયૂર ભાખિ; ત્રિવિધ વહિઇ સમીર.
૧૫ દાડિમ ડોલિ, કીર ફોલિ, બોલિ મધુર વચંન;
મંદાર મિહિકિ, પુષ્પ લિહિકિ, બકુલ વાસિત વંન.
નારિ ચમકિ, નૂપુર ઝમકિ, ઠમકિ ચાલિ ચાલિ;
વેણિ ચલકિ, નાગ સલકિ; ઝાલિ ઝલકિ ગાલિ.
પાણિ આલોડિ, અંગ મોડિ, જાણી જોડિ હાથ;
૨૦ મેખલા ખલકિ મંન ટલકિ; સુઘડ ચાલિ સાથિ.
વંકિ ચાલિ નયન વાલિ, બાલિ મુનિનાં મંન,
કોટિ કામિની રમિ ભામિની તેજ તપતી તંન;
ધ્વજા ચમર તે દ્વારદ્વારિ; તોરણ પુષ્પ પ્રવાલ;
ચિત્રામ ગૃહ ગૃહ, પૂતલી નિ મુક્તામણિની માલ.
૨૫ અગર ધૂપ અવાસ ઉપરિ, જાણી વાદલ ગોટ;

---

૨ બહુ. ૩ પડચું જાંણે. ૪ જાણીઇ અગસ્ત. ૬ જાંણે અપ્સરાને. ૭ કરે. ૮ જાંણે. વિમાંન. ૯ સુવાંન. ૧૦ ભુવન સમાંન. ૧૧ ઉપવંન. મધૂપ. ૧૨ કાંમી. ૧૩ છાટા. ૧૪ રાપિ મયૂર ભાપિ ત્રિવિધિ વહિ. ૧૫ ડાડિમ. ૧૯ પાંણિ લોડિ. જાંણે. ૨૦ મેપલા પલકિ. સુગડ. ૨૧ વાલિ નયન ચાલિ. ૨૨ જિહાં કોટિ કાંમિનિ. ભામિનિ. ૨૫ ઉપરિ જાંણે.

પતાકા માંહિ રક્ત ફરકિ, જાણી દામિની ઝોટ.
કિહીં કથા ભારત રામાયણ, કિહીં હુઈ સંગીત;
કિહીં કૌતુકધૂત હુઇ; પ્રજાની એહવી પ્રીત.
કિહીં નાટક કાવ્ય ચરચા વિવિધ, રસ શૃંગાર;
૫ જંન દીસિ દીપતા પિહિરિઆ સવિ શૃંગાર.
દીપ મંદિરિ મણિ તણા જિહાં, નિશા નહિ અંધકાર.
વિયોગ રાતિ ચક્ર ચક્રી, નહીં સ્ત્રી ભર્તાર.
નીર નેત્રિ હરખ થકી જિહાં, નહીં કુહુનિ શોક;
હૃષ્ટ પુષ્ટ નિ તુષ્ટ પ્રાણી વસિ સઘલા લોક.

૧૦ નહુષ, નલ નિ ભગીરથ, દશરથ રાય, યયાતિ,
ધુંધુમાર નિ માંધાતા સમુ ભૂપ જિહાં વિખ્યાત;
જે નીતિ જાણિ, નેહ આણિ; નામ તારાપીડ.
મેઘ વરસિ અન્ન સરસિ; દેશ નાવિ પીડ;
પ્રજા પાલિ; દુઃખ ટાલિ; બાલિ નામિ પાપ;
૧૫ ધર્મ દાખિ; દેશ રાખિ પાખિ અન્ય પ્રતાપિ.
રૂપ મનમથ, તેજ દિનપતિ, ભૂતિ શક્ર સમાન.
યુક્ત શક્તિ ત્રુહે સદા ઇ. શાસ્ત્ર સવિનૂં જ્ઞાન.
તેહનિ ગુણિ રંજિત રહિ સ્થિર કરી લક્ષ્મી નિવાસ;
સહજનૂં ચંચલપણૂં, તે ત્યજૂં જાણી દાસિ.
૨૦ રાજા શીતસ્વભાવ શશી સમ શત્રુનિ કરિ તાપ.
સ્થિરપણિ ગિરિરાજ સમથી ભમિ મહી માંહાં આપ.
ચિત્ત ઉજ્જવલ થકુ રાજા શત્રુમુહ કરિ શ્યામ.
વિરી વાસથી છંડાવિઇ નિ અનાથનિ દિ ઠામ.
ક્ષમાઇ તાં શેષ જાણી, ધર્મનુ અવતાર.

---

૧ જાણે દાંમિની ઊટ. ૨ કિહી. ભારથ ૩ કૌતક. ૪ કિહી. ૫ પિહિરીઆ. ૬ નહી. ૮ હર થકી કહુંનિ ૯ હ્રષ્ટ. પ્રાંણી. ૧૦ નઘુષ. જયાતિ. ૧૧ ધંધુમાર માંધાતા ચિહાં વિક્ષાત. ૧૨ જાણિ. આંણિ. ૧૫ દાષિ રાષિ પાષિ અંન્ય પ્રતાપ. ૧૬ રુપ. ૧૭ યુક્ત સદા ઇ શક્તિ ત્રુહે. સવિનુ. ૧૮ તેહ્નિ ગુણે રંજીત. લક્ષ્મી સ્થિર કરી. ૧૯ સહજનું. જાણીએ. ૨૧ મહીમાં. ૨૨ શત્રુનુ મુ કરિ શ્યાંમ. ૨૩ છંડાવિ. ઠાંમ. ૨૪ તાંણે.

ઉત્તમ વંશિ ઉપંનુ; ગુણ તણુ અંક ન પાર;
સ્વભાવિ જે મલિન કલિ તેણિ ચલાવ્યુ ધર્મ
રાવણિ જમ કૈલાસ ગિરિ ધંધોલિઉ પ્રાક્રંમ,
તે તેણિ રાઇ સ્થિર કરી નિ રાખિઉ ચુહુ ચરણ;
૫ ચૂથુ જુગ ચલાવિઉ સવિ વર્ણ ધર્માચરણ.
ઉદયાચલ નિ અસ્તાચલ, વલી સેતુબંધ પર્યંત,
બદરિકાશ્રમ મંદરાચલ કુબેર નગરી અંત,
દિશિ દિશિના રાય જેહનિ કરિ સદા પરણામ;
ઇંદ્ર જેહનિ આપિ છિ કર વૃષ્ટિ રૂપી દામ;
૧૦ કીર્તિ જેહની ચૌદ લોકિ કરિ ગુણિઅન ગાન;
પુષ્પમાલાની પરિ આન્યા વહિ રાજાન.
રાજ્ય જેહનિ વિપક્ષતા પર્વતનિ તાં હોય;
પરપણૂં તે પ્રત્યયોનિ; અવરિનિ નહિ કોય.
સાંહાંમૂ તાં દર્પણ રહિ જેહ્નિ, અવરિ નહિ કો વીર;
૧૫ જલદનિ તાં ચાપધારણ, શત્રુ નહિ કો ધીર;
ઉચ્ચતા તે ધ્વજાનિ નિ નમ્રતા કોદંડ;
શિલીમુખ ક્ષત વંશનિ નિ વૃદ્ધભાવિ દંડ;
નિગ્રહ તાં ઇંદ્રી તણુ નિ કુસુમ કેશનિ બંધ;
એણિ પિરિ રા રાજ્ય પાલિ, ધર્મનુ સંબંધ.

૨૦ શુકનાસ નામિ વિપ્ર મંત્રી, સર્વ જેહનિ ભાર;
નીતિ શાસ્ત્ર નિ ધરમ જાણિ; કલા બુદ્ધિ વિચાર;
ધીરપણૂં માહાકાર્ય; આવિ સંધિવિગ્રહ યોગ;
ન્યાની તાં સુરગુરુ સરખુ, વિમુખ સઘલા ભોગ;
સકલ વેદ વેદાંગ જાણિ; રાયનિ અતિ ઇષ્ટ.

---

૧ વંશે. ૨ યે. ચલાવ્યુ તે ધર્મ. ૩ યમ કૈલાશ. વંધોલીઉ પ્રાક્રમ. ૪ રાખીઉ. ૫ ચુથુ જુગ ચલાવીઉ સદિ. ૭ બદ્રિકાશ્રમ નિ મંદરાચલ. ૮ દસિ દિશિના. યેહનિ. પ્રણામ. ૯ યેહનિ દર આપિ છિ. ૧૦ કીર્ત્તિ યેહની. ગુણીઅન ગાંન. ૧૧ માલાનીં. રાજાંન. ૧૨ યેહનિ. ૧૩ પરત્વપણૂં. પ્રત્યયનિ. નહી. ૧૪ નહીં. ૧૫ નહીં. ૧૬ કુદંદ. ૧૭ શલીમુખ. ૧૯ સમંધ. ૨૦ નાંમિ. ૨૧ જાંણિ. ૨૩ શરખુ વિમુખ. ૨૪ જાંણિ.

વૃષપર્વાનિ શુક્ર જમ, દશરથ રાનિ વસિષ્ઠ,
રામનિ વિશ્વામિત્ર વળી જમ, યુધિષ્ઠિરનિ ધૌમ્ય,
દમન નલનિ, રાયનિ તિમ બ્રાહ્મણ તે અતિ સૌમ્ય.
ધરા છતી ધર થકી રા ખડગ તણિ પરતાપિ.
૫ મંત્રીનિ તે રાજ સુંપી ભોગવિ સુખ આપિ.

યૌવન જાણી પ્રીતિ આણી રાણી બહુ અતિ રમ્ય
ત્યજી વ્રીડા કરિ ક્રીડા અપ્સરાનિ અગમ્ય.
નયન તાડિ, પાશિ પાડિ, રમાડિ જે રંગ,
કોકરીતિ મંન પ્રીતિ કામ છતિ રંગ.
૧૦ કટાક્ષ નિરખિ રાય હરખિ; સરખિ સરખી જોડ;
કસણ છૂટિ, હાર ત્રૂટિ, ખૂટિ નહિ મન કોડ.
હદિ ભીડિ, ઉરજ પીડિ નેહ શું નર નારિ,
દંત મંડિ, અધર ખંડિ સુરત શૂં વૃતકાર.
નયન મીંચિ, અમી સીંચિ, જાણીઇ નહિ સિદ્ધિ;
૧૫ સુખ જાણિ મોદ આણિ રાંકનિ શૂં રિદ્ધિ.
ભલી જાઇ, એક થાઇ વૃક્ષ શૂં જમ વેલિ;
લાજ ભાગિ, લિય લાગિ બંધિ જાણી એલિ.

ચૂપઈ.

નયન કટાક્ષ કરિ કો નારિ, જાણી કર્ણોત્પલનુ પ્રાહાર.
૨૦ ભુજલતાઇ બાંધિ દેહ, જાણી ચંપકમાલઇ એહ.
ભૂષણ છટા લાગિ લોચંન, જાણી કેસરની રજ ઘંન.
કામિની કુચનૂં કુંકુમ લાગિ શ્રમજલમિશ્ર મધુરતા લાગિ.
એણી પિરિ નવયૌવન વય પામી કામ તણિ વશિ ક્રીડિ કામી.

---

૧ યમ દશરથનિ. ૨ રામનિ યમ વિશ્વામિત્ર યુધિષ્ઠિરનિ. ૩ દમનક યમ નલ રાયનિ બ્રાહ્મણ. ૪ રાઇ ષડગ; પ્રતાપિ. ૫ સુંપી. સુષ. ૬ યૌવંન જાંણી. રાંણી બહૂ. રંમ્ય. ૮ યે ૯ કાંમ ૧૦ નિરષિ. હરષિ શરષિ શરષી. ૧૧ ષૂટિ નહીં. ૧૩ ષંડિ સરસ ૧૪ શાચિ જાંણીઇં નહી. ૧૫ સુષ જાંણિ. રીદ્ધિ. ૧૬ યમ. ૧૭ જાંણે. ૧૯ કરણોત્પલનુ ૨૦ જાંણે ચંપકમાલાઇ. ૨૧ જાંણી. ૨૨ કાંમિનિ. કુંકુંમ. ૨૩ પાંમી. કાંમી.

રતિ વસંત રમિ કિહારિકિ હોલી છાંટિ કેસરનુ રસ ઘોલી.
કોએક દિ આલિંગન બાલી; કોએ કરિ ચુંબન ચૂડાલી;
કોએક કામિની છાંટિ રંગિ પિઉનિ પ્રેમિ લાખનુ રંગ,
રક્ત વસ્ત્ર રમતાં અતિ રાજિ; મન્મથરણિ રામા કરિ પ્રાજિ.
૫ કિહવારિકિ કરિ જલક્રીડા ગૃહ દીર્ઘિકા માંહાં ગતવ્રીડા;
રામા ધોયાં ચિત્ર સવિ અંગ, જલના અરુણિત થયા તરંગ,
કજ્જલ સ્યામ રંગ કિહી દીસિ, સરસી સુભગ દીઠિ મન હીસિ.

ઢાલ ચાલુ.

ક્યાહારિ કોએક કામિની શૂં સમય ચૂકે ભૂપ
૧૦ રામા રીસાવી રહી નિ મનાવિ રતિરૂપ.
પદ્મિનીના પાગ પ્રાહારિ ફૂલિ જ્યંમ અશોક,
કિહવારિકિ રાય પામી થાઇ ત્યંમ અશોક.
કિહવારિ કો કામિની લેઈ કુમુદ કેરી દામ
રીસિ બાંધિ રાયનિ ખંડિતા, જ્યમ રતિ કામ.
૧૫ કામિની છાંટિ ફૂગલિ, તે શીધુ ગંધિ સોય
બકુલની પિરિ વીર ક્યાહારિં પ્રફૂલિત અતિ હોય.
હલધરની પિરિ હરખ શૂં રા કરિ કિહારિ પાન;
શ્વેત કુસુમની કંઠિ માલા; વારુણી શુભ વાન.
કિહારિકિ મદમત્ત થઈ, કામિની કંઠિ હાથ,
૨૦ વન માંહિ હીંડિ ડોલતુ જ્યમ કરી કરિણી સાથિ.
ક્યાહારિ સાથિ સુંદરી શૂં બહુ અ બાઝી બેલિ
વાટિકા માંહાં પુષ્પ વીણિ જાય જૂઈ વેલિ.
કિહારિ ઊઢી નીલાંબર સંકેતિ જામિની જાય.
કિહારિ બીહુ માલીઇ ગજગામિની સંગિ ગાય.

---

૧ કિહારિ. ૨ આલિંઘન. ૩ કાંમિનિ. પ્રીઉનિ. લાપનિ રંગિ. ૪ રાંમા. ૫ કિહારિકિ. દીર્ઘકા. ૬ અરૂણત. ૭ સરશી. મંન. ૮ ચાલતી ચાલિ. ૯ કાંમિની. ૧૧ પદમિનીના. ચમ ૧૨ પાંમી. ૧૩ કાંમિની. દાંમ. ૧૪ રીશિ. કાંમ. ૧૫ કાંમિની. ફુગલિ. ૧૬ વકુલનીં. પ્રફૂલીત. ૧૭ હલધરનીં. પાંન. ૧૮ વાંન. ૧૯ કાંમિની. ૨૦ માંહિં. ચમ. કરણી. ૨૧ બહૂ અ બાલા બોલિ. ૨૩ નીલાં અંબર સંકોતિ ચાંમિની. ૨૪ બિહુ. ગજગાંમિની.

કિહવારિ સંગીત જૂએ, વીણા, વેણુ, મૃદંગ;
કિહારિ નારી ગાએ, નેહિ સુરતિ પૂરિ સંગિ.
કિહારિ અબલા આલિંગન દિ પ્રેમિ આવી પાસ;
કુસુવક કેરી પિરિ પાગિ મંનિ મોદ વિકાસ.
૫ કિહારિકિ કો કામિનીનિ ચરણ નામિ શીસ;
દેખિ પાછું પાણુ શું રામા ભરાણી રીસ.
તિલક સારિ કિહવારિ કો ભામિનીનિ ભાલિ;
વાત છાની કિહિવા મિશિ કરિ ચુંબન ગાલિ.
કિવારિકિ વેણિ ગૂંથિ, જાણીઇ શું નાગ.
૧૦ કિવારિ સેઈ હસતુ નારિના રંગિ પાગ.
માનિનીનિ મનાવિ કિચ્યું ન જૂઇ નારિ;
'આ મણિ કિહુ?' કહી કુચ ગ્રહિ એણિ મિશિ એ વાર.
બોલવી નિ ભૂપ કહિ 'જૂઓ, હસ્ત માંહિ સમાય?
સહિ તું અતિ ઉચ્ચ માટિ ઉરજ અધિકુ થાય!'
૧૫ એણી પરિ રાજા રમિ યૌવંન જાણી મંન.
કિહવારિકિ કાર્ય યોગિ બીસિ સિંહાસંનિ.

શુકનાસ સવિ ચલાવિ રાજ્ય કેરુ ભાર.
રાયનાથી અધિક પાલિ પ્રજા જમ પરિવાર.
શીમાડા સવિ શીસ નામિ, પામિ પરમ પ્રસાદ;
૨૦ ભેટણાં આપિ; સ્થાનિ થાપિ ન્યાયિ અતિ ઓલ્હાદ.
સેના વાધિ, દ્રવ્ય સાધિ; બાધિ નહિ કો ક્રૂર.
ઘટા ચાલિ, મહી હાલિ, રેણુ છાહિ સુર.
લોક લ્યાવિ અશ્વ આવિ ભાવિ અતિ ઘોડારિ.
નીસાણ વાજિ, નગર ગાજિ, લાજિ રિપુ ટંકારિ.
૨૫ નદી નાચિ જોગ જાચિ. રાચિ સાચિ દાનિ.

---

૩ હિવિરિ. આલિંઘન. પાશ. ૪ પાંમિ. વિકાશ. ૫ કિહિરિકિ. કાંમનીનિ. નાંમિ. ૬ પાછુ. ભરાંણી. ૭ ભાંમિનીનિ. ૮ છાંની. ૯ જાંણીઇ. ૧૧ માંનિનીનિ. ૧૨ કીહુ. એણે મિશિ તે એક વાર. ૧૩ જોઉ ૧૪ તુ. ૧૫ યૌવન જાંણી. ૧૭ સરવિ ચલાવિ તે રાજ. ૧૮ યમ. ૧૯ શીમાઢા. નાંમિ. પાંમિ. ૨૧ નહી. ૨૨ શૂર. ૨૪ નગર શજિ. રીપુ ટંકાર. ૨૫ યોગ યાચિ. દાંનિ.

મંનિ કાચિ શત્રુ પાચિ, માંચિ મ્યલતા માનિ.
રંગ રૂડિ કનકચૂડિ, ઊરધ ઊડિ અપ્સરા;
હસ્ત હાલિ, ચરણ ચાલિ, કમલ ઝાલિ કંધરા.

ભોગ ભૂપતિ ભોગવ્યા દેવનિ દુર્લભ જેહ;
૫ ખાંતિ એકે રહી નહિ પામી નિ માનુષ દેહ,
એક સુખ પામ્યુ નહીં યૌવંન જાતિ તંન;
પેખતાં મુખ પુત્રનું ઊપજિ આનંદ મંનિ.
પુષ્પ આવિ પ્રેમદાનિ તેહ નિષ્ફલ જાય;
શરવન કેરી પરિ માનિ અંતેઉરિનિ રાય.
૧૦ જમ જમ યૌવન અતિક્રમિ તિમ તિમ થાઇ નિરાશ;
વિષયભોગ ગમિ નહીં; સંતાપ બહુ નિશ્વાસ.
સહસ્ર મહીપતિ પરવર્યું રા રહિ તે નિશદિન;
પુત્ર પાખિ જાણ મનિ 'કો નથી માહ્રિ જંન.'
દેખતુ જાણી આંધલુ, જે વિશ્વનુ આધાર.
૧૫ જાણીઇ 'કો નથી આશ્રય માહ્રિ એ સંસારિ.'

માનીતી એક માનિની; વિલાસવતી તે નામ;
સકલ સ્ત્રી માંહિ પાટરાણી; તેણિ સોહિ સ્વામિ.
હરજટાનિ ચંદ્રરેખા, હલધરનિ વનમાલ,
મધુસૂદનના ઉરસ્થલનિ કૌસ્તુભપ્રભા વિશાલ,
૨૦ વૃક્ષનિ જમ લતા લહિકિ, પુષ્પરિદ્ધિ વસંત,
સરોવરનિ કમલિની જમ, હંસતતિ નભ ચંત,
મલયાચલનિ વિભૂપણ જમ ચંદનવનની હારિ,
તિમ રાયનિ શૃંગારરૂપિ તેહ સોહિ નારિ.

એક સમિ તે ભૂપ આવ્યુ કામિનીનિ ઘિરિ.
૨૫ રાઇ રામા બીઠી દીઠી શોક કેરી પિરિ.

---

૧ માંનિ. ૨ ઉરપ. ૪ એ ભોગ. ૫ ખાંતિ. નહીં. પાંમી. ૬ સુપ પાંમ્યુ નહી. ૭ પેપતાં સુપ. ૮ નીઃફલ. ૯ શરવંન. માનિ. ૧૦ યમ (૨). નિરાસ. ૧૧ નહી. બહુ. ૧૩ મંનિ જાંણિ. ૧૪ જાણે. ૧૫ જાંણે. આશ્રય નથી. ૧૮ ચંદ્રરેપા. ૨૦ યમ. પુષ્પપ્રકર. ૨૧ કમલની યમ. ૨૨ ભૂષણ યમ. ૨૪ કાંમ્યનીનિ. ૨૫ રાંમા બિઠી.

અંતઃપુરની વૃદ્ધ અબલા કરિ આશ્વાસંન.
નિહાલિ છિ કંચુકી તે નિમિષ વિણુ લોચંન.
નીર કેરી ધાર ચાલિ; નયન અતિશઇ લોલ:
વસ્ત્ર ભીજિં; વામ કરતલ ધરી રહી કપોલ;
૫ સખી પાસિ શોક આણિ; ઊતાર્યા શણગાર:
કેશ છૂટિ રુદન કરતી નૃપતિ દીઠી નારિ.

## કડવું ૮.

રાગ આશાઊરિ.

આવ્યુ જોઈ ભૂપાલ છ ઊભી થઈ તતકાલિ છ.
૧૦ વિશાલ આસન રાયનિ આપિઉ રે.

ઢાલ.

આસન ઉત્તમ આપિઉં, નિ બીઠું તિહાં રાજન.
કારણુ કોઈ નથી જાણુતુ, જેણિ રામા કરિ રુદન.
કોમલ કરતલિ કરી આંસૂ લુહ્યાં તવ રાજેંદ્ર.
૧૫ વચન એણી પિરિ બોલિઉ, જેમ શચી પરતિ ઇંદ્ર.
કહિ, રે શ્યામા, શા ભણી નયણિ ભરિ છિ નીર ?
આભરણુ વિણુ ઓપિ નહીં સુંદરી ! સુભગ શરીર.
કમલ ઊપરિ બાલ રવિનાં જિમ સોહિ કિરણુ,
શા માટિ રંગ્યા નથી ઉલ્લતિ તે તાહારા ચરણુ ?
૨૦ નૂપુર શિ પિહિર્યા નથી તવ પાદપદ્મિ અંસ,
રક્ત અંબુજ ઊપરિ જાણું કામના કલહંસ ?
મેખલા વિણુ મૂક શિ એ તહ્મારુ કટિદેશ ?
દુઃખ દિ છિ મુહનિ જેમ મૌન ધરી નિ વેશ.
કૃષ્ણાગરની પત્રલેખા નહિ પયોધર ભારિ.

---

૪ વાંમ. ૫ આંણિ. ૭ 'કડવૂં ૮' નથી. ૧૦ રાયજીનિ આપીઉરે. ૧૨ આપીઉ. બિઠું. ૧૩ જાણુતા જે રાંમા. ૧૪ કરતલ. આસું. ૧૫ બોલીઉ જાંણે. ૧૬ શામા. નયણે ભરે. ૧૭ આભરણુ પિ. નાહી. ૧૮ ઊપરિ. જમ. કિરણું. ૧૯ માટે. ઊલતિ. તાહા. ૨૧ ઊપરિ જાંણે કાંગના. ૨૨ મેખલા. ૨૩ દુઃખ. મુહુનિ જમ મૌન્ય ધરિ. ૨૪ કૃષ્ણગરની. નહીં. ભાર.

નાહાના નાહાના દંત બિ નિ સુંદર મુખનુ વાન,
પુત્ર હસતુ નહીં દીઠુ કરાવતાં પયપાન.!
ચરણ વાગિ ઘૂઘરી, અંગુલી વલગુ જાય,
એ સુખ હું પામી નહીં! હવિ કરૂં કિશુ ઉપાય ?
૫ નેસાલીથી ભણી આવિ, પાટી ખડિઉ હાથિ,
આઈ! કહી બોલાવતુ ઘરિ બાલ ઘાલિ બાથિ,
એ ઊરિકુ વીતુ નહીં, જે પુત્રમાતા નામ!'
એણી પિરિ મનિ દુઃખ આણિ નિત્ય પરતિ, સ્વામિ!
આજ દિવસ ચતુર્દશી; હૂંતાં ગયાં માહાકાલિ
૧૦ પ્રણામ કરવા પ્રેમ શૂં પૂજવા બિલ્વપ્રવાલિ;
પુરાણી કિહિતાં સાંભલ્યૂં ભારત માંહિ આખ્યાનિ,
'શુભ લોક ગતિ પામિ નહીં જેહનિ પુત્ર નહિ સંતાન.
પુંનામા જે નરકથી એ તારિ, તેણિ પુત્રઃ
જે વિના તાં સુખ નહીં રે ઇહ લોક નિ અમુત્ર.'
૧૫ તે સાંભલી નિ ભવનિ આવ્યાં સ્વામી! ન કરિ આહાર;
પાગિ પડી પડી રહ્યાં, પણિ સજિ નહીં શણગાર.
મુક્તાફલથી સ્થૂલ આંસૂ રહ્યાં કરિ રૂદંન.
સખી અણબોલી રહી તે કહી એહવૂં વચંન.

વચન સહીનાં સાંભલી અતિ ઉષ્ણ નીસાસા કરી
૨૦ મહુરત રહી રા બોલિઆ:—" સાંભલિ રે તું સુંદરી!
હૂં ઇ હઇઅડિ દાઝૂં છૂં, પણ કીજઇ શું મર્મ ?
ઇહ જન્મ ભોગવવાં સહી પૂરવ કૃત જે કર્મ.
દૈવ શૂં ચાલિ નહીં, કામિની, કાંઈ બલ પ્રાણ.
ખાંતિ મુઝનિ પુત્રની, પણિ શૂં કરૂં નિર્વાણ ?

૧ નાંનાં નાંહાંના. બિ સુંદર મુષનું વાંન. ૫ પડીઉ. ૭ ઊરીઊ. નહી એ. ૮ મનિ દુઃષ આંણિ નીત્ય. ૯ ગયાં હૂંતા મહંકાલિ. ૧૦ પ્રણાંમ. ૧૧ પુરાણ. માહિ આક્ષાંન. ૧૨ પાંમે. ચેહ્નિ. નહીં. ૧૩ પુન્નામા. નરકથી તારિ તેણે. ૧૪. એ. નહીં ઈહ લોક નિ અપૂત્ર. ૧૭ આંસું. ૧૮ એહવૂં કહી તે. ૨૦ બોલીઆ. ૨૧ હૂં ઇ હઈઅડિ. ૨૨ એ. ૨૩ કાંમિની કાઈ. ૨૪ પાંતિ. પૂત્રની નિરવાંણિ.

દેવ બ્રાહ્મણ ગુરુ તણી કરુ ભક્તિ અધિકી આજ;
વરદાનિ જેહનિ પામીઇ સહી મંન વાંછિત કાજ.
ચંડ કૌશિક પ્રભાવિ એક બૃહદ્રથ રાજાન
જરાસંધ સુત પામિઉ જેણિ છતિઆ ભગવાન.
૫ ઋષ્યશૃંગનિ પ્રસાદિ પૂરવિ રા દશરથ
વૃદ્ધપણિ તે પામિઉ રે ચ્યારિ સુત સમરથ.
બીજા બહુ ભૂપાલ પામ્યા પુત્ર સુખ સંસારિ
તપોધનની સેવાઇ, કિહિતાં ન આવિ પાર.
ગર્ભવતી તુહ્નિ કહીઇ દેખું, પાંડરૂં મુખ પદ્મ,
૧૦ પૂર્ણિમાની રાતિ જાણી સુખ તણૂં જે સદ્મ ?
મંદિરિ આણિ પુત્રજન્મિ ઉચ્છવ કહીઇ થાય ?
સજ્જન સવિ પિહિરાવીજિ આસીસ દેતાં જાય.
હલદ પીલાં વસ્ત્ર પિહિરી પુત્ર લેઈ ઊછંગિ
બીઠી તુઝનિ કિહીવારિ હૂં દેખું, રામા, રંગિ ?
૧૫ દંત વિણુ મુખ દીપતૂં, નિ મંદ કરતુ હાસ્ય
કહીઇ સુત ઊપજાવશિ માહ્રા મનિ ઉલ્લાસ ?
ગોરોચનનૂં તિલક કંઠિ, વ્યાઘ્રનખ, ગજવેલિ,
કિહીઇ દેખૂં રીખતુ મનિ પામતુ અતિ ગેલિ ?
ધૂલીધૂસર હ્રદિ કિહીઇ ચાંપશૂં કુમાર ?
૨૦ દીપ કુલતુ ટાલશિ માહ્રા શોકતુ અંધકાર ?
અજિર માંહિ રમંતુ જાણીઇ કેસરી બાલ
કૂંઅર કિહારિ દેખશૂં, જે પાણિ પાગ પ્રવાલ ?
આંગલી વલગુ ધાવિનિ નિ ક્ષુદ્ર કિંકિણી નાદ
મંદ મંદ જ ચાલતુ ઊપજાવશિ આહ્લાદ ?

---

૧ બ્રાંહ્મણ. ૨ વરદાંન ચેહનિ પાંમીઇ. ૩ રાજાંન. ૪ પાંમીઉ. ચેણિ છતીઆ ભગવાંન. ૫ ઋષિશૃંગનિ. પૃથિ તે રા. ૬ વૃદ્ધપણે. પાંમીઉ. ૭ બહૂ સુષ. ૯ ગર્ભવતિ તૂહ્નિ. દેષૂં. મુષ. ૧૦ પૌર્ણમાની. જાંણે. તણ્ ચે. ૧૧ આંણિ. ઉછ્વ. ૧૨ પિહિરાવીચિ. ૧૩ ઉછંગિ. ૧૪ બિઠી. દેષૂ રાંમા. ૧૫ સુષ દીપતુ. ૧૬ ઉપજાવશિ. મંનનિ. ૧૭ નષ. ૧૮ દેષૂં રીષતુ. પાંમતુ. ૧૯ હ્રદિ. ચાંપસું. ૨૧ રમતુ જાંણીઇ. ૨૨ કુઅર કિહારે દેષશું. પાંણિ.. ૨૩ કિંકિની. ૨૪ મંદ (૨). ઓહ્લાદ.

ગ્રહે કંચુકી કેરૂં મુખ ઉલતિ તે રંગિ આલિ,
રંગ રમતુ પુત્ર દેખૂં હવિ કિહિ કાલિ?
છાલવાલા કેશ શિરિ, નિ છાયા દેખી આપણી,
પુત્ર દેખૂં કિહિવારિ તે, કરિ ચેષ્ટા અતિ ઘણી?
૫ ચિત્રામ શુકનિ ઝાલવા નિ માટિ માંડી જોય,
પુત્ર દેખૂં કિહિવારિ તે, રાઢિ કરતુ રોય?
અનેક એહવા મન મનોરથ ધરૂં તે દિનરાતિ;
નથી સુખ શરીરનિ વલી. શી કહૂં હૂં વાત?
તે માટિ તમે, તારુણી, એ મેહેલુ કરવુ શોક.
૧૦ ચીંતવ્યૂં તુહિ આપણૂં તે દુઃખ કીજઇ, ફોક.
ધીરજ રાખી ધરમ કીજિ, તુ થાઇ કલ્યાણ."
કામિની કંથિ પ્રીછવી એહવી કહી નિ વાણિ.
પાણિ જલ લેઈ રાયજઇ પખાલું વદન.
સભા માંહિ આવિઉ તિહાં થકી તે રાજંન.

૧૫ વિલાસવતીઇ શોક છાંડી સજ્યાં સવિ આભરણ;
પુત્રકામિ માંડિઆં તિહાં થકી શુભ આચરણ.
દેવ દ્વિજ ગુરુ ગાય પૂજિ; અંબા આરાધંન;
શયન કુશનિ સાથરિ; નવરાત્રિ નહિ અશંન;
હોમ ગૂગલ ખીર મધૂના; ધૂમ કેરુ પાન;
૨૦ મંત્ર આગમ સાધવા, ચંડિકા કેરૂં ધ્યાંન.
હેમ કુંભ નિ પંચપલ્લવ જઈ ગોકુલસ્થાનિ
ધેનુ લક્ષણવતી હેઠલિ વિધિ શૂં કરિ સ્નાન.
દિવસ દિવસિ પ્રાત ઊઠી વિપ્ર જોઈ પાત્ર
રત્ન સહિત જ કનક કેરાં સમર્પિ તિલપાત્ર.
૨૫ દાનખંડિ ખોલિઆં તે વિધિ શૂં આપિ દાન

---

૧ કંચુકીનૂ સુપ ઊલતિ. ૨ દેપૂં. કીહિ. ૩ બાલવાલા છચાયા દેપી. ૪ દેપૂં. ૫ શૂકનિ ૬ દેપૂં કિવારિ એમ રાઢિ. ૭ અનેકે. મંન. ૮ સુપ નથી. ૯ મેહેલિ. ૧૦ ચીંતવ્યું. દુપ. ૧૧ રાષી. કલ્યાંણ ૧૨ કાંમિની. વાંણિ. ૧૩ પાંણિ. પપાલૂં. ૧૪ આપીણ. ૧૬ કાંમિ માંડીઆં. આચર. ૧૮ નહી. ૧૯ ગૂંગલ. મધૂના. પાંન. ૨૦ ધ્યાંન. ૨૧ ગોકુલિ સ્થાંન. ૨૩ જોઈ ૨૪ સહીત. ૨૫ દાનપંડિ ખોલીઆં. દાંન.

વેદપાઠક વિપ્રનિ તવ દેઈ બહુ વિધ માન.
કૃષ્ણપક્ષ ચતુર્દશી ચૂવટિ કરિ મજ્જંન.
પ્રાસાદ સેવિ શક્તિના, જે સિદ્ધસ્થાનક ધંન.
નદી નદ જે સિદ્ધ તીરથ, તિહાં જઈ નિ નાહિ.
૫ પીપલનિ પરદક્ષણો વિશ્વાસ શૂં અવગાહિ.
કનકકંકણ ખલકતિ કરિ વાયસનિ અન્ન
રૌપ્યપાત્રિ પ્રીસિઉ અખંડ દધિ ઓદ્દન.
હરિવંશ હર્ષિ સાંભલિ તે મન કરી નિ મગ્ન.
પ્રશ્ન પૃચ્છા જાણતા જે, પૂછિ ક્ષપણક નગ્ન.
૧૦ ભૂજપત્રિ જંત્ર લખિઆ, ઓષધિ ઉપચાર,
ક્વાથ ઔષધ અવંધ્યકર જે, કરિ વિવિધ પ્રકાર.

એમ બહુ ઉપાય, કરતાં ગયા કેટલા દિંન,
એક સમિ રાનિ નિશાશેષિ લાધૂં એક સ્વપંન.
માલિઇ બીઠી માનિની નિ વદનપદ્મ મુઝારિ
૧૫ પ્રવેશ કરતુ નિરખિઉ રે પૂરણ ચંદ્ર તે વારિ.
શ્વેત વસ્ત્રિ વિપ્ર કોએક કમલ કોમલ રંગિ
સહસ્ર દલનૂં મેહેલિઉં માનિનીનિ ઊછંગિ.
તેણિ સમિ રા જાગિઉ નિ થયુ તાં સાવધાન.
પ્રભાત જોઈ તેડાવિઉ શુકનાસ જે પરધાન.
૨૦ આનંદ અંગિ માઇ નહિ રે; પ્રફૂલિત લોચંન;
પ્રધાન પરતિ બોલિઉ એણી પરિ વીર વચંન.
નિશાશેષિ સ્વપન લાધું. સુણી સવિ વિસ્તાર
શુકનાસ એણી પિરિ બોલિઉ,'રા ! સફલ તુઝ અવતાર.
સ્વપ્ન સાચૂં સહી થાઇ, નિશાશેષિ જેહ.

---

૧ બહુ વિધિ. ૨ ચુવટિ. ૩ સ્થાંનક. ૪ યે. જઈ. ૫ પીપલિનિ. અવગાહ. ૬ પલકતિ. ૭ પ્રીશીઉ. દધી ઉદંન ૮ હરપિ. મંન. ૯ પ્રછા જાંણતા યે. ક્ષપનક. ૧૦ ભુજપત્રે. લપીઆ રાષિ ઊપધિ ૧૧ ઊપધ બંધકર. વિવિાધ. ૧૨ બહૂં ૧૪ માલીઈ બિઠી માંનિની. ૧૫ નીરપીઉ. ચંદ્રપ્રચાર ૧૬ રંગ ૧૭ સહસ્ર. મેહેલીઉ માંનિનીનિ ઉછંગિ ૧૮ જાગીઉં. સાંવધાન. ૧૯ જોઈ તેડાવીઉ. યે. ૨૦ નહી. પ્રફૂલીત. ૨૧ પ્રધાંન. બોલીઉં. ૨૩ બોલીઉ. ૨૪ યેહ.

થોડા દિન માંહિ પામશુ હવિ પુત્રનાં સુખ દેહ.
જાબાલિ કહિ, સુત, સાંભલુ. રાજા ગયુ અવાસ.
રાણી આનંદ પામિયાં તે સ્વપનનુ વિશ્વાસ.

વિલાસવતીઇ દિવસ કેટલિ ગર્ભ ધરિઉ ગૂઢ.
૫ દિવસ દિવસિ નારિ કેરી દેહ થાઇ પ્રૂઢ.
બગાઈ ખાઇ ઘણી; બહુ આલસિ મોડિ અંગ;
કેતકીના પત્ર સરખુ વદનનુ થયુ રંગ.
અનેકિ ઇછા ઊપજિ, મનિ નાના વિધના કામ;
ઉરજ અતિશિ વૃદ્ધિ પામ્યા, સુખ થયાં તે સ્યામ.
૧૦ સ્વજન સહૂ જાણવા લાગું; કરિ હાસ્ય વિનોદ.
મૃત્તિકા ભક્ષણ કરિ માનિની મંન માંહાં અતિ મોદ.
તેણિ સમિ કુલવર્ધના એક સૈરંધ્રી સાવધાન,
સદા અંતઃપુર રહિ જે, રાણીનૂં બહુ માન,
નિશામુખિ તે નીસરી રે' દિવસ જોઈ અનુપ;
૧૫ મંડપ મધ્યિ પરવરી જિહાં આસન બીઠુ ભૂપ.
સુગંધ તૈલની સહસ્ત્ર દીવી કરિ અતિ ઝાત્કાર;
ભુજંગપતિના ફણામણિ માંહાં બીઠા જેમ મુરારિ.
ઉડુગણ માંહાં પૂર્ણ શશી જમ, પાસિ બહુ ભૂપાલ.
શુકનાસ બીઠુ સમીપિ કથા કહિઇ રસાલ.
૨૦ કુલવર્ધના આવી કહી ભૂપનિ કાનિ વાત,
'વિલાસવતીઇ ગર્ભ ધરિઉ.' રા થયુ રલિયાતિ.
મંદ રાનિ હસૂં આવિ; હર્ષજલ લોચંન;
અમી જાંણી સીંચિઉં ભૂપાલ કેરિ તંન.

---

૧ પાંમશુ. સુષ ૨ અવાશ. ૩ રાંણી. પાંમીયાં. ૪ કેટલે. ધરીઉ. ૫ દીવસ. ૬ પાઇ. બહૂ આલસ. અંગિ. ૭ શરશુ. થ્યો. ૮ મંનિ વિધિના કાંમ. ૯ વૃદ્ધ પાંમ્યા સુષ. શાંમ. ૧૦ સજન સહૂં. ૧૧ મૃત્યકા. માંનિની મન. ૧૨ સૈંઅંદ્રી સાવધાંન. ૧૩ યે રાંણીનૂં બહૂ માંન. ૧૪ નીશામુષિ. નીંશરી. અનૂપ. ૧૫ મધિ. બિઠુ. ૧૭ બિઠા યંમ. ૧૮ ઉડગણ. યમ. બહૂ. ૧૯ શુકનાસિ બિઠુ. તે કથા કહિ. ૨૦ કુલવર્ધ. ભૂપ કાંને. ૨૧ ધરીઉ. રલીયાતિ. ૨૩ જાંણુ શીંચીઉ.

રોમાંચિત રાજા થઉ; શુકનાસ સાંહામી દૃષ્ટિ;
પરધાન આનંદ ઊપનું; અંગિ થઈ અમૃતવૃષ્ટિ.
શુકનાસિ મન માંહિ ચીંતવી નિ કર્યું એ અનુમાન.
'કુલવર્ધનાની વાત સુણતાં હસ્યા અતિ રાજાન.
૫ હર્ષ એહવુ કહીઇ ન દીસિ. આજ વદન પ્રકાશિ.
સૈરંધ્રીનિ વાત કિહિતાં મંદ આવ્યૂં હાસ્ય.'
સમીપિ થઈ નિ રાયનિ પૃછિઉ તવ પરધાન;
"સ્વપનનૂં ફલ પ્રગટિઊં મુજ મંન જોતાં ગ્નાન.
રહી ન સકિ મંન માહારૂં સાંભલવા નિ વધામણી.
૧૦ હરખભરી જે હસતી આવી સખી કિહિવા તમ તણી."
વચન સુણી શુકનાસનાં રા હસી બોલિ વાણિ.
"એહનૂં કહ્યૂં નથી માનતુ કાંઈ વાક્ય પ્રમાણ.
ભાગ્ય એવડૂં છિ નહીં જે કહ્યૂં થાઇ સત્ય.
વિશ્વાસ મુઝ નથી આવતુ એ સાંભલી શુભ વૃત્ત.
૧૫ આવુ આપણ બેહૂ જઈ નિ પૃછીઇ નિર્ધાર."
કુલવર્ધનાનિ આપિઆ નિજ દેહના શણગાર.

શીશ નામી રાયનિ કામિની ગઈ અવાસ.
સવિ લોક વાસ્યુ શીખ દેઈ; ઊઠિઆ ઉલ્લાસિ.
પરધાન સાથિ પરવરિ નિ ગિણ્યા કેટલા જંન;
૨૦ નેત્ર દક્ષિણ ફરકતિ ચાલિઆ ભણી ભવંન.
પૂર્ણ કલશ નિ દીપ મંગલ સ્થાપિયા છિ ઠારિ.
ભિત્તિ મંગલ લિખ્યાં તોરણ; રક્ષા વિવિધ પ્રકાર;
ઉલંચ ઉજ્જ્વલ બાંધિઉ, તેણિ મુક્તાફલની માલ;
મણિદીપ તેજિ તિમિર નાસિ; ચિત્ર વિવિધ વિશાલ;

---

૧ થઉ. શુક્નાસિ. ૨ પરધાંન. થઈ. ૩ શુક્નાસ. ચીતવી. અનુમાંન. ૪ સુણતાં ઃસ્યા. રાજાંન. ૫ કહીઇ. ૬ સેરંધ્રીનિ. કિહિતા. ૭ પૂછીઉ. પરધાંન. ૮ પ્રગટ્યૂં. ાાંન. ૯ સાંભલવા વધાંમણી ૧૦ હરખભરિ. સખી. ૧૧ હસી. વાંણિ. ૧૨ માંનતુ ાક્ય તેહ પ્રમાણ. ૧૪ શુભ કૃત્ય. ૧૫ નિરધાર. ૧૬ આપીઆ નીજ. ૧૭ શીસ નાંમી. કાંમિની. અવાશ. ૧૮ શાપ. ઊઠીઆ. ઉહ્લાસ.૧૯ પરધાંન. ૨૦દક્ષણ. ચાલીઆ. ૨૧ જિહાં પૂર્ણ. સ્થાપીઆ. ૨૨ લિક્ષાં. વિવિધિ. ૨૩ બાંધીઉ.

પર્યંક પોઢુ પાથર્યું; ઊશીસિ નિદ્રાકુંભ;
અનેકિ મૂલી ઓષધિ તે બાંધી વસ્ત્ર કુસુંભ;
શ્વેત સરસવ વીખર્યા: નિ લોહ, પીપલ પાન;
એહવા ગર્ભ અવાસ માંહિ પરવર્યા રાજન.
૫ સૂતી દીઠી સુંદરી; પિહિરિઆં શ્વેત વસંન;
સખી બહુ સેવા કરિ; ગર્ભિ તે આલસ તંન.

રાય દેખી આવતા ઊઠવા ઉદ્યમ કીધ:
અવલંબન રાણી ગ્રહિ, જે હાથ પરિજન દીધ.
વામ કર ઢીંચણિ દેઈ ઊઠિ અતિ આહ્‌લાદિ.
૧૦ મેખલા કંકણ કેયુર કેરા મધુર થાઇ નાદ.
'રાણી ! રહુ, માં ઊઠશુ.' સમ દેઈ ઝાલ્યુ હાથ.
શય્યાઇ જઈ રાય બીઠા સુંદરીનિ સાથિ.
આગલિ પીઠ કનક તણિ પરધાન બીહુ પાસિ.
ચિહ્ન જોઈ ગર્ભનાં રાયનિ આવિ હાસ્ય.
૧૫ વિનય કરી નિ ભૂપ બોલિ, 'કામિની ! કહુ સત્ય.
શુકનાસ કાંઈ પૂછિ છિ વિચાર આણી મતિ.
કુલવર્ધનાઇ કાંઈ કહ્યૂં તે સાચૂં છિ શું આજ ? "
હસી હેઠું જૂઈ શ્યામા આણી અતિશિ લાજ,
ભ્રવિ વક્ર કરી અનિ તવ રાય સાંહાંમૂં જોય,
૨૦ "હૂં કાંઈ નથી જાણતી", રીસ ભરી જમ હોય.
હર્ષિ હસતુ રા કહિ, "જુ લાજ માહારી થાય,
આ હૂં કાંઈ કિહિતુ નથી. પણ જણાવિ તવ કાય.
કેતકીના પત્ર સરખુ દીસિ તાં તમ દેહ;
કારણ તેહનૂં શા ભણી ? પ્રીછવુ સુજાન એહ.
૨૫ ચંદ્રચાક ચંચિ નીલ અંબુજ ગ્રહી બીઠા જંમ,

---

૧ ઊંશીસિ, ૨ ઊષધી બાંધી તે. ૩ વીખર્યા લોહ. પાંન. ૪ ગર્ભયોગ્ય અવાસ. રાજાંન. ૫ પિહિરીઆં. ૬ સખી બહૂ. ૭ દેયી. ૮ રાણી. ૯ વામ કરિ ઢીંચણે. ૧૦ મેખલા. મધૂર. ૧૧ રાંણી મ ઊઠસું. ઝાલ્યું. ૧૨ બિઠા. ૧૩ પરધાંન બિહુ પાશિ. ૧૫ કાંમિની. ૧૬ શુકનાસ કાઇ. આંણી. ૧૭ કાઈ. ૧૮ હશી. શ્યાંમા આંણી. ૨૦ જાંણતી, ભરિ, ૨૧ હરખિ, ૨૩ સરખુ દીસે, ૨૫ બિઠા ચંમ,

સ્યામસુખ કુચ દીપતા દીસિ તહ્મારા ત્યંમ,
કુંભ જાણી કનકના મુખિ મેહેલ્યાં પત્ર તમાલ;
કુણ કારણિ ઉરજ થ્યા છિ સ્યામવદન વિશાલ ?
મધ્ય ત્રિવલી તમારી જે દીસતી અનુકૂલ,
૫ કુણ કારણિ ઉદર દીસિ કાંઈ તમારૂં સ્થૂલ ?"
વદન રાણી ઢાંકિઉં સાંભલી સ્નેહ વચંન.
શુકનાસ કહિ, " શું લજાવુ ? એ વાત રાખુ મંનિ."
એણી પિરિ કરી વારતા પરધાન ગ્યુ નિજ ધામ.
કામિની સંગિ જામિની રાજા રહ્યુ તેણિ ઠામિ.
૧૦ જાબાલિ કહિ, સુત ! સાંભલુ. બહુ સાધ્રે પૂરિ ભૂપ.
દિવસ દિવસિ ગર્ભ વાધિ, રંગિ રાજિ રૂપ.
સંસ્કાર સઘલા રાઇ કીધા. આવ્યુ ઉત્તમ દિંન:
વિલાસવતીઇ પ્રસવિઉ તાં ઉત્તમ વેલાં તંન.
ઘડી ધરિ, છાયા ભરિ, જોશી કરિ દિનમાન.
૧૫ વધામણિઆ બહુ ધસિ; બીહુ જિહાં રાજાન.

કડવું ૯.

રાગ સામેરી.

અનેક જન અતિ ઊજાઇ નિ ધાઇ હર્ષ અપારિ.
કુબ્જ વામન આખડિ નિ પડિ મહી મુઝારિ.
૨૦ ધરા ધૂજિ; વાટ ન સૂઝિ; કોલાહલ તિહાં થાય.
નીસાણ વાજિ, મેઘ ગાજિ ! જંન જોવા ધાય.
વધાવાનિ કામિની કરિ ગ્રહી મુક્તાથાલ
વારયોપા સાંચરિ નિ ધરી કંઠિ માલ.
એક નાચિ, એક ગાઇ; વાજિ શંખ મૃદંગ.
૨૫ ઉચ્છવ હુઇ અતિ ઘણા તવ રાયનિ મનિ રંગ.

---

૧ શાંમસુખ. ૨ જાંણે. મુખિ મેહલ્યાં. ૩ શામ. ૪ ત્રવલી તમારિ. ૫ ઉર. કાઈ. ૬ રાંણી ઢાંકીઉં. ૮ પરધાંન. ધાંમ. ૯ કાંમિની. યાંમિની. ૧૦ બાહુ. ૧૨ રાય. દીંન. ૧૩ પ્રસવ્યુ ઉત્તમ. ૧૫ વધાંમણીઆ. બિહુ જિહાં. ૧૬ 'કડવું ૯' નથી. ૧૯ વાંમન આખાડ. ૨૧ નીસાંણ. જાંણે મેઘ. ૨૨ કાંમિની. ૨૩ ધરિ. ૨૪ શંખ. ૨૫ ઉછવ.

નૃત્ત હુઇ અતિ ઘણું; વરતિઇ જયજયકાર;
સૂતિકાભવન સોહામણું, જિહાં બાંધી દૂર્વામાલ.
પુત્રનું મુખપદ્મ જોવા ઘણું ઉત્સુક રાય
દિવસ બલ શુભ લગન પૂછી સુતનિ જોવા જાય:
૫ શુકનાસ સાથિ પરવરિ નિવારી તે સવિ જંન,
સકલ મંગલ યુક્ત છિ જિહાં સૂતિકાભવંન;
કલશ મંગલ દ્વારિ જેહનિ, પૂતલી, લતા પ્રતાન;
દલ મુસલ તે હેમનાં મેહેલિયાં તેણિ સ્થાનિ;
વ્યાઘ્રચર્મ નિ ચંદ્રમાલ, વરાટિકા બાહુ દ્વારિ
૧૦ ચૂડી છિ ગોમયિ કરી; બહુ રંગ જેણિ હારિ:
કર્પાસ કુસુમ નિ હરિદ્રા બાહુ ભેદના કરી રંગ
પષ્ઠીદેવી તણી મૂરતિ રચી છિ સુચંગ;
મયૂર ઉપરિ ચડી મૂરતિ રચ્યા સ્વામી કુમાર;
ચંદ્ર સૂરજ ઉલતાના ચિત્ર કીધા સાર;
૧૫ દાસી રચી રચી રચ્યા છિ જિહાં વિવિધ પરિ ચિત્રામ;
પ્રસવનિ મંગલ કરિ તે ધર્યા છિ અભિરામ;
અનલપુષ્પ, અરિષ્ટપલ્લવનુ અ ક્ષોદ અનુપ,
નિર્મોક, મેષનૂં શૃંગ, ઘૃતનુ નિરંતર જિહાં ધૂપ;
અરિહંત સુગત ભણિઇ છિ; જિહાં રહ્યા માહા મુંનિ;
૨૦ અનેક ધાત્રી, વૃદ્ધ અબલા, ચિકિત્સક જે જંન;
દીપ મંગલ ઝલહલઇ: દ્વિજ ભણઇ સહસ્રનામ;
રક્ષા અર્થિ ખડ્ગ લેઈ રહ્યા જન સવિ ઠામ.

એહેવિ મંદિરિ રાજા આવિઉ: સંગિ છિ પરધાન.
અગ્નિ પાવક સ્પર્શ કરી પરવર્યુ તેણિ સ્થાન.

---

૧ નૃત્ય. વરતીયિજિય. ૨ સુતીભવન સોહાંમણું. દુર્વા. ૩ ઉછક. ૪ સૂતનિ
૭ ચોદનિ. પ્રતાંન. ૮ મેહલીયાં. સ્થાંન. ૯ માલા. ૧૦ ચુઢીચીઇ ગોમય કરી. ચેણિ.
૧૧ હરિદ્રા. ૧૨ ષષ્ટી. ૧૩ મયુર ઊપરિ. સ્વામિ. ૧૪ સૂરય અલતાના. ૧૫ ચિત્રાંમ.
૧૬ અભિરાંમ. ૧૭ અક્ષોદ અરિષ્ટપક્ષવનું અનૂપ. ૧૮ ચિહાં. ૧૯ અરિ સૂગત. મોહા.
૨૦ ચકિછિક ચે. ૨૧ નાંમ. ૨૨ લેઇ. ૨૩ મંદીરિ. આવીયુ નિ. પરધાંન. ૨૪ સ્થાંન.

બીઠી છિ તિહાં કામિની, દુર્બળ પાંડુર દેહ;
ઉછંગિ કૂંઅર ધર્યું છિ વિલાસવતીઇ તેહ.
જાણીઇ રવિ ઊગતુ, જિમ બિંબ દીસિ રક્ત,
કલ્પતરુ કેરુ પ્રવાલ, અથવા ઇંદુ ઉદયાસક્ત,
૫ કૂપલ કે વિદ્રુમ તણી, કે રક્ત કમલ સમાન
અંગ ઉપમા; પુત્ર જોયુ તિહાં જઈ રાજાન.
આહ્લાદ અતિ ઘન ઊપનુ; નિ નિમિષ નહીં લોચંન;
હર્ષજલ યુત રાય જૂઇ પુત્ર કેરૂં વદંન.
હૃદય માંહિ માઇ નહિ, જે મનોરથ તરંગ;
૧૦ પ્રધાન પ્રતિ રાય બોલિઇ રોમાંચિત થઈ અંગઃ—
“ જૂઉ મુખ કૂંઅર તણૂં . કૃતકૃત્ય થ્યુ હૂં આજ. ’
પરધાન વલતુ બોલિઉઃ—“ સાંભલુ જી માહારાજ !
ચિહ્ન ચક્રવર્તી તણાં !” મુખ, નાસિકા નિ પાણિ,
ભમિ, નલવટિ, કર્ણ, ઓષ્ટ, કપોલ, લોલ વખાણિ.
૧૫ ‘ શંખ, ચક્ર નિ ચિહ્ન રેખા, જાણીઇ ભગવાન !
છત્ર, ગજ, રથ, તુરગ, અંબુજ, ચિહ્ન એહ નિદાન.
રુદન કરતાં સ્વર સોહિ જાણીઇ દુંદુભિ નાદ !”
વારતા ઇમ કરિ છિ; આનંદ અતિ આહ્લાદ.

એહવિ સમિ એક પુરુષ આવી ચરણિ કરી પ્રણામ
૨૦ વધામણી ખાઇ રાઇનિઃ—સાંભલુ માહ્રા સ્વામિ !
શત્રુ સઘલા નાશ પામ્યા ! સદા તુઝ કલ્યાણ !
ચિરંજીવી તૂં હુ પૃથ્વી ! તૂં હુ ચતુર સુજાણ !
શુકનાસની જે જ્યેષ્ટ ભાર્યા બ્રાહ્મણી જે નારિ,
પુત્ર હવડાં પ્રસવ્યુ જાણી પરશુરામ—અવતાર !”

---

૧ બિઠી. કાંમિની. ૨ ઉછંગિ કૂંઅર. ૩ જાંણીઇ. ૪ કે પ્રવાલ. ૫ વિદ્રૂમ સમાંન. ૬ ઊપમ. રાજાંન. ૭ આહ્લાદ. ૮ પુત્રનૂં. ૯ હ્રદઇ માહિ. નેહી યે. ૧૦ થઇ. ૧૧ મુષ કૂંઅર. ૧૨ પરધાંન. બોલીયુ. ૧૩ ચિહ્ન તુ. મુષ. પાંણિ. ૧૪ વષાંણિ. ૧૫ ને. રેષા જાંણીઇ ભગવાંન. ૧૬ તુરંગ. નિદાંન. ૧૭ જાંણે. ૧૮ એમ. ૧૯ ચરણે કર્યૂ પ્રણાંમ. ૨૦ વધાંમણી ષાઇ. ૨૧ પાંમ્યા. ૨૨ તુહ. સુજાંણ. ૨૩ શુકનાસનિ યે યેષ્ટ. બ્રાંહ્મણી યે. ૨૪ જાંણે. રાંમ.

વચન રાજા સાંભલી અતિ ઘણું થયુ રલિયાતિ.
કલ્યાણ થયૂં તાં અતિ ઘણૂં જાણી વૃષ્ટિ અમ્રતપાત.
"લોક વાણી એહ સાચી, આવતિ આવિ ઋદ્ધિ;
કષ્ટ પડિ તાં જિહ્વારિ, કષ્ટની થાઇ વૃદ્ધિ.
૫ વિધાતાઇ વિવેક કીધુ, પુત્ર આપ્યા સાથિ.
પ્રીતિ પ્રગટ કરી ઘણી નિ કર્યા સાથિ સનાથ."
પુરુષનિ આપી વધામણી; ઊલટ અંગિ ન માય;
પ્રધાન સહિત તે રાયજી શુકનાસનિ મંદિરિ જાય.
વીણા વેણુ મૃદંગ વાજિ, અપ્સરા બહુ ગાય;
૧૦ ઉચ્છવ કીધા અતિ ઘણા મંદિરિ આવી રાય.

ષષ્ઠીનૂં જાગરણ વીતૂં; અતિક્રમ્યા દસ દિંન;
કોટિ ગાયિ સુવર્ણ આપી સંતોષ્યા મુનિજંન.
સ્વપ્ન જેણિ રાઇ નિરખ્યુ વદન કમલ સુઆરિ
પૂર્ણ ચંદ્ર તે પીસતુ, એ કર્યું મંનિ વિચાર;
૧૫ સ્વપનનિ અનુરૂપ કીધૂં કુંઅરનૂં અભિધાન;
ચંદ્રાપીડ તે પરઠિઊં, અંતરિ આણી ગ્નાન
પ્રધાન કેરા પુત્રનૂં કર્યૂં વૈશંપાયન નામ.
અન્નપ્રાશન ચૌલકરણ તે ક્રમિ કીધાં કામ.
પ્રધાનિઇ પણ પુત્રનઇ, બ્રાહ્મણનિ જે સંસ્કાર
૨૦ વેદોક્ત તાં, કીધા સવિ બહુ દ્રવ્ય શૂં વિસ્તાર.
અંગણ માંહાં ક્રીડા કરિ બહુ રાય કેરાં બાલ;
આનંદ પામિ અતિ ઘણૂં તે નિરખતુ ભૂપાલ.

પછી રાઇ વિમાશી મન માંહિ એહવી વાત;
વિદ્યા અર્થિ કુંઅરનિ ક્રીડા તણુ વિઘાત.

---

૧ રલીયાતિ. ૨ થૂં તાં. જાણે. અમૃત. ૫ પૂત્ર. ૬ કર્યા તાં સનાથ. ૭ વધાંમણી. ૮ સહિત. શુકનાસિનિ. ૯ બહૂ. ૧૦ ઉછવ. ઘણાં તેણિ મંદિરિ. ૧૧ ષષ્ટિનૂં. દિન. ૧૨ મુની. ૧૩ સ્વપ્ન માહિ ચેણિ. નિરષ્યુ. ૧૪ પિસતુ ૧૫ અનુરૂપે. કુઅરનૂં ૧૬ પરઠી. આંણી. ૧૭ પ્રધાંન. પૂત્રનૂં. નાંમ. ૧૮ ચૂડ. કાંમ. ૧૯ પ્રધાંનિઇ. પૂત્રનઇ. યે. ૨૦ બહૂ. ૨૧ બહૂ. ૨૨ પાંમિ. નિરષતુ. ૨૩ રાયિ. ૨૪ કુઅરનિ. વિઘાત.

સિપ્રાતીરિ કરાવી એક અધ્યયન કરવા શાલ.
મનોહર પ્રાકાર તેહનુ ક્રોશ અર્ધ વિશાલ.
હિમાચલ નિ અનુકરિ ઇમ સુધાધવલ સુધામ.
એક નિર્ગમદ્વાર આગલિ; પાઠશાલ અભિરામ.
૫ દિવસ શોભન લગન જોઈ ઉચ્છવ કરી અનેકિ
પુત્રનિ નેસાલિ મેહેલિ ગુરુકુલિ સવિવેક.
રમકડાં મેહેલાવિયાં; સવિ કરાવ્યા શૃંગાર;
વૈશંપાયન સંઘાતિ નિ અવરિ રાજકુમાર.
માન દેઈ આચાર્યનિ, વાજતિ બહુ નીસાણ,
૧૦ પુત્ર સૂંપ્યુ રાયજી આપી ય દક્ષિણા પાન.
દિવસ દિવસિ રાયજી વિલાસવતી લેઈ સંગિ
નિરખિ આવી પુત્રનિ અંતરિ આણી રંગ.

આચારજ આદર કરિ. કૂંઅર કરિ અભ્યાસ.
કાલ થોડિ વિદ્યા સઘલી પ્રગટ થઈ પ્રકાશ.
૧૫ મલ રહિત દર્પણ માંહિ જેમ પ્રકાશિ રૂપ,
તિમ વિદ્યા પ્રકાશિ; આનંદ પામિ ભૂપ.
પદ, વાક્ય, પ્રમાણ. ભણિઉ નિરુક્ત ભેદ જે વર્ણ;
ધર્મશાસ્ત્ર સવે ભણ્યાં નિ રાજનીતિ વ્યાકરણ;
વ્યાયામવિદ્યા કરિ નિ ધરિ ચક્ર નિ ચાપ,
૨૦ ચર્મ, ખડ્ગ નિ શક્તિ તોમર, પરશુ, ગદા પ્રતાપ;
રથ ખેડિ, ગજિ ચઢિ નિ ફેરવિ તુરંગ;
વેણુ, વીણા, કાંસ્ય, દર્દુર, વજાડિ મૃદંગ,
તાલ, પટહ પ્રભૃતિ વાજિત્ર; ગીત, નૃત્તના ભેદ
ભરત નારદ પ્રોક્ત, જાણિ પૂર્ણ ગાંધર્વ વેદ;
૨૫ શાલિહોત્ર, સામુદ્રિક ભણિઉ, ગજ પરીક્ષા ગૂઢ,

---

૧ સીપ્રા. અધ્યન. ૩ હેમાચલનિ. એમ. ૪ પટશાલા. ૫ ઉછવ. ૬ નેસાલે મેહેલે. વિવેક. ૭ રમેકડાં મેહેલાંવીયાં. ૯ માંન. આર્ચાર્યનિ. બહૂ નીંસાણ. ૧૦ પૂત્ર સુંપ્યુ. દક્ષણા પાંન. ૧૧ દ્દિવશિ. ૧૨ નિરપી આવિ. આંણી. ૧૫ રહીત. માહિ ચમ પ્રકાસિ. ૧૬ પ્રકાસિ. પાંમિ. ૧૭ ભણીઉ. યે. ૧૮ વ્યાકર્ણ. ૨૦ ચચર્મ. ૨૧ ષેડિ. ૨૩ પ્રભૃત. નૃત્યના. ૨૪ ભારત. જાંણે. ૨૫ સાંમુદ્રિક ભણીઉ.

પત્રચ્છેધ નિ ચિત્ર, પુસ્તકકર્મ તાં જે ગૂઢ;
સર્વિ ધૂતકલા કલી; શકુનશબ્દ પ્રમાણ,
ભાષા, સંજ્ઞા દેશ સવિની, પારશી ભેદ વિનાણ,
ગ્રહગણિત નિ રત્નપરીક્ષા, ગજદંતવ્યાપાર,
૫ દારુકર્મ નિ વાસ્તુવિધા, આયુર્વેદ અપાર,
મંત્ર જંત્ર વિષાપહરણ સુરંગના પ્રકાર,
લંઘન, તરણ, આપ્લવન, રોહણ, ઇંદ્રજાલવિકાર,
કામશાસ્ત્ર નિ કથા, નાટક, કાવ્ય, ભારત, પુરાણ,
રામાયણ, સાહિત્ય સઘલાં ચિત્રભેદ બંધાણ.
૧૦ ભીમની પરિ બલ ભારિ; એક ખડ્ગ પ્રહારિ
અનેક તરુ તાડના છેદિ, નલિન દંડ જમ ધારિ.
દશિ પુરુષિ ધર્યૂં જાઇ, તે ધનુષ લેઈ હાથિ
અતિ ઘણું અભ્યાસ તાં કરિ વૈશંપાયન સાથિ.
પાંશુ માંહિ પ્રથમ ક્રીડા કીધી તેહનિ સંગિ.
૧૫ મિત્ર વ્હાલુ વૈશંપાયન રમિ એકઠા રંગિ.
નિમિષ રહ્યૂં જાઇ નહીં તે વિના રાજકુમારિ.
વૈશંપાયન તે વિના પણ રહી ન સકિ લગાર.

ઇમ સકલ વિધા આવડી નિ પરગટ્યૂં યૌવંન,
પિચ્છિ કરી જમ મયૂર કેરૂં વિરાજિત તાં તંન.
૨૦ પ્રથમ રૂપિ રૂઅડુ વલી શોભા વિણી સોય.
નવા સેવકની પિરિ સમીપિ મન્મથ હોય.
લક્ષ્મી સાથિ વક્ષસ્થલ તે થાઇ અતિ વિશાલ;
બંધુ મનોરથ સાથિ પૂરાઇ ઊરુદંડ તતકાલ;
શત્રુ સાથિ સૂક્ષ્મ થાઇ દેહનુ મધ્યભાગ;
૨૫ દાન શૂં વિશાલ થાઇ નિતંબ જોઈ લાગ;

---

૧ પત્રછેદ. ચે પ્રૌઢ. ૨ પ્રમાંણ. ૩ દેસ સવિની. ૪ ગણીત. ૬ યંત્ર. ૮ પુરાંણ. ૧૦ પ્રહાર. ૧૧ અનેક તરુના તાડ. ડંડ યમ ધાર. ૧૨ દશે પુરુષે. ૧૩ અભ્યાસ તાં કરી ઘણું નિ. ૧૫ વાલું. એપટા. ૧૬ નહી. રાજકુમાર. ૧૭ સકે. ૧૮ એમ. ૧૯ પિછિ. યમ. કેરું. ૨૦ રુપિ. બિણી. ૨૩ બંધુ મનોરથ. ઉરુ. ૨૪ શુક્ષ્મ. ૨૫ દાંન. જોઇ.

આરોહણ કરિ રોમરાજી પ્રતાપ સાથિ દેહ;
આજ્ઞા સાથિ પ્રૂઢ થાઇ ભુજશિખર તાં એહ;
સ્વર સંઘાતિ હૃદય તેહનૂં થયૂં તાં ગંભીર;
યૌવનનુ આરંભ થયુ, વિદ્યા સંપાડી વીર.

૫ વિદ્યા પૂરણ થઈ જાણી રાઇ જેણી વાર,
બલાહક તાં મોકલ્યુ તેડવા નિ કુમાર.
રથ તુરંગ પદાતિ સાથિ જઈ રહ્યુ તે દ્વારિ;
મંદિર માંહિ પરવર્યું, જંવ નિવેદ્યુ પ્રતિહારિ;
કૂંઅરિ આપી આગન્યા તિહાં; બીઠુ તે આસંન;
૧૦ કર જોડી નિ ઉચ્ચરિ એણી પિરિ વીર વચંનઃ–
કૂંઅરજી ! તહ્મો સાંભલુ, મુખ જોવા રાનૂં મંન.
કહાવ્યૂં છિ પિતાઇ, જે 'વિદ્યા ભણિયા ધન્ય.
કલા સઘલી તહ્મો શીખી, શાસ્ત્ર પિરિ પિરિ.
દર્શન દેવા પ્રજાનિ હવિ, આવીઇ સુત ! ઘિરિ.
૧૫ દસ વરસ તૂહ્મિ થયાં ગુરુકુલિ કીધાં વાસ.
વરસ પન્નર થયાં પૂરણ. પૂરુ પ્રજાની આશ.
માત સવિનિ પ્રણામ કરુ; સુખ ભોગવુ જે રાજ;
નવયૌવન તહ્મો પામિયા. હવિ સર્યાં અહ્મારાં કાજ.'
ઇંદ્રાયુધ તાં અશ્વ એ મોકલ્યુ છિ રાજાન
૨૦ ચડવા કારણિ તહ્મનિ, જે ગતિઇ ગરુડ સમાન.
પારસીકર દેસનિ રાઇ રાનિ કીધું ભેટય.
અયોનિજ એ ઊપનુ રે ઉદધિ માંહાંથી નેટ.
લક્ષણ જાણિ અશ્વનાં તેહનિ દેખાડયુ રાઇ.
ઉચ્ચૈઃશ્રવાનાં ચિહ્ન સઘલાં એહ માંહિ કિહિવાઇ.

---

૨ આગ્ના. ભૂજ. ૪ યૌવંન. થઉં. સૂંપાડી. ૫ યેણી. ૬ મોકલ્યું. ૭ તુરંગ રથ પદાતે. ૮ પરવર્યું. પ્રતિહાર. ૯ કુંઅરિ. આજ્ઞા. બિઠું. ૧૧ સાંભલું. સુખ. ૧૨ કાહાવ્યૂં, છિ તાહ્મિ પિતાઇ યે. ભણીયા ધ્યંન. ૧૩ શીખી. ૧૪ હવિઇ. ૧૫ ગૂરુ. ૧૭ માતા. પ્રણાંમ. સુખ. યે. ૧૮ પાંમીયાઃ ૧૯ રાજાંન. ૨૦ યે. સમાંન. ૨૨ ઊદધી. ન્યેટ. ૨૩ જાણિ અશ્વના. દેખાડયુ રાય. ૨૪ ઉચ્ચૈઃશ્રવાનાં. કિહિવાયિ. . .

એહવુ હય હૂઉ નહીં, હવડાં નથી, નહિ હોય.
તુઝનિ કારણિ મોકલ્યુ અંગીકાર કીજિ સોય.
રાજકુંઅર સહસ્ર સુંદર મોકલ્યા છિ ભૂપ;
પ્રણામ કરવા વાંછિ છિ તે ઊભા દ્વારિ અનુપ.

૫ વચન તેહનાં સાંભલી આગન્યા દીધી એહ.
અશ્વ આણ્યુ મંદિર માંહિ. રાજકૂંઅરિ તેહ
નયન કરી નિહાલિયુ નિ થયુ અતિ રલિયાતિ.
"અશ્વરત્ન એ પામિયુ સૌભાગ્ય માહારુ તાત!
હરિઇ એ દીઠું ન, તુ થાઇ ગરુડિ આરૂઢ.
૧૦ ઉદધિઈ તાં ઇંદ્ર વાલ્યુ એક અશ્વિ મૂઢ."
એણી પિરિ અતિ સ્તુતિ કરી ચડવા નિ કીધૂં મંન.
અશ્વ હેષારવ કરિ છિ ઊર્ધ્વ કરી આનંન.
ઊલંઘવા શૂં ઈછિ છિ રે જાણીઇ ત્રૈલોક્ય!
ખુરીઇ શૂં ખણિ છિ પાતાલિ કરવા ઓક!
૧૫ કનક કેરૂં ચૂકડું, હીરે જડયૂં પહ્લાણ,
કેશવાલી ચિત્રવર્ણી દીસિ છિ પ્રમાણ.
કુંઅર મન માંહાં ચીંતવિ, "કો એક છિ શૂં દેવ?
મહાનુભાવનિ શાપથી કો અવતર્યુ અવસ્યમેવ?
પુરાણિ સાંભલ્યૂં છિ રે રંભા જે વર નારિ,
૨૦ સ્યૂલશિરા મુનિ તણિ શાપિ, વડવાનુ અવતાર
મૃત્તિકાવતી અવતરી શતધન્વા રાનિ ઘિરિ,
ઘણુ કાલ રહી સાહી તે શાપિ એણી પિરિ."

હીસારવ ઘોડુ કરિ; રા થયુ તાં અસવાર.
વૈશંપાયન અશ્વ ચડી પાસિ રહ્યુ તેણી વાર.

---

૧ હઉંઉ નહી. નહી. ૩ રાજકુઅર. ૪ પ્રણાંમ. અનૂપ. ૬ આંણ્યુ. રાજકુઅર. ૭ નીહાલીયુ. રલીયાતિ. ૮ પામીયુ. ૯ નથી તુ. ૧૦ ઉદધીઇ. વાહ્યું એક અશ્વ આપી. ૧૨ હેસારવ. ૧૩ જાંણીઈ. ૧૪ ક્ષૂરીઇ પણિ. ૧૫ કેરુ ચુકડૂં. પલાંણ. ૧૬ ચિત્રવર્ણિ. પ્રમાંણ. ૧૭ કુઅર. માહાં ચીતવે. ૧૮ શાપ કો માંનભાવનિ. અવશમેવ. ૧૯ પૂરાંણિ. ચે. ૨૧ મૃત્યકાવતીઇ. ૨૩ હીંસારવ.

અનેક રાના કૂંઅર પૂઠિ; વરતિ જય જય વાણિ;
સૂત માગધ વંશ બોલિ; બંદી કરિઇ વખાણ.
કનકદંડનૂં છત્ર સુંદર પાસિ ઝાલિ દાસ,
(ઢુંચમર ઢાલિ બિહુગમાં) દીસિ અતિ પ્રકાશ.
૫ ક્રમિ ચાલી નગરિ આવ્યુ દેહવંત જમ કામ.
નગરલોકિ છાંડિયાં દર્શન કરવા કામ.
ઉદય સમિ જિમ ઇંદુનિ રે જૂઇ પ્રેમિ જંન,
રાજકૂંઅરનિ તિમ જૂઇ દેહ માની ધન્ય.
"કાર્ત્તિકેયનિ વિડંબિ છિ જોતાં એહ કુમાર.
૧૦ નિર્ભયપણિ નિહાલશૂં. ધન આપણા અવતાર.
જન્મ આપણુ સફલ થ્યુ! થ્યા મનોરથ સવિ પૂર્ણ!
દર્શન ચંદ્રાપીડનિ રે દુઃખ થ્યાં સવિ ચૂર્ણ.
અંજલી કરી નિ સહૂ પ્રાણી કરિ છિ પ્રણામ.
નગર જાણી હર્ષિ લોચન આવતુ જોઈ સ્વામિ.

૧૫ નિશાલિથી આવતુ સાંભલી તે સવિ નારિ
જોવા વેગિ નીસરી અધ કરી તાં શણગાર.
એક દર્પણ કરિ ગ્રહી નિ તિલક કરતી ભાલિ,
એક વીણી ગૂંથતી નીસરી તે તતકાલિ.
એક લેઈ ઉલતુ નિ રંગતી'તી પાગ.
૨૦ એક અધવચિ નીસરી, કટિ મેખલાનુ વિભાગ.
એક હાર પરોવતી અધવચિ ઊઠી ધાય;
મોતી સવિ તે વિખરાણાં, દોરડુ રહ્યુ તે પાય.
એક નૂપુર કર માંહાં બીજૂં તે પિહિરૂં ચરણ.
એકનૂં એક કુંડલ પડચૂં નિ એક પિહિર્યૂં કરણ.
૨૫ હાર ત્રૂટિ; ચીર છૂટિ; રોતાં મેહેલિ બાલ.

---

૧ રાયના કુંઅર. વાંણિ. ૨ કરિ વપાંણ. ૫ યમ કાંમ. ૬ છાંડાયાં. કાંમ. ૭ ઉદ્રિય. ૮ માંની ધંન્ય. ૯ કાર્ત્તિકેનિ. ૧૦ નિર્લચપાંણ. ૧૧ આપણં. થ્યું. ૧૨ દુઃષ. ૧૩ પ્રાંણી. પ્રણાંમ. ૧૪ જાંણી હર્ષ. ૧૫ નેસાલેથી. ૧૬ નીશરિ. કરિ. ૧૮ ગૂથતી નીશરી. ૧૯ રંગતીતી. ૨૦ નીશરી. મેખલા પુ વિભાગ. ૨૧ પરોજતી. ૨૨ વિષરાંણાં. ૨૩ ચર્ણ. ૨૪ કર્ણ. ૨૫ મેહેલે.

એક મજ્જન ભોજન છાંડી ચાલિ તાં તતંકાલિ.
કુણિકિ તાં અર્ધ મેહેલ્યૂં કરતાં વારુણી પાન.
એક બીડી મુખ, ધરી અધવચ્ચિ મેહેલ્યાં પાન.
કેયૂર નૂપુર કંકણ આથડિ ચાલતાં માંહોમાંહિ;
૫ રાજમારગિ કુલાહલ અતિ ઘણુ થાઇ ત્યાંહ.
વાતાયન માંહિ મીટિ માંડી મંદિરિ મંદિરિ જોય;
જાણીઇ આકાશનલિની કમલ ફૂલ્યાં હોય.
સોપાન–મણિ ઊતાવલી કરિ ચરણ કેરા ઘાત,
( નાદ નૂપુરના ઘણા ) જાણીઇ વિદ્યુતપાત.
૧૦ પ્રાસાદ નારીમય દીસિ; ગગનતલ તેણી વાર
ઇંદુ કોડિ જમ ઉદય પામ્યા, વદન વિલસિત સાર.
ચરણિ કરી નિ મહી જાણી પલ્લવમય વિસ્તાર.
આભરણનિ મયૂખિ કરી ઇંદ્રધનુપાકાર.
કૌતુકિ નિશ્ચલ નેત્રિ કરી નિ નિહાલિ જે નારિ
૧૫ માંહોમાંહિ વચન બોલિ શબ્દ વિવિધ પ્રકાર.
હાસ્યિ, ક્રોધિ, ઇરિષ્યાઇ, કામ કેરિ તાપિ,
અસૂયા, સ્પૃહા થકી એમ વાદ વદતી આપ.

## કડવું ૧૦.

રાગ રામગ્રી,

ઉન્મત્તે ! ઊતાવલી ! સુણિ સુંદરી, ઊઢણૂં આપ સંભાલિ. ગિહિલી કુણિ કરી ?
કચ્ચલટ મુખ પરિ લટકતી ,, કરિ કરી પાછી વાલિ. ,,
ચંદ્રલેખાઇ ચકિત થઈ ,, કાં પડિ આખડી આજ? ,,
ઉપહારકુસુમ કરિથી ગિર્યાં ,, દર્શન કરવા કાજિ ! ,,
મદનાંધે મનિ સ્થિર કરુ ,, ઊંચૂં મેખલા દામ. ,,

૧ છાડી. ૨ પાંન. ૩ મુપ. પાંન. ૪ માહોમાહિ. ૬ મીંટિ. મંદિરિ (૨). ૭ જાંણીઇ. નલની. ૮ સોપાંન. ૯ જાંણીઇ વિદ્યૂત. ૧૧ યમ ઉદિય પાંમ્યા. ૧૨ ચરણે. જાંણે. ૧૩ આભ્રંણનિ મયૂપે કરી જાંણે ઇંદ્ર. ૧૪ નેત્ર. યે. ૧૫ માહોમાંહિ. વિવિધિ. ૧૬ ઇર્ષ્યાઇ. કેરે. ૧૭ એમા. ૧૮ 'કડવું ૧૦' નથી. ૨૦ ઉઢણું. ૨૧ મુપ. ૨૨ ચરે ચંદ્રલેખા ચકીત થઈ. આપડી. ૨૪ ઊંચૂં ગ્રહું મેપલાદાંમ.

લોલે! લીલાગતિ ગ્રહુ, સુણિ સુંદરી, કર્ણપત્ર કર ઠામિ. ગિહિલી કુણિ કરી?
યૌવનમાતી મલપતી! ,, જૂઇ છિ રે જંન. ,,
સ્યામા! સૂતી કાં થઈ? ,, ઢાંકિ પયોધર ધંન. ,,
નીલજ! છૂટૂં પિહિરણું. ,, સાચવિ થઈ સાવધાન. ,,
૫ આવિ, રે આવિ ઊતાવલી ,, જોવા આણિ સ્થાન. ,,
અલગી અસંતુષ્ટે! રહિ, ,, જોવા દિ એક વાર. ,,
તૂં ઙ જ જોઇશ કયાંહાંલગિ, ,, કુતૂહલિની અપાર? ,,
ચંચલહૃદયે! ચીતવુ, ,, દેખિ તુઝ ભરતાર. ,,
અવલૂં ઓઢયું, પિશાચિણી! ,, એ હસિ છિ સંસાર. ,,
૧૦ ગર્વિ શૂં નથી દેખતી? ,, જોવાનુ દિ માગ. ,,
દૂહિલિ ઊભી શૂં રહી? ,, દૂખશિ તાહારા પાગ. ,,
પાધરૂં જો, રે પાપિણી! ,, કાંઈ કરિઇ કટાક્ષ? ,,
લલિતા! લોક દેખિ ઘણા, ,, લોચન વારી રાખિ, ,,
પયોધરિ પીડી ઘણૂં, ,, પાછી રહિ લગાર. ,,
૧૫ એકલી ગૂખ રૂંધી રહી, ,, જોવા આપુ ઠાર. ,,
અનંગિ પરવશ કરી, ,, કાંઈ એક આણુ સાન. ,,
કાં ઊઢિ માહારૂં ઊઢણૂં? ,, પ્રીતિ થઈ અજ્ઞાન! ,,
કાં દ્રોડિ વૃદ્ધ દેખતાં? ,, વારિ આપણૂં મંન. ,,
આકલી આવડૂં થાઇ શૂં? ,, સ્વેદ વલિ અતિ તંન. ,,
૨૦ કામજવરિ સુગધે! પીડી; ,, ઊપાયુ અતિ રંગ. ,,
ઢાંકુ એ, મૃગલોચની! ,, પુલકિત છિ જે અંગ. ,,
ભાગશિ રે કટિ, કામિની! ,, શૂં કરિ મોડામોડિ? ,,
ચલિતે! લોક સાંહાંમૂ જૂઇ, ,, અહીં અંબોડુ મ છોડિ. ,,
હઇડૂં કાં સૂનૂં થયૂં? ,, ભૂલી ઘરની વાટ. ,,
૨૫ જૂ આગલિ; નથી દેખતી? ,, નહિ મંદિર, એ હાટ. ,,

---

૧ કરૂં. ૩ સાંમા સૂંની કાંઇ. ૪ નીર્લજ. સાવધાંન. ૫ અરે આવિ આવિ. આંણિ. ૬ અસંતુષ્ટે રહિ અલગી. ૭ કયાહાર લગિ કુતૂહલની. ૮ દેષિ. ૯ પિશાચિણી અવલૂં ઓઢયૂ. ૧૦ દેષતી. ૧૧ દુહિલિ. દૂષશિ. ૧૨ જોરિ. કરિ. ૧૩ દેષિ. રાષિ. ૧૫ ગુપ રૂધી. ૧૬ આંણુ. ૧૭ માહારૂં ઉઢણૂં કાં ઓઢિ. અજ્ઞાંન. ૧૮ વૃદ્ધ દેષતાં કાં દ્રોડિ. ૧૯ શૂં થાઇં. ૨૦ કાંમ. ઉપાયુ અતિ તરંગ. ૨૧ ચે. ૨૨ કિટિ ભાગશિ. ૨૩ લલિતે. અહી અંબોડા. ૨૪ હઈડૂં. સૂંનૂં. ૨૫ જો રે આગલિ. દેષતી. નહી.

આલસૂ! ધરિ બીશીરહી; સુણ સુંદરી, કાં લાગી એમ વાર? ગિહિલી કુણિ કરી?
નયન ઊઘાડુ નિરખવા, ,, ઓ આવિ રાજકુમાર. ,,
તડકુ લાગિ, તારુણી! ,, શિર પરિ અંબર ઊઢિ. ,,
સતીવ્રત રાખી રહી; ,, એહ ગ્રંથિ મનિ છોડિ. ,,
૫ દૈવિ વાહી વામ! તૂં, ,, જે પરપુરુષ ન જોય. ,,
કામ આવિ જાણી રતિ વિના! ,, એહનિ ન નિરખિ કોય? ,,
ઊઠિ. રે શૂં બીસી રહી? ,, જો નિ એહનૂં રૂપ. ,,
શીશિ પુષ્પનુ શેહરુ, ,, જાણી ઇંદુ અનુપ. ,,
કુંડલ કર્ણિ ઝલહલિ. ,, નિરખુ હસતા કપોલ. ,,
૧૦ નયણિ નિરખિ પ્રેમ શૂં, ,, માધ્ય કીકી લોલ. ,,
મધ્ય નાયક રક્ત હાર માંહિ, ,, જાણીઇ યૌવન રાગ ,,
પ્રવેશ કરંતાં દેહ માંહાં ,, બાહારિ રહ્યુ પરભાગ. ,,
વૈશંપાયન શૂં વદિ. ,, હાસ્ય કરિ છિ મંદ. ,,
દંત દીઠા એ દીપતા? ,, જાણી જપા માંહિ કુંદ. ,,
રજ ઊડી લાગી કુંતલિ ,, અશ્વ ખુરા આઘાત; ,,
બલાહક લુંછન કરિ ,, વસ્ત્રાંચલિ કરી વાત. ,,
એક ચરણ ઊંચુ કરી ,, કોમલ અંગુલિ રક્ત ,,
કેશવાલી ઉપરિ ધર્યું ,, લીલા લિહિર આસક્ત. ,,
ધન્ય ધન્ય તે કામિની, ,, જે પામશિ ભરતાર. ,,
૨૦ ધન્ય દેવી વિલાસવતી. ,, અવરિ સવિ પરિવાર. ,,
અવર વેપ શૂં વરણવૂં? ,, જાણી કોએક દેવ. ,,
માંહોમાંહિ કરિ વારતા, ,, મ્યલિયા જન જે ખેવ. ,,

## કડવૂં ૧૧

રાગ મેવાડુ.

સાંભલતુ તે સાંચરિ રે, નયનિ નિહાલિ જંન

૧ આલસૂં ધરિ બિશી. ૨ નિરપવા. ૩ શીર. ૪ સતિવ્રત રાપી. ૫ વાંમા. યે. નવિ. ૬ કાંમ. જાંણે. રવિના. ૭ બિશી. ૮ જાંણે. અનૂપ. ૯ કરણે. નીરખુ હસતાં. ૧૦ નયણે નિરખિ. ૧૧ રક્ત હાર માહિ મધ્ય નાયક. જાંણીઇ. ૧૨ એ બાહરિ. ૧૩ શૂં વાત કરી. ૧૪ જાંણે જપા કુસુમ માહિ. ૧૫ કુંતલિ રજ ઊડી લાગી. ક્ષુરા. ૧૭ નૂક એક. ઊચુ. અંગુલી. ૧૮ ઊપરિ. ૧૯ ધન્ય(૨). કાંમિની. યે પાંમશિ એ ભરથાર. ૨૦ ધ્યંન્ય. ૨૧ શુ. જાંણે. ૨૨ એમ માંહોમાહિ મ્યલીયા. વેવ. ૨૩ 'કડવૂં ૧૧' નથી.

પ્રેમકટાક્ષ હાસિ કરી રે. આનંદ સહૂને મનિ.

ઢાળ.

આનંદ સવિ મનિ ઊપનુ. આવિઉ રાજદ્વારિ
ભવન સુંદર રાયનૂં નિરખતુ વિવિધ પ્રકારિ.
૫ કો કુસુમ, લાજાઇ કોએક વધાવિ છિ નારિ.
હૃદય તેહનાં સંગિ જાઇ, દેહ રહ્યા તાં દ્વારિ.
અનેકિ ગજની ઘટા દ્વારિ ઝરિ મદની ધાર.
અનેકિ દેશના દૂત ઊભા; કાગલ કરિ છિ સાર.
અશ્વથી તે ઊતર્યું બહુ રાજકૂંઅર સાથિ;
૧૦ વૈશંપાયનિ ગ્રહ્યુ છિ કર ઊકરુ લેઈ હાથિ.
બલાહક પાસિ થિકુ રે માર્ગ કહિતુ જાય.
વિભૂતિ જોતુ તાતની તે મંદિર માંહિ પલાય.
કનકની કરિ લાકડી નિ શ્વેત સવિ શૃંગાર,
સ્તંભ આશ્રિ દ્વારિ ઊભા લઘુ વૃદ્ધ પ્રતીહાર.
૧૫ પ્રાસાદ ધવલ સુહામણા જાણીઇ દેવ વિમાન,
અશ્વશાલા અનુપમ નિરખતુ જાઇ સ્થાન.
હસ્તીણી શાલા, આયુધશાલા, રથશાલા જોય,
ઉદ્યાન, ક્રીડાશૈલ, વાપી, દીર્ઘિકા શુભતોય,
સંગીતશાલા, થાઇ છિ જિહાં નૃત્ત, નાદ મૃદંગ,
૨૦ તાલ, હસ્તકભેદ તાંડવ, ઊપજિ અતિ રંગ.
પરદેશથી જે અશ્વ આવ્યા ફેરવિ છિ દાસ,
નિરખતુ તે સાંચરિ પામતુ અતિ ઉહ્લાસ.
ધર્મકારી ધર્મ ચર્ચા કરિ છિ વિસ્તારિ;
રહી ઊભુ સાંભલિ આનંદ અંગિ કુમાર.
૨૫ ભિત્તિ ભિત્તિ કર્યાં છિ અતિ મનોહર ચિત્રામ,

---

૩ આવીઉ. ૪ ભુવન. નિરષતુ. વિવિધિ. ૫ કો લાજાઇ. ૯ બહૂ. ૧૦ વૈશંપાયને. ૧૧ માર્ગ. ૧૫ સુહાંમણા ૭ જાંણીઇ. વિમાંન. ૧૬ અનોપમ. નિરષતુ. સ્થાંન. ૧૭ હસ્તિણી. ૧૮ ઉદ્યાંન. દીર્ઘકા. ૧૯ નૃત્ય. ૨૨ નીરષતુ. પાંમતુ. ૨૩ વિસ્તાર. ૨૫ ભિત્તિ(૨). ચિત્રાંમ.

વૈશંપાયનનિ દેખાડિ રહી ઠામિ ઠામિ.
ધૂતશાલાઇ દુરોદર જે રમિ છિ પ્રકાશ,
ઊભુ રહી નિ નિરખતુ સાંચરિ કુંઅર આવાસિ.
મલ્લ બલિયા કાર છિ અભ્યાસકારણિ શ્રંમ;
૫ નિરખતુ તે નીસર્યું તેહના તનુનાં કર્મ.
ગીત, વીણા; કાવ્ય; ગોષ્ટી; પ્રહેલિકા પરિબંધ;
હરિણ, હંસ, શિખંડી, પિક, શુક, સારિકા સંબંધ;
મેષ, કુક્કુટ, કપિંજલ નિ લાવકના સંગ્રામ;
કાદંબ, હારીત, ચકોર વલી બોલતા અભિરામ;
૧૦ ક્રીડા કંદુક, પાંચાલી, વહમાન દોલા લોલ,
બાલક બહુ બહુ રમિ છિ સ્વચ્છ વદન કપોલ;
આકાશ ઊડ્યાં પારાપત, આહ્વાન, અવનીપાત;
અનેક કૌતુક નિરખતુ આવિયુ જિહાં છિ તાત.

પ્રતીહાર આવી પાગિ લાગિ, જે કરાવિ પ્રવેશ;
૧૫ જઈ કહિઇ વધામણી, બીઠુ જિહાં છિ નરેશ.
દાસી દાસ પ્રણામ કરતિ ધરતિ મન ઉલ્હાસ,
કુંઅર જઈ ઊભુ રહ્યુ તે પિતા કેરિ પાસિ;
પ્રણામ કરિ છિ શીશ નામી. આલિંગન દિ રાય;
હર્ષજલ સુતશીશ સીંચિ; ઊલટ અંગિ ન માય.
૨૦ રાય કેરા ચરણ આગલિ બીઠુ મહી સુઆરિ.
વૈશંપાયન સમીપિ આવી બીઠુ તેણિ ઠારિ.
ચમર ઢાલતી રહી નારી જૂઈ કુંઅરનું રૂપ.

---

૧ દેપાડિ. ઠાંમિ ઠાંમિ. ૨ ઘૂતશાલા. ૩ ઊભો. નીરખતુ. કૂઅર અવાશિ. ૪ બલીયા. ૫ નીરખતુ. નીશર્યુ. કર્મ. ૬ વેણા. ગોષ્ટી. ૭ શિખંડિ. સમંધ. ૮ કુર્કટ કપિંજલ લાવકના. ૯ હારીત શુક પિક જે. અભિરાંમ. ૧૦ વહમાંન. ૧૧ બાલક બહુ રમિ છિ સ્વચ્છ. ૧૨ આહ્વાંન. ૧૩ એમ અનેક. નિરખતુ આવીયુ. ૧૪ લાગિ કરાવિ. ૧૫ વધાંમણી જિહાં બિઠુ. ૧૬ દાશી. પ્રણાંમ. મંનિ. ૧૭ કુઅર. પાશિ. ૧૮ પ્રણાંમ. શીસ નાંમી આલિંઘન. ૧૯ શીસ શીંચિ. ઉલટ. ૨૦ ચર્ણ. બિઠુ. ૨૧ બિઠુ. ૨૨ જોઈ કુઅર કેરૂ.

દૃષ્ટિ માંડી નિઇ નિહાલિ પ્રેમપૂરિત ભૂપ.
ઘડીક જોઈ રાઇ બોલિ, "ઊઠું પ્રાણાધાર !
વિલાસવતી અતિ વાટ જૂઇ; જઈ કરુ નિ જુહાર.
અવરિ માતા સવિ સંતોખુ પુત્ર! દેઈ દર્શન."
૫ શીશ નામી ઊઠિયુ સાંભલી રાય વચંન.

અનેકિ દાસી સહિત આવિ માતા તણિ ભવંન.
અગણિત અબલા કરિ કારજ; શોભિત સદા સદંન.
માતા આસનિ બીઠી છિ; છિ ઉત્તમ વેપ વિશાલ.
જરત્ પ્રવ્રજિકા કહિ છિ કથા વિવિધ રસાલ.
૧૦ ચમર ઢાલિ ચતુર અબલા; પુષ્પ કરિ દુકૂલ;
એક બીડી કરિ કરી નિ ખવરાવિ તાંબૂલ;
એક જલભૃંગાર લેઈ રહી છિ તવ નારિ.
પ્રેમ શૂં જઈ ચરણ લાગુ માતનિ કુમાર.
ઊઠી આલિંગન દિ તવ પ્રસ્નવ ધરી અતિ પ્રેમ;
૧૫ મસ્તકનૂં આઘ્રાણ કરી નિ પૂછિ કુશલી ખેમ.
અવની લાગુ બીસવા, તાણી લીધુ ઉચ્છંગિ.
વૈશંપાયન આગલિ બીઠુ પ્રેમપૂરિત અંગ.
વલી વલી આલિંગન દેઈ ફેરવી અંગિ પાણિ
વીર પરતિ વિલાસવતી એણી પિરિ બોલિ વાણિઃ—
૨૦ "કઠિણ, કૂંઅર, પિતા તાહારુ, મેહેલ્યુ એટલા દિન !
વિરહ હૂં પામી ઘણૂં; અતિ તાપ પામ્યૂં તંન.
રમતિ કિમ તુઝ વીસરી ? કિમ કીધી ગુરુની સેવ ?
થોડા ધાહિ વિદ્યા એવડી આવડી કિમ ખેવ ?
તાહ્રા પિતાના પ્રસાદથી સવિ વિદ્યા પિરિ પિરિ
૨૫ પામી નિ સુત ! આવિયા આનંદ શૂં આ ઘિરિ.

---

૧ દ્રષ્ટિ. ૨ ઘડી એક. પ્રાંણાધાર. ૪ સંતોષુ. ૫ શીસ નાંમી ઊઠીયુ. ૮ બઠી છિ ઉત્તમ. ૧૧ કરી કરી નિ પવરાવિ. ૧૩ માતાનિ. ૧૪ આલિંઘન દિ પ્રશ્રવ ધરિ. પ્રેમ. ૧૫ આઘ્રાંણ. પેમ ૧૬ બિસવા તાંણી. ઉછંગિ. ૧૭ બિઠું. ૧૮ વલી(૨) આલિંઘન. ૧૯ વાંણિ. ૨૦ કૂઅર. ૨૧ પાંમી. પાંમ્યૂં. ૨૨ વીશરી. ૨૩ ઘાડે. પેવ. ૨૫ પાંમી નિ. આવીયા.

જિમ વિદ્યા ગ્રહી આવિયા હું જોઉં છું આ વારિ,
તિમ વધૂ લેઈ આવિયા નિરખીઇ પ્રેમ અપારિ.
લાડ્ડ કુંઅર નીગૂં જાઇ. મા ચુંબન કરિ કપોલિ.
ક્ષણૂ એક બીસી ઊઠિયુ કર્ણિ તે કુંડલ લોલિ.
૫ અવરિ માતાનિ અંતઃપુર માંહાં જઈ નામ્યૂં શીશ.
માતાઇ કુંઅર વધાવિયુ નિ દીધી બહુ આશીસ.

રાજકુલથી નીસર્યું ઇંદ્રાયુધિ થયુ અસવાર.
રાજકૂંઅર અનેકિ સાથિ પરવર્યું પરિવાર.
શુકનાસનિ મંદિર આવ્યુ સકલ રિદ્ધિ ભંડાર.
૧૦ યદ્યપિ જાતાં કો ન વારિ, ઊભુ અજિર દ્વારિઃ
ઇંદ્રાયુધથી ઊતર્યું તે; વૈશંપાયન જોડ.
કરિ વલગી ચાલિયા દર્શનનૂં અતિ કોડ.
જાણી બીજૂં રાજગૃહ અનેકિ દાસી દાસ.
અનેકિ રાજા બીઠા છિ, સેવા કરિ પ્રકાશ.
૧૫ વેગલિથી શિર નામિયૂં. ઊઠ્યુ તવ પરધાન.
આવી આલિંગન દિઇ સુત સહિત તેણિ સ્થાન.
કનકઆસન આદરિ આપિઉં પ્રેમ શરીર.
વિનય કરી વસુધા પરિ બીઠું તિહ્વારિ વીર.
શુકનાસ નિજ આસનિ બીઠું; અવરિ રાના તંન
૨૦ અવનીઇ બીઠા સવે. પરધાન વદિઇ વચંનઃ–
"ધન્ય, કૂંઅર, આજ જાણી રાયનુ અવતાર,
વિદ્યા ભણી તૂં આવિયુ પામિયુ યૌવન સાર!
પુણ્ય પેલા ભવ તણૂં, આ જન્મનાં શુભ કર્મ,

---

૧ ગ્રહી ફિરિ આવીયા. વાર. ૨ આવીયા નીરખીઇ. અપાર. '૩ કૂંઅર નીચૂં. ૪ બિશી ઊઠીયું કરણે. લોલ. ૫ અંતઃપુર માંહિ. નાંમ્યાં શીસ. ૬ કુંઅર વધાવીયુ. બહૂ. ૭ રાજકૂલથી નીશર્યું ઇંદ્રાયુદ્ધિ. ૮ પરવાર. ૧૧ ઇંદ્રાયુદ્ધિથી. ૧૨ ચાલીયા. ૧૩ જાંણે. દાશી. ૧૪ બિઠા. ૧૫ વેગલેથી. નાંમીયૃ. ઊઠીયુ. પરધાંન. ૧૬ દિ. સહીત. સ્થાંન. ૧૭ આપીઉ. ૧૮ કરી નિ. ઊપરિ બિઠું. ૧૯ નીજ આસંનિ બિઠું. રાયના. ૨૦ અવનીયિ બિઠા. વદિ. ૨૧ ધંન્ય કૂઅર. જાંણે. ૨૨ આવીયુ પાંમીયુ.

ગુરુ દેવ તીરથ સેવ્યાનાં ફલ, સાચવ્યા જે ધર્મ!
ત્રૈલોક્યરત્ન તું અવતર્યું! કિહાં ૨૫ વય યૌવન,
થોડિ ઘાડિ એવડી કિહાં વિદ્યા ભણિયુ ધંન!
લક્ષ્મી વવરાણી સહી, ધરી પરતક્ષ દેહ
૫ આવી તાહારિ ઘિરિ પત્ની જુ ન થાઇ તેહ."
એહવૂં કહી આભરણ આપ્યાં વસ્ત્ર કુસુમ અનેકિ;
પૂછી નિ વુલાવિયુ આગન્યા દેઈ વિવેકિ.
અંતઃપુર માંહિ ગયુ જિહાં વૈશંપાયનની માત.
મનોરમાનિ પાગિ લાગુ; પૂછી પ્રેમિ વાત,
૧૦ આગન્યા માગી વલ્યુ વેગિ અશ્વિ થઈ આરૂઢ;
મંદિર નિજ તે આવિયુ. આવાસ અતિશિ પ્રૂઢ.

શ્રીમંડપ માંહિ શયન સુંદર બીહુ મહૂરત માત્ર;
સ્નાન ભોજન પછિ કર્યૂં; આનંદ પામ્યુ ગાત્ર.
પોતાનૂં જિહાં શયનસ્થાનક, ગૂઢ જોઈ પ્રદેશ
૧૫ ઇંદ્રાયુધ તિહાં બાંધિયુ, પ્રીતિ કરી પ્રવેશ.
દિવસ એમ તે અતિક્રમ્યુ; નિ અસ્તાચલિ રવિ જાય.
ચક્રવાકનિ મરણ સમ વિયોગવેલા થાય.
પક્ષી વૃક્ષિ કિલકિલિ નિ રક્ત પલ્લવવાન
દીપિકા પ્રગટ થઈ બહુ ભેદ સ્થાન સ્થાનિ.
૨૦ બહુ દીપિકાઇ પરવર્યું તવ સભા આવ્યુ શૂર;
પિતાનિ પ્રણામ કરી નિ બીહુ. વાજિ તૂર.
મહૂરતમાત્ર રહી વલ્યુ, આવિયુ શયનાગાર.
આગન્યા દેઈ વાલિયા જે રાયના કુમાર.
સુખશય્યાઇં શયન કીધૂં. નિશા થઈ અવસાન.
૨૫ પ્રાતિ ઊઠી કૃત્ય કીધૂં દંતધાવન, સ્નાન.

આગન્યા લેઈ રાયની, જવ નથી ઊગ્યુ ભાનુ,

---

૩ ઘાડે. કિમ. ભણીયુ. ૪ વવરાંણી. ૭ વુલાવીયુ. ૧૦ માગિ. આરૂઢ. ૧૧ આવીયુ. ૧૨ બિહુ. ૧૩ પછિ સ્નાન ભોજન સવિ કર્યૂં. પામ્યું. ૧૪ સ્થાંનક. જોઇ. ૧૫ તે બાંધીયુ. ૧૮ વૃક્ષે. વાંન. ૧૯ બહૂ. સ્થાંનિ સ્થાંનિ. ૨૦ બહૂ. ૨૧ બિહુ. ૨૨ આવીયુ. ૨૩ વાલીયા. ૨૪ સુપ. અવસાંન. ૨૬ ચવ.

અશ્વ ચડી નિ નીસર્યું મૃગયા મન ઉધાન.
અનેક ભીલ નિષાદ સાથિ. ધર્યાં વાગુર જાલ;
વ્યાઘ્રચર્મ તે ઊઢિયાં; અતિ દીસતા વિકરાલં.
એક ધાઇ, ઊજાઇ; નિ કોલાહલ અતિ હોય.
૫ ગજ રથ સેના સાથિ લેઈ વંનિ ચાલ્યુ સોય.
ધનુષટંકારવ કરી અતિ તીક્ષ્ણ મેહેલ્યાં બાણ;
શરભ, શૂકર, કેશરી, મૃગ મારિયા બહુ પ્રાણિ;
કેટલા ઝાલ્યા જીવતા: જેટલિ થ્યૂં મધ્યાહ્ન.
સ્વેદ અતિ અંગિ વલિ, જાણીઇ કીધૂં સ્નાન.
૧૦ શૃંખલા ખલખલ કરિ નિ લાગૂં પીઠિ પલ્લાણ.
વૃક્ષપલ્લવ ધર્યાં માથિ આતપવારણ પાણિ.
વિવિધ કુસુમલતાઇ ધૂસર જાણીઇ શૂં વસંત.
પાલા સવિં પાછલિ રહ્યા; રાજપુત્ર સંગ લસંત.
'એ મહિપ કેહેવુ મારિયુ મિ, વેધિયુ કોરંગ!'
૧૫ આનંદિ એહવી વાત કરતા આવિયા ઘરિ રંગ.

અશ્વથી તવ ઊતર્યું; વીંજણિ નાંખી વાય
વિશ્રમી સ્વેદ રહિત કર્યૂં જલપાનથી શુભ કાય.
મહૂરતમાત્ર બીસી નિ આવ્યુ સ્નાન મંડપ માંહિ,
અનેકિ કુંભ કનક તણા નિ રજતના છિ જાંહ.
૨૦ હેમપીઠિ બીસી નાહ્યુ; કીધૂં દેવાર્ચન;
ભક્ષ્ય ભોજન કર્યા સહી જે સ્વાદુ ઉત્તમ અન્ન.
શુદ્ધ આચમનં કરી અ નિ તે પિહિરિ વસ્ત્ર દુકૂલ.
એટલિ રાણીઇ મોકલી કુલવર્ધના અનુકૂલ.
અનેકિ વિધિનાં વસ્ત્ર ઉત્તમ, આભરણ નિ અંગરાગ,

---

૧ નીશર્યું. ૨ વાગૂર. ૩ ઊઢીયાં. ૪ ઉન્નઇ. ૫ લેઇ. ૬ બાંણ. ૭ સરભ શૂકર મારીયા બહૂ પ્રાણ. ૮ ચેટલિ. મધ્યાંન. ૯ વલિં જાંણીઇ. સ્નાંન. ૧૦ શૃંપલા પલ-પલ. પહલાંણ. ૧૧ ધર્યા. પાંણિ. ૧૨ લતાઇ. જાંણીઇ વસંત. ૧૪ મારીયુ. વેધીયુ. ૧૫ આવીયા. ૧૬ નાંષી. ૧૭ શ્વેદ રહીત. પાંનથી. ૧૮ બિશી. સ્નાંન મંડપ ચાંહ. ૧૯ ચાંહ. ૨૦ બિશી. કીધૂ દેવતાર્ચનં. ૨૧ ભોજ્ય. સ્વાદૂ. અંન્ન. ૨૨ પિહિરી ૨૩ રાંણીઇ.

હાર મુક્તાફલ તણા નિ પુષ્પ સહિત પરાગ,
દાસી સાથિ અતિ ઘણી, આવી સમરપ્યાં તેહ.
રાજપુત્રનિ આપિયાં કુંઅરિ આણી નેહ.
વૈશંપાયન વિવેકિ કિહિ, 'એહનિ આપુ એહ.'
૫ યોગ્ય જોઈ સમરપ્યાં મિત્રનિ, જેહવા જેહ.
વસ્ત્ર ભૂષણ પિહિર્યાં પોતિ; ભક્ષ કીધાં પાન;
વદન દર્પણિ નિહાલ્યું; આનંદ ઊલટમાન.
ઇંદ્રાયુધનિ પાસ આવ્યુ રાજકુંઅર સાથિ;
ઘાસ આગલિ નીરિયૂં પોતે ગ્રહી નિ હાથિ;
૧૦ પ્રશંસા કરિ અશ્વની ગુણ કહી કહી વિસ્તારિ.
રાજસભાઇ આવિયુ, સંગિ રાયના કુમાર.
દર્શન કરી નિ તાતનૂં આવિયુ શયનાવાસ.
નિશા એણી પિરિ નીગમી આણી નિ મનિ ઉલ્લાસ.

બીજિ દ્યાહિ વીર બીઠું આનંદિ અંગણ માંહિ,
૧૫ કૈલાસ નામિ કંચુકી આવતુ દીઠું ત્યાંહ.
આગલિ કન્યા એક છિ કાંઈ ઊપજતિ યૌવંન,
વિનય લજ્જા નીતિ વિહિતી, માહા મનોહર તંન.
ઇંદ્રગોપ સરખૂં રક્ત અંબર, ક્વણિત નૂપુર પાય,
રાજગૃહની દેવતા જાણીઇ પ્રગટી કાય.
૨૦ કનકની કટિ મેખલા નિ ઉરજ પ્રગટ્યા પીન.
ગજગતિ લીલાં ચાલતી કર હલાવિ રતિ લીન.
તેજ સઘલી દિશા વ્યાપિ, કંઠિ અનુપમ હાર,
ઉદધિ માંહાંથી જાણી પ્રગટી, લક્ષ્મી તણુ અવતાર.
અધર નાસા નયન ઉત્તમ, વિમલ ગલ્લ કપોલ.
૨૫ કર્ણપત્ર હીરે જડ્યાં ચાલતાં દીપિ લોલ.

---

૧ પરા. ૩ આપીયાં કુઅરિ આંણી. ૫ યૌગ્ય. યેહવા દેહ. ૬ પાંન. ૭ દર્પણ. ૮ પોરા. રાજકુઅર. ૯ નીરીયુ. ૧૦ પ્રસંસા. વિસ્તાર. ૧૧ આવીયુ. ૧૨ આવીયુ. ૧૩ આંણી નિ મંનિ ઉહલાસ (ઉલ્લાસ). ૧૪ બિઠું. ૧૫ કૈલાશ નાંમિ. ૧૬ આગલિથી એક કન્યા. ૧૭ મહા. ૧૮ રારપૂં. નૂપર. ૧૯ જાંણીઇ. ૨૦ મેપલા. ૨૨ દીશાં. નૂપમ. ૨૩ જાંણે ઉદધી માહાંથી પરગટી. ૨૪ નાશા, ૨૫ દીસિ.

હાવભાવ કટાક્ષ જાણિ કામતંત્રના ગર્ભ,
સકલ સંપૂરણ કલા, ગતિભેદ કેરા નર્મ.
કન્યા લેઈ કંચુકી આવ્યુ કૂંઅરનિ કરી પ્રણામ
એણી પિરિ વાણી ઉચ્ચરિઃ–"સાંભલુ નિ સ્વામિ!
૫ વિલાસવતીઇ કાહાવ્યૂં છિ તે સાંભલુ. કહૂં વાત.
'પૂર્વિ કુંતલ દેશ જીત્યુ જઈ તહ્મારિ તાતિ.
કુંતલરાની એહ પુત્રી પત્રલેખા નામ
બંદી માંહાંથી ગ્રહી લાવ્યા રાય આણિ ઠામિ.
અંતઃપુરની દાસી માંહિ લેઈ મેહેલી ભૂપ.
૧૦ દૃષ્ટિ માહારી એ પડી. દીઠૂં મનોહર રૂપ.
અનાથ રાની સુતા જાણી આણી દયા અપાર
પુત્રીની પરિ પાસિ રાખી; પ્રીતિ પાલી નારિ;
વધારી મોટી કરી. મુઝ પાસિ રહી બહુ દિંન.
આજ મુઝનિ ઊપનૂં એહવૂં કૂંઅર! મંનિ,
૧૫ પાનનુ કરંડ વહિતી રહિ તહ્મારિ પાસિ.
એહવૂં જાણી મોકલી છિ સુંદર રૂપ પ્રકાશ.
બાલા એહનિ લડાવે; સુત! મ કરશુ કાંઈ રીસ.
ચપલપણૂં કાંઈ કરિ, તુ વારજ્યે થઈ ઇશ.
શિષ્યની પિરિ શીખામણ એહનિ કિહિજ્યુ સાર.
૨૦ ઘણુ કાલ ઊછેર્યાં માટિ મૂહ્નિ પ્રેમ પસાર.
રાજવંશિ ઊપની પરિચારિકા તુઝ જોગિ.
કાલ કેટલુ કરિ સેવા.' કહ્યુ એ ઉપયોગ."
વલતુ ચંદ્રાપીડ બોલિ, 'આજ્ઞા આપી માય,
શીશિ વચન ચઢાવિયૂં.' ઊલટ અંગિ ન માય.
૨૫ કૈલાસનિ આગન્યા દીધી. ત્યાહારપૂઠિ કામિની
સેવા કરિ અતિ કૂંઅર કેરી પ્રીતિભાવિ ભામિની.

---

૧ જાંણિ. કાંમ. મંર્મ. ૨ સકલ કલા સંપૂરણ જાણિ. ૩ કૂંઅરનિ. પ્રણાંમ. ૪ વાંણી. ૭ કુંતલા રાની. પત્રલેષા નાંમ. ૮ આંણિ ઠાંમિ. ૧૦ માહારી દૃષ્ટિ. ૧૧ જાંણી આંણી. ૧૨ રાષી. ૧૩ બહૂ દિન. ૧૪ કૂંઅર એહવૂં. ૧૫ પાંનનુ. પાશિ. ૧૬ જાંણી. ૧૮ કાઇ. વારયો. ૧૯ શીષામણ. કિહિયો. ૨૦ ઘણૂં. મૂહ્નિ. ૨૧ યોગિ. ૨૪ શીશિ વચનિ ચઢાવીયું. ૨૫ કૈલાશનિ આગન્યા. કાંમિની. ૨૬ કૂંઅર. ભાંમિની.

છાયાની પિરિ રહિ પાસિ નિરંતર દિન રાત્રિ.
સેવાથી ચૂકિ નહીં સુંદરી કિંચિતમાત્ર.
ચંદ્રાપીડિ પ્રેમ આણી આપિ મણિ શૃંગાર;
આત્મા પાહિં અધિક વાહાલી, તેજનુ અંબાર.
૫ જાબાલિ કહિ, સુત! સાંભલુ. ઇમ હૂઆ કેટલા દિન.
વૈશંપાયન વારતા કહિ, સુણુ રાય! વચંન.

### કડવૂં ૧૨.

રાગ અસાઊરી.

તારાપીડ તેણી વાર જી કીધુ મંન વિચાર જી,
૧૦ કુમાર યુવરાજા તે કીજીઇ રે.

ઢાલ.

કુમારનિ યુવરાજ તે કીજિ, વિમાશૂં ભૂપતિ.
સજાઈ સવિ તાં કરાવિ હઇઇ વિચારી મતિ.
શુકનાસ બીહુ સભા માંહાં, તહીં દર્શન કાજ કુમાર
૧૫ આવ્યુ; આસનિ બીસારી શિક્ષા કહિ વિસ્તાર.

આતા! તૂં સવિ વિદ્યા જાણિ સકલ શાસ્ત્ર વિચાર.
ઉપદેશ તૂહ્નિ શુ કહૂં? નીતિ તથાપિ વિચારિ.
સહજિ તનુથી ઊપજિ યૌવન રૂપી અંધકાર,
દીપ રવિ મણિ પ્રભાઇં ટાલ્યૂં ન જાઇ લગાર.
૨૦ દારુણ મદ લક્ષ્મી તણુ, તે ટલિ નહીં પરિણામિ;
અનર્થ કોડિક ઊપાઇ, જુ અમારગનાં કામ.
ઐશ્વર્ય આવિ તિમિર આવિ પુરુપનિ લોચંનિ;
ટાલ્યાં કિમહિ ટલઇ નહિ, જુ કોડિ કરિ અંજંન.
ઉશીર ચંદન એલચી નિ કમલપત્રનિ વાઇ
૨૫ દર્પજવરનુ તાપ, કૂંઅર, કિમહિ ટાલ્યુ ન જાય.

---

૧ છચાયાની. ૩ આંણિ. ૫ એમ હોઆ. ૬ શુણું. ૭ 'કડવૂં ૧૨' નથી. ૧૦ યૌ-વરાજા. ૧૨ યુવરાજ કીજિ. ૧૩ સવિ કરાવિ. ૧૪ શુકનાશિ બિહુ. ૧૫ બિસારી નિ. ૧૮ સિહિજી. યૌવંન. ૨૦ નહી પરિણાંમિ. ૨૧ કાંમ. ૨૩ તે ટાલ્યાં. નાહી. ૨૪ કમલપત્રિ વાય. ૨૫ ટાલ્યું.

વિષયં વિષ આસ્વાદનુ મોહ મૂલિ પીહું જેહ,
મંત્ર મણિ નિ ઊપધિઇ ટાલ્યુ ન જાઇ તેહ.
રાગમલનુ લેપ ન ટલઇ કોડિ કીધિ સ્નાન.
રાજસુખની નિદ્રાનુ ક્ષય નહિ નિશા અવસાનિ.
૫ તે માટિ વિસ્તારિ કહું છું. રાજકુલિ અવતાર,
રૂપ, યૌવન, વિદ્યા, શક્તિ અમાનુષી, સંસારિ
એ સઘલા અનર્થ ઊપાઇ એકેકલાં ઇ; એહ
એકત્ર મ્યલ્યાં અવિનય કરિ તેહનુ શુ સંદેહ ?
શાસ્ત્રજલિઇ નિર્મલ કીધી હુઇ યદ્યપિ બુદ્ધિ,
૧૦ યૌવનનિ આરંભિ તુહિ તાં થાઇ તેહ અશુદ્ધ.
યૌવન વય વપુ પામિયૂં. અતિ રૂપ ગુણ આસક્ત
નેત્ર ધવલ થકાં ઇ દીસિ સ્વભાવિ આરક્ત.
ચિત્તચંચલ મનુજનિ અતિ કરિ તાં યૌવંન;
વિષય રસ આસ્વાદતાં તાં અમૃત લાગિ તંન.
૧૫ દિઙ્મોહની પિરિ મોહ થાઇ, જાઇ દેહની સાન.
ઉપદેશ તુઝ સરખાનિ લાગિ, અવરિ નહિ અજ્ઞાન.
મલ રહિત જુ મંન હુઇ, લાગિ તિહાં ઉપદેશ;
દર્પણ માંહાં તુ રૂપ ભાસિ, તુહિ રજનુ લેશ.
સ્ફટિકમણિ મલ રહિત હુઇ, તુ ભાસિ શશીનાં કિરણ;
૨૦. ઉપદેશ તેહનિ પડગમિ જેહનાં શુભ આચરણ.
ગુરુ વચન જલ જાહ્નવી, જે સકલ ગુણનૂં મૂલ,
દુષ્ટનિ શ્રવણિ પડ્યાં તે ઊપાઇ અતિ શૂલ;
સાધુનિ શોભા કરિ તે કરીનિ જમ શંખ;
દુઃખ સવિ ટાલિ સહી રે વિહગનિ જમ પંખ.
૨૫ ઉપદેશ ભાસિ સાધુનિ: જેહનું કામાતુર શરીર,

---

૧ પિહું યેહ. ૨ માણિ ઊપધીઇ ટાલ્યું. ૩ ટલઇ. સ્નાંન. ૪ નીદ્રાનુ ક્ષિનહી અવસાંનિ. ૫ કહૂ છૂં રાજકુલિ અવતારિ. ૮ સુ. ૯ નીર્મલ. ૧૦ તુહિ થાઇ તાં અશુદ્ધ. ૧૧ વિય. પાંમીયુ. ૧૩ ચિંત્ત ચંચલ મંનિ અતિમ. ૧૪ આસ્વાદતાં અમૃત. ૧૫ દ્દિગ્મોહની. સાંન. ૧૬ શરપાનિ. નહીં. ૧૭ રહીત. ૧૯ સ્ફાટિક. શશિનાં કિર્ણ. ૨૦ યેહનાં શુભ હુઇ આચર્ણ. ૨૧ યાહ્નવી. ગુણનૂ. ૨૨ શ્રવણે. ૨૩ યમ શંપ. ૨૪ દુપ. વિહગનિ યમ પંષ. ૨૫ કાંમાતુર.

હદિઇ તેહનિ ગિરી જાઇ કાચિ ઘટિ જમ નીર.
પ્રકૃતિનિ ગુણ શું કરિ, ઉપદેશ દીધા સૂધ?
વિષ વાધિ અતિ ઘણૂં, સર્પનિ પાયૂં દૂધ.
ચંદન કાષ્ટથી ઊપનુ શીતથી હુતાશંન
૫ શૂં ચંદનનિ બાલિ નહીં? તિમ દુષ્ટ પરતિ વચંન.
વડવાનલ પાણીઇ સીંચ્યુ થાઇ અતિ પરચંડ;
ઉપદેશ તેણી પિરિ દુષ્ટનિ વિષ વધારિ બ્રહ્માંડ.
સકલ મલનૂં પ્રક્ષાલન ઉપદેશ રૂપી વારિ,
પલિત પાખિ જેણિ આવિ વૃદ્ધપણૂં સંસારિ.
૧૦ કનક વિણુ આભરણુ તે; જે જ્યોતી વિણુ ઊજાસ,
ઉદ્વેગ રહિત પ્રજાગર ઉપદેશ રાનિ પ્રકાશિ.
વિરલા જન તેહવા મ્યલિ હિતવચનના દાતાર.
પડછંદાની પિરિ ગમતૂં કહિ હાહાકાર.
કેટલાએક તાં ગર્વથી તે સાંભલિ નહિ કાન;
૧૫ કેટલાએક ગ્રહિ નહીં, સાંભલી રહિ રાજાન;
કેટલાએક ગજની પિરિ મીચિ સુણી લોચંન;
કેટલાએક નિભ્રંછિ ગુરુનિ વાલી કહી વચંન.
વિપરીત પરગતિ રાયની, મૂર્છા જિહાં અહંકાર.
અલીક ઉન્માદ ધન કરિ, જે નાના પિરિ વિકાર.

૨૦ રાનિ લક્ષ્મી કાર તંદ્રા, ભમાડિ દિન રાતિ.
ઉદધિ માંહિથી ઊપની તિહાં ગ્રહી એટલી વાત:
પારિજાતક પલ્લવથી લક્ષ્મીઇ લીધુ રાગ,
ચંદ્રમાના શકલથી તે વક્રતા પરભાગ;
અશ્વથી ગ્રહી ચંચલતા, કાલકૂટથી મોહશક્તિ;
૨૫ નિષ્ઠુરતા કૌસ્તુભ થકી, મદ્યથી મદ અભિવ્યક્તિ.

---

૪ હૂતાશંન. ૫ દુષ્ટ પ્રતિ. ૬ પાંણીઇ શીંચ્યુ. પ્રચંડ. ૭ બ્રંહ્માંડ. ૯ વૃદ્ધપણૂં ચેણિ આવિ. ૧૦ ચે જ્યોતિ. ૧૧ રહિત ચે પ્રજાગર. ૧૩ ગમતુ કરિ. ૧૪ નહીં કાંન. ૧૫ કેટલા. રાજંન. ૧૭ કહિ. ૧૯ અલિક ઉન્માદન કરિ ચે. ૨૦ રાજ્યલક્ષ્મી. તંદ્રી. ૨૧ ઉદધી માહિથી. ૨૨ પારજાતક. ૨૩ પરિભાગ. ૨૪ મદશક્તિ. ૨૫ કૌસ્તુભથી.

એ સંગતિ ગુણ ગ્રહ્યા લક્ષ્મી અન્ય ન ગ્રાહ જિમ કોય.
યત્નિ રાખી નવિ રહિ ક્ષણમાત્ર, નાસિ સોય.
સહસ્ત્ર સુભટ તે ખડ્ગ લેઈ પંજરિ રાખિ મૂઢ,
તુહિ ક્ષણ એક માંહિ જાઇ, જુ મહી મધિ ગૂઢ.
૫ પ્રીતિ કાંઈ જાણિ નહીં, નવિ જૂઇ કુલ ગુણ રૂપ,
નવિ ચતુરતા શીલ જૂઇ, શાસ્ત્રજ્ઞાન અનુપ,
જ્ઞાન, દાન નિ સત્ય લક્ષણ ધર્મ નિ આચાર.
ગંધર્વનગર તણી પિરિ દેખતાં જાઇ ક્ષણવારિ.
ભ્રમરની પિરિ ભમિ કિહિં; કિહિં નવિ રહિ સ્થિર ઠામિ:
૧૦ નારાયણનિ ભજી બીજુ કરિ છિ જે સ્વામિ.
લતા કેરી પિરિ થાઇ કિહિં વૃક્ષ આરૂઢ;
ચંપક તરુનિ પરહરી બાઉલિ વલગિ મૂઢ.
ગંગા જિમ વસુ તણી માતા, બહુ ચપલ તરંગ,
તેહ્વી ગતિ લક્ષ્મી તણી; તે ધરી નાના રંગ.
૧૫ સરસ્વતીઇ જેહનુ રે કીધુ અંગીકાર,
ઇર્ષ્યાઇ તાં પરહરિ ગુણવંતનિ નિર્ધાર.
કંટકની પિરિ પરહરિ એ પુરુષ જે દાતાર;
વીસારિ દુઃસ્વપ્નની ગતિ કરતુ જૂઈ આચાર.
અમૃતસહોદરી ઊપની પણ કડુઆં વદિ વચન;
૨૦ પુરુષોત્તમની વલ્લભા પણ નીચ સાથિ મંન.
તૃષ્ણાનિ એ વધારિ; અવિનય તણુ ભંડાર;
જ્ઞાનદૃષ્ટિનિ મૂઢ પરિ હરિ કરી અતિ અંધકાર;

વિષયલાલચિ વાહિયાં રે ઇંદ્રી પરવશ પંચ,
જાણીઇ શતસહસ્ત્ર છિ, એહવુ કરિ તે સંચ.
૨૫ એક મન પીડિ ઘણૂં, જાણીઇ અસંખ્યાત.

---

૧ ગુણ જિમ ગ્રહ્યા. ગ્રહિ કોય. ૨ રાખી. ૩ રાખિ. ૫ કાંઈ જાંણિ નહી. ગુણ. ૬ ચતુરતા નવિ. જ્ઞાંન અનૂપ. ૭ જ્ઞાંન દાંન. ૮ દેખતાં. ૯ ભમિ કિહી સ્થીર ન રહિ ઠામિ. ૧૧ કીહિ. ૧૨ મૂઢ. ૧૩ ચપલ બહુ તરંગ. ૧૪ નાંના. ૧૫ યેહનુ. ૧૬ નિરધાર. ૧૮ વીશારિ દુઃસ્વપનની. જોઈ. ૧૯ સહોદરિ. કહૂઆં. ૨૨ જ્ઞાંન. પરિ...હરિ. ૨૩ વાહીયાં. ૨૪ જાંણીઇ. ૨૫ જાંણીઇ અસંક્ષાત.

લક્ષ્મીમદથી ઊપજિ અનેકવિધ ઉત્પતિ.
અણુછતી તે ઊપજિ વેદના મસ્તકશૂલ.
લક્ષ્મીમદ તે જાણજ્યુ ભાઈ! સકલ દુઃખનૂં મૂલ.
કામ ક્રોધ નિ લોભ મોહ લક્ષ્મી થકી તે થાઇ,
૫ નિમિત્ત જેણિ સાન સઘલી દેહની તાં જાય.
દ્યૂત, આસવ અનિ મૃગયા, સેવવી પરદાર,
વ્યસન સઘલાં ઊપજિ તે થકી સવિ સંસાર.
ઉપદેશ કુહનુ ન લાગિ નિ થાઇ અતિ અજ્ઞાન.
ગમતૂં ગમતૂં જે વદિ તે લાગિ પ્રાણ સમાન.
૧૦ તાહારિ તે કાંઈ નથી નિ સહજિ છિ તૂં ધીર!
ઇંદ્રી વશ છિ તાહરિ; સવિ જ્ઞાન જાણિ વીર.
પિતા તૂહ્નિ દુહલિ પામ્યુ, કર્યા સવિ સંસ્કાર.
લોભ રાઇ પરહર્યું સંતોપ અંગીકાર.
રાજલક્ષ્મી ઊપાઇ રે તાત કૂંઅર દ્વેપ.
૧૫ પિતા તાહારાનિ નથી તે તૃષ્ણા કેરી રેપ.
તૂં સકલ વિદ્યા ભણ્યુ છિ નિ જાણિ છિ બહુ ધર્મ.
તથાપિ તુઝનિ કહૂં છૂં જે રાજવટના મર્મ.
પિતા તુઝનિ સૂંપિ છિ યુવરાજનું આસંન.
સાવધાન થઈ નિ ભોગવુ અભિષેક ઉચ્છવ ધંન.
૨૦ તહ્માાર કુલકર્મ અછિ તે ધરુ ધુરાનુ ભાર.
બંધુનાં મસ્તક સવિ ઊરધ કરાવુ અપાર.
શત્રુ સવિનિ સંતાપુ નિ સ્થાપુ કીર્તિસ્તંભ.
મહૂરત દિન ઉત્તમ છિ જે રાજ્યનુ આરંભ.

શુકનાસ વચન કહી રહુ; કૂંઅર થયુ રલિયાતિ.
૨૫ અમૃત માંહાં જિમ ઝીલ્યુ હુઇ તિમ શુદ્ધ ભાવિ જાતિ

---

૨ મકશૂલ. ૩ જાંણયો. દુષનૂં. ૪ કાંમ. મોહો. ૫ સાંન. ૮ અજ્ઞાંન. ૯ ગમતૂં (૨). સમાંનિ. ૧૦ સિહિજિ. તૂં. ૧૧ જ્ઞાંન જાંણિ. ૧૨ પાંમ્યુ. ૧૪ કુઅર. ૧૬ જાંણે છે બહૂ. ૧૭ કુ. ૧૮ તુઝનિં સુંપિ. ૧૯ ઉછવ ધ્યંન. ૨૦ કુલકર્મ તહ્મારિ અછિ. ધુરાભાર. ૨૧ મસ્તક ઊરધ. ૨૨ કીરતિસ્થંભ. ૨૩ ઉત્તમ દિન છે. રાજનુ. ૨૪ શુકનાશિ થયુ રલીયાતિ. ૨૫ ભાવિ.

આજ્ઞા માગી ગયુ મંદિરિ. વીતા કેટલા દિંન.
મુહૂર્ત દિન તે આવિયુ નિ હરખિયા સવિ જંન.
મંગલ કલશ રાજા ગ્રહુ, મલિયા બહુ ભૂપાલ,
નદી તીરથ સાગર સવિ જલ અણાવ્યાં તતકાલિ.
૫ અનેકિ આણી ઊપધિ; અનેકિ કલશસંભાર;
નાના વિધની સજાઈ; બહુ રત્ન નિધિ ભંડાર.
આનંદબાષ્પિ મિશ્ર જલ સવિ તીર્થનૂં પાવંન
અભિષેક રાઇ કરાવ્યુ આસનિ બીસારી તંન.
અભિષેકજલિ સવિ દેહ ભીનુ; નીગલિ તાં કેશ;
૧૦ રાજલક્ષ્મીઇ કર્યું શરીર માંહિ પ્રવેશ.
અંતઃપુરી સવિ પરવરી આવી ય તેણિ દારિ
વિલાસવતી માત પ્રેમિ આર્દ્રહૃદય અપાર.
શ્વેત ચંદન ચરચિયુ તે, શ્વેત કુસુમની માલ.
શ્વેત મુક્તાફલ લેઈ નિ વધાવ્યુ તતકાલિ.
૧૫ શ્વેત અંબર બિહ પિહિર્યાં; દૂર્વાઅંકુર કર્ણ;
આસન ઉપરિ વિરાજિ બિ કમલ સરખા ચર્ણ.
કૂંઅર સિંહાસનિ બીહુ; છત્ર ધરિયૂં શીશ.
મંગલ હુઇ અતિ ઘણાં નિ વિપ્ર દિ આશીસ;
દુંદુભિ ભેર મૃદંગ વાગિ; વર્તિઇ જયજયકાર;
૨૦ બંદી જન બહુ સ્તુતિ કરિ નિ નર્તિ તાંડવ નારિ.
કુલાહલથી પરગડુ અદ્દભુત જે તાં નાદ
ત્રૈલોક્ય માંહિ ભ્રમણ કરિ, તેણિ ઊપજિ આહ્લાદ.

આસનનુ સવિ વિધિ કરી ઊઠિયુ તે તતકાલિ.
ત્વરાભરિ તે ઊઠિયા અતિ આનંધા ભૂપાલ.
૨૫ હર્ષ સજજન સહૂનિ થ્યુ; શત્રુનાં મુખ સ્યામ;

૧ આગ્ન્યા. દિન. ૨ મહૂર્ત દિવસ. આવીયુ. હરખીયા. ૩ મલીયા બહૂ. ૫ આંણી ઊપધી. કલસ. ૬ નાંના વિધિની. બહૂ. ૮ બિસારી. ૯ નીંગલિ. ૧૦ રાજ્ય. ૧૧, અંતઃપુર. ૧૨ માતા વિલાસવતી પ્રેમ આદ્ર. ૧૩ સ્વેત. ચરચીયુ. સ્વેત. ૧૪ સ્વેત. ૧૫ સ્વેત. બેહ. દુંર્વા. ૧૬ આસંન ઊપરિ. સરખા. ૧૭ બિહુ. ધરીઉ. શીસ. ૨૦ બહૂ. નૃતિ. ૨૧ શે. ૨૨ આહ્લાદ. ૨૩ ઊઠીયુ. ૨૪ ઊઠીયા. ૨૫ મુખ શાંમ.

વૈરીની વિભૂતિ સાથિ ચાલિયુ તેણિં ઠામિ.
ભીડિ ભારિ હાર ત્રૂટિ, મુક્તાફલ વિખરાય;
જાણીઇ માહા વૃક્ષથી તે પુષ્પવૃષ્ટિ થાય.
સ્વેદજલ ઝરિ દેહથી જાણીઇ ગજમદધાર.
૫ આસ્થાન મંડપ થકી આવ્યુ કૂઅર વેગિ બાહારિ.
હસ્તિની શણગારી રાખી. માહા મનોહર પ્રૂઢ;
પ્રથમથી તાં પત્રલેખા થઈ રહી આરૂઢ.
આધોરણિઇ આણી રાખી. ચઢ્યુ તેણિં વીર.
છત્ર શિર ઉપરિ ધરૂં નિ વિરાજિત શરીર.
૧૦ ચમર વ્યજન અતિ કરિ દેસ દેસના રાય.
પ્રણામ રાય અકેકિ કરિ નિ નામ સવિ કિહિવાય.
આભરણ પિહિરિ કનકનાં, તેણિં થઈ રહ્યુ ઝાત્કાર.
અનેકિ ભાસ્કર ઊગિયા તિમ કિરણ થ્યાં વિસ્તાર.
ઇંદ્રાયુધ આગલિ કર્યું બહુ પિહિરાવી શણગાર;
૧૫ નૃત્ત કરતુ દોરિયુ એમ નીસર્યું કુમાર.
સમીપિથી વૈશંપાયન સાંચરિ શુભ સાજિ;
શોભા દીસિ અતિ ઘણી; જાણી બીજુ જુવરાજ.

પ્રથમ પ્રાચી દિશિ ભણી સાંચરિ સાથિ શૂર.
સેના સંગિ આત ઘણી, જાણીઇ સાગરપૂર.
૨૦ રજિ રવિ દીસિ નહીં નિ કુલાહલ અતિ હોય;
બોલ્યૂં માંહોમાંહિ કુહુનૂં સાંભલિ નહિ કોય.
અશ્વમય સવિ મહી મંડલ, કરીભિ દિશિ ચક્ર
વ્યાપ્ત દીસિ આકલૂં જાણીઇ ઉદધિ નક્ર.
અંતરિ સવલૂં છત્રમય અનિ ધ્વજામય આકાશ.
૨૫ મુગટનિ મણિઇ કરી નિ દીસિ અતિ અજુઆસ.

---

૧ વિરીની. ચાલીયુ. ૨ વિષરાય. ૩ જાણીઇ. વૃક્ષિથી. પુષ્પવૃષ્ટિ જ. ૪ જાંણીઇ. ૫ આસ્થાંન કૂઅર. ૬ હસ્તિણી. રાપી. મહા. ૭ પત્રલેપા. ૮ આધોરણિ. રાપી. ૯ શીર ઉપરિ નિં. ૧૦ વ્યંજન. ૧૧ નાંમિ. ૧૩ ઊગીયા. ૧૪ બહૂ. ૧૫ નૃત્ય. દોરીયુ. નીંશર્યું. ૧૬ સાજ. ૧૭ જાંણે બીજુ શૂં યુવરાજ. ૧૯ જાંણીઇ. ૨૦ નહી. ૨૧ બોલ્યૂ. નહી. ૨૩ જાંણીઇ ઉદધી નક્ર. ૨૫ મણિ કરી નિ. અજૂઆસ.

નાદ અતિ નીસાણના જાણીઇ ગાજિ ધંન.
જયકાર શબ્દઇ આવર્યાં તેણિ સમિ ત્રણ્ય ભુવંન.
શરણાઈ સોહામણી નિ વાજિઇ મદનભેર.
ભાર પ્રાહારિ પીડિયા કલકલિ છિ દાશેર.
૫ ઘંટ ઘૂઘર કાહલ વાજિ; અશ્વના હીસાર;
વારતા નવિ પ્રીછીઇ, ગજ તણા છિ ચીત્કાર.
એણી પિરિ અતિ સેન લેઈ દિગ્વિજય વ્યાપાર
દિસ જોતો સાંચરિ; વશ કરિ રિપુ પરિવાર.
રજપટલ આકાશ દીસિ જાણી બીજી ભોમિ.
૧૦ કેટલાં રજ વિશ્રમિ તે વીર કેરિ રોમિ.
સ્વેદ નરના, લાલ હયની, ગજ તણી મદધાર
રેણુ સઘલુ ભીંજાણુ; નિ ટલ્યુ તવ અંધકાર.
વિગતિ સવિ દીસવા લાગૂં; પૃથક્ સઘલા પ્રાણિ;
સૈન્ય જોઈ વૈશંપાયન કૂંઅરનિ કહિ વાણિ.

૧૫ યુવરાજ! તાહારિ પિતાઇ નથી જીત્યા કીહા દેશ,
કુણ રાજા વશ નથી, જેહનિ તું હ કરેશ?
કોટ કીહા નથી લીધા, જેહ લેશુ ઠામ?
નમ્યુ નરપતિ કો નથી, જે કરાવશુ પ્રણામ?
રત્ન શાં લીધાં નથી, જે તહ્નો લેશુ આજ?
૨૦ કુણિ તાં આપ્યાં નથી, જેહનાં હરશુ રાજ્ય?
પાણિ કુણિ જોડયા નથી જોડાવશુ જે હાથ?
છત્ર કુણિ નથી ઝાલ્યાં પિતા તવનિ માથિ?
ચમર કુણિ નથી ઢાલ્યાં? નમ્યા નહિ કો ધીશ,
તહ્નો તેહિ વશ કરુ જે મંનિ આણી રીસ?
૨૫ ભગીરથ, દશરથ, માંધાતા, ભરત ભૂપાલ,
દિલીપ સરખા વશ કર્યા તવ પિતાઇ તતકાલિ.

---

૧ નીંસાંણના જાણીઇ. ૨ જિઇકારિ. આવર્યૂં ત્રંણ્ય. ૩ વાજિ. ૪ પીડીયા. ૫ કાહાલી. હીપાર. ૬ કાંઇ વારતા. ૮ પરવાર. ૯ જાંણિ. ૧૦ કેરે. ૧૧ શ્વેદ. ૧૨ ભીંજાંણુ. ૧૩ વિગતિ સર્વં. પ્રાણ. ૧૪ કુઅરનિ. વાંણિ. ૧૬ તૂહ. ૧૭ તેહ લેશુ ઠાંમ. ૧૮ કરાવુ પ્રણાંમ. ૨૦ યેહનાં. રાજ. ૨૧ પાંણિ. યે. ૨૨ સાથિ. ૨૩ નહી જે ધીશ. ૨૪ રીશ. ૨૫ દશરથ શરપા માંધાતા ભરથ. ૨૬ શરપા.

આજ્ઞા તે મસ્તકિ ધરિ જિમ પુષ્પ કેરી માલ;
નિરંતર તે વશ રહિ જિમ પિતા કેરે બાલ.
જૂઉ જૂઉ રે રાજકૂંઅર! સૈન્યસાગર પૂઢ;
જેણી દિશિ તે ચાલિઇ તે થાઇ દિશ દિગમૂઢ.
૫ દૃષ્ટિ કરિ તૂં જે ભણી, તે ધરા જાઇ પાતાલિ.
માહા ભારતના સૈન્ય જેહવૂં તાહારૂં બલ વિશાલ.
આચ્છાદિ આકાશનિ તે ધ્વજામંડલ એહ;
ઇંદુ સરખા અતિ ઉજ્જવલ ગગન થાપી તેહ.
સૈન્યનિ ભારઇ કરી ધરા સહસ્ર શકલ તે થાય.
૧૦ ફણામંડલ શેષનાં જર્જરિત થઈ નિ જાય.

એહવી કરિ છિ વારતા ચાલતાં પંથ મુઝારિ.
એમ કરતાં આવિયા જિહાં ઊતરવાનુ ઠાર.
અનેકિ તૃણમઇ કર્યાં મંદિર; સુંદર તોરણ દ્વારિ;
ધવલ મંડપ પટ તણા; શોભા દીસિ અપાર.
૧૫ શિબિરિ આવી ઊતર્યા રાજાજી જાણી ધિરિ.
ક્રિયા સઘલી તિહાં કાર વિધિ સહિત પિરિ પિરિ.
પ્રધાન રાયના પુત્ર બહુ શું કરી વિવિધ વિનોદ
કથાવાર્તિ નીગમ્યુ તે દિવસ આણી મોદ.
પિતાનિ વિયોગિ થાઇ તાલાવેલી મંન.
૨૦ મિત્ર સઘલા રહ્યા પાસિ વદિ વિવિધ વચંન.
દિવસ એણી પિરિ નીગમ્યુ નિ ત્રિયામા થઈ ત્યાંહ.
શય્યા સુંદર શિબિર માંહિ, શયન કીધૂં જાંહ.
વૈશંપાયન પાસિ બીહુ; પત્રલેખા નારિ
કુશ પાથરી નિ સૂતી છિ તેહ મહીહ મુઝારિ.
૨૫ પત્રલેખા સાથિ કરિ છિ પિતા કેરી વાત.
પ્રશંસા સૂતુ કરિ છિ અતિ સુકોમલ માત.

---

૧ આગન્યા. ૩ જૂઉ (૨). કૂઅર. ૪ દિશિ ચાલશિ તે દિશ થાઇ. ૫ યે. ૬ બારથ. યેહવૂં. ૮ શરપા. ૧૦ જર્જૂરિત. ૧૨ આવીયા. ૧૫ જાણી. ૧૬ સહીત. ૧૭ પરધાંન. બહૂ. કરિ વિવિધિ. ૧૮ આંણી. ૨૦ વિવિધિ. ૨૧ નીંગમ્યુ. ત્રિયાંમા. ૨૨ ચાંહ ૨૩ પાશિ બિહુ પત્રલેપા. ૨૫ પત્રલેપા. ૨૬ પ્રસંસા. અતિ કોમલ માહારી માત.

શુણ કહિ શુકનાસના; એમ કરતાં બહુ આલાપ
નિદ્રા આવી કૂંઅરનિ, શમિયુ વિરહ તણુ તાપ.
કાંઈ નિદ્રા કાંઈ જાગૃતિ, થયું એમ પ્રભાત.
ઊઠી સેના સજ્જ કરી ચાલિયુ વીર વિખ્યાત.

૫ ધરા કરતુ જાજરી, પરવત કરતુ ચૂર્ણ,
સરિતાનિ સૂકાવતુ જે સદા ઇ જલપૂર્ણ,
વિષમ મારગ સમા કરતુ, ધરતુ ધનુષ નિ બાણ,
ક્રૂર કંટક મારતુ જે ચૌર હિંસક પ્રાણિ,
ભીત જનનિ શરણુ દેતુ, લેતુ બહુના દંડ,
૧૦ વશ કરી અભિષેક કરતુ રાજપુત્ર અખંડ,
દેશ ઊજડ વાસતુ નિ ધરમના આરંભ
ઠામિ ઠામિ થાપતુ જે કીર્તિ કેરા થંભ,
વિપ્રનિ સ્થિર થાપતુ, આપતુ આશ્રમ ગામ,
કીર્તિ નિજ ગવરાવતુ તે કરતુ ઉત્તમ કામ,
૧૫ પૂર્વ દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશા જીતી ચ્યારિ
વરસ ત્રુહે વશ કર્યું એણી પિરિ સવિ સંસાર.

મહીમંડલિ ભ્રમણ કરતાં કદાચિત ઉલ્હાસિ,
હેમકૂટ પર્વત નિકટ કૈલાસ કેરિ પાસિ
સુવર્ણપુર આવ્યૂં કિરાતનૂં પૂર્વ સાગર તીર;
૨૦ વિશ્રામકારણિ દિવસ કેટલા રહ્યુ તે તાંહાં વીર.
અનેકિ આવિ ભેટણાં જે રત્ન બહુ ભંડાર.
રાજકૂંઅર વશ થયા તે આવી કરિ જુહાર.
દેશ સઘલા શુદ્ધ કીધા, ટાલ્યા કંટક ચોર;
અતિ મનોહર દેશ કીધા કાહાવતા જે ઘોર.
૨૫ એણી પિરિ તે દેશ જીતી રહ્યુ તિહાં વિશ્રામ;

---

૧ શુકનાશિના. ૨ કૂઅરનિ નિ વિરહ શમીયુ તાપ. ૩ કાંઈ. કાંઈ જાગતાં એમ થયૂં તિહાં પ્રભાત. ૪ ચાલીયુ. વિક્ષાત. ૬ સરીતાનિ શકવતુ. ૭ બાંણ. ૮ પ્રાંણ. ૯ બહૂના. ૧૦ વિશ. રાજપૂત્ર અખંડ. ૧૨ ઠાંમિ ઠામિ. ૧૪ સ્થિરિ. ગાંમ. ૧૬ ચ્યાર. ૧૮ નિકટ આવ્યુ કૈલાશ કેરે પાશિ. ૧૯ સુવર્ણપુર કિરતનૂં. ૨૦ વિશ્રાંમ. ૨૧ બહૂ. ૨૨ રાજકૂઅર. ૨૩ દેસ કીધા. ૨૪ ચે. ૨૫ દીશ. વિશ્રાંમ.

(સૈન્ય સાથિ અતિ ઘણું) નિ થયૂં પૂરણ કામ.
શુક કહિ છિ રાયનિ, પુત્રનિ કિહિ તાં મુનિ;
કહિ ભાલણ કથા એહવી વિસ્તરી અતિ ધન્ય.

## કડવૂં ૧૩

૫ રાગ ગુડી.

ઇંદ્રાયુધ થઈ નિ અસવાર રમવા ચાલ્યુ રાજકુમાર.
મૃગયા વન-માંહિ નીસર્યું, પર્વતનિ પાસિ પરવર્યું.
ગિરિથી ઊતરતૂં તેણિ ઠારિ કિંનરમિથુન દીઠૂં તેણી વાર.
અપૂરવ તે દરશન ભણી જોવાની ઇછા થઈ ઘણી.
૧૦ અશ્વ ચલાવિ પાસિ જિહાં, ભયભીત બિહૂ નાસિ તિહાં.
ઇંદ્રાયુધનિ પ્રાહાર તે કરિ, પાગિ પાગિ પૂઠિ પરવરિ.
સેના વિણ એકાકી વંન દૂર દેશ ચાલ્યુ રાજંન.
'હવડાં ગ્રહૂં, હવડાં ગ્રહૂં સહી' આવ્યુ પંનર જોજન વહી.
અશ્વ તણિ તાં વેગિ અપાર મહૂરત એક ન લાગી વાર.
૧૫ સમીપિ આવ્યુ એ જેટલિ, પર્વતશૃંગિ ચડ્યું તેટલિ.
નાઠૂં કિંનરજોડું જદા, વીરિ વાલી દૃષ્ટિ તદા.
ઝાલી હય રાખ્યુ દૃઢ કરી મન માંહિ માહા ચિંતા ધરી.
શ્રમજલ અશ્વ આપણિ શરીર. હસી નિ મંનિ વિમાસિ વીર.
મિ કીધુ મિથ્યા આયાસ ! બાલબુદ્ધિ જૂઠુ વિશ્વાસ.
૨૦ એણિ ગ્રહિ કિશુ નહિ અર્થ ! મિથ્યા શ્રમ મિ કીધુ અનર્થ !
વિપ્ર કાજ નુહુતુ કાંઈ ધર્મ; અનિ નહીં ક્ષત્રીનૂં કર્મ;
ગુરુ દેવનૂં નુહુતૂં કાજ; મિથ્યા હૂં રડવડિઉ આજ.
મેહેલી સેના સવિ પરિવાર આવ્યુ એકલુ અરણ્ય મુઝારિ:
અશ્વમુખ બિહિનિ અણસરી મૂરખ બુદ્ધિ મહા મિ કરી.
૨૫ વાટ પંથ સેના નવિ લહૂં. કર્મ આપણૂં કુહુનિ કહૂં ?

---

૧ ઘણૂં. થયું. ૩ ક્યંન. ૪ 'કડવૂં ૧૩' નથી. ૭ નીશર્યું. ૮ કયંનર. ૧૦ બિચભીત બિહૂં. ૧૧ પાગિ(૨) તિહાં પૂઠિ. ૧૩ યોજન. ૧૪ અશ્વ તણિ વેગિ. ૧૫ આવ્યુ યેટલિ. શૃંગે ચડ્યાં. ૧૬ દીઠૂં. યદા. ૧૭ હિ રાખ્યુ. ૧૯ હસિ નિ. ૨૦ નહીં. શ્રમ કીધું. ૨૧ નહી. ૨૨ રડવડીઉ. ૨૩ મઝાર. ૨૪ બિહેનિ. મૂરખ.

કિંનર મિથુન ઉપરિ રહી દૃષ્ટિ, સેના નવિ જોઈ મિ પૃષ્ટિ.
અહીં માનુષનુ નહિ સંચાર, મારગ કુણ કહિ નિર્ધાર?
સુવર્ણપુર સીમાથી પછી નિર્માનુપ સાંભલિઊં અછિ.
આ વન માંહિ કો નવિ રહિ, સુવર્ણપુરની વાટ જે કહિ.
૫ આગલિ ગિરિ દીસિ કૈલાસ ઉત્તર દિશિ વિપઇ પ્રકાશિ.
દક્ષિણ દિશાઇ માહારિ પ્રયાણ. વાલ્યુ ઘોડુ કરી નિ પ્રાણ.
વલી વિમાસિ અંતર જ્ઞાન. મસ્તકિ સૂરજિ થયૂં મધ્યાહ્ન.
થાકુ હય; હૂં તરશુ ઘણું, કુહુનિ કહૂં-કો નહિ આપણું.
દૂર્વાંકુર જુ કોમલ મિલઇ, અશ્વ ચારીઇ, થાકુ ટલઇ.
૧૦ જુ સરિતા હુઇ નીઝરણ, પાઊં અશ્વ, પખાલૂં ચરણ.
થાકુ ટાલી નિ તુખાર કરી સ્નાન નિ પીઊં વારિ;
વૃક્ષ હેઠિ જોઈ શુભ ઠામિ મહુરતમાત્ર કરૂં વિશ્રામ.
અરુપરુહુ અન્વેપણ કરિ; જલાશયનિ જોતુ ફિરિ.
એહવિ મારગ માંહિ પ્રયાણ દીઠાં નીર તણાં ઇધાણ.
૧૫ વનગજ પાણી પી નિ વલ્યા, પર્વત પૃષ્ઠ પંથિ જિહાં પલ્યા,
પડિયાં કમલ તણાં બહુ જાલ, કર્દમ, કમલતંતુ, શેવાલ;
બહુ પ્રચુર પોયણ પાંખડી, કુમુદ કહ્લારની એકઠી પડી;
પુષ્પસ્તવક પલ્લવ શુભરંગ, ગુંજારવ કરિઇ અતિ ભૃંગ.
એહવુ મારગ દીઠુ જથા, રાજપુત્ર હરખ્યુ સર્વથા.
૨૦ નિરખિ ઊચી ગ્રીવા કરી શોભા અતિઘન તે વિસ્તરી.

અચ્છોદ નામિ સરવર પૃષ્ઠ એટલિ દીઠૂં અશ્વારૂઢ.
ઉપરિ તરુઅરે તાલ તમાલ છાયા છત્રાકાર રસાલ
મણશિલશિલા દલી ગજદંત, પીત રેણુ દીસિ તટપ્રાંત.

---

૧ ઊપરિ. પૃષ્ટિ. ૨ નહી. ૩ શીમાથી. ૫ કૈલાશ. ૬ દક્ષણ દિશા. ૭ જ્ઞાંન. મધ્યાંન. ૮ નહી. ૯ ટલિઇ. ૧૦ નીઝર્ણ. પાંઉં. પખાલૂં ચર્ણ. ૧૧ તુષાર. સ્નાંન. પીઉં. ૧૨ ઠાંમિ. મહૂરત. વિશ્રાંમ. ૧૩ જલાશયનિ. ૧૪ પ્રયાંણ. ઇધાંણ. ૧૫ પાંણી. ચેહાં. ૧૬ પડીયાં. બહૂ. કર્દમ મદન તંતુ. ૧૭ પ્રચૂર. પાંખડી. કહ્લાર તણી એપટી પટી. ૧૮ સ્તવક. કરિ. ૧૯ યથા. રાજપૂત્ર. હરખ્યુ. ૨૦ નિરખિ. ઊચી. ૨૧ અચ્છોદ નાંમિ સર પૃષ્ઠ. ૨૨ ઊપરિ તરૂઆર શાલ. ૨૩ મણિશલ. રેણુ.

પાષાણભેદ તણી મંજરી ઠામિ ઠામિ જાણી કોતરિ.
હંસ, કારંડવ, ચક્રી બહુ આનંદિ ક્રીડિ પંખી સહૂ.
સ્ફાટિક મણિ તણાં સોપાન. રચના અતિશિ તેણિ સ્થાનિ.
ત્રઇલોક્યલક્ષ્મીનિ ધામ વસવા કીધૂં છિ અભિરામ.
૫ જાણી શૂં શિવજીનૂં હાસ્ય સરોવરરૂપિ પરકાશિ.
અતિશિ નિર્મલતા શી ભણૂં ? જાણી મંન મહામુનિ તણૂં !
જાણી દેવ દૈત્ય મલી જોડિ મિહિરામણ મથિઉ અતિ કોડિ,
અતિ ઉત્તમ અમ્રત નીસર્યૂં જાણી શૂં એ તેણિ ભર્યૂં !
રક્ત નીલ અનિ શ્વેત નિપીત દીસિ અંબુજ મધુકર ગીતિ;
૧૦ કૂજિ કોકિલ મધુરઇ સાદિ, પડછંદિ ઊપજિ આહ્લાદ.
દર્શન મુનિ જનનાં મન હરિ: કામીનિ કામાતુર કરિ.
પવંન વેગિ વાધિ તરંગ, જાણી ઉદધિસ્પર્ધા અંગિ.
જે એ મેહેલી શ્યામશરીર શયન કરિ છિ ઉદધિ નીરિ,
ચતુરપણૂં કાંઈ નહિ મુરારિ જે નહિ સેવિ આહાનુ ઠાર;
૧૫ જાણીઇ એ પૂરવિ સહી, એણી વેલાં પ્રગટ્યૂં નહીં;
જાહિ સકલ ભુવન જલ થયૂં તેહ મ્યલી નિ સર નિરમિયૂં.

ચાલી આવ્યુ દક્ષિણ તીર; અશ્વ થકી ઊતરિયુ વીર.
આપિ ઊતાર્યૂં પલ્લાણ ઈંદ્રાયુધ લુહ્યુ મહીમાણ.
દૂર્વાંકુર આગલિ લેઈ ધર્યાં; ભાવિ કેટલા ભક્ષ તે કર્યાં.
૨૦ પાયૂં નીર; પખાલ્યુ તુરી; આણ્યુ બાહરિ; છાયા ખરી
કનકશૃંખલા બાંધ્યુ ચરણિ; આગલિ હરિ મેહેલિઆં તરણ.
જલ માંહાં પીઠુ રાજકુમાર; ગાહ્યૂં ગજની પિરિ વારિ.
સ્નાન કરી કીધૂં રવિ ધ્યાન; તૃપાતુર કીધૂં જલપાન;

---

૧ પાષાંણભેદ. ઠામિ(૨) સહી શોભા પી. ૨ બહૂ. આનંદ. પંષી સહૂં. ૩ સોપાંન. સ્થાંનિ. ૪ ત્રૈલોક્ય. ૫ જાણે. શીવજીનૂ. પ્રકાશિ. ૬ જાંણે. ૭ જાંણે. જોડ. મિહિરોમણ મથીઉ. કોડ. ૮ અમૃત નીશર્યૂ. જાંણે. ૯ રક્ત નીલ સ્વેત. ગીત. ૧૦ મધુરે સાદ. પડછંદે. ૧૧ કાંમીનિ કાંમાતુર. ૧૨ વેગ. જાંણે ઉદધી. અંગ. ૧૩ ચે. શાંમ. ઉદધીનીર. ૧૪ નહી. ચે. શેવિ. ૧૫ જાંણીઇ છે એ. નહી. તેણી વેલાં. સહી. ૧૬ ચાહિ. થઉચૂં. નિર્મીયૂં. ૧૭ આવ્યું દક્ષણ. ઊતરીયુ. ૧૮ માંણ. ૨૦ પપાલ્યુ. પરી. ૨૧ શૃંષલા; ચર્ણ. મેહેલીઆ. ૨૨ પિઠુ. ૨૩ સ્નાંન. ધ્યાંન. પાંન.

કામાતુરની પિરિ સુવિશાલ હૃદિ ધરિઉ અંબુજનુ મૃણાલ.
જલ થકી બાહરિ નીસર્યું, લતામંડપ હેઠિ પરવર્યું.
સુંદર શિલા ઉપરિ તેણિ ઠારિ કમલપત્ર પાથરિઆં સાર;
મુહૂર્તમાત્ર કરી સ્થિર મંન બીહુ તિહાં વાલી આસંન.
૫ વસ્ત્ર ઉત્તરી પિંડલ કર્યૂં લેઈ મસ્તક ઉપરિ ધર્યૂં.

એટલિ ઇંદ્રાયુધ જે તુરી રહ્યુ કર્ણ બિ ઊફરા કરી.
મેહેલી તૃણ ગ્રીવા ઊફરી રહ્યુ સાંભલિ શ્રવણિ ધરી.
તવ કુંઅરિ સાંભલિઊં ગીત અમાનુપ યંત્રી યુત રીતિ.
વાજિ વીણા મધુરિ નાદિ; સાંભલતાં મનિ અતિ આહ્લાદ.
૧૦ ત્યજી સાથરુ ચાલ્યુ શૂર જિહાંથી ગીતપ્રવાહનૂં પૂર.
આગલિ પાછલિ ચુહુ દિશિ જોય, ગાઇ તે નવિ દીસિ કોય.
કરી પલ્લાણ ચડ્યુ હય રાય; ગીત સાંભાલ તે દિશિ જાય.
હરિણી નાદિ મોહી જેહ, પંથ દેખાડિ રાનિ તેહ.
બકુલ એલચી સાલ લવંગ કુસુમ સુગંધ પવન રુત ભૃંગ.
૧૫ સર પશ્ચિમ તટ સુણતુ રાગ આવ્યુ કુંઅર મંનિ અનુરાગિ.
જૂઇ તુ એક આગલિ મૂઢ શિવાલય શૂન્ય અતિ ગૂઢ,
પાખલિ બહુ પાદપિ આવર્યૂં; જાણી ઉપરિથી ઊતર્યૂં.
શાલ તાલ ફૂલ્યા સહકાર; કોકિલ કલરવ, અલિ ગુંજાર.
ત્રિવિધ પવન વાઇ અતિ રમ્ય. તરુઆર ફલભારે રહિયાં નમ્ય.
૨૦ સુધાધવલ દીસિ અભિરામ, સુંદર નાના વિધ ચિત્રામિ.
પાખલિ શાખામૃગ ઊછલિ, એક વૃક્ષથી બીજિ પલિ.
અનેકિ પંખી કલરવ કરિ, જાણી રાનૂં યશ ઉચ્ચરિ.
નાગવલ્લી વૃક્ષિ અતિ ચડી દીસિ દેહલિ પાસિ અડી.
પરવાલી અંકુર અતિ રક્ત નાના દ્રુમ દીસિ અતિ વ્યક્તિ.

---

૧ કાંમાતુરની. હૃદિ ધરિ અંબુજ સુમૃણાલ. ૨ નીસર્યું. ૩ ઊપિરિ. પાથરીઆં. ૪ મહૂર્ત. બિહું. ૫ ઊપરિ. ૬ એટલિઇ. યે. ૭ શ્રવણે. ૮ કુંઅર સાંભલીઊ. ૯ નાદ. મંનિ. ઉલ્હાદ. ૧૦ ચિહાંથી. પ્રવાહનુ. ૧૩ ચેહ. દેપાડિ. ૧૫ પશ્રમ. કૂઅર. અનુરાગ. ૧૬ શૂંન્ય. ૧૭ પાપલિ બહૂં પાદપ. જાંણે ઊપરિથી. ૧૯ રંમ્ય. ભર રહ્યા નંમ્ય. ૨૦ અભિરાંમ. નાંના વિધ ચિત્રાંમ. ૨૧ પાપલિ શાપામૃગ. ૨૨ વૃક્ષી. જાંણે. યશ.

અન્ય શોભા શી કહૂં પ્રકાશિ? જાણી શૂં બીજુ કૈલાસ.
ચંદ્રપ્રભ આરાનૂં નામ, નિકટ તેહનિ શિવનૂં ધામ,
કેતક જે આંદોલન થાય, ઊડી ધૂલિ ભરાણી કાય;
જાણી શિવદર્શન શૂં નેહિ ભસ્મધારી વ્રત કીધૂં દેહિ.
૫ વાઇ કાયા અતિ ઠેલાય જાણી પુણ્ય તે તાણી જાય.
સ્ફાટિક સ્તંભ ચ્યારિ સુવિશાલ મંડપિકા દીઠી તતકાલિ.
તે મધ્યિ અતિ ઉજ્જ્વલ રંગ મુક્તાશિલા તણૂં શિવલિંગ
ગંગાપંકજિ પૂજ્યૂં ઘણૂં; નામ ચતુર્મુખ છિ શિવ તણું.

દેખી સ્થાનક તે વિખ્યાત ચંદ્રાપીડ થયુ રલિયાત.
૧૦ સન્મુખ દક્ષિણ મૂર્તિ જથા પાસિ બીઠી દીઠી તથા
બાલી વાલી બ્રહ્માસંન અતિ પાંડુર મનોહર તંન.
જાણી દીર્ઘકાલ તપ જેહ પુંજીભૂત થયૂં છિં દેહ.
અથવા ગંગાજલ શૂં મ્યલી પિંડ બંધાણુ, થઈ પૂતલી.
કાય કાંતિ અતિ ઉજ્જ્વલ ધરિ જાણી ભવન શ્વેત શૂં કરિ.
૧૫ સ્ફાટિક ભિત્તિ સમીપિ રહી પૃથક થકી તે ભાસિ નહીં.
જાણી ·ર્પણ માંહાં પ્રતિભાસ; જાણી શુક્લ આચ્છાદ્યૂં વાસ;
જાણી ·તિ આવી છિ શરણ બીહીતી શંભુ ·કેરે ચરણ;
જાણી ·ંદ્રકલા પરગટી; કે જાણી હિમાચલ તટી;
જાણી ·ીરોદધિની રિદ્ધિ; અથવા ગૌરીમનની શુદ્ધિ;
૨૦ કાર્તિકે· કેરી તપ ક્રિયા; વૃષભ દેહ પ્રભા શૂં પ્રિયા;
મુનિજન ધ્યાન તણી સંપદા દેહ ધરી શૂં આવી તદા.
જાણી શૂં ગજદંતની ઘડી; અમ્રતફીણ પિંડ થઈ જડી;
અથવા શૂં કીધી કર્પૂરિ; અથવા શૂં મુક્તાફલચૂરિ;

---

૧ જાંણે કેલાશિ. ૨ નીકટ. શીવનૂં ધાંમ. ૩ યે આંલન. ઊડિ. ભરાણૂં. ૪ જાંણે. શીવ. નેહ. દેહ. ૫ જાંણે પુણ્ય પરાણિ તાણી. ૭ સ્થંભ. ૮ મધ્યે. ચતુર્મુખ નાંમિ શિવ તણૂં. ૯ દેપી સ્થાંનક. વિક્ષાંત. રલીયાત. ૧૦ તે પાસિ દક્ષિણા. સન્મુખ બિઠી. ૧૨ વાલી બિઠી બ્રંહ્માસંન. ૧૨ જાંણે. ૧૩ બંધાંણુ. ૧૪ જાંણે. સ્વેત. ૧૫ પ્રથક. નહી. ૧૬ જાંણે. જાંણે શુક્લાછાંદું. ૧૭ જાંણે. આવિ. શર્ણું. શંભૂ. ચર્ણું. ૧૮ જાંણે. જાંણે હેમાચલ. ૧૮ જાણે. રીદ્ધિ. ૨૦ તણી. ૨૧ ચરણ ઊલટસૂલટ છે, ધ્યાંન. ૨૨ જાંણે. અમૃત. ૨૩ કર્પૂર. ચૂર.

રજત તણી જાણી શૂં ખરી; અથવા કુંદ કુસુમની કરી;
કેતકગર્ભે નીપાયુ કાય. તનુશોભા કાંઈ કહી ન જાય.
ધરતી સ્કંધલગ્ન શુભ જટા, જલકણ રાજિત વિદ્યુત છટા.
નલવટિ ભસ્મતિલકદ્યુતિ લસિ, જાણી ખંડ ધર્યુ છિ શશી.
૫ નયણે જોતી શ્રીપશુપાલ જાણી પૂજતી પંકજ માલિ,
દંતજ્યોત્સના કરતાં ગાન જાણી કરાવિ શિવનિ સ્નાન.
ધાત્રીફલ માનિ શુભગંદિ સુક્તાફલમાલા ધરિ કંદિ.
પીત પયોધર યુગ્મ સુશંભુ, જાણી મોક્ષદ્વારના કુંભ;
ગલિ હાર ગંગાનિ તીરિ બીઠા હંસ યુગલ સુશરીર.
૧૦ કલ્પલતા વનકલનૂં કરી ધરતી સૂક્ષ્મ વસ્ત્ર ઉત્તરી.
બ્રહ્માસન કીધિ શુભ પાગ અતિ ઉત્તાન દીસિ જે રાગ,
તેણિ રક્ત દીસિ પ્રતિબિંબ દુકૂલ પિહિરે શુભ્ર નિતંબ.
સેવિ એણી પિરિ યૌવંન જાણી શિષ્ય વિનીત સુમંન.
દંતઘટિત વીણા ઉચ્છંગિ જાણી સુતા સુકોમલ અંગ.
૧૫ દક્ષિણ કરિ કરતી સ્વરનાદ રાગ રાગિણી ભેદ પ્રવાદ.
તાનમંડલી ચલાવિ ઇમ પ્રત્યક્ષ ગંધર્વ વિદ્યા જિમ.
સકલિ સ્તંભિ પૂતલી કરી વીણા કર માંહે રહી ધરી;
રૂપિ તેહિ સમતા અણસરી જાણી શૂં સહુલી અનુચરી.
નાના તાલમાન અનુભવિ નાદિ નીલકંઠ રીઝવિ.
૨૦ મૃગ મયૂર વાનર વન કરી સાંભલવા રહ્યા શ્રુતિ ધરી.
જાણી ગગન થકી ઊતરી સુરસરિતા થઈ સુંદરી.
તૃષ્ણા રહિત નિ નિર્મલ ચિત્ત જાણી સાગર પૂરણ વિત્તિ.
નિરાલંબ જાણી બુદ્ધબુદ્ધિ; જાણી પૃથ્વી સરવિ સિદ્ધિ.
નિશ્ચલ બીઠી એકિ ઠામિ જાણી લખી હુઇ ચિત્રામિ.

૧ જાંણે. ષરી. ૨ નીપાયું. કાંઈ. વિદ્યૂત. ૪ લશિ. જાંણે. ધર્યો. ૫ જાંણે. માલ. ૬ યોત્સના. ગાંન. જાંણે. સ્નાંન. ૭ માંનિ. ૮ મુશંભ. જાણે. ૯ ગંગાની તીરિ. બિઠા. ૧૦ કલ્પતા. સૂક્ષ્મ. ૧૧ બ્રંહ્માસન. ૧૨ દુકૂલ. ૧૩ જાંણી. ૧૪ ઘટીત. ઉછંગિ. જાંણે. ૧૫ રાગિની. ૧૬ તાંન. ઇમ. યંમ. ૧૭ શકલ સ્થભ. ૧૮ રૂપ. જાંણે. ૧૯ નાંના તાંન માંન અંનુભવિ. ૨૦ વાંનર. ૨૧ જાંણે. શરીતા. ૨૨ રહીત. જાંણે. ૨૩ બોધની બુદ્ધિ. જાંણે. પૃથવી; ૨૪ બિઠી, ઠાંમિ. ચિમ. લષી. ચિત્રાંમિ,

નિર્મત્સર રહિત અહંકારિ મમતા સ્પર્શિ નહીં લગારિ.
વિઇ જાણીઇ વર્ષ અઢાર; અમાનુષ માટિ નિર્વિકાર;
પાશુપત વ્રત ધરતી દેહ; નાદ મગ્ન મન બીઠી તેહ.
ચૌદ લોક માંહિ એક નારિ નયણિ નિરખી રાજકુમારિ,
૫ અશ્વ થકી તતક્ષણ ઊતર્યું; હિઇ તરુશાખા બંધન કર્યું;
જઈ શિવચરણિ કરી પ્રણામ જોવા લાગુ તેણિ ઠામિ.
મીટિ ભરી નિરખી કામિની; વિસ્મય થ્યુ જોતાં ભામિની.
અતિ આનંદ અંગિ તે ધરી, મન સાથિ વિકલ્પ જ કરિ.

'અણચીંતવ્યુ આણી ભોગ મેલિ દૈવ દયા સંયોગિ.
૧૦ જાણ્યૂં હું વનિ ભૂલુ પડયુ; કિંનરયુગ્મ પૂઠિ રડવડયુ;
નિર્જન દેખી થયુ નિરાશ; મિથ્યા કરુ મૃગયા આયાસ;
તે શ્રમ સઘલુ ઇ વીસર્યું; માનુષજન્મ કૃતારથ કર્યું.
દેવદેહ વિણ દુર્લભ જેહ દીઠૂં રમ્ય સરોવર તેહ;
નયન તણૂં ફલ જોતાં થઊં; દુઃખમાત્ર દેખંતાં ગઊં;
૧૫ માનુષનિ દુર્ગમ સંચાર મારગ દીઠુ દિવ્ય અપાર;
અમાનુષ સાંભલિઊં ગીત જેણિ મન અતિ થાઇ પ્રીત;
અનુસરતાં કીર્તનનિ નાદિ એ સુંદર દીઠુ પ્રાસાદ;
શિવદર્શન કરતાં અતિ નેહિ દીઠી મોહન કન્યા એહ.
આકૃતિ જોઈ કરૂં અનુમાન, નુહિ એ માનુષનૂં સંતાન.
૨૦ સુંદરતા અનોપમ મટિ મૃત્યુલોકિ ઉત્પત્તિ કિમ ઘટિ ?
જુ ઉત્પતિ નહિ આકાશ, અથવા જુ નહિ ચડિ કૈલાસ,
તુ પાસિ જઈ પૂછૂં વાત કિહાં જન્મ, કો માત નિ તાત,
પ્રથમિ વિઇ શા કારણભણી એહ અવસ્થા તપસ્યા તણી.
અતિ આશ્ચર્ય દીસિ છિ; વલી વાત કાંઈ નવિ જાઇ કલી.'

---

૧ નિર્મછર. રહીત. સ્પર્શ. લગાર. ૨ જાંણીઇ. અમાંનુષ. ૩ બિઠી. ૪ માહિ. નયણે નિરષી. ૫ ઊતર્યો. શાષા. ૬ ચરણે. પ્રણાંમ. તેણે. ૭ નિરષી કાંમિની. થ્યું. ભાંમિની ૮ ધરિ. ૯ અણચીતવ્યુ. સંયોગ. ૧૧ દેષી. મૃગયાં કરુ. ૧૨ વીશર્યું. માંનુષ. ૧૩ યેહ. ૧૪ નયનત ફલ. થઉ. દુષમાત્ર દેષંતા ગયું. ૧૬ અમાંનુષ સાંભલીઊ. યેણિ. મનિ. પ્રીતિ. ૧૮ શીવ. નેહ. કંન્યા. ૧૯ કરતાં અનુમાંન. નુહિ માનુષનૂં. ૨૧ નહી. નહી. કૈલાશ. ૨૨ પૂછ્. ૨૩ એ. તપસા. ૨૪ આશ્ચર્ય.

એહવુ મન શૂં કરી વિચાર તેહ જ મણિમંડપ મુઝારિ
સ્તંભ એક બીહુ અણસરી 'સૂંતિ ઇ ગાનિ પૂછૂં પરિ' કરી.

જેટલિ સુંતૂં ગીત રસાલ, વીણા મૂક શબ્દ તતકાલિ,
વેગિ ઊઠી તે ભામિની; પ્રદક્ષિણા કરી ગજગામિની;
૫ નામી શિવનિ ચરણિ શીસ, સંતોખ્યા ગૌરીપતિ ઈશ.
કૂંઅર સાંહામૂં નિહાલતી, જાણી દષ્ટિઇ દુઃખ ટાલતી,
જાણી તીર્થજલિ ક્ષાલતી, તપિઇ સવિ પાતક બાલતી,
નિર્વિકાર મતિ આણી હદિ ચંદ્રાપીડ પ્રતિ ઇમ વદિઃ
'સુખિઇ આવ્યા! કુહુ,માહાભાગ,આણિ વનિ કિમદીધાપાગ?
૧૦ માનુપનુ જિહાં નહીં પ્રવેશ, કિમ પાવન કીધુ આ દેશ?
આવુ છ માહારિ આશ્રમ; સાચવીઇ અતિથિનુ ધર્મ.'
વચન સાંભલી થયુ રલિઆતિ. અનુગ્રહ માન્યુ મનિ વાત.
ઊઠી ભક્તિઇ કર્યું પ્રણામ. ચંદ્રાપીડ વદિ તે કામઃ—
'જે આજ્ઞા દિઉ, કૃશોદરી, તે હૂં કરૂં બોલ શિરિ ધરી.'
૧૫ પદ્મિનીનિ પૂઠિ સાંચરિ; શિષ્ય તણી પિરિ પરવરિ.
જાતાં કૂંઅર કરિઇ વિચાર, 'કોએક અદ્ભુતરૂપ અપાર!
મુઝ શૂં બોલી આણી પ્રીતિ. લજ્જાબંધ ગયુ એ રીત.
વિનય કરી પૂછીશ; વિસ્તાર પોતાનુ કિહિશિ પ્રકાર.'
એહવૂં મનિ ચીંતવતુ જાય. પદશતમાત્ર વલંતાં રાય
૨૦ દેખિ તમાલ તણૂં અતિ વંન જાણી શૂં આથમિઉ દિંન.
પુષ્પિત પાદપ; અલિ ઝંકાર; વહિ નીઝરણુ તણી જલધાર;
અતિ સુંદર કોમલ પાષાણ; ગુહા દીઠી ત્યાંહાં સુપ્રમાણ.
યોગપટ્ટ કમંડલુ તિહાં વનકલ નિ, વિશાખા જિહાં;
નાલિકેરી ફૂલ કેરૂં પાત્ર; ઉપાનહ યુગ્મ મૃદુ માત્ર;

---

૧ મંન. ૨ બિહુ. સુતિ ઇ ગાંન. ૩ સુંતૂં. મુક. ૪ ભાંમિની. કરી પ્રદક્ષણા. ૫ નાંમી. ચરણે. સંતોષ્યા. ૬ નેહાલતી. જાંણે. દ્રષ્ટીઇ. ૭ જાંણે તીરથ. ૮ આણી. એમ. ૯ સુખિઇ. આંણિ. ૧૦ માંનુપનુ જિહાં. ૧૧ અતિથનુ. ૧૨ રલીઆતિ. માંન્યુ. ૧૩ ભક્તિ કર્યૂં પ્રણાંમ. કાંમ. ૧૪ યે. હુ. તેહ કરૂં. ૧૫ પદ્મનીનિ. ૧૭ આંણી ૧૯ મંનિ. ૨૦ દેખિ તાલ. જાંણે. આથમીઉ દીન. ૨૧ નીઝર્ણું. ૨૨ અસિ. પાષાંણ. સુપ્રમાંણ. ૨૩ કમંડલું. વિશાખી જિહાં. ૨૪ કેરું.

અલાબુ શંખના ભિક્ષાકપાલ; શયન સાથરુ મૃદુ પરવાલ.
સતી તણુ આશ્રમ તે લહ્યુ, રાજપુત્ર જઈ ઊભુ રહ્યુ.
તવ તરુણી નીઝરણનૂં વારિ પર્ણપુટિ ગ્રહી તેણિ વારિ
અર્ઘોદક લ્યાવી જેટલિ, ચંદ્રાપીડ વદિ તેટલિઃ—
૫ 'પૂરણ પૂજા માની ઘણી, કૃપાદષ્ટિ દીઠી તમ તણી.
મેહેલુ આદર. એ શ્રમ કિશુ? અમ મનિ સંતોષ જ વશુ.
અવલોકન તમાહારૂં જેહ, અઘમર્ષણ ઇવ પાવન તેહ.
અઘ રહિત અહ્મો કીધા તંન. બીસુ, જી, બીસુ આસંનઃ'
અતિથિ ક્રિયા કીધી જેટલી, વિનય સહિત ગ્રહી તેટલી.
૧૦ સમીપિ સુકોમલ શિલાતટી, બીઠી તે આસનિ કૃશકટી.
ક્ષણૂ એક તૂષ્ણી રહી નારિ પૃછિ પ્રેમિ સમાચાર,
'કિહાં જન્મ, કિમ આવ્યા અહીં? સત્યારથ કહુ જી સહી.'
ચંદ્રાપીડ વદિ વિસ્તાર, 'મૃગયા આવ્યુ વન મુઝારિ;
કિંનરમિથુન પૃઠિ પરવર્યું; ભૂલુ આણિ વનિ સાંચર્યું;
૧૫ ઇમ કરતાં દીઠૂં તડાગ; વિશ્રમતાં સાંભલિઉ રાગ.'
પોતાનું સઘલુ વૃત્તાંત ચંદ્રાપીડિ કહુ એકાંતિ.

## કડવૂં ૧૪

રાગ મેવાહુ.

સુંદરીઇ શ્રવણિઇ સાંભલિઊં; ઊઠી અંબુજનયણી;
૨૦ ભિક્ષાકપાલ લેઇ ચાલી તરુ પરતિ પિકવયણી.
આફણીઇ પડિઆં ફલ ઉત્તમ; પૂરણ ભરિઊં પાત્ર;
રાજકૂંઅર પરતિ લેઈ આવી માનિની તે ક્ષણમાત્ર.
'લુ, જી વીર, અરોગુ ઉત્તમ તાપસનાં ફલ સાર.
રાજભોગ અહીં વન માંહાં તુહિ અન્ન અનોપમ આહાર.'

---

૧ અલાંબુ. ભક્ષા. ૩ નીઝર્ણનૂં. પર્ણકટી. તેણીવાર. ૪ ચેટલિ. ૫ માંની. ૬ મનિ અતિ સંતોષ. ૭ અઘમર્ષ. ૮ રહીત. બિસુ. બિસુ. ૯. ચેટલી. સહીત. ૧૦ શીલ.. બિઠી. કૃશિકટી. ૧૧ તૂષ્ણી રહી નિ. ૧૨ અહી. ૧૩ ચંદ્રાપીડિ. વંન. ૧૪ પરવર્યાં. સાંચર્યાં. ૧૫ એમ. સાંભલીઉ. ૧૬ પોતાનૂં સઘલૂં. ચંદ્રાપીડ કહૂ. ૧૭ 'કડવૂં ૧૪' નથી. ૧૮ દેશી ફેર. ૧૯ શ્રવણે સાંભલીઉં. ૨૦ લેઈ નિ. ૨૧ પડ્યાં. ભરીઉં. ૨૨ કૂઅર પરતિઇ. માંનિની. ૨૪ અહી.

મન માંહિ અતિ આશ્ચર્ય પામ્યુ દેખી તપબલ પ્રૂઢ.
'માનુપની પિરિ ફલ આપ્યાં વૃક્ષ અચેતન મૂઢ.
વનસ્પતિ અનુગ્રહ માનિ છિ! તપનુ એહ પ્રભાવ.
એહવૂં મિ કહીઇ નવિ દીઠૂં.' હૃદિ ઊપનુ ભાવ.
૫ ઊઠી ઇંદ્રાયુધનિ લ્યાવ્યુ; ઊતાર્યૂં પલાણ;
સમીપિ તરુઅરિ લેઈ બાંધ્યુ; સુખ પામ્યુ નિર્વાણ.
નીઝરનૂં જલ સમીપિ નિર્મલ; કીધૂં કૂંઅરિ સ્નાન.
સ્વાદુ મધુર ફલ ભક્ષ કરી નિ શીતલ જલ કરૂં પાન.
તિહાં લગિ એકાંતિ બીઠુ સ્થિર મન કરી સમક્ષ,
૧૦ કામિનીઇ જિહાં લગિ જલ ફલ નિ મૂલ કર્યાં કાંઈ ભક્ષ.
સંધ્યોચિત કર્તવ્ય તાં કીધૂં; બીઠાં બેહૂ એકાંતિ.
સમીપિ શિલાતલ સુંદર. મનિ આણી અતિ શાંતિ.
મહૂરત મન સ્થિર તિહાં બીઠાં તે; બોલ્યુ રાનુ તંન
વિનય કરી નિ વીર વનિતાનિ એણી પિરિ વચંન:—

૧૫ 'ભગવતી! તમ કૃપાદષ્ટિઇ આશાસુ થ્યુ આજ,
પૂજાનુ અતિ આદર દેખી અમ મનિ ભાગી લાજ;
માનુપ સેહેજિ મૂરખ હુઇ; મર્યાદા નવિ જાણિ.
માહારૂં મન તે થોડિ મિલણિ પ્રેમ ઘણેરુ આણિ.
કાંઇએક પ્રશ્ન કરેવા છછૂં, જુ મનિ ખેદ ન આવિ;
૨૦ અમનિ સુખ કરવાનિ કહીઇ ઉત્તર, જુ મનિ ભાવિ.
જિહાં થકી તહ્મો નયણિ નિરખ્યાં, કૌતક ચિત્તિ ન માય.
કુણ કુલ તહ્મો સનાથ કીધૂં ધરી મનોહર કાય?
દેવ ઋષિ કિ ગંધર્વ ગુહ્યક અપ્સરા માંહાં અવતાર?
વ્રતગ્રહણ શિ અર્થિ કીધૂં વિઇ અતિશિ સુકુમારિ?

---

૧ માહિ. આશ્રજ પાંમ્યુ દેપી. ૨ માંનુપની. આપ્યા. મુલ. ૩ વનસ્પતી. ૪ હ્રદિ. ૫ પહલાંણ. ૬ સુપ પાંમ્યુ નિર્વાણિ. ૭ નીઝર નીર્મલ. કૂઅર સ્નાંન. ૮ પાંન. ૯ બિઠુ. મંન. ૧૦ કાંમિનીઇ ઝવેત નિ. ૧૧ કર્તવ્યતા કીધી બિઠાં બેહૂ. ૧૨ આંણી. ૧૩ બિઠાં. ૧૪ કરી વનિતાનિ એણી-પિરિ વીર વચંન. ૧૫ કૃપાદૃષ્ટે આસંસુ. ૧૬ દેપી. ૧૭ મૂરપ. જાણિ. ૧૮ ઘણું તે આંણિ. ૧૯ પેદ. ૨૦ સુપ. ઉતર. મંનિ આવિ. ૨૧ નયણે નિરષ્યાં. ૨૩ રષી કે. માંહા. ૨૪ સુકુમાર.

કિહાં એ વય નિ કિહાં એ આકૃતિ? કિહાં મનોહર રૂપ?
કિહાં આતશિ લાવણ્ય? કિહાં ઇંદ્રી શમી રહ્યાં અનુપ?
અદ્દ્ભુત સરિખૂં મુહુનિ લાગિ, એવડૂં શૂં છિ કામ,
દિવ્ય મનોહર આશ્રમ મેહેલી એકલાં રહુ એ ઠામ?
૫ પંચ ભૂત કરી પિંડ એ બાંધ્યુ ધવલ જિ દીસિ રંગિ!
પૂર્વિ એહવૂં કિહીં ન દીઠૂં અતિશિ ઉજ્જવલ અંગ.
નવિ દીઠી નિ નવિ સાંભલી કામિની કો તમ તોલ.
કથા કહી નિ સંદેહ ટાલુ, પાલુ માહારુ બોલ.

વચન સાંભલી રહી અણબોલી, મહૂરત નવિ બોલાય.
૧૦ વૈશંપાયન વાણી કાહ છિ, એકમનાં શુણુ રાય!
જાબાલિઃ ઋષિ, વદિ છિ વાણી, સાંભલુ નિ સવિ મુંનિ!
ગદગદ કંઠ થઈ નિ કામિની ભરિઆં જલ લોચંન;
સ્થૂલ સ્થૂલ આંસૂ આ નીસરિ; હૃદય શુદ્ધિ તેણિ ઠારિ
અથવા લોચનની ઉજ્જવલતા પ્રગટ ઝરિ શૂં બાહારિ?
૧૫ વનકલ ઉપરિ પડતાં થાઇ નિર્મલ જલની ધાર;
પડતાં કુચ ઉપરિ ઇમ જાણીઇ ત્રુટુ મુક્તાહાર.
મુખ મીલી આ માનિની અતિશય શબ્દ રહિત તવ રોય.
ચંદ્રાપીડ તે ચિત્ત ચીંતવિ વિસ્મય પામ્યુ જોય.
'અહો! વ્યસન વાર્યાં નવિ જાઇ, કીજિ કોડિક મર્મ.
૨૦ આહાવી આકૃતિ દેહ પામી નિં સહી ભોગવવાં કર્મ!
શરીરધર્મે સહૂનિ સંતાપિ. સુખદુઃખગતિ બલવત.
દ્વંદ્વધર્મે કુહુનિ નવિ મેહેલિ, જુ એ થાઇ મહંત.
અધિકૂં કૌતક મુઝ મંનિ થ્યૂ દેખી અશ્રુપાત.
ચિત્તિ જોતાં નિશ્ચય એ નુહિ અલ્પ શોકની વાત.

---

૩ અદ્દ્ભૂત શરપૂં મૂંહૂંનિ. કાંમ. ૪ ઠાંમ. ૫ યે. રંગ. ૬ દીઠું. ૭ કાંમિની. ૯ મહુરત. ૧૦ વાંણી. ૧૧ વાંણી. ૧૨ થઈ કાંમિની ભરીઆં. ૧૩ આંસૂ. નીશરિ. જાંણે બાહારિ ૧૪ પ્રગટ નીશર્યૂં બાહારિ. ૧૫ ઊપરિ. નીર્મલ. ૧૬ ઊપરિ એમ જાંણીઇ. ૧૫–૧૬ પંક્તિ ઊલટસૂલટ છે. ૧૭ મુખ. માંનિની અતિશિય. રહીત. રાય. ૧૮ ચિંત્ય ચીતવિ. પાંમ્યુ. ૨૦ પાંમી નિ. ૨૧ દુખ. ૨૨ ધરમ. જુ થાઇ માહંત. ૨૩ એ અધિક. દેખી અશ્રૂ.

આહાવા માહાનુભવનિ થોડિ દુઃખિ શોક ન થાય.
અલ્પ પ્રહાર તણિ પડધાઇ વસુધા ચાલી ન જાય.'
શોકાતુર અપરાધી સરિખુ ઊઠ્યુ વેગિ વીર.
મુખ ક્ષાલેવા અંજલીઇ કરી લેઈ આવ્યુ નીર.
૫ 'લ્યુ, જી, મુખ પખાલુ, માનિની! શ્યામા, શોક ન કીજિ.
સુખ દુઃખ આપણા દેહ નિ સરજ્યાં ભોગવી લીજિ.'
કૂંઅરનિ દુઃખ કરતુ જોઈ મુખ પખાલૂં નારિ.
વનફલ લેઈ નિ કરિ માર્જન. લોચન અરુણ અપાર.
અતિશિ ઉષ્ણ બાષ્પ તે ચાલિ. દીર્ઘ કરી નિઃશ્વાસ
૧૦ ધીરજ મન રાખી નિ રામા વાણી કરિ પ્રકાશ.

રાજપુત્ર! તહ્મો શૂં સાંભલશુ મુઝ દુખિણીનુ મર્મ?
અભાગિણી હૂં અતિ પાપિણી! ક્રૂર કર્યાં બહુ કર્મ!
જન્મ થકી વૈરાગ્યવારતા, સુખ કેરુ નહીં લેશ;
તેહ સાંભલી નિ શૂં કરશુ? શોક કથાઇ, નરેશ!
૧૫ ઇમ કરતાં જુ સાંભલવાનૂં કૌતક હુઇ મંનિ,
કથા સહૂ હૂં કહૂં. સાંભલુ સ્થિર થઈ, રાજંન!

તહ્મો શ્રવણિઇ સાંભલ્યૂં હુશિ કિહિતાં પંડિત જાણ,
દેવસદનિ અપ્સરા કન્યકા હુઇ અતિ વખાણ.
તેહનાં ચૌદ કુલ, એક બ્રહ્માઇ મનથી ઊપાઊં,
૨૦ એક વેદથી, એક અગ્નિથી, મારુત એક નીપાઊં,
એક મથતાં અમૃતથી પ્રગટ્યૂં, એક જલ થકી વિશાલ,
એક અર્કના કિરણ થકી, એક સોમ કિરણ, ભૂપાલ,
એક ભૂમિથી, સૌદામિનીથી, મૃત્યુઇ કીધૂં એક,
કામ થકી કુલ એક ઊપનૂં, સાંભલુ, કહૂં વિવેક.

---

૧ માંનુભાવનિ. દુઃખિ. ૩ શરખુ. ૪ મુખ ક્ષાલવા. લેઇ. ૫ મુખ પખાલુ માંનિની શાંમા. ૬ સુખ દુઃખ. દેહેનિ શરસ્યાં તેહ. ૯ સ્વાષ્પ. (પાઠાંતર 'લોચન'). નિશ્વાસ. ૧૦ શખી નિ રાંમા વાંણી. પ્રકાશિ. ૧૧ સાંભલશું. દુખિણીનુ. ૧૨ પાપણી. બહૂ. ૧૩ વાર સુખ તણુ. ૧૪ કરશું. ૧૫ એમ. ૧૬ તુ કથા કહૂં. ૧૭ શ્રવણે. કહિતાં. જાંણ. ૧૮ સદંનિ. કન્યા. વખાંણ. ૧૯ કુલ કિહિવાઇ એક બ્રંહ્માઇ. ઊપાઊ. ૨૦ દેવથી. નીપાઊ. ૨૧ પ્રગટ્યૂ. ૨૪ કાંમ.

દક્ષ પ્રજાપતિની કન્યા માંહાં મુનિ નિ અરિષ્ટા એહ,
તેણીઇ બિ કુલ ઊપાયાં ગંધર્વે સહિત તેહ.
એણી પિરિ થ્યાં કુલ ચતુર્દશ અપ્સરા તણાં અપાર.
ગંધર્વનાં જે દક્ષસુતાથી એહ જ તે નિર્ધાર.
૫ તે બિ કુલ માંહિ મુનિ કેરુ સુત ચિત્રરથ એક વીર
ચિત્રસેનાદિક પંનર ભાઇ માંહાં ગુણિ અધિકુ ધીર.
ઇંદ્રિઇ મિત્ર કરી તે માન્યુ અતિશિ બલિઉ જાણી;
ગંધર્વનૂં અધિપતિપણૂં આપ્યૂં પ્રેમ અંતર્ગત આણી.
અહીં થકી સમીપિ વરતિ, સાંભલુ, કહૂં, શુભકામ
ભારતવર્ષથી ઉત્તર ભાગિ કિંપુરુષ ગિરિ, નામ
હેમકૂટ પર્વત તે ભણીઇ. તિહાં ગંધર્વનુ વાસ.
અનેક કુલ વાધ્યાં તાં તેહનાં વસિઆં તિહાં ઉહ્લાસિ.
ચૈત્રરથ નામિ એક કાનન તેણિ કીધૂં રમ્ય;
અચ્છોદ નામિઇ સર ખણાવ્યું માનુપનિ અગમ્ય.
૧૫ એહ ભવાનીપતિ લેઈ થાપ્યા. સાંભલુ, કહૂં વિસ્તાર.
કૂઅર અરિષ્ટાનુ તુંબરાદિ છ માંહાં જ્યેષ્ટ જે સાર
હંસ, ચિત્રરથિ બીજા કુલ માંહાં અધિપ કરી નિ થાપ્યુ;
પટ્ટાભિષેક કરી નિ તેહનિ અધિકાર વહુ આપ્યુ.
તે ગિરિ ઉપરિ વાસ સહૂનુ. સુખિ રહિ પરિવાર.
૨૦ જે કુલ ઇંદુકિરણથી ઊપનૂં અમૃતમય આકાર,
તેહ મધ્ય એક કન્યા પ્રગટી ગૌરી તે અભિધાન,
સુંદરતા ગુણ રૂપ કરી નિ જે ગૌરીનિ સમાનિ.
ગંધર્વાધિપતિ હંસ ઉત્તમ પત્ની તેહનિ પામ્યુ.
સરિખિ સરિખૂં જોડૂં મ્યલિઊં; મદન તણુ ભય વામ્યુ.

---

૧ મુનિ અનિષ્ટા. ૨ તેણીએ. ગધર્વ સહીત જ. ૪ નરધાર. ૫ તણુ. ૬ માહિ. ૭ માન્યુ. બલીયુ જાંણી. ૮ અંતરગત આંણી. ૯ અહી. ૧૨ વશીઆં. ઉહ્લાસ. ૧૩ નાંમિ. ૧૪ નાંમિઇ. ષણાવ્યૂં માંનુપનિ અગંમ્ય. ૧૫ ભવાંનીપતિ. સાંભલિ. ૧૬ અરિષ્ટાનુ તુંબર કૂંઅર છ માંહિ જેષ્ટ. ૧૭ 'હંસ' નથી. ચિત્રરથિ તે બીજા. માહિ. ૧૮ અધિકાર એ વહુ. ૧૯ ઊપરિ. પરવાર ૨૦ યે. ૨૧ કંન્યા. અભિધાંન. ૨૨ સમાંનિ. ૨૩ હંસ. નામ એક ઉત્તમ ગંધર્વ પત્ની તેહનિ પાંમ્યુ. ૨૪ શરષિ શરષૂં મ્યલીઉ. વાંચ્યું.

ઇમ કરતાં તાં કાલે કેટલિ ગર્ભે ધર્યું મુઝ માત.
અનપત્ય માટિ આનંદ અતિશિ પામ્યુ માંહારુ તાત.
માહાનુભાવનિ ઉદરિ ઊપની હૂં અભાગિણી અત્ય,
લક્ષણ રહિત, શોકનૂં ભાજન, સાંભલુ નિ, કહૂં સત્ય.
૫ પિતાઇ માહારિ પુત્રજન્મથી ઉચ્છવ અધિકા કીધ;
માહાશ્વેતા તે નામ જ માહારૂં દશ દિન વીતિ દીધ.
બાલપણિ હૂં ભવન તાતનિ મધુરી બોલૂં વાણી.
અંકિ અંકિ ગંધર્વનિ બીસૂં વીણા સરિસ વખાણી.
શૈશવ વય એણી પિરિ વીતૂં; ઇણિ સમિ જૂઈ શુભ દેશ
૧૦ ક્રમિ કરી નિ માહારા દેહે માંહાં યૌવનિ કર્યું પ્રવેશ.
વસંત મધુમાસ નિ નવપલ્લવ પુષ્પ મધુપ મદ જિમ,
દેહે માહારિ યૌવનિ પદ કીધૂં અવેવ સુંદર તિમ.

એક સમિ ઋતુરાજ રાજતિ પુષ્પિત છિ સવિ વંન.
મારુત મલયાચલના વાઇ, મોહિ કામુક મંન.
૧૫ કામિનીરિ મુખનિ ગંડૂષિ સીંચ્યા બકુલ વિકાસિ.
પદ્મિની પાગ પ્રહારિ ફૂલ્યા અશોક અર્પિ સુવાસ.
આંબા મુર-મંજરી લિહિકિ; કોકિલના કલ નાદ.
પાડલ કેસર, કિંશુક ફૂલ્યા; વિરહી મંનિ વિષાદ.
એક દિવસ હૂં માતા સાથિ આણિ સરોવરિ આવી
૨૦ નિર્મલ જલિ અહીં સ્નાન કરેવા; સુંદર વન જૂઈ ભાવિ
(માતા સ્નાન કરિવિ લાગી) હૂં વન જોવા ચાલી.
સખી એક તવ સાથિ આવી કરિ કર બેહૂ ઝાલી.
શિવ ગૌરીનૂં સ્થાનક નિરખ્યૂં, પુષ્પલતા સુકુમાર.
ઇમ કરતાં આઘેરી આવી; ક્રીડા કરૂં અપાર.
૨૫ એકિ સ્થાનકિ રમતાં વાઇ ઉત્તમ આવ્યુ ગંધ,

૧ એમ ૨ પાંમ્યુ. ૩ માંનુભાવનિ. અત્યિ. ૪ રહીત. સાંભલિ નિ કહૂં. ૫ પિતા.
ઉછવ. ૬ મહાશ્વેતા. નાંમ. ૭ મધૂરી. વાંણી. ૮ અંકિ (૨). બિસૂં વીણાસ્વર વષાંણી.
૯ વીતૂં એણી પિરિ જોઈ. ૧૦ યૌવન. ૧૧ મધુમાસ નિ પલ્લવ. મધૂકર યંમ. ૧૨ દેહ.
યૌવને. ત્યંમ. ૧૫ કાંમિનીરિ મુષગંડૂષિ શીચ્યા. વિકાશિ. ૧૭ મંડરી. ૧૮ કિંશક.
૧૯ આણી. ૨૦ અહી. જોઈ ભાવી. ૨૨ બિહૂ. ૨૩ નીરખ્યૂં. ૨૪ એમ. ૨૫ એકે સ્થાંનકિ.

પૂર્વિઇ જેહનુ નહિ મુઝ અનુભવ જોતાં જાણ્યા સમંધ.
સકલ પુષ્પના ગંધનિ ઢાંકિ; તોલિ કોએ ન આવિ;
જેણિ સ્પર્શિ ઘ્રાણ ઇંદ્રીનિ અતિશિ સુખ ઊપજાવિ.

હૂં મન માંહાં અતિ કૌતક પામી. કિહાંથી આવ્યુ એહ?
૫ સરોવર તીરિ જોતી હીંડૂં વૃક્ષ લતા બહુ તેહ.
તેહવિ સમિ એક નયણિ નિરખ્યુ તાપસ તણુ કુમાર
સ્નાન કરેવા અર્થિ આવ્યુ શિષ્ય સહિત તેણિ ઠારિ.
જાણીઇ હર હુતાશન બાલ્યા કામનિ શોક વસંત
મિત્ર પામિવા તપ કરિ છિ આવી અહીં એકાંતિ;
૧૦ અથવા શિવનિ વશ કરેવા તપ કરિ છિ કામં;
તેજિ તરણિ નિ પાવક સરિખુ જે અતિશિ અભિરામ.
દેહ પ્રભાઇ કાનન સઘલૂં કનકવર્ણુ તે દીસિ.
સુંદર ભમિ. કમલદલ લોચન નિરખંતાં મન હીસિ;
સઘલિ હરણિ નયણની શોભા જાણી તેહનિ આપી.
૧૫ આયત તુંગ નાસિકા નિર્મલ કીરચંચુ જાણી થાપી.
અતિશિ અરુણ અધરની ઉપમા જાણી યૌવન તેહ
એણિ સ્થાનકિ થઈ રહ્યૂં છિ પિશી ન સક્યૂં દેહ.
મુહુસરિ વિણ મુખ એહવૂં દીસિ જાણી અલિ વિના પદ્મ.
બ્રહ્મસૂત્ર મૃણાલતંતુ જિમ તેજ તણૂં તાં સદ્મ.
૨૦ એકિ કરિ છિ સ્ફાટિક મણિની અક્ષમાલા તે લીધી,
જાણી રતિ પિઉશોકિ રોતાં અશ્રુબિંદુની કીધી.
નિમ્ન નાભિ; અતિ કૃષ્ણ રોમરાજિ; મુંજ મેખલા સોહિ;
મંદાર વૃક્ષ તણૂં તાં વનકલ. સતી તણાં મન મોહિ.

કડવૂં ૧૫.

---

૧ યેહૂનુ નહી. યણ્યા. ૨ પુષ્પનાં. ૩ યેણિ સ્પરશિ ઘ્રાંણ. સુખ ઉપજાવિ. ૪ મંન. પાંમી. ૫ સરોવર માંહાં. હીંડુ. બહૂ. ૬ નયણે નિરખ્યુ. ૭ સ્નાંન. સહીત. ૮ જાંણીઇ કાંમનિ. ૯ પાંમવા અહી. ૧૦ કાંમ. ૧૧ શરખુ. યે. ૧૨ કાંનન. વરણ. ૧૩ નિરખંતાં. ૧૪ સઘલે હરણે. જાંણે. ૧૫ નાશિકા નીર્મલ. જાંણે. ૧૬ જાંણે. ૧૭ સ્થાં-નકિ. રહ્યું. ૧૮ મુખ. જાંણે. ૧૯ તંતુ જાંણે. ૨૦ એકે કરિ. મણીની ૨૧ જાંણે રિતિ પ્રિઉ. બિંદુની. ૨૨ નીમ્ન. રોમરા. મેખલા. ૨૪ 'કડવું ૧૫' નથી.

રાગ દેશાખ.

બ્રહ્મચર્યનુ એ અલંકાર, ધર્મ તણૂં યૌવન આકારિ,
સરસ્વતી જાણીઇ વિલાસ, શ્રુતિ સકલનુ સંકેતવાસ.
સર્વ વિદ્યાનુ સ્વયંવરપતિ, સકલ ગુણની જાણી ગતિ.
સાથિ છિ તાપસનુ તંન; દેવનિ પાત્રી લિ છિ વંન.
તાપસ તણિ શ્રવણિઇ ધરી નિરખી મિઇ કુસુમમંજરી;
જાણી વસંતદર્શન ભણી સ્મિતશોભા વનલક્ષ્મી તણી;
ઉપમાઇ જોતાં સર્વથા મધુમાસની લીલા જથા;
સુરત સમિ રતિ કેરિ દેહ જાણી શ્રમજલકણિકા એહ;
૧૦ મન્મથધ્વજા ચિહ્ન અણસરી; જાણી સુધાબિંદુની કરી;
નવિ દીઠી કિહી, નવિ સાંભલી, ગંધ તણિ અનુમાન કલી.

મિઇ વિમાસણ માંડી મનિ અહો વિધાતાના કર ધન્ય,
જેણિ આહાવી સૃષ્ટિઇ કરી અદ્‌ભુત રૂપ તણી ચાતુરી!
માયામિ મકરધ્વજ કર્યુ ! કારણરૂપ કો એ અવતર્યું !
૧૫ શૂં એ રૂપ? કિહાં એ કાંતિ? કુણ જોગ અહીં? નહિ મન શાંતિ.
લાવણ્યશોભા કહી ન જાય. મન્મથ પરવશ કીધુ કાય.
નિમિષ રહિત હૂં નિરખૂં રહી, જાણીઇ પીતાં ધ્રાઊં નહીં.
જાચંતી હુઊં તાં જિમ, 'તાહ્રી છૂં હૂં' કહી નિ ઇમ
જાણી હૃદયિ કરતી પ્રવેશ 'ત્રાહિ ત્રાહિ રે શરણિ દેવેશ !
૨૦ મન્મથ મુઝ કરિ છિ પ્રાહાર; શરણિ રાખુ દેઈ આધાર.'
'હા હા શૂં અઘટતૂં આજ ! કુલકુમારીનિ એ લાજ !'
એહવૂં મનિ જાણતી ઘણૂં તુહિ સુખ ન ત્યજૂં તે તણૂં.
જાણી કુણિઇ સ્તંભી તહીં, અથવા ચિત્ર પૂતલી સહી.
જાણી કુણિઇ રાખી ગ્રહી, અથવા શૂં મૂર્છાગત સહી,

---

૧ ચુપૈ. ગણત્રી નવેસર ન કરતાં ચાલુ છે. ૨ બ્રંહ્મચર્યનુ યે. આકાર. ૩ જાંણીઇ. ૪ પતી. જાંણે. ૬ શ્રવણે. નિંરખી. ૭ જાંણે. ૮ યથા. ૯ જાંણે. કણીકા. ૧૦ જાંણે. ૧૧ અનુમાંનિ. ૧૨ મિ. ધ્યાંન. ૧૩ યેણિ. સૃષ્ટિએ. રૂપ. ૧૪ અવતર્યો. ૧૫ યોગ. નહી. ૧૬ પરવશિ કીધૂં. ૧૭ રહીત. નીરખૂં. જાંણીઇ. ધ્રાંઉં ૧૮ યાચંતી હુઇ તાં યંમ. છૂં કહી નિ ઇંમ. ૧૯ જાંણે હૃદય માંહાં. ત્રાહિ (૨). ૨૦ શરણે રાખુ. ૨૨ મંનિ જાંણતી સુખ. ૨૩ જાંણે કુણિ સ્થંભી હોય. કોય. ૨૪ જાંણે કુણિ રાખી.

જાણીઇ શૂં મદનશીખવી, અથવા યૌવનવિદ્યા નવી,
અચલ અંગ નિ નયન વિકાસિ; કાયા નવિ જણાઇ શ્વાસ.
ઇણી પરિ નિરખૂં પ્રેમ અપારિ. મંનિ એહવુ કરૂ વિચાર.
'ઇંદ્રી નાંખિ છિ એ પાશ. હઇઉં તાણી લિ તે શ્વાસિ.'
૫ પૂઠિથી જમ ઠેલિ અનંગ, તિમ પાસિ તેહનિ રહી સંગ.
કુચમુખ ફરકિ થઈ વિકાસ, જિમ કિહિવા અભિલાષ પ્રકાશ.
મુખથી સ્વેદધાર જે ઝરી, જાણી શૂં લજ્જા નીસરી.
ધૂજિ કાયાયષ્ટિ અપાર, જાણી ત્રસ્ત મનોભવ પ્રાહાર.
આલિંગન લાલસ સવિ અંગ, ઊરધરોમ થયૂં તે રંગિ,
૧૦ જોવા રૂપ રૂપ તે ધરી જાણી પ્રેમ રહુ નીસરી.

મિઇ આત જોતાં તેહ સુવાન મન સાથિ વિમાશૂં જ્ઞાન.
કામ કિશૂં એ માંડયૂં કામ? છંડાવ્યૂં માહારૂં મન ઠામ.
કિહાં એ સૂરજ સરિખૂં ધામ? કિહાં અહ્નો પ્રાકૃત જન શૂં કામ?
મકરકેતુ વિડંબિ ઘણૂં; મન વશ રહિ નહિ આપણૂં;
૧૫ મિઇ કિમિ વાર્યૂં નવિ જાય; એ તાં દુઃખ કુહુનિ કિહિવાય?
સંકેલી ન સકૂં આકાર, જે કીધા મન્મથિ વિકાર.
આગિ બીજી કન્યા ઘણી લજ્જા સવિ છાંડી આપણી
પતિ પાસિ ગઈ સુંદરી; પાપી મન્મથિ લજ્જા હરી.
કાલ તણી છિ વિસમી ગતિ, માહારી પરવશ થઈ છિ મતિ.
૨૦ જિહાં લગીમુઝનિ છિ જ્ઞાન, શરીર પણિ એ છિઇ સાવધાન,
જિહાં થાપ્યુ નથી અતિભાર, તિહાં પિહિલૂં આ મેહેલૂં હાર.
જુ છાંડી જાઉં આ વંન, તુ અતિ શ્રેય થાઈ મુઝ તંન.
કદાચિત એ મુનિકુમાર મનિ ન ભાવિ મદનવિકાર;
કામાતુર મુઝ જોઈ આપ ગમિ નહીં તુ મુઝ દિ શાપ.
૨૫ મુનિનિ ક્રોપ ચડિ તતકાલિ. એહવૂં વિમાશી, ભૂપાલ,

---

૧ શીષવી. ૨ વિકારિ. ૩ એણી. નિરષૂં. અપાર. મનિ. ૪ નાંષિ. હઈઉ. લે. ૫ પૂઠિ ચમ. ૭ મુષથી. જાંણે. જજ્જા નીશરી. ૮ ઝૂઝિ. જાંણે. ૯ આલિંઘન. ઊરદ્ધ. રંગ. ૧૦ જાંણે. નીશરી. ૧૧ સુવાંન. સાંન. ૧૨ કાંમ. કાંમ. ૧૩ સૂરય શરપૂં. કાંમ. ૧૪ નહી. ૧૫ જુ મિ મન વાર્યૂં. તુ એ દુખ. ૧૬ યે. ૧૭ કંન્યા. ૧૮ મન્મથે. ૧૯ પરવશિ. ૨૦ છિ. ૨૧ પિહિલુ, મેહેલૂ, ૨૨ જાઉં, શ્રય. ૨૩ મંનિ. ૨૪ મઝ જોઈ.

જાવા નિ મન કીધૂં ખેવ. જાણ્યૂં પૂજાની એ ભૂદેવ.
દૃષ્ટિ માહારી તેહિ સુખ હરી પંચબાણ અતિ પરવશ કરી;
ધૂજિ કચલટ નમ્ર કપોલ; પ્રણમી આગલિ રહી મન લોલ.
આગલિ ભાવી જેણિ હુણાર, માહારિ આ દુઃખ ઉદય પ્રકાર,
તે કારણિ તાપસ તે સુનિ મન્મથિ કીધુ પરવશ તંન.
ચંચલ નયન; દેહિ રોમાંચ; મોડિ અંગ; સંગતુ સંચ.
કુસુમમંજરી દીસિ કર્ણિ. સ્ફાટિક મણિમાલા આભર્ણિ.
તે ગતિ દેખી તેણિ ઠામિ મુઝનિ બિમણુ વાધુ કામ.
જિહ્વાં કહી ન જાઇ તેહ; મિ અનુભવી અવસ્થા જેહ.
૧૦ મે મન માંહિ વિમાંશી વાત, કામ કલા ગતિ મતિ વિખ્યાત!
તેહ શીખવિ છિ ગુરુ માર; આફણીઇં આવડિ અપાર.
નહિ તુ માહારી દૃષ્ટિ વિકાર કિહાં શીખી એટલા પ્રકાર?
અણપ્રીછ્યા નર સાંહાંમી જેહ અમૃતવૃષ્ટિ કરંતી, તેહ.
જાણી શૂં મદિરામદિ ગ્રહી, અથવા શૂં નિદ્રાજડ રહી!,
૧૫ એહવૂં ચતુરપણૂં કિહાં થકી જે વાણી રસના નવિ બકી,
હૃદય તણુ અભિલાપ જે જથા નયણિ કહિવુ એ સર્વથા!
વિમાંશી અંતર મન મહીં મિ અવસર જોયુ એક તહીં.
તે ઋષિ સાથિ મુનિનુ બાલ વિદ્યાર્થી છિ રૂપ વિશાલ.
તેહનિ જઈ મિ કરુ પ્રણામ; પૂછ્યૂં વિનય કરી તેણિ ઠામિ.
૨૦ 'સ્વામી! કુણ, એ કુહનુ તંન? નામ કિશૂં? અતિ વર યૌવંન.
કુણ વૃક્ષની એ મંજરી, જે માહાભાગિ કર્ણિ ધરી?
અપૂરવ એ ગંધ અપાર. કૌતુક લાગિ મંન મુઝારિ.'
એણી પિરિ મિ પૂછું જેટલિ, મંદ હાસ્ય બોલ્યુ તેટલિ.
પૂછી શૂં કરશુ સુંદરી? સાંભલુ, વાત કહૂં હૂં ખરી.
૨૫ શ્વેતકેતુ નામિ એક મુંનિ, ત્રિભુવનખ્યાતકીર્તિ જે ધન્ય;
દિવ્યલોક નિવાસી ભૂપ; નલકૂવરથી અધિકૂં રૂપ;

---

૧ ખેવ. જાણ્યું. ૨ સુખિ. ૪ ચેણિ. દુઃખ. ૫ મન્મથ. ૬ રોમાંચિ. ૮ દેખી. બમણુ. ૧૦ માહિ. વિક્ષાત. ૧૧ શીખવિ. ૧૨ નાહી. શીખી. ૧૩ ચેહ. ૧૪ જાંણે. ૧૫ વાંણી. ૧૬ યથા નયણે. ચે. ૧૭ માંહાં. તિહ . ૧૮ રષિ. વિદ્યારથી. ૧૯ કરૂં પ્રણાંમ. ૨૦ નાંમ. ૨૧ કરણે. ૨૩ ચેટલિ. ૨૪ કરસુ. સાંભલિ. ખરી. ૨૫ નાંમિ. ચે. ધ્યંન. ૨૬ નિવાશી.

મોહિ સુર અસુરની નારિ. ગંગાતીરિ તે એક વાર
દેવ પૂજવા અંબુજ કાજિ નિર્મલ જલિ આવ્યુ દ્વિજરાજ.
સદાઇ પંકજવન માંહાં વાસ જે લક્ષ્મીઅતિ તેજ પ્રકાશ,
રામાઇ ઋષિ દીઠું કુમાર. નયન ભરી જોયૂં તિણી વાર.
૫ કર મુખિ દેઈઅતિ જૂંભા ખાય;મન અતિ મન્મથવિકૃત થાય.
અવલોકન માત્રિ તનુ કાંત પામી સુખ તતક્ષણ સુરતાંત.
કમલ કર્યૂં છિ જે આસંન, તેથી ઊપાયુ સુત તંન;
કામિની કરિ ઉચલિ ગ્રહી વેગિ મુનિ સમીપિ રહી.
'સ્વામી ! સુત તહ્મારુ એહ.' લેઈ ઋષિકરિ આપ્યુ તેહ.
૧૦ શ્વેતકેતુ કીધા સંસ્કાર જાતકર્માદિક હર્ષિ અપાર.
પ્રગટ્યુ પુંડરીક થી ઠામ, પુંડરીક ધરિઉં તે નામ.
વિધ હોઇ દીધૂં ઉપવીત; વિદ્યા સઘલી આપી પ્રીતિ.

અર્ણવ મથિઉ દાનવ દેવિ, પ્રગટ થયુ પાદપ તતખેવ,
પારિજાતક તણી. મંજરી તે આદરિ અવતંસિ ધરી.
૧૫ યદ્યપિ વ્રતનિ એહ વિરોધ, પણ કારણ હૂં કહૂં તુઝ બોધ.
ચતુર્દશીનુ જાણી દિંન જાણ્યૂં કીજિ શિવદર્શન;
અમરલોકથી અહ્મો નીસર્યા, નંદનવન પાસિ પરવર્યા.
એટલિ તાં નંદનવન તણી અધિદેવ્યા આવી અમ ભણી.
મધુમાસની લક્ષ્મી સાથિ; હર્ષિ ગ્રહ્યુ છિ તેહનુ હાથ.
૨૦ બકુલમાલિકાની મેખલા; કંઠિ વનમાલા નિર્મલા;
કર્ણિ નવ ચૂતાંકુર કરી પુષ્પાસવિ મત્ત, મદ ભરી.
પારિજાતક મંજરી ગ્રહી; પ્રણમી ઋષિનિ વાણી કહી.
'ત્રિભુવનસુંદર છિ તૂં રૂપિ. તાહારિ યોગ્ય મંજરી અનુપ.
થઈ પ્રસન્ન અવતંસ એ કરુ, કરિ સ્વામી શ્રવણ એ ધરુ.

૧ સુરાસુરની. ૨ પૂજ. ૩ સદા. યે. રષિ. ૪ સુકુમાર. તેણી. ૫ મુખિ. ધાય. ૬ પાંમી સુખ. સુરશાંત. ૮ કાંમિની. ઉચેલિ. ૯ રષિ. ૧૦ જાતકરમ આદિ અપાર. ૧૧ ધરીઉં. નાંમ. ૧૨ હોઉઇ દીધૂ. ૧૩ મથીઉ દાંનવ દેવ. તતખેવ. ૧૪ પારજાતક તણીં. આદર ૧૫ કારણ કહૂં. ૧૬ જાંણી દંન જાણ્યૂં ૭ કીજિ. ૧૭ નીસર્યા. ૨૦ માલિકા-નીં મેખલા. ૨૧ કરણે. ચુંતાંકુર. ૨૨ પારજાતક. રષિનિ વાંણી. ૨૩ તું રૂપ. ૨૪ કરિ આપી સ્વામી શ્રવણે.

જુ અવતંસ કરુ, ઋષિરાય, જન્મ સફલ તરુ કેરુ થાય.'
એહવી રૂપની સ્તુતિ સાંભલી નીચૂં જોઈ લજ્જા મ્યલી
ઉવેખી તેહનિ નીસરી જાવાનિ મન જ્યાહારિ કરિ,
પાછી નારી વલિ તે જિહાં, વચન એક હૂં બોલ્યુ તિહાં.
૫ 'દોષ કિશુ છિ? લ્યુ નિ, ભ્રાત, પ્રેમ તણી જૂઉ નિ વાત.'
પ્રાણિ મિઇ લેઈ મેહેલી કર્ણિ, રજિત છિઇ જથા દેહ વર્ણિ.
તરુણી તે પૂછ્યુ વિસ્તાર, તે 'મિ સર્વ કહ્યુ નિર્ધાર.

એહવિ પુંડરીક મુનિ જેહ, હાસ્ય કરી નિ બોલ્યુ તેહ.
'શું પૂછુ છુ? રે સુંદરી! જુ સુગંધ એ છિ મંજરી,
૧૦ તુ લીજિ પ્રેમિ એ ખેવ.' પાસિ આવ્યુ તે દ્વિજ દેવ;
કર્ણ થકી ઊતારી મુદા, માહારિ કાનિ ધરી તે તદા.
ભ્રમર તણા ગુંજારવ હોય, પ્રારથના રિતુસંગમ સોય.
મુખ્રિ તેહના કરતલ તણુ સ્પર્શ થયુ તેહ વારિ ઘણુ;
જાણી બીજૂં પુષ્પ પરધાન પારિજાતનૂં આવ્યૂં કાન.
૧૫ સ્પર્શ થયુ ઋષિ મુઝ કપોલ, સુખિ થઈ અંગુલી લોલ;
કરિથી અક્ષમાલા તે પડી; જાણી નહિ લજ્જાઇ જડી.
પડતાં વિચિ મિ ઝાલી પાણિ, કંઠિ ધરી મનિ આનંદ આણુ.
તેહનુ ભુજ ગલિ ધરુ હુઇ જિમ, સુખ ઊપનૂં મુઝનિ તિમ.
અપૂરવ થયુ બીજુ હાર, અનુભવ જેહનુ તુહિ એક વાર.

૨૦ એહ સમિ ઇ થયૂં છિ જદા, છત્રગ્રાહિણી આવી તદા.
વચન કહ્યૂં મુઝ પરતિ નારિ. 'વિહિલાં થાઉ, રાજકુમારિ!
રાણી જાવા ઇચ્છિ ઘિરિ; વેગિ સ્નાન કરુ નિ પિરિ.'
જિમ અપૂરવ હુઇ હાથિણી પિહિલિઇ અંકુશપ્રાહારિ હણી,
તિમ મુઝ લાગુ વચનપ્રહાર; જઈ ન સકૂં પીડી અતિ સાર.

૧ રષિરાય. ૨ નીચૂ. મલી ૩ ઊવેખી. નીશરિ. મંન ચ્યાહારિ. ૪ નારિ. ૫ તણી. જૂઉં. ૬ યથા. ૭ નિરધાર. ૮ યેહ. ૧૦ પ્રેમે. ષેવ. ૧૧ કાંનિ. ૧૩ મૂંહૂનિ તેહેના. તિણ્વારિ. ૧૪ જાંણે. પ્રધાન. પારજાતકનૂં. કાંન. ૧૫ રષિ. સુખિ. ૧૬ જાંણી નહી. અહીં પાનાને મથાળે लज्जाइ साथि पडी એવું અસલના મરોડમાં પાઠાંતર આપ્યૂં છે. ૧૭ પાંણિ. આણિ. ૧૮ ગલિ ધરિ હુઇ યંમ. સુપ. ત્યંમ. ૧૯ યેહ. ૨૦ યદા. છત્રગ્રહણી. ૨૧ કહ્યૂ. થાઊં. ૨૨ રાંણી. ઇછિ. સ્નાંન. ૨૩ યમ.

પ્રાણિ તાણિ મુઝનિ ગ્રહી. હૂં મુખ સાંહાંમૂં જોઈ રહી.
લાવણ્ય અમૃતપંક મુઝારિ જાણી મગ્ન થઈ તેણિ ઠારિ;
અથવા રોમાંચિત વદંન જાણી કંટકજાલિકા વંન
તે માંહાં ગૂંચાણી, નહિ ગત્ય; મદનબાણિ કે વેધી સત્ય;
૫ કે સૌભાગ્ય ગુણથી ઘિરી; પ્રાણિ નાહાવા નિ નીસરી.

મુઝનિ જાતાં જોઈ તેહ બીજુ ઋષિનુ દારક જેહ,
જાણી ધીરજ કેરુ લોપ, કાંઈ કરી પ્રેમનુ કોપ,
એણી પિરિ તવ બોલ્યુ વાણિ, 'પુંડરીક! સાંભલ્ય, સુજાણ!
ક્ષુદ્ર તણુ મારગ એ, મુનિ! ઋષિનિ હુઇ ધીરજ ધંન.
૧૦ વાલુ મન, તુઝનિ નવિ ઘટિ. વ્યગ્ર થઈ રહિવૂં શા મટિ?
કિહિથી તાહારિ અઘ પ્રકાશ અપૂરવ ઇંદ્રીનુ વિનાશ?
કુણિ એહવુ કીધુ આજ? કિહાં તાહારી પિહિલાની લાજ?
કિહાં ધીરજ? કિહાં તે મનશાંતિ? કિહાં ઇંદ્રીનિગ્રહ એકાંત?
કિહાં કુલક્રમ પામ્યૂં બ્રહ્મચર્ય? કિહાં તે જ્ઞાન? મૂહિ આશ્ચર્ય.
૧૫ કિહાં ગ્યા ગુરુ તણા ઉપદેશ? કિહાં તે રાગબુદ્ધિ નહિ લેશ?
કિહાં તે વિષયવિમુખ તાં મંન? કિહાં તે શાસ્ત્રપ્રબોધ વચંન?
કિહાં તે ગમતુ નહિ જે ભોગ? કિહાં તે ગયુ જે સાધુનુ યોગ?
કિહાં તે તપ ઉપરિ અતિ પ્રીતિ? તે સર્વિ ઇકાં થ્યૂં વિપરીત?
જુ તૂં સરખાનિ થ્યુ ભ્રમ, તુ સઘલાં ઇ મિથ્યા કર્મ;
૨૦ નિષ્ફલ કરવુ શાસ્ત્રાભ્યાસ; નિષ્ફલ રિહિવૂં ગુરુકુલ વાસ;
નિષ્ફલ જપ તપ બ્રહ્મવિચાર, જુ તુઝ સરખાનિ ઇ વિકાર.
કરિથી જપમાલા જે ગલી, જાણી નહીં કામિની ચ્યલી!
હર્યૂં મંન હરિણાક્ષી, વીર! વાલુ પાછૂં રાખી ધીર.'

એહવાં વચન કહ્યાં જેટલિ, લાજી નિ બોલ્યુ તેટલિ.

---

૨ જાંણે. ૩ જાંણે. ૪ માહિ ગૂચાંણી નહીં ગતિ બાંણિ. ૫ ધિરી. પરાંણિ નાહાવા નીશરી. ૬ હારક. ૭ જોઈ ધૈરજ કેરો. ૮ વાંણિ. સુંજાંણ. ૯ રષિનિ. ૧૦ મગન. રહુ. ૧૧ વિલાસ. ૧૨ પિહિલાની. ૧૩ ધૈરજ. એકાંતિ. ૧૪ પાંમ્યૂં. ગ્નાંન મૂંહનિ. ૧૫ કિહાં વૈરાગ્યબુદ્ધિ. ૧૬ વિમુખતા. ૧૭ નહી એ ભોગ. કિહાં ગયુ. સાધનુ. ૧૮ ઊપરિ. ૧૯ શરષાનિ. ભર્મ. ૨૦ નિફલ. નિઃફલ. ૨૧ નિઃફલ. શરષાનિ. ૨૨ ચે. જાંણી. કાંમિની. ૨૩ રાપી. ૨૪ યેટલિ.

'સખે કપિંજલ! શૂં તિ કહ્યૂં? તિઇ માહારૂં મન તાં નવિ લહ્યૂં.
હૂં તાં થયુ નથી મતિભ્રંશ.' જપમાલા લેવા રહ્યુ અંશ.
કાંઈ એક ભમઇ કુટિલ આકાર કપટિ કોપ દેખાડિ બાહારિ;
જમ ચુંબન કરવા નિ હેતુ ફરકિ અધર યથાસંકેત;
૫ પ્રસંન મુખચંદ્ર તવ કરી મુઝ પરતિ બોલ્યુ વૈખરી,
'ચપલા! સાંભલિ સાચી વાણિ. આપ્યા વિણ જપમાલા પાણિ
અહીંથી પગલૂં ભરવૂં નહીં' એહવી જિહારિ વાણી કહી,
શૂન્યહૃદય મુઝ મુખનિ જોય, પાણિ ધરી નિ માગિ સોય.
સાંભલતાં વેગિ તતકાલિ કંઠિ થકી ઉતારી માલ.
૧૦ મદનમહોચ્છવિ પુષ્પાંજલી તિમ કરિ લેઇ એકાવલી,
'લ્યુ તહ્મારી માલા નાથ!' એહવૂં કહી મિ મેહેલી હાથિ.
યદ્યપિ થયૂં સ્વેદનૂં સ્નાન, તથાપિ ચાલી તીરથ સ્નાંનિ.

પરવશ મન નિ મજ્જન કરી દુઃખિ તાં બાહારી નીસરી.
વલગી સહીનિ વિહ્વલ દેહિ. માતા સંગિ તાણિ તેહ.
૧૫ જિમ નદી પાછી વાલીઇ, તિમ દુઃખિ પગલાં ચાલીઇ.
મંન રહ્યૂં તે પાસિ; પિરિ કષ્ટિ કરી પમાડી ઘિરિ.
કન્યા અંતઃપુર માંહાં ગઈ. તેહનિ ધ્યાનિ મોહિત થઈ
વિમાસૂં, 'શૂં છૂં હૂં?' તિહાં; 'એકલી આવી છૂં? કે કિહાં?'
કિ તૂષ્ણી કરી નિ રહૂં? કિ ઇ વારતા કુહુનિ કહૂં?
૨૦ કિ રોઊં કિ ન રોઊં દુઃખ? કિ અથવા મુઝનિ શૂં સુખ?
કિ ઇ દિવસ કિ છિ એ રાતિ? ન લહૂં રૂડી પાડૂઈ વાત.
જાણૂં નહિ મદન વૃત્તાંત. કિહાં જાઊં? કો શૂં એકાંતિ?
શૂં જોઊં? શૂં સાંભલૂં કાનિ? કિહિનિ ઇ કહૂં મનનૂં વિજ્ઞાન?
કાંઈએ ઊપજિ નહીં વિવેક. રિદિ ધ્યાન દ્વિજ કેરૂં એક.

---

૨ હૂં નથી થયુ. ૩ દેખાડિ. ૪ ચમ. ૫ મુષ. વૈષરી. ૬ વાંણિ. પાંણિ. ૭ અહીથી. નહી. ચિહારિ વાંણી. ૮ મુષનિ. પાંણિ. ૧૦ જાંણે. મહોછવિ. ૧૧ 'મેહેલી' શબ્દ ઉપર પત્રને મથાળે અસલના મરોડમાં अक्षमाला गर्षा पोतानी एकावली आपी इति ભાવ એમ ટિપ્પણ આપ્યૂ છે, ૧૨ સ્નાંન. સ્નાંનિ. ૧૩ દુષિ. નીશરી. ૧૪ તાંણે. ૧૫ ચમ. દુઃષિ. ૧૭ કંન્યા. ધ્યાંનિ. ૧૮ કિહા. ૨૦ રોઉ ન રોઉ દુઃષ. અથ મુઝ. સુખ. ૨૧ કિં. દીવસ. ૨૨ જાંણૂં નહી. જાઉ. ૨૩ જોઉ. કાંનિ. વિગ્નાંન. ૨૪ ઉ-પજિ. ધ્યાંન.

ચડી કુમારીપુર પ્રાસાદિ સુખ ગવાક્ષિ રાખી વિષાદિ
એકાંતિ જઈ બીઠી દેશ. કુહુનિ કરવા ન દી પ્રવેશ,
મેહેલી સઘલુ ઇ વ્યાપાર, છાંડી અન્ન ઉદક સવિ આહાર,
જેણી દિશિઇ ચાલ્યુ તે મુનિ તે દિશિ સાંહાંમાં ધર્યાં નયંન.
૫ વાહાલી એહવી લાગિ તેહ, જાણી અમૃત પૂરણ એહ;
કિ જાણી બહુ રત્નિ ભરી; પૂરણ ઇંદુકલા વિસ્તરી.
તે દિશિનુ જે આવિ વાય, પંખીશબ્દ અતિ વાહાલા થાય.
જાણૂં પંખી પૂછૂં સાર, કહિ ઋષિ કેરુ સમાચાર.
તેહની પ્રીતિઇ ધરિણિ મૌન; મન્મથમારી અંતરશૂન્ય;
૧૦ પાસિની પિરિ યદ્યપિ દૂરિ, જિમ કમલિની અનઇ સૂર,
સાગરવેલા નિ જિમ સોમ, મયૂરી નિ મેઘ જિમ વ્યોમ.
જાણી અક્ષમાલા જે સાર કંઠિ જીવિતનુ આધાર,
કર્ણિ કુસુમ તણી મંજરી રોમોદ્ગમ કપોલિ કરી
તેહના કરસ્પર્શિ સુખ જેહ અનુભવતી અંતર્ગત દેહ,
૧૫ બીઠી છૂં એકાંતિ જિહાં, તાંબૂલવાહિની આવી તિહાં.
તરલિકા તેહનૂં અભિધાન. પિહિલૂં સાથિ હૂતી સ્નાનિ.
આશ્વાસન તે દેતી હિદિ શનિ શનિ શૂં વાણી વદિ.

સાંભલિ, રાજકુમારી, વાત, જિ બિ મુનિ દીઠા વિખ્યાત,
અચ્છોદ સરોવર કેરિ તીરિ પુષ્પમંજરી મેહેલી ધીરિ,
૨૦ તે મુઝ પૂઠિથી નીસર્યું, પુષ્પિત વનપાલી પરવર્યુ,
પૂછ્યૂં બોલાવી એકાંતિ, 'કુહુ કામિની! ટાલી ભ્રાંતિ,
એ કન્યા કુહુની દીકરી? નામ કિશૂં? કિહિ ક્યાંહાં નીસરી?'
તેણિ સ્થાનકિ ઊભી રહી હંસ ગંધર્વ સુતા મિ કહી.
'માહાશ્વેતા તે એહનૂં નામ હેમકૂટ અચલ એ ઠામ.'

---

૧ ગ્વાક્ષિ સુપ રાપી વિષાદ. ૨ બિઠી. ૪ ધરી લોચંન. ૫ જાંણે. ૬ જાંણે બહૂ. ૭ પંક્ષી. ૮ જાણૂં પંક્ષી. રિપિ. ૯ ધરીઉ. અંતરશૂંન. ૧૦ ચમ. નિ. અહીં 'પસિની' શબ્દ ઉપર ડાબી બાજુના કોરા ભાગમાં વાહાલુ લાગિ એવૂં ટિપ્પણ છે. ૧૧ ચમ. મયૂર. ૧૨ જાંણે. જીવતનુ. ૧૩ કરણે ૧૪ સ્પરશિ સુપ. અંતરગત. ૧૫ બિઠી. ૧૬ સ્નાન. ૧૭ આશ્વાસના દેતી હૃદિ. શનિ શૂ તે વાણી. ૧૮ વિક્ષાત. ૧૯ કેરી તીર. ધીર. ૨૦ નીશર્યું. ૨૧ કાંમિની. ૨૨ કંન્યા. નીશરી. ૨૩ સ્થાંનકિ. ૨૪ નાંમ. ઠાંમ.

એહવૂં મિ કહ્યૂં જેટલિ, મહૂરત એક રહી તેટલિ,
વિનય કરી નિ જાચિ જિમ, મુઝ પરતિ વલી બોલ્યુ તિમ.
બાલા તાહારી જે આકૃતિ, ચપલ નથી જણાતી સત્ય.
જુ માંહારૂં કાંઈ કરિ વચંન, તુ જાચૂં થઈ એકિ મંનિ.
૫ એહવી વાણી મિ સાંભલી વિનય સહિત કીધી અંજલી.
આદર કરી પૂછિઉં. સ્વામિ ! કહુ, શૂં છિ અમ સરખૂં કામ?
માહાનુભાવ માહા તાપસ મુનિ, ત્રણ્ય લોકનિ જે પૂજની.
અલ્પ જીવ અહ્મો કેહી માત્ર? તમ જેહવા પૂજાનિ પાત્ર
પુણ્ય વિના અહ્મ સાંહાંમિ દૃષ્ટિ કિમ કરિ અમૃતની વૃષ્ટિ?
૧૦ સ્વામીજી ! અનુગ્રહ કરુ; વિશ્વાસ આણી ઉચ્ચરુ.
મિઇ એહવૂં કહ્યૂં જેણી વાર, જિમ કો પ્રાણ તણી દાતાર,
જાણી પ્રાણવલ્લભા સખી, ઇમ દૃષ્ટિઇ નિહાલી રખિ,
પાસિ હૂતુ વૃક્ષ તમાલ પલ્લવ તેહનુ ગ્રહી રસાલ,
શિલા મનોહર જોઈ વિશાલ રસનીચોયુ તિહાં તતકાલિ.
૧૫ ઉત્તરીય વનકલનુ ખંડ કરી પટ્ટિકા શુભ્ર અખંડ,
દક્ષિણ કરની ટચિ આંગલી લખી પત્રિકા મનની રલી
લેઈ આપી માહારિ પાણિ, વિનય કરી કહી એ વાણિ.
જવ એકલી હુઇ કામિની તવ તૂં એ આપે, કામિની !
એહવૂં કહી નિ આપી મુઝ, તેહ સુંદરી ! સૂંપૂં તુઝ.
૨૦ સંભાલી આપી મુઝ હાથિ; મિ જાણ્યૂં શૂં મ્યલિઉ નાથ.
કરતલિ ગ્રહી પત્રિકા મૂઢ વાંચી ગાહા જે અતિ ગૂઢ.

ગાહાના અર્થનુ દુહુ.

દેખાડી મુક્તાલતા બિસ સી દૂરિ તિમ
મન લોભી માહારૂં હર્યૂં, હંસ હરીજિ જિમ.

---

૧ કહ્યૂ યેટલિ. ૨ યાચિ. યમ. ૩ અકૃતી. ૪ નંચું. ૫ વાંણી. સહીત. ૬ પૂછીઉં. શરપૂં કાંમ. ૭ માનુભાવ. મુની. ૮ પૂજની પાત્ર. ૧૧ કહ્યૂ. જમ. જોણે. પ્રાંણ. ૧૨ સખી એમ દૃષ્ટિ નીહાલી રખી. ૧૩ વૃક્ષ હૂતુ. તેહનું. ૧૫ પંડ. પટીકા. અષંડ. ૧૬લખી. ૧૭ પાંણિ. વિનિ. વાંણિ. ૧૮ જિહાં એકલી. કાંમિની. કાંમિની. ૧૯ તે સુપું સુંદરી. ૨૦ સાંભલિ. જાંણ્યૂં શ્યૂં મ્યલીઉ: ૨૧ પત્રીકા. ૨૨ ગાહા. ૨૩ દેપાડી દૂરિ લતા બિશિ સસી મુક્તા યમ. ૨૪ તિમ. ૨૫ 'રાગ આલતુ' નથી.

રાગ ચાલતુ.

વાંચી નિ હૂં પામી મોદ જાણી સંગમ સુખ વિનોદ.
પૂછૂં તેહનિ વારોવાર, 'કિહિ, કિમ દીઠુ મુનિકુમાર?
કિહિ, તેણિ વચન શૂં કહ્યૂં? તેહના મનનૂં હિત તિ લહ્યૂં?
કિહાં લગિ રહી તે પાસિ?' વલી વલી પૂછૂં ઉલ્હાસિ.
૫ તેહ કથાઇ નીગમૂં કાલ કાંઈએક સુખ પામી, ભૂપાલ!

એટલિ અસ્તંગત થ્યુ દિંન. રક્તભાવ પામ્યૂં ગગંન.
પંકજ મધ્યે પટ્પદ જાય. પક્ષીનુ કોલાહલ થાય.
રવિ આથમતિ પક્ષી કોક નરનારી વિયોગિ શોક.
એહવિ સમિ છત્રગ્રાહિણી દ્વાર જઈ આવી મુઝ ભણી
૧૦ વાણી કહિ. સાંભલુ કુમારિ! બ્રાહ્મણ એક આવ્યુ છિ દ્વારિ.
સંગિ હૂતુ વિદ્યારથી, એહવી વાણી કિહિ છિ કથી.
"હૂં વેગિ આવ્યુ છૂં આજ માલા માગેવાનિ કાજિ."
મિ સાંભલિઉં મુનિનૂં નામ, જાણી સાંહાંમી ગઈ તે ઠામ.
તેડી કંચુકી પ્રેર્યું ખેવ. ઘર માંહાં તેહુ તે ભૂદેવ.
૧૫ મિઇ જિહ્વારિ વાણી બકી, તેંડી આવ્યુ તે કંચુકી.
કપિંજલ તેહનૂં અભિધાન. તે મિઇ દીઠુ તેણિ સ્થાનિ.
આદરિ ઊઠી કરી પ્રણામ નિજ આસન આપ્યૂં તિણિ ઠામિ.
ઇચ્છા વિના ઇ પખાલ્યા પાગ; લૂહ્યા ઉત્તરી વસ્ત્રિ રાગિ.
આગલિ ભૂમિ અણપાથરી હૂં બીઠી પાસિ અનુચરી.
૨૦ કાંઇએક કિહિવા કારણિ વાત તરલિકા સાંહાંમિ દકપાતિ
મિઇ અભિપ્રાય જાણ્યુ જ્ઞાનિ; જણાવ્યૂં કરી મિ સાન,
'અમ થકી અલગી નહિએહ;એક પ્રાણ નિ જૂજૂઆ દેહ.'
એહવૂં મિ જણાવ્યૂં જદા, કપિંજલ બોલ્યુ અતિ મુદા.

રાજપુત્રિ! કહૂં શૂં આજ? જિહ્વા બોલિ ન સકિ લાજિ.

---

૧ પાંમી. જાંણે. સુપ(૧). ૩ કુહુ તેણિ. મનનૂ. ૪ પાશ. ઉલ્હાશ. ૫ કથાઇ નીંગમૂં. સુપ પાંમી. ૬ દિન. પાંમ્યૂં. ૭ કુલાહલ. ૯ છત્રગ્રાહણી. ૧૦વાંણી. બ્રાંહ્મણ. ૧૧ વાંણી. ૧૩ સાંભલીઉ મુંનિનૂં નાંમ. જાંણે સાંહામી. ૧૪ પેવ. ૧૫ વાંણી. ૧૬ સ્થાંનિ. ૧૭ આદર. પ્રણાંમ. તેણિ ઠાંમ. ૧૮ ઈછા. પપાલ્યા. રાગ. ૧૯ ભૂમિ યે. બિઠી. અંનુચરી. ૨૦ તરલીકા સાહાંમી દગ પાત. ૨૧ અભિપ્રા જાણ્યું જ્ઞાન. ૨૨ પ્રાંણ. ૨૩ યદા. ૨૪ લાજ.

કિહાં એ મુનિ—ફલમૂલ-આહાર, વંનવાસ તાપસ વિવિહાર?
કિહાં એ મન્મથ તણુ વિકાર દુર્લભ દેવલોકિ નિર્ધાર?
સરવિ અણમિલતૂં તાં જેહ, દૈવિ શૂં આરંભ્યૂં એહ?
જાણી ઋષિ ઉપરિ છિ રીસ હાસ્યાસ્પદ પમાડી ઈશિ!
૫ વનકલ જટા જોગ એ વાત જ્ઞાન શીલ તપનિ વિખ્યાત!
ધર્મ ઉપદેશકથાઇ ધર્યૂં દીસિ સરવ વિડંબન કર્યું!
દીસિ નહીં કાંઈ ઉપાય, પ્રતિક્રિયા જેણિથી થાય.
બીજી કાંઈ ન દીસિ ગતિ, કારણ કાંઈ નથી તે સતિ.
મોટુ દીસિ છિ અનરથ: ટાલી ન સકિ કો સમરથ.
૧૦ મિત્રપ્રાણ રાખેવા કાજ પ્રાણ આપણા દીજિ આજ.
તે કારણિ તુઝ આગલિ કહૂં, હૂં અતિ ચિંતાતુર થઈ રહૂં.
પરતક્ષિ તુઝ સમીપિ તદા ક્રોધવચન હૂં બોલ્યુ જદા,
હું તેહનિ મેહેલી તિણિ સ્થાનિ પુષ્પવિચય ત્યજી નિદાન
કોપિ અન્ય પ્રદેશિ ગયુ :મન માંહિ અતિ આતુર થયુ.
૧૫ કામિની! તૂં ગઈ જેટલિ, મિંઈ વિચાર માંડયુ તેટલિ.
છાનુ વૃક્ષ આંતરિ રહી તેહનિ જોવા લાગુ તહિં.
દીઠુ નહીં તે તેણિ ઠારિ ચિંતા પામ્યુ માંન વિકાર.
શૂં ભય લાગુ મન્મથ ભંગિ ગયુ કામિની કેરિ સંગિ?
અથવા લાજંતુ શૂં મંનિ નથી આવતુ મુઝ દર્શન?
૨૦ કે કોપિ મુઝનિ ગ્યુ ત્યજી નથી લાધતુ જે તાં હજી?
અથવા મુહ્નિ સોધતુ હશિ? વિરહિ તે અતિઆતુર થશિ.
એહવા મનથી કરી વિકલ્પ તેણિ સ્થાનકિ રહુ અકલ્પ.
જે જન્મ થકી મુઝ પાસિ રહુ, ક્ષણ વિજોગ માહારુ નવિ સહુ,
તે વિણુ દીઠિ મંન મુઝારિ મિંઈ ચિંતા માંડી અપાર.
૨૫ લાજ્યુ મન માંહિ તે ભ્રાત રખે કાંઈ કરિ ઉપઘાત!

---

૧ મુંતિ. વનફલ તાપસનુ. ૨ નરધાર. ૩ ચેહ. ૪ જાંણે રપિ. ૫ યોગ્ય. ૬ ગ્નાંન. ૭ ચેણિથી. ૯ અનર્થ. ૧૦ મીત્રપ્રાંણ રાપવા. પ્રાંણ. ૧૨ ચદા. ૧૩ તેણિ સ્થાંનિ. નિ-દાંન. ૧૪ માહિ. ૧૫ કાંમિની. ચેટલિ. ૧૬ છાંનુ. ત્યહી. ૧૭ પાંમ્યું. ૧૮ ભૈ. રંગ. કાંમિની. ૧૯ લાજંતુ ભૈ. ચે. ૨૨ મથાળાના હાંસિયામાં અસલના મરોડે 'અકલ્પ' ઉપર અસમર્થ એવૂં ટિપ્પણ છે. ૨૩ રહુ. વિયોગ. ૨૫ રપે.

લાજિ તે શૂં છિઇ, નવિ કરિ? મહા ધીર ક્ષણુ માંહિ મરિ.
એ અતિ લજ્જાયુક્ત છિ ભલુ. ઘટિ નહીં મેહેલ્યુ એકલુ.
એહવૂં મંન વિમાસી મૂઢ જોવા આદર માંડુ પ્રૂઢ.

## કડવૂં ૧૬.

5 રાગ રામગ્રી.

સાંભલિ,શ્યામા, જોતુ વંનિ જી હૂં તિહાં ચાલ્યુ નદી પુલિંન જી.

ઢાલ.

નદી પુલિન, ઘન વાટિકા વીથી, વળી તરુપુંજ,
લતામંડપ, ચંદનતલ નિ ગહન સરતટ કુંજ
10 સોધતાં લાધિ નહીં; તિમ ચિંતા પામૂં મંનિ.
ઠામિ ઠામિ સોધતાં મુઝ શ્રાંત થ્યાં લોચંન.

એણી પિરિ નિહાલંતાં તવ કોએક સરનિ તીર
લતાગહન સમીપિ છિ જિહાં ત્રિગુણ વાઇ સમીર,
સદા વાસ વસંત છિ જિહાં ભ્રમરનુ ગુંજાર,
15 એકાંતિ આસન વાલી બીઠુ દીઠુ' એટિ ઠારિ.
જિમ કુણિ સ્થંભ્યુ હુઇ, કિ લિખ્યુ હુઇ ચિત્રામિ,
અથવા નિદ્રા સુપ્ત હુઇ, ઉપરમ કે વિશ્રામ,
અથવા તાલી લાગી હુઇ જાણીઇ યોગસમાધિ,
અથવા જડ થયુ હુઇ, કિ ઊપનુ અદ્ભુત વ્યાધિ.
20 એકલુ પણુ મન્મથ સહિત, પાંહુમુખ સાનુરાગ,
શૂન્ય અંતઃકરણથી પણ હૃદિ પ્રિયા પરભાગ.
પ્રગટ મન્મથ નથી થાતુ, જાણી દેશિ શાપ;
અંતરથી અતિશય તેહનિ કરિ છિ સંતાપ.
ઇંદ્રી સઘલાં શૂન્ય થ્યાં પીઠાં હૃદય મુઝારિ
25 અભ્યંતરિ વસતી જાણી જાણીઇ જોવા નારિ;

---

૩ વિમાશી. ૪ 'કડવૂં ૧૬' નથી. ૫ રાંમગ્રી. ૬ શાંમાં. પુલીન. ૮ ઘન તરુલતા વાટિકા વીથી કુંજ. ૯ ચંદન તરુતલ. તટ સુંજ. ૧૦ પાંમૂં. ૧૨ નીહાલતાં. સરની તીર. ૧૩ વહિ. ૧૪ વસંત વાસ. ૧૫ બિઠુ. ૧૬ લિખ્યુ. ચિત્રાંમિ. ૧૮ જાણીઇ. ૧૯ હુઇ ઊપનુ. ૨૦ પાંહુમુષ. ૨૧ શૂન્ય. હૃદિ. પ્રભાગ. ૨૨ પ્રગ. જાંણે. ૨૩ અંતરિથી. ૨૪ જાંણે પિઠાં રિદય. ૨૫ આંભ્યંતરિ. જાંણી જાંણીઇ.

અથવા મનનુ ક્ષોભ જાણી મૂકી ગ્યાં શૂં રીસિ;
લીન થઈ નિ રહ્યાં છિ કિ જાણીઇ અંતર અનીશ.
હ્રદયિ મન્મથજ્વલન ધૂમિ નયન જલની ધાર.
અધર અરુણ થયા ઘણૂં: શૂં શ્વાસોચ્છ્વાસિ અપાર.
૫ વામ કપોલિ કર ધરુ છિ નખપ્રભા તાં જેહ,
નલવટિ જાણી તિલક સુંદર ચંદન કેરૂં તેહ.
કુસુમ મંજરી ગંધ લોભિ ભ્રમરનુ ગુંજાર,
મદનનુ જાણી મંત્ર મોહન જપિ છિ અલિ સાર.
રોમાંચિત અતિ થયૂં છિ પ્રેમિ કરી શરીર,
૧૦ જાણીઇ શૂં લાગા છિ કંદર્પના બહુ તીર.
પુષ્પરજ ઉપરિ પડિ છિ ખિરી ખિરી નિ તૂર્ણ.
જાણીઇ વશીકરણનૂં કંદર્પ મેહેલઇ ચૂર્ણ.
ચંપકદોડા પડિ છિ ઉપરિ સુભગ પ્રમાણ,
જાણીઇ અતિ તમ કરી મન્મથિ મેહેલ્યાં બાણ.
૧૫ દેહાંતર જિમ પામ્યુ હુઇ તિમ ઊલખ્યુ નવિ જાય.
ભૂતાવેશ થયુ હુઇ તિમ જડ દીસિ કાય.
જાણીઇ ઇ ગ્રહિ ગ્રસુ છિ, જડ, બધિર નિ મૂક.
જાણીઇ પરવશ હુઉ કિ જાણીઇ કાંઈ ચૂક.

એહવુ જોઈ મિત્રનિ હૂં પામ્યુ મંનિ વિષાદ.
૨૦ ચિંતા માંડી ચિત્ત શૂં, ઊપજિ કિમ આહ્લાદ !
વિમાસી તે શિલા ઉપરિ જઈ બીહૂ પાસ.
શનિ શૂં વચન કહ્યૂં મિ ઊપાઈ વિશ્વાસ.
મિત્ર ! કહિ, એમ કાં થયું ? એણી પિરિ પૂછ્યૂં જાંહ,
નિઃશ્વાસ મેહેલી રક્ત લોચન કિંચિત બોલ્યુ ત્યાંહ

૧ મનનો. જાંણી મૂકી. રીસ. ૨ કિ લીન. છિ જાંણીઇં અંતર ઈશ. ૩ હ્રદય. ૪ ઘણૂં શ્વાસોશ્વાસ. ૫ વાંમ. છે નપ. યેહ. ૬ જાંણે. ૮ જાંણે. ૧૦ જાંણીઇ. બહૂં. ૧૨ વશીકરણ કંદર્પનૂં જાંણીઇ. ૧૩ ડોડા. ઊપરિ. પ્રમાંણ. ૧૪ જાંણીઇ. બાંણ. ૧૫ યમ પાંમ્યું. ઊલખ્યુ. ૧૭ જાંણીઇ ગ્રહિ ગ્રશુ. ૧૮ જાંણીઇ. હોઊ કે જાંણીઇ. ૧૯ પાંમ્યુ. ૨૦ ચિંતા. ઉપજિ. ઓહ્લાદ. ૨૧ વિમાંશી. બિહુ પાશ. ૨૩ યાંહ. ૨૪ નિશ્વાસ મેહલી. બોલ્યૂં.

લાજતુ વિહ્વલ અક્ષર. શૂં પૂછિ છિ? ભ્રાત!
કપિંજલ! શૂં પૂછિ છિ જાણી નિ સઘલી વાત?
વચન તે મિ સાંભલી માંડિઉ મંનિ વિચાર.
વિકાર એહવુ ઊપનુ જેહનુ નહિ પ્રતીકાર.
૫ મિત્ર અમારગિ જાતુ હુઇ, કહીઇ તાં બહુ વ્યક્તિ.
સર્વથા તેહનિ વારવુ, આપણી જેહવી શક્તિ.
એમ વિમાસી બોલિઉ હૂં. પુંડરીક! અવધારિ.
કામ એ શૂં આરંભ્યૂં તિ? ચતુર છિ સંસારિ.
ગુરુઇ એ શૂં શીખવ્યૂં, કિ ભણ્યૂં શાસ્ત્ર પુરાણિ,
૧૦ બીજુ તપનુ ઉપાય છિ, કિ ધર્મ નવુ પરમાણ,
વેદનૂં કિ રહસ્ય છિ, કિ મોક્ષમારગ ગૂઢ?
કહુ કારણ એહનૂં; કાં થઈ રહ્યુ દિગમૂઢ?
ગુપ્ત કોએક નિયમનુ કિ નૂતન છિ પ્રકાર?
મૂઢ મદનિ કાં કર્યુ? એ કામીનુ આચાર
૧૫ સાધુ જનનુ નિંદિત મારગ, વિટનિ વલ્લભ થાય.
વિષવલ્લીનિ સીંચિ છિ તૂં ધર્મબુદ્ધિ ઉપાય!
કૃષ્ણાગરનુ ધૂપ જાણી સર્પ ગ્રહિ છિ હાથિ!
રત્ન જાણી અંગાર બલતુ ગ્રહિ છિ તૂં માથ!
ઇણી પિરિ મિ કહી સહી બહુ બહુ કથા ઇતિહાસ.
૨૦ પ્રીછવ્યુ પ્રીછિ નહિ, મેહેલિ તે બહુ નિઃશ્વાસ.
મૂહિ કહ્યું. રે કપિંજલ! તિ કહ્યૂં સાચૂં જ્ઞાન.
શૂં કરૂં? આવિઇ નહીં હદિ મંન માહારૂં સ્થાન.

મિ જાણ્યૂં, એ અતિ ચલ્યુ; હવિ-કિમહિ નાવિ ઠારિ.
હવિ કાંઈએક કીજિઇ છવવાનુ પ્રતીકાર.

---

૧ અક્ષર શૂં પૂછે. ૨ જાંણી. ૩ માંડીઉ. ૪ યેહનુ નહી પ્રતિકાર. ૬ યેહવી. ૭ વિમાશી બોલીઉ. ૮ કાંમ. ૯ ગુરિ. શીષવ્યુ. ૧૦ કિ બીજુ. છિ કે ધર્મ. ૧૧ વેદનૂં કે. છે મોક્ષ: ૧૩ કે ગુપ્ત. નેયમં નૂતન. ૧૪ કાંમીનુ. ૧૫ નંદિત. ૧૬ શીંચિ. ૧૭ જાંણી. ૧૮ જાંણી. ગ્રહે. નાથ. ૧૯ એણી. કહી કહી કથા બહૂ અતિહાસ. ૨૦ બિહૂ નિશ્વાસ. ૨૧ મૂહનિં. જ્ઞાંન. ૨૨ નહી. સ્થાંન. ૨૩ જાંણ્યૂં. ૨૪ કીજઇ. પ્રતિકાર.

સજલ કમલ આણી કરી મિ શય્યા રચી વિશાલ.
શયન તિહાં કરાવિઉ નિ હૃદિ ધરસ પ્રવાલ.
કદલીદલ લેઈ વાયુ નાંખૂં ચંદન ચરચી અંગ,
તુહિ તાપ શમિ નહીં; અતિ દહન કરિ અનંગ.
૫ શુષ્ક થ્યાં અલગાં કરૂં નિ ધરૂં નૂતન પત્ર,
તુહિ સુખ થાઇ નહીં, ઉશીર કીધાં તત્ર.
વલી મન માંહાં વિમાસૂં, કાંઈ જીવવા નહિ પિરિ.
કિહાં કન્યા માહાશ્વેતા ગંધર્વપતિનિ ધિરિ?
અલભ્ય સુખ જે દેવનિ તે પામીઇ કીહિ કર્મિ?
૧૦ તપ કાંઈ એહવૂં નહીં, એહવુ નહીં તે ધર્મ.
સહાય કો માહારિ નહીં. સાધન નહીં તાં એક.
પિરિ પિરિ તાં ચીંતવૂં મન સંઘાતિ વિવેક.
સાધુનુ એ ધર્મ છિ રાખવા પરના પ્રાણ,
અકર્મ તાં કરવૂં સહી; એમ વદિ ચતુર સુજાણ.
૧૫ સર્વથા જાણું તે ભણી. નીસરૂં મેહેલી લાજ.
કદાપિ મૂકિ પાછુ વાલિ કુકર્મ જાણી આજ.
એમ કરી હૂં નીસર્યું; આવિઉ તાહારિ પાસિ.
પાછાં વલી જાતાં લગિ જીવવાની નથી આસ.
જુગતૂં હુઇ તે કરુ કામિની! તેહની જોઈ પ્રીતિ,
૨૦ કિ હૂં આવ્યાની લાજ જોઈ, કિ તાહારા કુલની રીતિ.

સાંભલિ રાજા! કપિંજલ એહવાં કહી વચંન
માહરા મુખ સાંહાંમાં નિશ્ચલ. રાખી રહ્યુ લોચંન.
જાણી ઉત્તર શુ દેશ એમ તૂષ્ણી રહુ લગાર.
હું તાં સુખસાગર માંહિ મગ્ન થઈ તેણી વાર.
૨૫ મનોરથ સવિ ફલ્યા માહારા. લજ્જા નમૂં વદંન.

---

૧ આંણી. ૨ શિયન. કરાવીઉં. ૩ નાંષૂં. ૫ થાઇ અગાં. નૂંતન. ૬ સુષ. નહી. પત્ર. ૭ મંનિમા. વિમાશૂ. નહી. ૮ કંન્યા. ગણધર પત્ની. ૯ સુષ ચે. પાંમીઇ. ૧૦ નહી. નહી. ૧૧ નહી. નહી. ૧૨ મંન. ૧૩ રાષવા. પ્રાંણ. ૧૪ સુજાંણ. ૧૫ સર્વથાં જાંઉં. નીશરૂં. ૧૬ મૂંહનિં. જાંણી. ૧૭ નીશર્યો. આવીઓ. પાશિ. ૧૯ જુગતૂં. કાંમિની. ૨૦ જોઈ કે કુલની રિતિ. ૨૨ માહારા સુષ સાહાંમાં. રાષી. ૨૩ જાંણે. રહો. ૨૪ સુષ.

હર્ષાશ્રુધારા વહિ. બોલાઇ નહીં વચંન.
અનંગિ અતિ કર્યૂં વારૂ, કીધા તેહનિ પ્રાહાર.
મૂહિ તાં કીધુ સહી અદ્દભુત એ ઉપકાર.
કામ માહારૂં સર્યૂં સઘલૂં જાણીઇ નિર્વાણુ.
૫ કપિંજલ બોલિ નહીં સ્વપનિ તે જૂઠી વાણિ.
હવિ હૂં તાં શૂં કરૂં ? શુ ઉત્તર આપૂં એહ ?
વિમાસણ માંહિ પડી. છિ કામાતુર અતિ દેહ.
મુનિ સાંહાંમૂં જોઈ રહૂ; મુખ કાંઈ નવિ બોલાય.
તિહાર પૂઠિ જે થયૂં તે સાંભલુ નિ રાય !

૧૦ કડવૂં ૧૭.

રાગ રામગ્રી.

એટલિ આવી તે પ્રતીહારી ૭ એણી પિરિ બોલી. સુણ, કુમારી ૭ !

ઢાલ.

કુમારી ! તહ્મો સાંભલુ.: આવ્યાં તહ્મારાં માત
૧૫ અસ્વસ્થ તહ્મનિ સાંભલી જોવાનિ કારણિ વાત.
કપિંજલ તે સાંભલી નિ પામિઉ મનિ પીડ.
ઊઠી અલગુ જાવા લાગુ; જાણ્યૂં થાશિ ભીડિ.
શનિ શૂં મૂહિ કહું. શૂં કીજિ રાજકુમારિ !
અસ્ત સૂરજ પામશિ. વિપરીત થ્યુ વિવિહાર !
૨૦ મિત્રપ્રાણુ રક્ષણુ દક્ષિણા હૂં માગવાનિ હેત
અંજલી એ કરૂં છૂં. રાખજો મનિ સંકેત.
એહવૂં કહી ઊભુ રહુ પ્રત્યુત્તર સુણવા કામ.
એટલિ તાં સંમર્દ થ્યુ ક્ષણમાત્ર માંહાં મુઝ ધામ.
કનકની કરિ લાકડી પ્રતીહારી જન અનેકિ,
૨૫ કંચુકી, તાંબૂલધારી મિલ્યાં બહુ વિવેક.

---

૧ હર્ષાશ્રૂ. નહી. ૩ મૂહનિ. અદ્દભૂત. ૪ કાંમ માહાર્યૂ. જાણીઇ નિર્વાણ. ૫ નહી. વાંણિ. ૬ આપૂ. ૭ માહિ. કાંમાતુર. ૮ મુહનિ. મુખિ. ૧૦ '૧૭' નથી. ૧૧ 'રાગ રામગ્રી' નથી. ૧૨ પ્રતિહારી. ૧૪ તહ્મારી. ૧૫ અશ્વસ્થ. સાભલી. ૧૬ પીડ. ૧૭ જાણ્યૂં. ૧૮ મૂહનિં ૧૯ વિપરીતિ. વિહિવાર. ૨૦ પ્રાણ રાખવા. માગવાને હેતુ. ૨૧ રાખજો. ૨૨ પ્રત્યૂતર શુણવા. ૨૫ બહૂ.

સંભ્રમ માંહિ નીસરી દૂહલિ ગયુ તે દ્વારિ.
અંબા મુઝ પાસિ આવી લેઈ. સવિ પરિવાર.
વડી વાર બીશી નિ માતા ગયાં નિજ ભવંન.
મિ તાં કાંઈ જાણ્યૂં નહીં. મન્મથિ સૂનૂં મંન.
૫ શૂં કહ્યૂં, શૂં પૂછિઉં જનનીઇ જોઈ જુક્તિ,
મિ તાં કાંઈ પ્રીછી નહીં તે વાત કેરી વ્યક્તિ.

માતાજી મંદિરિ ગયાં નિ અસ્તંગત રવિ થાય;
મિ તરલિકાનિ પૂછીઉં, હવિ શુ કરવુ ઉપાય?
માહારી ગતિ નથી દેખતી? ઇંદ્રી થયાં છિ શન્ય.
૧૦ બોલી નિ સકતી નથી, નથી કરી સકતી મુન્ય.
શીખામણ સાચી કહુ. તમ દેખતિ તે મુંનિ
કપિંજલ કહી ગયુ તેહનાં વિરહ તણાં વચંન.
ઇતર કન્યાની પિરિ જુ મેહેલીઇ કુલકાણિ,
વિનય ધીરજ છાંડીઇ નિ લોકલજ્જા હાણિ,
૧૫ સદાચાર ઊલંઘીઇ, મેહેલીઇ જશની રાશિ,
માતપિતાના કહ્યા વિણ જઈ પાણિ ગ્રહીઇ પાસ,
ગુરુજનનિ લોપ્યા ભણી અતિ ઘણુ થાઇ અધર્મ.
મરણ અંગીકાર કીજિ, રાખીઇ આપણુ ધર્મ.
જુ ધર્મ રાખી ન જઈઇ સંતોખવા માબાપ,
૨૦ કદાચિ વિરહિ જિ મરિ હત્યાનૂં લાગિ પાપ.
કપિંજલની પ્રાર્થનાનુ, પણિ થાઇ ભંગ;
વિનય કરી નિ માગિઉ તુઝ દેખતાં પ્રસંગ.

એહવી કરતાં વારતા તે ઉદય પામ્યુ ઇંદુ.
વિદ્રુમ સરખુ રક્ત ભાસિ વિરહકર તાં ચંદ.

---

૧ માહિ નીશરી દુહલિ. ૨ પાસિ જ. પરવાર. ૩ બિશી. ભુવંન. ૪ જાંણ્યૂં. સૂંનં. ૫ શૂ. પૂછીઉં. ચુક્તિ. ૬ કાઈ. નહી. ૮ પૂછીઉં. ૯ દેષતી. થ્યાં. ૧૧ શીષામણ. દેષતે મુનિ. ૧૨ તેહ્‌ના વિરહિ તણાં. ૧૩ ઈતર કંન્યાની. કાંણિ. ૧૪ હાંણિ. ૧૫ ઉલંધીઇ. યશની. ૧૬ વિના. પાંણિ. પાશ. ૧૮ રાષીઈ. ૧૯ રાષી ન ઇ. સંતોષવા. ૨૦ જે. હત્યાનુ. ૨૧ તે પણિ. ૨૨ માગીઉં. દેષતાં. ૨૩ પાંમ્યુ. ૨૪ શરષુ. વિરહકરતા.

કુપિત રોહિણી ચરણની લાક્ષાઇ જાણી રક્ત
વિધુ જોઈ વિહ્વલ થઈ. મુઝ ચિત્ત અતિ આસક્ત.
શીતકર બાલિ ઘણૂં. રશ્મિ જાણીઇ અંગાર.
મૂર્છા તાં પામી પડી મીંચી નયન તેણિ દ્વારિ.
૫ તરલિકા ચંદનજલકણિ વીંજણિ કરિ વાય,
બિસમાલા કંઠિ આરોપિ, તુહિ જિ શીત ન થાય.
પવન શીતલ સ્પર્શથી કાંઇ એક વલી મુઝ સાન.
રુદન કરતી તરલિકા દીઠી તે તેણિ સ્થાનિ.
ઊઘડયાં લોચન જોઈ મુઝ સખી થઈ રલિઆતિ.
૧૦ પ્રણામ કરી મુઝનિ કહિ. સાંભલિ બાઈ! વાત.
લજ્જા શી? ગુરુજન કિશા? મોકલુ મુઝનિ ત્યાંહ.
પ્રાણજીવન તેડી આવૂં વેગિ કરી નિ આંહ.
અથવા આપણ તિહાં જઇઇ જિમ થાઇ અરથ.
ઊઠિ બાઈ! ઊતાવલી ચાલવા થઈ સમરથ.
૧૫ વચન એહવાં સાંભલી હૂં બોલી તેણી વાર.
બાઈ! સરવિ રિહિવા દ્, જે ધર્મ લોક વિવિહાર.
જુ વલ્લભ જીવાડીઇ, મંનિ શુ સંદેહ?
વિલંબ કીજિ શા ભણી, જુ સ્વિઇ જાવૂં તેહ?
એહવૂં કહી નિ ધ્રૂજતી ઊભી થઈ તતકાલિ.
૨૦ તરલિકાકાનિ અવલંબી વિહ્વલ અંગ પ્રવાલ.

નીસરતાં તે નયન દક્ષિણ ફરકિઉં તેણી વાર.
અપશકુન મુઝનિ થયા. માંડિઉ મંનિ વિચાર.
દૈવિ શૂં વિઘન કર્યૂં? એમ વિમાસી નિ લગાર,
વિલંબની વેલા નહીં એ મતિ કરી નિરધાર.
૨૫ ઉદય થાતિ ઇંદુ ઊજાઇ છિ દૂતી કોડિ;
અભિસારિકા તાં સાંચરિ છિ સમયસ્થાનકિ જોડિ.

---

૧ લાક્ષાઇ જાંણે. ૩ તેણ્ણા રશ્મિ જાંણે ૪ મૂર્છના પામી. ૫ કણ. ૬ બિંશમાલ. જે. ૭ કાઈ એક સાંન. ૮ સ્થાંનિ. ૯ ઉઘ'ડ્યાં. સષી. રલીઆતિ. ૧૦ પ્રણાંમ. ૧૨ આંહાં. ૧૩ અમ. અર્થ. ૧૬ ધરમ. ૧૭ વલ્લભનિ. ૨૧ નીશરતાં. દક્ષણ ફરકીઉ. ૨૨ માંડીઉ. ૨૩ વિમાશી. ૨૪ નહી. ૨૫ થાનિક ઇંદુનિ જાઇ. દૂછ. ૨૬ તા. સ્થાંનકિ.

રાજમાર્ગ સંકુલ થયા છિ. બોલિ છિ ઘરિ મોર;
ધૂપ અગર ઊખેવિ છિ. દુઃખિત વિરહિ ચકોર.
વિવિધ કુસુમ સુગંધ તાંબૂલ તરલિકા કરિ લીધ.
ચંદનચર્ચિત ધૂપધૂસર વેષ ઉત્તમ કીધ.
૫ કર્ણિ કુસુમની મંજરી નિ કંઠિ તે અક્ષમાલ;
પ્રાસાદથી કો ન જાણિ તિમ ઊતર્યા તતકાલિ.
મંજરી પરિમલ લોભથી મધુકર બીઠા દેહ,
નીલ અંબર તણી શોભા કરિ છિ અતિ તેહ.
પ્રમદવનનિ પાછલિ નીસર્યા બેહૂ દ્વારિ.
૧૦ મુનિ સાંહાંમાં સાંચરી વિહ્વલ બહુ તિહ્યારિ.
પૂઠિ પરિજન નીસરિ તેહ્નિ વારી રાખુ ત્યાંહ,
બાહ્ય પરિજન સંઘાતિ કાંઈ કૃત્ય કહીઇ?—જ્યાંહ
ધનુષ સાંધી બાણ પૂરી પૂઠિ થ્યુ છિ કામ,
કરિ કરી નિ તાણિ છિ એ ઈંદુ અતિ અભિરામ,
૧૫ આખડતાં છિ અવલંબન એ પગિ પગિ અનુરાગ,
પૂઠિ લજ્જા કીધી છિ નિ ધાઇ છિ હ્રદિ આગિ.
એહવૂં કિહિતી નીસરી, એ ઈંદુ ઝાલી કેશ
મુઝ આગલિ આણી નિ રાખુ; તપિ છિ નવિ લેશ.
તરલિકા કહિ, સુણ્ણુ બાઈ! એ કરિ છિ ઉપચાર.
૨૦ સ્વેદલવનિ ટાલિ છિ; ચરણિ કરિ છિ જુહાર;
કામાતુર એ ચંદ્રમા કરિ કુચ કેરુ સ્પર્શ;
કપોલ ચુંબન કરિ છિ. તૂં જાણિ નહીં અવશ્ય.
એહવૂં વચન બોલતાં, આવિયાં વંન મુઝારિ.
કેતકી રજિ શ્વેત થ્યા તે પાગ દીઠ અપાર.

---

૧ ઊપેવે. દુષિત રહિ. ૩ વિવિધિ. તાંબૂલ સુગંધ. ૫ કરણે. ૬ યમ કો ન જાણિ તમ. ૭ પરીમલ. મધૂકર બિઠા. ૯ નીશર્યા. ૧૦ મુની. સાંચરિ વિહ્વલ બેહૂ ઇ નારિ. ૧૧ નીંશરિ. રાખિ. ૧૨ બાહરિ. જ્યાંહાં. ૧૩ કાંમ. ૧૪ તાંણિ. અભિરાંમ. ૧૫ આષડતાં. અંધકાર. ૧૬ કીધી છિ ધાઇ છિ હ્રદય અપાર. ૧૭ નીંશરી હૂં એ. ૧૮ આંણી નિ રાષુ. લવલેશં. ૧૯ શુણુ. ઉપકાર. ૨૦ સ્વેદ. ચરણે. ૨૧ કાંમાતુર. કેરો. ૨૨ કરે. [illegible]ણિ નહી. ૨૩ આવીયાં. ૨૪ દીઠા.

ચંદ્રકાંતથી ચાલતૂં તિહાં નિરખિઉં નીઝરણ.
તિહાં રહી નિ પખાલિયા નિર્મલ જલ શૂં ચરણ.
ચરણ ધોઈ ચાલિયાં, આવિઉં સર તે સાર.
તિહાર પૂઠિ જે થયૂં, સાંભલ રા! વિસ્તાર.

૫ કડવૂં ૧૮.

રાગ રામશ્રી. યતિ ચાલ.

સર જોઈ અહો ચાલતાં અતિ ઉત્તમ વંન
પશ્ચિમ તટિ તાં સાંભલ્યૂં ઘણૂં નમિત રુદંન.
હા હા દૈવ! એ શૂં ઘટિ? ધ્રૂજિ છિ અતિ ગાત્ર.
૧૦ શબ્દનિ સન્મુખિ સાંચર્યાં વેગિ વહી નિ રાત્રિ. ધ્રુવપદ.
પ્રગટ તાં પ્રીછ્યૂં નહીં વેગલા સ્થલ માટિ.
લોચન ફ્રરક્યૂં સાંભર્યૂં નીસરતાં તે લાટિ. હા હા૦
માહા નિશા ભણી મનુષ્યનુ જેણિ નહીં સંચાર,
શબ્દ સુણીઇ પડવડુ; આક્રંદ હુઇ અપાર. હા હા૦
૧૫ હા હા હણ્યુ હૂં! બાલિઉ! શું થયુ ઉતપાત?
મૂલ છેદાણાં માહરાં, કર્યુ વજ્રિ ઘાત! હા હા૦
શૂં કરિ છિ. પાપિયા, નિર્દય થઈ નિ? કામ!
વિપ્ર પ્રતિ કાં માંડિઉં પિશાચનૂં કામ? હા હા૦
માહાશ્વેતા માહા પાપિણી! દયા નહીં લગાર.
૨૦ એણિ શૂં વિણસાડિઉં, જે મારિ તૂં? નારિ! હા હા૦
ઇંદુ! દહિ છિ શા ભણી? પાપિયા ચાંડાલ!
એક કલંક આગિ અછિ, બીજૂં એહ વિશાલ! હા હા૦
દક્ષિણ અનિલ! ભલૂં કર્યૂં! સીધૂં તુઝ કાજ!

---

૧ ચંદ્રકાંતિથી ચાલતુ. નિરપીઉ નીઝર્ણ. ૨ પપાલીથાં. ચર્ણ. ૩ ચર્ણ ધોઇ ચાલીયાં આવીઉં. ૪ થયું. ૫ 'કટવૂં ૧૮' નથી. ૬ તાલ જિત. 'રાગ રામશ્રી' નથી. ૮ પશ્ચમ. નમીત ઘણૂં. ૯ તરલિકા એ શ્ ઘટિ ધ્રૂજિ ૧૦ સન્મુપિ. ૧૧ નહી. તે માટિ. ૧૨ ત્યાહારિ લોચન. નીશરતાં. ૯–૧૨ આ ચાર પંક્તિ અસલમાં '૩, ૪, હા હા દૈવ એ શૂ ઘટિ? ધ્રુ, ૧, ૨ હા હા.' એમ છે. ૧૩ જેણે નહી. ૧૪ શણાઇ પટવડો. ૧૫ બાલીઉ. ૧૬ છેદાંણાં. કર્યો. ૧૭ પાપીઆ નીરદિ. કાંમ. ૧૮ માંડીઉં પિશાચનુ નહી ઠામ. ૧૯ અરે માહાશ્વેતા. નહી. ૨૦ વિણસાડીઉં. મારિ છિ તું. ૨૧ અરિ ઇંદુ, પાપીયા. ૨૨ એ. ૨૩ દક્ષિણનિલ. શીધૂ રે તુઝ.

બ્રાહ્મણનિ તાં બાલતાં વાધી અતિ લાજ ! હા હા૦
હા હા શ્વેતકેતુ મુનિ ! વાહાલુ તૂહ્મિ પુત્ર
વિધાતાઇ રાખ્યૂં નહીં તાહારૂં ઘરસૂત્ર ! હા હા૦
સરસ્વતી વિધવા થઈ ! મૂતુ થયુ સુરલોક !
૫ આશ્રય રહિત તે તપ થયૂં ! સત્ય થ્યૂં તે ફોક ! હા હા૦
મિત્ર ! મૂહ્મિ તાં પડખિઇ. આવૂં તાં તુઝ સાથિ.
વાત કરંતા ચાલીઇ વલગી નિ બેહૂ હાથિ. હા હા૦
ક્ષણ એ રહી નવિ સકૂં તુઝ વિણ, માહ્રા વીર !
નિષ્ઠુર થઈ કાં નીસર્યું મૂહ્મિ મેહેલી ધીર ? હા હા૦
૧૦ કઠિણ એહવુ કહીઇ નહીં. જાઊં કુહુનિ શરણ ?
અંધ બધિર તાં હૂં થયુ. ચાલિ નહીં તાં ચરણ. હા હા૦
દિશ સઘલી સૂની થઈ ! હુઓ નિષ્ફલ દેહ !
પુંડરીક ! મેહેલી મૂહ્મિ જાસુ દેઈ છેહ ? હા હા૦
ઊઠિ, મિત્ર તૂં માહરા, દ્યુ નિ પ્રતિવચંન.
૧૫ પ્રેમ પૂરવનુ કિહાં ગયુ, હૂતુ સાચુ જે મંનિ ? હા હા૦
વાત કરૂ કાંઈ મંનની, બોલુ તાં એક વાર.
આક્રંદ કરતુ સાંભલ્યુ કપિંજલ તેણિ ઠારિ. હા હા૦

## કડવૂં ૧૯.

રાગ વિરાડી.

૨૦ દૂર થકી આક્રંદ સાંભલ્યું, અંગ માહરૂં શોકિ કલ્યૂં.
વલગિ વસ્ત્ર વૃક્ષની ડાલિ. પર્વત સરખી લાગિ પાલિ.
વિષમ વાટ પાગિ આખડૂં. દુઃખ ન જાણૂં, મનિ અતિ રડૂં.
જિમ કો ઊપાડી લેઈ જાય, તિમ તે સ્થાનિ ગઈ હૂં, રાય !
સરતટિ મણિશિલા કરી શીત રચિત કમલદલ શય્યા પ્રીતિ;

---

૧ બ્રાહ્મણનિ. વાધી રે અતિ. ૨ અરે હા હા શ્વેતકેત. તૂંહ્મિ પૂત્ર. ૩ વિધાતાઇ વાહી રાખ્યૂ નહીં તાહારૂ. ૫ થયું સત્ય થ્યુ. ૬ મૂંહનિ પડપીઇ. ૭ બહૂ હાથિ. ૮ એક રહી સકૂં નહીં. ૯ નીશર્યુ મૂહનિ. ૧૦ કઠીણ. જાઉં. શર્ણ. ૧૧ નહી. ચર્ણ. ૧૨ માહારિ નિઃફલ હુઓ દેહ. ૧૩ મુહનિ મેહેલી જાસુ વન માંહાં દેઈ. ૧૫ જે હૂતુ સાચિ મંનિ. ૧૬ કાંઈ મંનની. ૧૮ કડવાં ૩. ૨૦ અહાારૂં. ૨૧ શારપી. ૨૨ આપડૂં દુખ ન જાણુ મને. ૨૩ યમ. સ્થાંનિ. ૨૪ શરતટિ શિલા મણિ. કમલ શય્યા દલ.

તિહાં સૂતુ દીઠુ મુનિ તંન. પાસિ છિઇ કપિંજલ મુંનિ.
જાણીઇ છિ શૂં યોગાભ્યાસ, ધ્યાની થઈ રહુ નિઃશ્વાસ.
અથવા મન્મથનૂં દુઃખ સહી અસુ છાંડી નિ નિશ્ચેત રહિ.
શયન કર્યૂં છિ મન વિશ્રામ, હવિ શૂં કરશિ મુઝ કામ ?
૫ અતિશિ રોઈ; લોચન અરુણ જાણી જલજ મનોહર તરુણ.
તાહારિ વલ્લભ બીજુ કોય, રીસાવી સૂતુ જિમ હોય !
અથવા કામમંત્ર અભ્યાસ સાધિ છિ થઈ નિ નિઃશ્વાસ.
ચંદન અંગિ ચરચિઉં, તેહ જાણી ભસ્મ લગાડી દેહ.
જાણી મુઝનિ પામવા કાજિ વ્રત લેઈ સૂતુ દ્વિજરાજ.
૧૦ પાપકારિણી હૂં મંદભાગ્ય ! પ્રાણ રહિત દીઠુ માહાભાગ્ય.
હૂં ચિંતાતુર થઈ અપાર. શૂં કરૂં ? જાઉં કીહિ હારિ ?
કઠિણ હૃદય માહારૂં પાષાણ ફાટૂં નહીં ! ન ગયા મુઝ પ્રાણ !
દુઃખ ભોગવવા ન પડયૂં તંન ! વિવિધ પરિ વિમાસૂં મંન.
ચેષ્ટા રહિત દીઠું દેહિ અતિ; મનિ વિશ્વાસ ન આવિ સતિ.
૧૫ અસંભાવિત કારણ મરણ ! વિકલ થ્યાં દીઠાં તે કરણ.
કરવા લાગી હાહાકાર. હા અંબ ! માતા પરિવાર ;
હા નાથ જીવન આધાર ! કાં એકલાં મેહેલાં આ હારિ ?
મૃહ્નિ તાં નવિ આવિ મરણ ! કહુ, હૂં જાઉં કુહુનિ શરણ ?
પૃછુ તરલિકાનિ આજ, તાહારિ કીધિ મિઈ, માહારાજ,
૨૦ શી શી અવસ્થા ભોગવી ? વિવિધ યાતના શી અનુભવી ?
દિવસ થયુ જુગ સહસ પ્રમાણ ! એક વાર મુખિ બોલુ વાણિ.
ભક્તવચ્છલતા દેખાડીઇ, સાંહાંમૂં જોઈ જીવાડીઇ.
પૂરિ મનોરથ, છૂં હૂં દાસ અનન્યશરણ અનાથ ઉદાસ,
મન્મથ મારી છૂં અતિ ઘણૂં. દુઃખ મનનૂં કુહુ આગલિ ભણૂં ?
૨૫ કાં ન કરુ દયા નિર્બાધિ ? શુ કીધુ છિ મિ અપરાધ ?

---

૧ છિ. ૨ જાંણીઇ. ધ્યાંનિ. નિશ્વાસ. ૩ દુઃપ. છાડી નિ નિશ્ચિત. ૪ કર્યું. વિશ્રાંમ. કાંમ. ૫ જાંણે. ૬ યમ ૭ કાંમ. સાંધિ. નિશ્વાસ. ૮ ચરચીઉં. જાંણે. ૯ જાંણે. ૧૦ રહીત. ૧૧ રૂ જાંઉં. ૧૨ હ્રદય માહારૂ પાષાંણ. નહી. ૧૩ દુઃપ. વિવિધિં. વિમાશૂ. ૧૪ શ્રેષ્ટા. દેઈ. ૧૮ મૃહનિ. મર્ણ. કુહુ હૂં જાંઉં. શર્ણિ. ૨૦ વિવિધિ યાચના યે સો અનુભવી. ૨૧ જુગ. મુપિ વાંણિ. ૨૨ વછલતા દેપાડીઇ. સાંહાંમૂં જોઇ ભવાડીઇ. ૨૩ દાશિ. ૨૪ દુઃપ. ૨૫ નિરબાધ.

અનુકૂલ સેવકનિ ત્યજી જાતાં કાં બીહુ નહીં હજી ? 
હૂં અપરાધમિ છૂં પાપિણી. તહ્મો વાહિયા મંદભાગિણી.
મુઝ માટિ તમનિ એ ગતિ, મુહ્નિ મરણ ન આવિ સતિ !
હૂં તહ્મનિ મેહેલી ગઈ ધિરિ તેહવિ દૈવિ કીધી પિરિ !
૫ માહારિ ઘરિ શૂં છિઇ કામ, અંબાઇ, પરિવારિ નિ ધામિ ?
છૂં અનાથ; શરણિ રાખીઇ ! એક વાર કાંઈ ભાખીઇ !

એણી પિરિ બહુ કરી વિલાપ પૃથ્વી પડૂં, પછાડૂં આપ.
છૂટા કેશ, નયણિ વહિ નીર, શોકિ વિહ્વલ થયૂં શરીર.
કપોલિ હદિ ફેરવતી પાણિ, રુદન કરંતી બોલી વાણિ,
૧૦ પુંડરીક ! તૂં નિષ્ઠુર ઘણૂં, દુઃખ ન જાણિ જે અમ તણૂં.
વલિ કંઠિ લેઈ ઘાલૂં હાથ, કરૂં ચુંબન. બોલુ જી નાથ !
એકાવલી ગ્રહી નિ કહૂં (મન મહા શોક થકી અતિ દહૂં),
કંઠિ પાપિણી એકાવલી ! પાસિ હૂતી કંઠિ મ્યલી:
હું આવૂં તિહાં લગિ નિર્વાણ વાહાલાના નવિ રાખ્યા પ્રાણ ?
૧૫ કપિંજલનિ કરુ પ્રણામ. પાછુ મિત્ર જીવાડુ, સ્વામિ !
તરલિકાનિ વલગી ગલિ, ગાઢિ રોઈ ન મનિ બલી.
તેણી વેલાં શોકવચંન કિહીઇથાં ઊપનાં રુદંનિ.
અણશીખિ પિહિલુ અભ્યાસ કિહીઇથી આવડુ નિશ્વાસ.

કહિ જાબાલિ, સુણુ પરિવાર ! એહવી વારતા કરતાં નારિ
૨૦ સ્નેહ સાંભર્યું નિ અડવડી, રા આગલિ મૂર્છાગત પડી.
પડતાં ઝાલી ચંદ્રાપીડિ મન માંહિ આયાની પીડિ.
તેહ તણૂં વનકલ ઉત્તરી આંસૂઇ ભીનૂં કર ધરી
છેડુ એક તાણી નિ રાય નાંખિ મૃગનયનીનિ વાય.
વાયુ કરતાં આવી સાન, એણી પરિ બોલ્યુ રાજાન.
૨૫ મિ કૌતુક પૂછી એ વાત. હૂં પાપી કીધુ ઉતપાત.

---

૧ અનકૂલ. બિહું નહી. ૨ વાહીયાં ૩ મૂહનિ. ૪ મેહલી. તેહવી. ૫ છિ કાંમ. ૬ રાખીઈ. ભાખીઇ. ૭ બહૂ. ૮ નયણે. ૯ હૃદિ. પાંણિ. વાંણિ. ૧૦ કપિંજલ તૂં નિષ્ઠૂર. દુખ. જાંણિ યે. ૧૧ લેઇ. ૧૨ મા શોક. દહૂ. ૧૪ નિવાણિ. રાખ્યા પ્રાંણ. ૧૫ કરૂં. ૧૬ રોઇ બલિ. ૧૭ ઉપનાં રુદંન. ૧૮ અણશીખિ. ૧૯ શુણુ પરવાર. વારતાં ૨૧ ચંદ્રાપીડ. માહિ. ૨૩ છેહ. તાંણી. નાંખિ. ૨૪ સાંન. રાજાન,

પ્રિયવિરહ. સંભારુ વલી, તૂં તેણિ કીધી આકુલી.
એટલિથી રહિવા ઘુ કથા, જેણિ અતિ ઊપની વ્યથા.
હું ઇ એ સાંભલી નવિ સકૂં. વિરહવારતા શી પિરિ બકુ?
વલી સંભારી પિઉનુ શોક પ્રાણ બાલવા કામિની! કોક.

૫ રાજકૂંઅરનાં સુણી વચંન નીસાસુ મેહેલી અતિ ઘંન,
આંખિ આંસૂ કેરી ધાર, વૈરાગિ બોલી તેણી વાર.
સાંભલિ, રાય, તે દારુણ નિશા વિરહવેદનાઇ અસુ કસ્યા,
તુહિ ત્યજ્યુ નહીં એ દેહ; હવડાં કિમ ત્યજશિ તેહ?
મુઝ પાપિણીનૂં જમજંન દૂરિ થકી ટાલિ દરશંન!
૧૦ શોક કશુ એ દારુણ હદિ? જે કહીઇ તે મિથ્યા વદિ!
નિષ્ઠુર હઇઇ નીલજ કરી, ફાટી પ્રાણુ ન ગ્યા નીસરી!
વજ્રથી અધિકી વેદના સહી, તુહિ દુઃખિ દલ્યૂં તન નહીં!
તુ વારતા કરતાં શૂં બલિ? કઠિંન હૃદયનિ કો નવિ કલિ.
એથી અધિકી કથા કઠોર સુણી ન જાઇ કિહિતાં શી ઓર?
૧૫ વજ્રપાતથી અધિકી વલી વેદના જે નવિ જાઇ કલી,
તે ધાર્યાનૂં કારણ ગૂઢ, સાંભલિ, રાય, કહૂં હું મૂઢ.
આશા મૃગતૃષ્ણાજલ જિમ જીવિતવ્ય ધરૂં છૂં તિમ.
પીઆરુ હુઇ જિમ ભાર, અપ્રયોજન કહીઇ ઉપકાર,
એહવૂં હું વહૂં છૂં શરીર ત્યાહાર પૂઠિ, સાંભલુ વીર!

૨૦ એણી પિરિ વિલાપ જ કરી તરલિકા પરતિ ઉચ્ચરી.
ઊઠુ, સખી, મન નિષ્ઠુર કરુ; કાષ્ટચિતા વેગિ વિસ્તરુ;
વેગિ આણુ હુતાશંન, વલ્લભ સાથિ બાલૂં તંન.
સજાઈ કીજિ છિ જદા, ગગન થકી પુરુષ તદા

---

૧ વિરહિ. ૨ રેહિવા. યેણિ. ત્રથા. ૩ વિરહિ. બકું. ૪ પીઉનુ. પ્રાંણ. કામિનિ. ૫ રાજકુઅરનાં શુણી. ૬ આંખિ. ૭ કસ્યા. ૮ નહી. ૯ પાંપણીનૂ યમ તન. દરશંન. ૧૦ હૃદિ યે. ૧૧ યે ફાટી. નીંશરી. ૧૨ અધકી. દુઃખિ તન દલ્યૂ નહી. ૧૩ વારતાં. હૃદિનિ. ૧૪ શુણી. કિહિતાં શોર. ૧૫ આધક જે વલી વેદના તે. ૧૬ મુઝ પ્રાંણ ધર્યાનૂં. ૧૭ યંમ જીવતવ્ય હૂં. ત્યમ. ૧૮ યમ. ૧૯ એહવૂ વાહૂં છૂં. સાંભલુ નિ વીર ૨૧ કાષ્ટ. વિસ્તરો. ૨૨ હૂતાશંન. ૨૩ યદા. પુરુષ ઉત્તર્યું તદા.

ચંદ્રમંડલથી નીસર્યું. શ્વેત વસ્ત્ર, હાર ઉરિ ધર્યું.
શ્રવણિ કુંડલ મણિમય સાર. ગૌર દેહ, જાણી ત્રિપુરારિ.
મહા પુરુષ તણી આકૃતિ. મૃતગ પાસિ આવ્યુ તે સત્ય.
સુંદર શીતલ કરિ તાં ધરી મૃત દેહ લીધુ ઉદ્ધરી.
૫ દુંદુભિ નાદિ બોલ્યુ વાણિ, સાંભલિ માહાશ્વેતા સુજાણ!
પ્રાણ મ છાંડીજે સુંદરી! વાણી હૂં કહૂં છૂં સત્ય કરી,
અંતરગતિ શૂં રાખે રંગ. એ શૂં પુનરપિ પામીશિ સંગ.
એહવૂં કહી ગ્રહી મૃત તંન અંતરિક્ષિ ચાલુ ગગંન.

હૂં તેણિ થઈ ભયભીત, વિસ્મય કૌતુક પામી ચિત્ત,
૧૦ ઊંચૂં જોઈ રહી આકાશિ; કપિંજલનિ પૂછ્યૂં પ્રકાશિ
એ શૂં છિ? કહિ મુઝનિ, ભ્રાત! આશ્રજ સરખી દીસિ વાત.
ઉત્તર અણઆપી, ભૂપાલ, કપિંજલ ઊઠ્યુ તતકાલિ.
ઊંચૂં જોઈ બોલ્યુ મિત્ર, કિહાં લેઈ જાઈશિ માહારુ મિત્ર?
દુરાત્મા! રહિ, ઊભુ રહિ! આપિ ધાઇ એહવૂં કહી.
૧૫ પલવટિ વાલી વસ્ત્ર ઉત્તરી પૂઠિ ચાલ્યુ કોપિ કરી.
તેહિ સાથિ ગ્યુ આકાશિ હું જોઈ નિ થઈ નિરાશ.
મુઝ જોતાં સઘલાઇ, નરેશ, તારાગણ માંહાં કર્યુ પ્રવેશ.
હૂં તુ જોઈ રહી અવલોક; પિહિલાંથી બિમણુ થ્યુ શોક.
હઇડૂં ફાટવા લાગૂં જિહાં, તરલિકા પરતિ કહૂં તિહાં.
૨૦ બાઈ! એ શૂં? મૂહિ કહુ, જુ કારણ તહ્મો કાંઈ લહુ.
તે તાં અતિ શોકાતુર થાય; કેલિ તણી પરિ ધ્રૂજિ કાય.
માહારા મરણની શંકા મંનિ તરલિકા બોલી વચંન.

શૂં જાણૂં? અકૃતકારિણી હૂં તાં છૂં પાપચારિણી.
સાંભલિ, બાઈ, કહૂં હૂં સત્ય. એ તુ દેવ તણી આકૃતિ.
૨૫ પિતા તણી પિરિ તુઝ આજ આશ્વાસના દેવાનિ કાજિ

૧ થકી નીશર્યું શ્વેત. ૨ શ્રવણે કુંડલ. જાંણે. ૪ કરિ ધરી. ઉધરી. ૫ બોલ્યું વાંણિ. સુજાંણ. ૬ પ્રાંણ. તૂં સુંદરી વાંણી. હૂં કહૂં છૂં ફિરી. ૭ રાપે. ૮ મૃતં તન અંતરપિ. ૯ કૌતક પાંમી ચિત. ૧૧ શરપી. ૧૨ અણઉતર આપિ. ઊંચું. ૧૩ જોઈ. જાઈશ. ૧૪ કોપિ ધાઈ એહવૂં કહિ. ૧૫ થયુ નિરાશ. ૧૭ માહા ૨૦ મૂંહનિ. કાંઈ, ૨૨ મર્ણની. ૨૩ જાંણૂં. પાપકારિણી. ૨૪ આકૃત્ય. ૨૫ મુઝ.

દેવરૂપ કો બોલ્યુ જેહ, અવિસંવાદિની વાણી એહ.
તૂં મન માંહાં વિમાસી અહિ, એ જૂઠૂં શા માટિ કહિ?
તે માટિ એ છાંડુ ક્લેશ પ્રાણત્યાગ કરવા નિવેશ.
કપિંજલ ગ્યુ છિ તે સાથિ. ન જાણીઇ શી અછિ વાત?
૫ ઊતાવલુ ગ્યુ અણકહી. તે આવ્યા વણ તાં રહિ નહીં.
શૂં જાણીઇ શૂં ઇ છિ તિહાં? આપણ નથી પ્રીછતાં ઇહાં.
પ્રીછયા પૂઠિ સમાચાર મરતાં કેહી લાગિ વાર?
આશા છિ સમાગમ તણી; વારૂં છૂં તૂહ્નિ તે ભણી.
હા કે ના થાઇ લગિ જિહાં, પ્રાણ ધરુ, બાઇ, લગિ તિહાં.
૧૦ એહવૂં કહી તે પાઇ પડી; માયા ઊપાઈ અતિ રડી.
હૂં ઇ સ્ત્રી-અ-સ્વભાવ પ્રકાશ. લાગી દુસ્ત્યજ જીવિત આશ.
તેહ પુરુષની વચનપ્રતીતિ, કપિંજલ આવ્યાની રીતિ,
તેહ જ જુગતૂં માની કૃત્ય પામી નહીં પાવક માંહાં મૃતિ.
વર્ષ સહસ્ર સમી થઈ રાતિ; રેણુ કપોલિ, અતિ અશ્રુપાત;
૧૫ બીજી તરલિકા તે સરતીર; ક્ષીણ કંઠ નિ શોક શરીર.
રાત્રિ ગઈ ન થયૂં પ્રભાત. તેણિ સરિ તે કીધાં સ્નાત.
મિથ્યા જાણી એ સંસાર, છાંડી માતપિતા પરિવાર,
શોક દુઃખ જાણી દુર્વાર લિપ્યાં કષ્ટ નહીં પ્રતીકાર,
જાણી મંદ ભાગ્ય આપણું, દુષ્ટપણૂં જાણી વિધિ તણૂં,
૨૦ વાલી ઇંદ્રીસુખથી મંન, બ્રહ્મચર્ય ગ્રહી ઇ વંન,
ચરણ વાંછતી જિહાં લગિ મરણ લેઈ એ શિવ કેરૂં શરણ,
રહી કરેવા તપ અભ્યાસ દૃઢ થઈ આ શંભુ પાસિ.

બીજિ ધાહિ આવ્યા તાત જાણી શોક તણી સવિ વાત.
બંધુ સહિત આવ્યા; અતિ મંદ કરવા લાગા તે આક્રંદ.
૨૫ દીધા મૂહ્નિ બહુ ઉપદેશ; આશ્વાસના કરી નરેશ.

---

૧ યેહ. વાંણી. ૨ વિમાશી. ૩ પ્રાંણ. ૪ જાંણીઇ. ૫ અણકહિ. નહી રહિ. ૬ જાંણીઇ. આંહાં. ૮ વારૂ છૂં તૂંહ્નિ. ૯ થાયિ જિહાં લગિ પ્રાણાં. તિહાં લગિ. ૧૦ ઊપાઇ. ૧૧ જીવત આશિ. ૧૨ પુરૂપના. ૧૩ જુગતૂં માંની પાંમી નહી. મૃત્ય. ૧૪ અશ્રૂ. ૧૭ જાંણી. ૧૮ લિપ્યાં. નહી પ્રતિકાર. ૧૯ જાંણી. જાંણી. ૨૦ વલી. સુખથી. ૨૧ શરણ વાંછતી. ચર્ણ. શર્ણ. ૨૨ દ્રઢ. શંભુ પાશ. ૨૩ જાંણી. ૨૪ સહીત આવ્યા. ૨૫ મૂહ્નિ બહૂ.

યત્ન કર્યું ઘરિ જાવા કાજિ; મિ તેહની નવિ માની લાજ.
દિવસ કેટલા પાસિ રહ્યા; અનેકિ પિરિ બોલ મુઝ કહ્યા.
મિઇ પ્રાણિ મોકલિયા ઘિરિ. શોકાતુર થઈ બહુ પિરિ
દૂખિયાં અતિ મુઝ પાખિ થયા, વિમના થઈ કટિ અતિ ગયા.
૫ માતપિતા ગ્યા પછી એ રીતિ વંનિ રહી છૂં તેહની પ્રીતિ.
ક્ષણ ક્ષણ પ્રતિ આંસૂ પાડતી પ્રેમ એ તેહનિ દેખાડતી
વિરહિ તેહનિ કાયા ક્ષીણ નિયમ કરી સરવિ સુખ હીણ
જાપ મિશિ તેહના ગુણગ્રામ, ફલ મૂલ જીવન વિશ્રામ.
તેહ કમંડલુ નિ કોપીન, માલા તે, રાખી મન લીન
૧૦ વાત શીત આતપનિ સહું તેહનૂં ધ્યાન ધરી તાં બહુ.
એણિ સરિ સંધ્યા ત્રય સ્નાન અર્ચૂં શિવ પણિ તેહનૂં ધ્યાન.
તરલિકા બીજી સહચરી અહીં રહી છૂં તપ આચરી.
તે હૂં છૂં મહા પાપિણી બ્રહ્મહત્યા જાણી શાપિણી!
નિષ્પ્રયોજન માતાઇ જણી! ઊગંતી દૈવિ અતિ હણી!
૧૫ નિરાલંબ નિ છૂં નિર્નાથ! એહવૂં કહી મુખિ દેઈ હાથ
વનકલિ ઉજ્જવલ ઢાંકી મુખ રોવા લાગી આણી દુઃખ;
શરદ આભલિ જાણી શશી! પ્રૂઢ શબ્દ ગાઢિ નિશ્વસી.

રોતી જોઈ રાજકુમાર મન માંહાં પામ્યુ અસુખ અપાર.
તેહનૂં શીલ, સત્ય નિ ક્ષમા, મધુર બોલવૂં નહીં ઉપમા,
૨૦ નિરભિમાન નિ રૂપ યૌવંન રાનૂં મગન થયૂં અતિ મંન.
વિશેષિ વારતા સાંભલી મંન ગયૂં રાજાનૂં ગલી;
અતિશિ આર્દ્ર થયૂં તાં હદિ; વીર એણી પિરિ વાણી વદિ.

સ્યામા! દુઃસહ વલ્લભ સ્નેહ, તે હૂં જાણૂં છૂં તુઝ દેહ.
રુદન કરિ હવિ શૂં હોય? તિ તુ અતિ તપ માંડયૂં સોય;

---

૧ માંની. ૨ મૂઝ. ૩ પ્રાંણિ મોકલીયા. બહૂ. ૪ દુઃખીયાં. પાખિ. ૬ ક્ષણ(૨) પ્રેમિ. દેખાડતી. ૭ સુખ. ૮ ગુણ ગ્રાંમ. વિશ્રાંમ. ૯ રાખી. ૧૦ ધ્યાંન ધરિ તાં બહૂં. ૧૧ સ્નાંન. આવૂં શિવ પણ તેહનૂં ધ્યાંન. ૧૩ છૂ. બ્રંહ્મહત્યા જાંણે સાપિણી. ૧૪ નિઃપ્રયોજન. ચણી. ૧૫ મૂખિ. ૧૬ ઉજ્વલ વનૂકલ. મૂખ. આંણી દુખ. ૧૭ આભલે જાંણે. નિઃશ્વસી. ૧૮ જોઇ. માહાં. ૧૯ ક્ષમા મધૂર. નહી. ૨૦ થયુ. ૨૨ આર્દ્ર. રિદિ. વાંણી. ૨૩ શાંમા. જાંણૂં. ૨૪ તે.

તેહ્નિ અર્થિ ત્યજ્યુ સવિ સંગ; તપચર્યાઇ કશ્યૂં અંગ;
ઇંદ્રીસુખ છાંડ્યાં તે હેત; ધર્મ તણુ કીધુ સંકેત.
પૂઠિ મરવૂં મૂરખમતિ મોહ પડ્યાં કરિ છિ સત્ય;
વીભલપણાનૂં એ આચરણ, પ્રેમભાગનૂં નુંહિ અનુમરણ,
૫ જે માતા પિતા ભરતાર મુઇ પ્રાણ તિજઇ પરિવાર.
કષ્ટિ કરી મરિ છિ સોય ! મુઆનિ તેણિ સ્યુ ગુણ હોય ?
પાછૂં જીવવાનુ નહીં જોગ, પુણ્ય નહીં, નહીં સ્વર્ગનુ ભોગ,
નરક પડંતાં વારણ નહીં, દર્શન પણિ નવિ આવિ સહી.
તેહનિ કર્મિંઇ તે તાણીઇ, કર્મભૂમિ પરતિ આણીઇ;
૧૦ આત્મઘાતી ભોગવિઇ પાપ, તેહ્નિ શૂં સુખ થાઇ આપ ?
જીવિ તુ દિ ઉદકાંજલી; શૂં કરશિ તે પૂઠિ બલી ?
આગિ રાજસુતા તાં બહુ વિધવાધર્મિ રહી સહૂ.
સૂરસેનસુતા માધવી પાંડુ પૂઠિ રહી સાધવી,
આગિ વૈરાટી ઉત્તરા અભિમન્યુ મુઇ દુર્ધરા,
૧૫ ધૃતરાષ્ટ્રપુત્રી દુઃશલા સિંધુરાજ મુઇ વચ્છલા,
સુર મુનિ ગંધર્વ પુત્રી ઘણી વિધવા થઈ જીવી મિ સુણી.
તેહનિ મ્યલવાની નહીં આશ; તાહારિ છિ સૂધુ વિશ્વાસ.
માહા પુરુષિ જે બોલી વાણિ, તે મિથ્યા નુહિ નિર્વાણ;
માહા પુરુષ લેઈ ગ્યુ જેહ, જાણુ જીવવા સ્થિત તાં એહ.
૨૦ દેવલોક રાખી કો દિન તુઝનિ કરુણા કરશિ વંનિ.
એહ વાત કલી નવિ જાય. તપસિદ્ધિ અદ્‌ભુત મહિમાય,
ધર્મકર્મની છિ બહુ શક્તિ; મન શૂં કલ્પુ એહવી જુક્તિ.
અથવા જીવાડ્યુ ન હોય, તુ શાનિ લેઈ જાઇ સોય ?
તે માટિ આણુ વિશ્વાસ, તિ માંડ્યુ છિ તપઅભ્યાસ;
૨૫ વિશ્વાવસુ ગંધર્વ મેનકા પ્રમદ્વરા ઉપની કન્યકા.

---

૨ સુષ. ૩ મૂરષ. સતિ. ૪ ભલપણાનૂં. આચર્ણ. ભાગનુ. અનુમર્ણ. ૫ યે. મૂઇ પ્રાણ. પરવાર. ૬ મૂઆનિ. ગુણ ઉપર સ્યૂ સુષ પાઠાંતર. ૭ તેહ્નિ પાછું. નહી ચોગ. પુણ્ય નહીં સ્વર્ગનુ. ૮ નર્ક. પણે. ૯ તાંણીઇ. આંણીઇ. ૧૦ શૂ સુષ. ૧૨ રાજસૂતા. બહૂં. રહી તાં સહૂં ૧૪ વિરાટી આગિ. અભિમંન્ય મૂઇ. ૧૫ પૂત્રી. મૂઇ. ૧૬ વીધવા. શુણી. ૧૭ નહી આસ. ૧૮ પુરુષે. વાંણિ. નિર્વાણિ. ૧૯ જાણુ. તેહ. ૨૦ રાષી. દિન. અદ્‌ભૂત. ૨૨ બહૂ. યુક્તિ. ૨૩ શાહાનિ. ૨૪ આણુ. ૨૫ મેનિકા. ઉપની.

ચ્યવનપૌત્ર પ્રમતિનુ તન પરણ્યુ અતિશિ પ્રેમી મુનિ.
સર્પ ડસ્યુ, મુઈ તતકાલિ મુનિ પામ્યુ અતિ શોકની ઝાલ.
અર્ધ આયુ આપી નિ ખેવ જીવાડી તે અવસ્યમેવ.
તુરંગ રક્ષાઇ ગ્યુ અર્જુન; યુદ્ધિ માર્યુ બભ્રુવાહન;
૫ નાગકન્યા ઉલૂપી નામ, જીવાડ્યુ તે તેણિ ઠામિ.
અભિમન્યુ સુત પરિક્ષિત રાય બ્રહ્મબાણુ બાલ્યુ તે કાય;
ઉત્તરાઇ કર્યાં વિલાપ કૃષ્ણિ જીવાડયુ તે આપ.
તિમ સાંદીપન ગુરુનુ બાલ કૃષ્ણિ જીવાડ્યુ તતકાલિ
તિમ તાહ્રુ વલ્લભ એમ થયુ જીવાડવા લેઈ તે ગયુ.
૧૦ અથવા શુ કીજિ પરપંચ ? મિથ્યા સઘલુ એહ પ્રપંચ.
એહવા બહુ દેઈ ઉપદેશ પ્રાણિ મુખ ધોયૂં નરેશ.

એહવિ અવસરિ સવિતાલોક અસ્ત પામ્યુ માહાશ્વેતાશોકિ.
માહશ્વેતા પખાલી પાદ વનકલ પિહિરી મંનિ વિષાદિ,
સંધ્યા ઉપાસી સુંદરી શિલા ઉપરિ બીઠી સ્થિર ઠરી.
૧૫ વિધિ સાચવી રાજકુમાર બીજી શિલા બીઠુ તેણિ ઠારિ
મંનિ વિમાસિ તેહનુ પ્રેમ દુર્ઘટ કામ જીતયુ ખેમ.
પુનરપિ પૂછિ રાજા નેહિ, કિહાં ગઈ તરલિકા તેહ ?
દુઃખ સુખની જે સાથિણી જાણી વેદના સવિ વપુ તણી.

માહાશ્વેતા કહિ રાજા ! સુણુ. પૂર્વિ વંશ કહ્યુ અમ તણુ.
૨૦ અમૃત થકી ઊપનું જેહ કુલ અપ્સરા કેરૂં તેહ,
તે મધિ એક મદિરા નામ. ચિત્રરથ પામી તે સ્વામિ.
માંહોમાંહિ સ્નેહ અપાર. કરિ વિલાસ પ્રેમિ નર નારિ.
ઘણા દિવસ વાંછ્યા આધાન. પુત્રી એક હવૂં સંતાન.

કડવૂં ૨૦.

---

૧ સ્થૂલકેશ ચ્યવનનુ તંન. ૨ ટશુ. પાંમ્યુ. ૩ પેવ. અવશમેવ. ૪ યુધ. ૫ કંન્યા. નાંમ. ઠાંમિ. ૬ અભિમન્ય. પરીક્ષત. બ્રંહ્મબાંણુ. ૮ જીવાડચો. ૯ તાહ્રો. ૧૧ પ્રાંણિ મુષ. ૧૨ પાંમ્યુ માહાસ્વેતા શોક. ૧૩ માહાસ્વેતા પષાલી. વિષાદ. ૧૪ ઉપાશી. બિઠી. ૧૫ બિઠું. ૧૬ મંન્ય. પેમ. ૧૭ પૂછે. નેહ. ૧૮ દુષસુષની થે. જાંણિ વેદન. ૧૯ માહાસ્વેતા. શુણુ. ૨૦ ચેહ. ૨૧ નાંમ. પાંમી. ૨૩ આધાંન. ૨૪ 'કડવૂ ૨૦' નથી.

રાગ મેવાડુ. એકતાલીતાલ.

ઉચ્છવ અતિ હુઆ ઘરિ તેહનિ, સાંભલિ, હો રાજાન !
સકલ સુંદરી માંહિ સુંદર કાદંબરી અભિધાન.
જન્મ થકી રહી માહરી પાસિ અશન પાન વિશ્રામ.
૫ ક્રીડા કરતાં બાલભાવ સવિ વિરમ્યુ મન આરામ.
માંહોમાંહાં જે પ્રેમ અહ્મારિ, તે રાયજી ! શું કહીઇ ?
રાત્રિ દિવસ અહ્મો પ્રીતિ બાંધ્યાં એકિ સ્થાનકિ રહીઇ.
માહારિ વ્યસન પડ્યૂં જે અદ્દ્ભુત, કાદંબરીઇ જાણ્યૂં,
બાલપણાનિ સ્નેહિ કરી નિ દુઃખ મન માંહિ આણ્યૂં.
૧૦ સખીજન સાંભલતાં બોલી સમ ખાઈ નિ વાણી
મહાશ્વેતા જિહાં શોક ન મેહેલિ તિહાં લગિ ગ્રહું ન પાણિ.
માત પિતા પ્રાણિ પરણાવિ, તુ અનશન દેહનાશ;
વિષભક્ષણ; કે પાવક પીસું; કંઠિ દોરડિ પાશ.
પુત્રીઇ એહવૂં પણ કીધું, માય બાપ સાંભલિઉં,
૧૫ યૌવન પામી દીઠી જાહિ, ચિત્રરથ મનિ રલિઉં.
ઘણૂં કહી કહી નિ ભાગુ માનિઇ નહીં કાંઈ નારી,
વિષયવિમુખ થઈ નિ બીઠી માહરુ પ્રેમ સંભારી.
મદિરાઇ મન શૂં વિમાશૂં, માહાશ્વેતાનિ કાહાવૂં.
દુઃખ ભાંજવા નિ જુ આવિ, તુ વેગ તેડાવૂં.
૨૦ વિમાશી, ખીરોદક નામિ કંચુકી એક તાં જેહ,
મુઝ ભણી વેગિ મોકલિઉ એણી પરિ કાહાવ્યૂં તેહ.
તૂં વિના પિહિલૂં દુઃખ અમનિ વિરહ તણી તાં આગિ;
તુંહ શલ્ય છિ કાદંબરીનિ તે બીજૂં દુઃખ આગિ.
અહીં આવી નિ પુત્રી કેરી વિરહવેદના ટાલુ
૨૫ દુઃખદગ્ધ તાં અહ્મો થયા છૂં તેહ પીડા નિવાલુ.

---

૧ 'તાલ' નથી. ૨ ઉછ્વ. હોઆ. રાજાંન. ૩ માંહિં. ૪ તે જન્મ. ૬ માહો-માંહાં યે. ૭ સ્થાંનકિ. ૮ વિસન. યે અદ્‌ભૂત. જાંણ્યૂં. ૯ દુઃખ. માંહે આંણ્યૂં ૧૦ ખાઈ. વાંણિ. ૧૧ માહાસ્વેતા. પાંણિ. ૧૨ જુ માત. પ્રાંણિ. અશન દેહે. ૧૩ પ્રિસૂં કે કંઠિ દોરડી પાશિ. ૧૪ કીધું. સાંભલીઉ. ૧૫ પાંમી. ચાહિ. રલીઉ. ૧૬ માંનિઇ નહી કાંઇ. ૧૭ વિમુખ. બિઠી. ૧૮ માહાંસ્વેતાનિ કાહાવુ. ૧૯ દુખ. તેડાવુ. ૨૦ વીમાશી ખીરોદક. કંચુકીક તાં યેહ. ૨૧ મોકલીઉ. ૨૨ દુઃખ. તણૂં. ૨૩ શાર. દુખ. ૨૫ દુઃખ.

તે માટિ ગુરુજનની લાજિ કાદંબરીની પ્રીતિ
તરલિકા કંચુકી સાથિ મિઇ મોકલી રીતિ.
એહવૂં કાહાવૂં છિ મિઈ તેહનિ, 'સત્ય કરી નિ મંન
જુ મુહનિ જીવતી વાંછિ કરજે તાત વચંન.
૫ તરલિકા ચલાવ્યા કેડિ થોડિ દિન તહ્નો આવ્યા,
(વાટ જોઉં છૂં સખી કેરી) માહારા મન માંહાં ભાવ્યા.

એહવી વારતા કરતાં ઊગ્યુ પૂરણ વિધુ આકાશ.
અંબુજ સઘલાં સુપ્ત થયાં નિ કુમુદિની થઈ વિકાસ.
ચંદ્રાપીડિ શયન જ કીધૂં, જોઈ શ્યામા ખેવ
૧૦ શનિ શનિ ઊઠી જઈ નિ સૂતી અવશ્યમેવ.
એહવિ અંતરિ રાતુ કૂંઅર એહવૂં ચીંતવિ મંનિ,
કિ મુઝ પાખિ વૈશંપાયન અવરિ શયના તંન
અથવા પત્રલેખા આવી છિ? એમ ચીંતવતાં રાય
નિદ્રા આવી સુખશય્યા નિ ખેવ યામિની જાય.

૧૫ નિશા ગઈ નિ પ્રાત થયૂં રે; માહાશ્વેતા તતકાલિ
નિત્ય કરમ કરી નિ બીઠી, બીઠા છિ ભૂપાલ.
એહવિ તિહાં તરલિકા આવી. કેયૂરક છિ સાથિ;
સોલ વરસનુ અતિશિ સુંદર. રક્તયષ્ટિકા હાથિ.
મૃતપલ્લવ કોમલ ધર્યું મસ્તકિ. નીલ ઉત્તરી વાસ.
૨૦ આવી નિ વેગિ બિ ઊભાં આણી અતિ ઉલ્હાસ.
ચંદ્રાપીડનિ બીહુ દેખી 'કુણ એ?' કરી વિચાર
માહાશ્વેતા પાસિ જઈ બીઠી પ્રણમી તેણિ હારિ.
દૂરિ રહ્યાં કેયૂરકિ કીધુ શ્યામાનિ પ્રણામ.
મીટિ માહાશ્વેતા દેખાડ્યુ બીહુ તેણિ ઠામિ.
૨૫ અતિશયરૂપ રાયનિ જોઈ વિસ્મય પામ્યુ મંનિ.

૧ માટિ મિ ગુરુની. કંચૂકી. મિ મોકલી. ૩ સતિ. ૬ જોઉ છૂ. ૮ અંબૂજ. કુમુદિનિ. વિકાશ. ૯ શાંમા. પેવ. ૧૦ અવશમેવ. ૧૨ પાખિ. ૧૩ ચિત્રલેષા. ૧૪ સુપ. પેવ યામિની. ૧૫ માહાસ્વેતા. ૧૬ બિઠી બિઠા. ૧૯ ધંર્યું. ૨૦ આંણી. ૨૧ બિહુ દેષી. ૨૨ મહાસ્વેતા. બિઠી. ૨૩ શામાનિ પ્રણાંમ. ૨૪ દેષાડ્યુ બિહુ. ૨૫ પાંમ્યુ મંન્ય.

એટલિ જાણ્ય સુપુ નિ પૂછિ શ્યામા પ્રેમ વચંન.
કુહુ નિ, કાદંબરી તિ દીઠી? બોલાવી તિ બાઈ?
કહ્યૂં અહ્મારૂં તેહ માનસિ? પૂછ્યૂં પ્રેમિ ધાઈ.
તરલિકા કહિ રાજકુમારી! તે દીઠી મિ નારી.
૫ મોતી જેવડાં આંસૂ ઢાલિ કિહિતાં વાત તહ્મારી.
સંદેસુ કાંઈ જે કાહાવ્યુ છિ, કેયૂરક તિ કિહિસિ.
એહવૂં કહી રહી અણબોલી. દુઃખ હૃદય માંહિ રિહિસિ.

કેયૂરક એણી પિરિ બોલિ, ગાઢૂં આલિંગન
દેઈ કાહાવ્યૂં છિ કાદંબરીઇ, સાંભલુ એકિ મંન.
૧૦ બાઈ! તહ્મોએ શૂં કાહાવ્યૂં છિ માહારી પરીક્ષા કરવા,
અથવા ઊલંભુ એ મૂહ્નિ ઘિરિ રહ્યાનૂં વરવા,
કિંવા માહારુ પ્રેમ છેદેવા, કે કરવા વિજોગ,
કિ અપરાધ માહારુ છે કાંઈ પરહરવાના જોગ?
કઠિણપણિ સંદેસુ કિહિતાં લાજ્યાં નહીં શૂં બાઈ?
૧૫ કઠિણુ બોલવૂં કુણિ શીખવ્યૂં, મધુરભાષિણી થાઈ?
વાહાલાંનિ દુઃખ હુઇ જિહ્નાંરિ ત્યાહારિ શુ સંભોગ?
સુખની ઇચ્છા તાં શી, જાહિ એહવુ તહ્મારુ યોગ?
કમલિનીની સંગતિ માટિ અસ્તંગત રવિ જોહ,
ચક્રવાકી પિઉ પાસિ ન રહિ દુઃખ સખીનિ ત્યાંહ.
૨૦ તૂં ; વિરહિણીનિ પીડિ છિ વિરી તાહારુ કામ.
તૂં સખી માહારી. હૂં તેહનિ કિહી પિરિ કરૂં સકામ?
પિઉનિ વિરહિ સખી સાધવી સખીનિ ઘિરિ ન જાઇ,
જાણી પર પુરુષનૂં દર્શન વરાંસિ રખે થાઇ,

---

૧ સુપુ. શ્યાંમા. ૩ માંનસિ. ૭ કહીં નિ રહી. દુઃપ રીદિય. રિહિશિ. ૮ કેઉરક. આલ્યંધન. ૧૦ મારી મંન પરીક્ષા. ૧૧ ઉલંભુ. રહ્યાનુ. ૧૨ કિં માહારુ. વિયોગ. ૧૩ કાઈ પરહરવાનુ યોગ. ૧૪ નહી. ૧૫ શીપવ્યુ મધૂરભાષિણી કાઇ. ૧૬ ચહ્નાંરિ સુ. ૧૭ સુપની. શી કીજિ યાહ્નિ. તહ્મારો. ૧૮ કમલનીની. યાંહ. ૧૯ ચકવાકિ પ્રીઉ. ૨૦ વિરહુણીનિ કામ. ૨૧ સપી. તેહની. સકાંમ. ૨૨ પ્રીઉનિ. સપી તણિ ઘિરિ જાઈ. 'સખી સાધવી' ઉપર મથાળાના કોરા ભાગમાં સતી સાધ્વી અસલના મરોડમાં પાઠાંતર. ૨૩ તંણિ. રપે.

તે તૂં વિરહાતુર થૈ આવી માહારા ચિત માંહાં બીઠી;
ત્યાંહાં પુરુષનિ કિમ હું તેડૂં, જિહાં તૂં આવી પીઠી?
તે તૂહ્નિ મન માંહાંથી કાઢી કિમ ઝલાવૂં પાણિ
આપણા સુખનિ કાજિ, બાઇ, લંપટતા મનિ આણી?
૫ મુઝનિ તે સુખ કિહાંથી થાશિ, જિ મિઇ તાહારિ કાજિ
ગુરુજન તણાં વચન તાં લોપ્યાં, લોપી લોકની લાજિ?
તે પરણિ કિહાંથી સુખ થાશિ? વલી મ કિહિશુ અમનિ.
પ્રણામ કરી અનિ પ્રારથૂં છૂં. માહ્રા સમ છિ તહ્નનિ.
સ્વપન માંહિ એ કારજ ન કરૂં; પ્રતિજ્ઞા એ માહારી.
૧૦ માહાશ્વેતા તે વાણિ સાંભલી મન માંહાં રહી વિચારી
કેયૂરકનિ કહ્યૂં, તહ્ને જાઉ, હૂં પોતિ તિહાં આવું;
સમય જોઈ તેહનિ સંતોખૂં, મનનુ તાપ શમાવૂં.

કેયૂરક ગ્યુ; નિ માહાશ્વેતા રાજા પરતિ બોલિ.
અનેકિ ગિરિ છિ, પણ નહિ કોએ હેમકૂટનિ તોલિ.
૧૫ સુંદર ચિત્રરથ રાજધાની; કિંપુરુષનુ દેશ
અતિ પેશલ ગંધર્વલોક છિ, નાના ભવનનિવેશ.
અતિશિ કોમલ માહાનુભાવ છિ કાદંબરી કુમારી.
છિઇ ઢૂંકડૂં, ખેદ નથી કાંઈ માહારુ પ્રેમ વિચારી.
જુ જોવા કુતૂહલ થાઇ, તુ ત્યાંહાં આપણ જઇઇ;
૨૦ તેહ સખીનૂં દુઃખ ટાલવા પરઉપકારી થઇઇ.
માહાનુભાવના ગુણ તે આવિ નિશિ પરતિ તે કામિ.
એક દિવસ રહી નિ વલશૂં, આવશૂં આણિ ઠામિ.

વલતુ રાજકૂંઅર એમ બોલિ. જાહારિ થઉં દરસંન,
તિહાર થકી હૂં વશ છૂં તાહારિ. કામ કહુ જે મંનિ.

---

૧ ચિત. બિઠી. ૨ પિઠી. ૩ પાંણિ. ૪ સુષનિ. આંણિ. ૫ તે સુઝનિ સુષ. ૬ ગુરુ તણાં. લોપ્યાં લોક તણી તાં લાજિ. ૭ સુષ. ૮ પ્રણાંમ કરી નિ. ૯ માહિ. ૧૦ માહાસ્વેતા. વાંણિ. ૧૧ કેઉરકનિ. જાઓ. ૧૨ સંતોષૂં. ૧૩ માહાસ્વેતા. ૧૪ અનિકિ. નંહી. ૧૫ રાજધાંની. ૧૬ નાંના ભુવન. ૧૭ અતિસિ. માનુભાવ. ૧૮ પેદ. ૧૯ જો જોવા. ૨૦ સષીનૂં દુઃષ. ૨૧ નિસિ પરતિ તે કાંમિ. ૨૨ આંણિ. ૨૩ રાજકૂઅર, યાહારિ થઉ દરશંન. ૨૪ તિહાંર થકી, કાંમ કહો.

શંકા રહિત કહુ નિ મુઝનિ. એમ કહી તતકાલિ
તેણિ આશ્રમિથી નીસરિઆં માહાશ્વેતા ભૂપાલ.
ક્રમિ હેમકૂટ ગિરિ પામી, ગંધર્વ રાજકુલ મેહેલી,
કનકતોરણની સાત પોલિ જાઇ કન્યાગૃહની છેહેલી.
૫ માહાશ્વેતા દેખી પ્રતીહારી અનેકિ ઊઠી ધાઈ
વેત્રહસ્તા પ્રણામ કરી કિહિ, આ વાટિ આવુ, બાઈ!

કન્યાનૂં અંતઃપુર દીઠૂં જાણી સ્ત્રીમિ રચિઊં,
નાના રત્નપ્રકર બહુ હીરા ગૃહશાલાઇ ખચિઊં.
જાણી ત્રણ્ય લોકની નારી સંખ્યા કરવા કામ
૧૦ ઉત્તમ ટાલી નિ મેહેલી છિ આંણી એકિ ઠામિ!
અથવા પુરુષ રહિત એ કીધી સૃષ્ટિ નવી શૂં વેધા!
અથવા દ્વીપ અંગનાતુ છિ! ભાતિ ન દીસિ દ્વેધા.
અથવા અનેકિ કલ્પનુ કીધુ એખટુ સ્ત્રીભંડાર!
અથવા શૂં ગૌરીઇ કીધા પુરુષ સવે તે નારિ!
૧૫ જાણી સહસ્ર શશિમંડલિ રચના કીધી એહ!
અથવા યૌવનમિ સવિ રચિઆ નાના દીસિ દેહ!
અથવા મન્મથચર્ચનિ કીધાં પ્રેમિ શૂં લેપન!
અથવા રસ શૃંગારિ નિર્મ્યાં નાના ભાસિ તંન!
જાણી પ્રેમરસસર ધર્યૂં છિ, જોતાં લાગિ મીઠૂં!
૨૦ મહા મનોહર અંતઃપુર તે પ્રવેશ કરતાં દીઠૂં.
ઠામિ ઠામિ મુખ માનિની કેરાં જાણી ઇંદુની વૃષ્ટિ.
અપાંગરંગ ભૂમંડલિ જાણી જલ વિણુ અંબુજસૃષ્ટિ.
સુંદર વક્ર ભમિ જે, જાણી કામ તણાં ધનુ કોડિ.
કેશકલાપ અંધકાર જાણી કૃષ્ણ જામિની જોડિ.

---

૧ કહુ. ૨ આશ્રિમથી નીશરીઆં માહાસ્વેતા. ૩ પાંમી. ૪ કન્યા. ૫ માહા-સ્વેતા દેષી. ૬ પ્રણાંમ. ૭ કંન્યાનૂં. જાંણે. રચીઉં. ૮ બહૂ. ૫પીઉં. ૯ જાંણે. કાંમ. ૧૦ આંણિ. ઠાંમિ. ૧૧ રહીત શૃષ્ટિ. ૧૩ એષટુ. ૧૫ જાંણે. શશીમંડલિ. ૧૬ રચીઉ નાંના. ૧૭ ચર્ચિન. ૧૮ જાંણે રસ શૃંગારિ નીર્મ્યા નાંના. ૧૯ જાંણે પ્રેમરસ ધર્યું છિ. ૨૦ કરતાં. ૨૧ ઠાંમિ ઠાંમિ મુષ માંનિની. જાંણે. ૨૨ જાંણે. ૨૩ જાંણે. કાંમ. ૨૪ જાંણે. યાંમિની જોડ.

અરાંપરાં ચાલંતા દીસિ નારીના કપોલ
જાણી મન્મથના અતિ ઉજ્જવલ દીસિ દર્પણ લોલ.
નખનાં કિરણ નરાલાં દીસિ જાણી મન્મથબાણ.
ભૂષણ રત્નછટા બહુ જાણી ઇંદ્રધનુષ નિર્માણ.
૫ પાણિગ્રહણ જિહાં સખી સખી માંહાં કરતાં કાંઈ વ્યાપાર,
ચુંબન વાદન વેણનૂં કરતાં, વીણાઇ નખપ્રહાર,
તાલી સખી સખી માંહાં રમતાં, દંત બીડીઇ દેવા,
ભુજલતા જે કંઠિ ઘાતવી કનકકલશ જલ લેવા;
કટિ હલાવિ હીંડોલિ હીંચતાં, બકુલ કૂગલિ છાંટિ,
૧૦ પાગપ્રાહાર તે અશોક વૃક્ષનિ દોહદ દેતાં આંટિ,
પૂજાપુષ્પિ પડિ જિહ્વારિ તેહ્નિ મુખ સીત્કાર;
સુરતકલા અભ્યસતી હુઇ તિમ દીસિ તે નારિ.
જિહાંકણિ કર્ણકમલ તાં લોચન, દંતછવિ અંગરાગ,
ઉત્તમ ગંધ વલી મુખ શ્વાસિ, કુંકુમ અધરનિ રાગ;
૧૫ લીલાકમલ તે કરતલ જેહ્નિ, ભુજ તે ચંપકમાલ,
તંત્રીશબ્દ બોલવાં જેહ્નાં, સ્તન દર્પણ સુવિશાલ.
ચરણિ ઉલતુ ભાર કરિ, મેખલામાલા જેહ.
એહવા કન્યાપુર માંહાં ચાલ્યા આણી અંતરિ નેહ.

જાંતાં એહવા શબ્દ સાંભલિ, મનોહર આલાપ,
૨૦ કાદંબરી પરિજનનિ કહિ છિ કારજ જે જે થાપ.
લવલિકા, લિ રજ કેતકની, કરિ લવલીલતાલવાલ.
રજનિકા, તૂં રત્નદીપ કરિ જાંહાં વીથી તમાલ.
સારસિકા, ગંધનદી માંહિ રત્નવાલુકા ઘાલુ.
મૃણાલિકા, કૃત્રિમ નલિનીનિ કુંકુમિ છાંટી વાલુ.

---

૧ નારીનાં. જાંણે. ૩ નરાલાં. જાંણે. બાંણ. ૪ બહૂ જાંણે. નિર્માંણ. ૫ પાંણિ, માહાં, કાંઈ. 'પાંણિગ્રહણ' ઉપર અસલના મરોડમાં મથાળાના કોરા ભાગમાં कुमारिकाभवन माटि એવૂં ટિપ્પણ આપ્યૂં છે. ૬ નપ. ૭ સષી. માહિ. ૮ યે. ૯ હીંડોલિ હીચતાં, કુગલિ. ૧૧ મુષ. ૧૨ સુતજકલા. ૧૩ ચિહાકણિ. ૧૪ મુષ. ૧૫ ચહ્નાં ૧૭ મેપલા. ૧૮ એહવાં કંન્યા. આંણી. ૧૯ જાતાં. ૨૦ કારય યે યે. ૨૧ લવનિકા. કેતકની પરિ લળતી ૨૨ રજનિકે રત્ન. યાંહાંથી. ૨૩ ગંધોદક. ૨૪ કર્તૃમ નલનીનિ કુંકુંમિ છાંટવા ચાલુ.

મંદારિકા, કપૂરપલ્લવરસિ વાહા સુગંધનાં પાત્ર.
મુક્તાજાલિ, કુમુદિકા, આચ્છાદુ દાડિમમાત્ર.
નિપુણિકા, મણિસ્તંભ પૂતલી કુચિ કરુ પત્રભંગ;
સુંદર ચિત્ર રચુ શુભ લેઈ લેઈ કુંકુમ રંગ.
૫ ઉત્પલિકા, લેઈ કનકમાર્જની, કદલીગૃહ છિ જાંહ,
મરકતવેદિ ઉપરિ વેગિ કરુ માર્જન ત્યાંહ.
કુસુમિકા, સીંચું મદિરારસિ બકુલ કુસુમના ઠામ.
માલતિકા, સિંદૂરિ રંગુ કામદેવનું ધામ.
નલિનિકા, લિ કમલ મધુરસ, ભવન હંસનિ પાઉ.
૧૦ કદલિકા, ધારાગૃહ માંહિ ગૃહમયૂર લેઈ જાઉ.
પલ્લવિકા, હારીતનિ મરીચ પલ્લવ દલ આપુ.
ચૂતકલિકા, ગૃહકોકિલનિ ચૂતાંકુર તે થાપુ.
લવંગિકા, ચકોરપંજરિ પિપ્પલીખંડ નાંખુ.
શુકનિ દાડિમબીજ રક્ત તે, શકુનિકા, લેઈ દાખુ.
૧૫ કુસુમાભરણ રચુ, મધુકરિકા, શુકસારિકાનિ ભણાવુ.
મયૂરિકા, સંગીતશાલા કિંનરમિથુન અણાવુ.
એહવાં વચન બહુ સાંભલતાં કર્ણિ અતિ અભિરામ
રચના બહુ નિરખતાં આવ્યાં કાદંબરીનિ ધામિ.
શોભા અતિ ધન કહું કેટલી? થાઇ ગ્રંથ વિસ્તાર.
૨૦ કહિ ભાલણ સંક્ષેપિ બોલૂં કથા તણુ જે સાર.
આગલિ ઉત્તમ મારગ દીઠું, મંડપ તિહાં વિશાલ;
તિહાં કન્યકા સહસ્ર માંહાં બીઠી દીઠી તે તતકાલિ.
કુંડલ હાર વલય નઇ નૂપુર ભૂષણ અનેકિ ધરતી.
અંગતેજિં ભૂષણ સઘલાંનિ અતિ શોભા તે કરતી.
૨૫ જાણી શૂં લક્ષ્મી પારવતી? રતિ રંભા સમાન.

---

૧ રસ વા. ૨ જાલે. ડાડિમ. ૩ કુચે. ૫ ઉલ્પલિકા. કમલમાર્જની. ચાંહ. ૬ વેદી ઉપરિ. ૭ શીંચુ. રસ. ઠાંમ. ૮ માલિતિકા. કાંમ ધાંમ. ૯ નલનિકા. મધ્રૂ. ભુવન. પાઓ. ૧૦ માહિ. ૧૧ હારીત પંક્ષીનિ. આલુ. ૧૨ કામલિકા, લેઈ ગૃહ. નૃતાંકુર. ૧૩ પંજર માંહાં પિ:પલીપંડનિ નાંખુ. ૧૪ તે મદનનિકે લિ તે દેસુ. ૧૬ લલિતાનિ સંગીતની શાલા. જણાવુ. ૧૭ બહૂ. કર્ણે. અભિરાંમ. ૧૮ નિરખંતાં ધાંમિ. ૨૦ તણૂં. ૨૧ તિહાં મંડપ. ૨૨ કન્યકા. બિઠી. ૨૩ નટ. ૨૪ તેજ. ૨૫ જાંણે શૂં. સમાંન.

પ્રતિબિંબિ લક્ષ્મીશત જાણી સરજિ છિ તેણિ સ્થાનિ.
જાણી મન્મથ બાલ્યા માટિ શિવ શૂં આણી ક્રોધ
ઊપાઇ છિ હદિ હદિથી બીજા મન્મથ યોધ.
સખી કોએનિ સાદ કરિ, બાઈ! વેગિ ચાલુ.
૫ કમલ ગ્રહી નાસી જાઇ છિ, હંસમિથુનનિ ઝાલુ.
નીલમણિનાં મયૂખ દેખાડી દૂર્વાલોભિ વાહી
રમતી રમતી લીલાઇ શૂં હરિણ સાહાવા જાઇ.
સખી કાનિથી યવાંકુર લેઈ તેહનિ તાં ખવરાવિ.
પંખીનિ પ્રેમિ બોલાવિ પાસિ ચાલી આવી.
૧૦ બાલ વૃક્ષ નિજ પુષ્પિત સાંભલી વધામણી તાં આપિ.
એક સખીનિ ચૂર્ણ મુષ્ટિ ભરી મુખ ઉપરિ લેઈ થાપિ.
સન્મુખ બીઠા કેયૂરકનિ પૂછિ છિ એમ વાત,
કુણ પુરુષ તે? કુહુતુ કૂંઅર? કિહિવુ છિ વિખ્યાત?
વિઇ કેટલિ? રૂપિ કેહેવુ? તેહ તણું શૂં નામ?
૧૫ તું શૂં બોલ્યુ? તિઇ બોલાવ્યુ? શૂં કરિ છિ કામ?
માહાશ્વેતા શૂં પરિચય થયુ છિ? અહીં આવશિ તેહ?
ઇમ ચંદ્રાપીડની કથા પૂછતી કેયૂરકનિ એહ.

રાજકૂંઅરિ કાદંબરી દીઠી, હઇઅડિ થ્યુ ઉલ્હાસ;
જમ ઉદધિ વાધિ તાં અતિ ઘન જોઈ ચંદ્ર પ્રકાશિ.
૨૦ અહો વિધાતા! એ શૂં કીધું? (એમ વિમાંસિ ભૂપ)
ઇંદ્રી સઘલાં નેત્ર ન કીધાં! નિરખત નારીરૂપ.
ધન્ય ધન્ય તાં એ ઊપાયૂં અતિશિ મોહન ચિત્ર
ત્રણ્ય લોક માંહિ જે અતિશિ વિશદ કામિ એકત્ર!
એહનિ ઊપાતાં ધાતાઇં કરિ થયુ જે કલેશ,
૨૫ તેહ કરી લોચનથી ગલિયા આંસૂના લવલેશ.

---

૧ પ્રતિબિંબ લક્ષ્મીનાં. જાંણે શરજિ. સ્થાંનિ. ૨ જાંણે. આંણી. ૪ બાંઇ. ૫ નાશી જાચિ. ૬ દેખાડી. વાહિ. ૭ રમતી (૨) લીલાંઇ. હરણ શાહાવા નિ. ૮ કાંનિથી. પવરાવિ. ૯ પંક્ષીનિ. આવિ. ૧૦ વૃક્ષ પુષ્પીત. વધાંમણી તેનિ. ૧૧ સપીનિ. મુક્તિ. મૂપ. ૧૨ સન્મુષ બિઠા. ૧૩ વિક્ષાત. ૧૫ કાંમ. ૧૬ માહાસ્વેતાં. પરચિ. ૧૭ એમ. જેહ. ૧૮ રાયકુઅર. દીઠિ હઈઅડિ. ૧૯ યમ ઉદધી. ૨૧ નિરષત. ૨૨ ધંન્ય વિધાતા. ૨૩ ત્રણ્ય. યે. કાંમનિ મિત્ર. ૨૫ ગલીયાં.

તેહ થકી આ કુમુદ ઊપનાં એહવી ઉત્તમ સૃષ્ટિ!
ઇમ ચીતવતાં કામિની ઉપરિ પડી રાયની દૃષ્ટિ.
રૂપ તણુ સમૂહ જ જોઈ કાદંબરીનાં લોચંન
રાજકૂંઅરનિ મુખિ જાઈ પડિયાં. પ્રેમ ઊપનુ મંન,
૫ વિહ્વલ ચંદ્રાપીડ થયુ નિ જોઇ રામારૂપ.
શ્યામા ચંચલ ચિત્ત થઈ નિ નયણિ નિરખિ ભૂપ.
રાનિ દેખી રોમોદ્‌ગમ થયુ, પછિ ભૂપણુનાદ,
પછિ કાદંબરી તે ઊઠી આણી મનિ આહ્લાદ.

## કડવૂં ૨૧.

૧૦ રાગ આસાઉરી.

તેનિ કામિ ઊપાયુ સ્વેદ રે, સ્તંભિ ઊરુ ગતિભેદ રે.
વેદના વિરહ તણી વપુનિ થઈ રે.

ઢાળ.

નિશ્વાસિ તે ઊઢણૂં અલગૂં કર્યૂં તેણી વાર;
૧૫ ચમરવાહનિ માથિ દીધૂં. થઈ વિહ્વલ નારિ.
હૃદિ રાસુત સ્પર્શ કરવા લોભિ દીધુ પાણિ;
મિપ જણાવિ માનિની કુચકલશનિ નિર્વાણ.
આનંદિ આંસૂ પડયાં; મિપ કહિ કમલપરાગ.
લાજિ બોલી સકિ નહીં મુખિ મધુપ નવિ દિ માગ.
૨૦ કામશરનિ પ્રથમ પ્રાહારિ વેદના સીત્કાર
કેતકીકંટક તણિ મિપિ દેખાડિ તેણી વાર.
ઊકાંટિ કર ધૂજિઉ; ઇમ જણાણૂં તેણિ ઠારિ,
પ્રતીહારી કાંઈ પૂછિ છિ નિ કિહિ છિ નાકાર.

---

૨ એમ. કામિની ઊપરિ. ૪ રાજકૂઅરનિ મુપિ. પડીયાં. ૫ રાંમા. ૬ શાંમા. નયણે નિરપી. ૭ દેષી. પછિ તે ભૂનાદ. ૮ આંણી મંનિ ઉહ્લાદ. ૯ 'કડવૂં ૨૧'છે નહિ. ૧૦ અસાઉરી. ૧૧ કાંમિ. ઉરૂ. ૧૩ 'ઢાળ' નથી. ૧૪ ઊઢણું તે. ૧૫ દીધૂં નારિ થઇ. ૧૬ હૃદય. પાંણિ. જમણી બાજુના કોરા ભાગમાં આ પંક્તિ ઉપર બીજી શાહીથી બીજા મરોડમાં ॥ हृदय मांहि वसतु तेहनि स्पर्श करवा ॥ એવૂં ટિપ્પણ છે. ૧૭ મિસ. માંનિનિ. નિર્વાણિ. ૧૮ મિસ કહિ પરાગ. ૧૯ મુપિ. દે. ૨૦ કાંમ. ૨૧ મસ દેપાડિ. ૨૨ ધ્રૂજ્યો એમ જણાંણૂં.

કાદંબરી માંહિ પ્રવેશ કરતાં મન્મથાન તતકાલિ
બીજૂં મન્મથરૂપ થયું મોહનિ તે ભૂપાલ.
પરિગ્રહ તે માનિ છિ જે હૃદે માંહિ પ્રવેશ.
ભૂપણુરવ ભાપણુ કરી નિ ગણિ છિ નરેશ.
૫ સર્વેંદ્રિયનૂં હરણ માનિ અતિ કરી પ્રસાદ
દેહપ્રભાનુ સ્પર્શ માનિ સુરતસુખ આહ્લાદિ.

કાદંબરી અતિ કષ્ટ શૂં પગલાં ભરી બિચ્યારિ
સ્નેહ શૂં માહાશ્વેતાનિ આલિંગન દિ અપાર.
માહાશ્વેતા કાદંબરીનિ હાદ સાથિ ભીડિ.
૧૦ વચન કહી નિ દેખાડિ અંગુલીઇ ચંદ્રાપીડ.
ભામિની! એક ભારતવર્પિ તારાપીડ રાજાન.
ચંદ્રાપીડ એ કુંઅર તેહનૂં વંશકર સંતાન.
અશ્વ ચડી એ નીસર્યું દિગ્વિજયનિ વ્યાપારિ.
અચ્છોદ સરિ તે આવિઉ આશ્રમિ માહારિ સાર.
૧૫ દર્શનમાત્રિ બંધુ થ્યુ રે એ અકારણ મિત્ર.
જન એહવા દુર્લભ જાણુ સકલ વિદ્યા વિચિત્ર.
કથા માહારી સાંભલી અતિ પામિઉ મનિ શોક.
એણિ કરી નિ જાણીઇ છિ ધન્ય માનુપ લોક.
માનુપી સ્ત્રીનાં લોચનનુ બાઈ! એક એ વિશ્રામ.
૨૦ રૂપ લાવણ્ય વેપ વપુ વય સકલ વિદ્યા ધામ.
બલિઇ હૂં અહીં તેડી આવી કહી તહ્મારી વાત.
અપ્રાપ્ય એ પામિયાં છુ, જાણુ સખી! વિખ્યાત.
અપૂરવ દર્શન છિ, એહની મેહેલુ મનથી લાજ.
અજ્ઞાત શીલ છિ એહવી શંકા ત્યજુ, સુણુ, આજ.
અપરિચિત છિ તેહ છાંડી આણુ મનિ વિશ્વાસ.

૨ બીજૂ. થ્યુ મોહન. ૩ માંનિ. યે ૪ ગણે. ૫ સર્વેંદ્રિયન્ માંનિ. ૬ માંનિ. સુપ આહ્લાદ. ૭ ચ્યાર. ૮ માહાસ્વેતાનિ આલિંઘન. ૯ માહાસ્વેતા. રીદિ. ૧૦ દેખાડિ. ચદ્રાપીડિ. ૧૧ ભાંમિની. તારાપીડિ રાજાન. ૧૨ એ પુત્ર તેહનુ. ૧૩ નીશર્યું વ્યાપાર. ૧૪ અક્ષોદ, આવીઉ આશ્રિમ. ૧૬ જાંણુ. ચિચીત્ર. ૧૭ પાંમીઉ. ૧૮ જાણીઇ છિ ધંન. ૧૯ માંનુપી સ્ત્રીના. ૨૧ અહી. કહી ઘણી તહ્મારી. ૨૨ પાંમીયાં છૂ જાણૂ. વિક્ષાત. ૨૩ એ મેહેલ્લુ. ૨૪ શીલ તે જાણજ્યો એહવી ત્યજ્જુ શણુ. ૨૫ આંણુ.

મુઝ સાથિ તિમ એહ સાથિ પ્રીતિ કરુ ઉહ્લાસિ.
એ મિત્ર, પરિજન, બાંધવ તાહારિ. જણાવ્યૂં તે કામ.
પ્રેમ શૂં કાદંબરીનિ કીધુ રાઇ પ્રણામ.
ચંદ્રાપીડિ પ્રણામ કર્યું તાહારિ વક્ર દૃષ્ટિઇ જોય,
૫ કામિનીનિ નયન ત્યાહિ અશ્રુકણિકા હોય.
કુટિલ દૃષ્ટિઇ રા જોઇ જંભા મુખિ ધર્યું પાણિ.
વીંટી રત્ન પ્રભા ભ્રમ ભાસિ બીડી ભક્ષણુ જાણિ.
સસંભ્રમ સવિ સખી જોતાં મહાશ્વેતા સંગિ
પ્રણામ કરી કાદંબરી બીઠી તિહાં પલંગિ.
૧૦ આસંદિકા એક સમીપિ રા આગલિ મેહેલી પ્રૂઢ;
શ્વેત વસ્ત્ર આચ્છાદિઉં; તાં કૂંઅર થ્યુ આરૂઢ.
માહાશ્વેતા માટિ કાદંબરીઇ કરી સવિનિ સાન.
જય શબ્દ નિ વેણુ વીણા રખાવ્યાં તવ ગાન.
કાદંબરીઇ માહાશ્વેતાના પોતિ પખાલ્યા ચર્ણ;
૧૫ ઉત્તરી વસ્ત્રિ લૂહિઆ ટોલિઇ બીઠી કર્ણિ.
કાદંબરીની સખી વાહાલી મદલેખા અભિધાન,
પ્રાણિ પાગ પખાલિઆ રાયના તેણિ સ્થાનિ.
કાદંબરીના અંસ ઉપરિ પ્રેમિ મેહેલી હાથ
મહાશ્વેતા પૂછિ છિ તે કુશલ કેરી વાત.
૨૦ લાજતી પ્રેમિ કરી શનિ શનિ સમાચાર
કાદંબરી કહિ દૂહલિ સખી પ્રતિ નિરધાર.

કાદંબરીઇ પાનબીડાં અણાવ્યાં અનેકિ.
ચંદ્રાપીડનિ આલવા નિ કરી પ્રેમિ વિવેક.
માહાશ્વેતા કહિ, કામિની! આપિ પોતિ પાણિ.

---

૧ કરિ ઉહ્લાસ. ૨ પરિજ. કાંમ. ૩ કાદંબરીઇ કર્યૂ રાય ૪ દીધૂ. દૃષ્ટિ. ૫ કાંમિનીનિ. કટિકા. ૬ દૃષ્ટિ. મુખિ. પાંણિ. ૭ વીટી. એમ જાંણ. ૮ માહાસ્વેતા. ૯ બિઠી. આસંન્દિકા. સમીપિ. આ આગલિ. મેહલી. ૧૧ સ્વેત. આચ્છાદીઉં કૂંઅર. ૧૨ માહાસ્વેતા કાદબરીઇ. શાંન. ૧૩ રખાવ્યાં. ગાંન. ૧૪ કાદંબરી માહાસ્વેતાના. પખાલ્યા. ૧૫ લૂહીઆ ટોલીઇ બિઠી વર્ણ. ૧૬ મદલેખા. ૧૭ પ્રાંણિ, પખાલીઆં. ૧૮ ઉપરિ પ્રેમ. ૧૯ માહાસ્વેતા. ૨૦ શનિ (૨). ૨૧ કહિ દુઝ સખી. ૨૨ કાદંબરીએ પાંન. ૨૩ ચંદ્રાપીડિનિ. પ્રેમ. ૨૪ માહાસ્વેતા. કાંમિની. પાંણિ.

અમ સહૂથી એહ અધિકુ પ્રેમ એ શૂં આણિ.
નીચૂં જોઈ હલુઇ કહિ, મિઇ લાજતાં ન અપાય.
તહ્મો આપુ હાથિ લેઈ, પરિચય વિણ કિમ થાય ?
માહાશ્વેતા કહિ, તહ્મો આપુ. આપવા કરિ મંન.
૫ સખી કેરા મુખ સાંહાંમી દષ્ટિ; ક્ષુભિ લોચંન;
દેહ ધૂજિ; સ્વેદ અંગિ; બીડી લેઈ હાથ
કરિ આધુ, 'એહેવરાવણ જાણજે મનિ, નાથ!'
ચંદ્રાપીડિ હાથ ધરિઉ અરુણ અંબુજ વર્ણ.
જાણીઇ શૂં કિહિ છિ, હું તહ્મારિ જિ હા શર્ણિ.
૧૦ પાન મિપિ દેહ જાણીઇ સમરપિ છિ હેતુ,
સ્વેદ સલિલ સહિત જાણી પ્રેમનિ સંકેત.
મન્મથિ તહ્મનિ દાસ અરપ્યુ, ઇમ જાણીઇ કહી બોલ
બીડી રાનિ હાથિ મેહેલી પ્રેમનિ સમતોલિ.
બીજૂં માહાશ્વેતાનિ આપૂં. બીઠાં છિ અતિ રંગિ.
૧૫ વિવિધ હુઇ વારતા તે, રોમાંચિત છિ અંગ.

એહવી સમિઇ એક શુક સુંદર, વિદ્રુમ સરખી ચંચુ,
ઇંદ્રધનુપનિ વર્ણિ કંઠિ કુંડલી શુભ સંચ,
મરકત મણિ સરખી આ પાંખિ, મંથર ગમન સુજાત,
કીર ચાલી આવિઉ જિહાં કરિ છિ સહૂ વાત.
૨૦ પૂઠિથી આવી સારિકા સક્રોધ સરખી જાણિ.
કાદંબરી આગલિ આવી વદિ એહવી વાણિ.
રાજપુત્રી! વારુ નહિ શિ નીલજ નિષ્ઠુર એહ ?
મુઝ પાસિ આવિ શા ભણી અભિમાની અતિ જેહ ?
જુ પીડા કરતુ નહીં વારુ, તુ સમ તહ્મારા જાણિ,
૨૫ દુઃખિ તાં એહનિ કરી તતક્ષણ છાંડિશિ પ્રાણ.

૧ સૂં આંણિ. ૨ નીચૂં. હલૂઅિ. ૪ માહાસ્વેતા. ૫ મુષ. શુભ લોચંન. ૬ શ્વેદ. હાથિ. ૭ આધુ. જાણુજ્યો. ૮ ધરીઉ. ૯ જાણીઇ. જિહાં. ૧૦ પાંન મિસિ. જાણીઅિ. ૧૧ જાંણે. ૧૨ દાસ જન મરપ્યુ. જાંણીઇ. ૧૪ માહાસ્વેતાનિ. બિઠાં. ૧૫ વિવિધ. ૧૬ શરષી. ૧૮ શરષી આ પાંષિ મંથર. ૧૯ આવીઓ. ૨૦ શરષી જાંણિ. ૨૧ કાદંબરી. વાંણિ. ૨૨ નહી. નીષ્ટુર. ૨૩ અભિમાંની. યેહ. ૨૪ નહી. જાંણિ. ૨૫ દુષિ. છાંડીશ પ્રાંણ.

સાંભલી કાદંબરીઇ મંદ કીધૂં હાસ્ય.  
મદલેખાનિ મહાશ્વેતા પૂછિ વાત પ્રકાશ,  
સારિકા એ શૂં કહિ છિ? વદિઇ તે વિસ્તાર.  
એ કાલિંદી કાદંબરીની સખી છિ ગુણ સાર.  
૫ પરિહાસ નામિ શુક શૂં કાદંબરી એક વાર  
વિહિવા કીધુ એહનુ નિ પરઠિઉ ભરથાર.  
તે શુક સાથિ પ્રેમ ધરતી કરતી વિવિધ વિલાસ.  
ક્રોધ જે એહનિ ચડ્યુ તે વાત સુણ ઉહ્લાસિ.  
બાઈની તાંબૂલવાહની તરલિકા તે અધ  
૧૦ ભણાવતી 'તી એકલી. એણીઇ દીઠી સધ.  
ત્યાહારપૂઠિ અદેખાઇઇ ચડ્યુ એહનિ કોપ.  
સાંહામૂં ન જૂઇ, બોલઇ નહિ, પાસિ ન જાઇ લોપ.  
અલો ઘણૂં આશ્વાસના કીધી; થાઇ નહીં પ્રસન્ન.  
એહવૂં સાંભલી અટ્ટહાસિ હસુ રાયનુ તંન.  
૧૫ હસી રાજા બોલિઉઃ—સભા માંહિ સાંભલ્યૂં,  
લોક વાર્તા કરતા હુતા, કેણિ નવિ જાઇ કહ્યૂં,  
કાદંબરીની તાંબુલવાહની તરલિકાનિ સંગિ  
કામી અતિ પરિહાસ શુક ક્રીડા કરિ છિ રંગિ.  
રિહિવા ઘુ એ વારતા નીલજની સંસારિ,  
૨૦ જેણિ મેહેલી કામિની ગુણવતી સુંદર નારિ.  
કાદંબરી રૂડૂં કરિ છિ, નિવારી તાં શુદ્ધિ  
ચપલ દાસી દુષ્ટ નિ શુકનિ ન વારિ બુદ્ધિ.  
પિહિલૂં પણ રૂડૂં કર્યૂં. જે સાધુ સુંદરી એહ,  
દુર્વિનીત વિહંગનિ કાં પરણાવી તાં તેહ?  
૨૫ સાધવી એ શૂં કરિ રે? સૂકિ કેરૂં સાલ

---

૧ કાદંબરીઍિ. ૨ મદલેખાનિ માહાસ્વેતા. ૪ કાદંબરીનિ. ૫ નાંમિ શુક. ૬ પરઠીઉ. ૭ વિવિધિ. ૮ ચે. સુણો ઉહ્લાસ. ૯ બાઇની. તમાલિકા. ૧૦ એણિઍિ. ૧૧ અદેખાઈ. ૧૨ સાંમૂં. નહી. ૧૩ આસ્વાસના. થાઅઇ. ૧૪ હસુ. ૧૫ હસી. બોલીઉ. માહિ. ૧૬ વારતા. ૧૭ તરલિકા શું. ૧૮ કાંમી. ૨૦ કાંમિની. ૨૧ ન વારિ તાં સૂધ. ૨૨ દાશી. શુકનિ. બુધ. ૨૩ રૂડું. સાધ. ૨૪ જેહ. ૨૫ કરિશિ રે સુકિ.

મોટૂં કારણ કોપનૂં, વૈરાગ્યહેતુ વિશાલ,
કષ્ટ કેરૂં કારણ છિ. એ ભલી ધીર જિ સાધુ,
દુઃખ એહવિ પ્રાણનિ કાંઈ ન કીધી બાધ;
વિષ ન ખાધૂં, વહ્નિ ન પીઠી, ઘાલ્યુ નહિ ગલિ પાશ.
૫ વલી જુ ભોલી થઈ નિ જાશિ એહનિ પાસિ,
તુ તાં ધિક એ પંખિણી! વરજવી તાં એ દૂરિ.
કુણ એહિ બોલાવશિ મૂરખ મંદા ભૂરિ?
એહવૂં રાયજીઇ કહ્યૂં. તવ હસુ સઘલુ સાથ.
તે મર્મભાષિત સાંભલી નિ શુક બોલ્યુ નાથ.
૧૦ ધૂર્ત રાજકુમાર! તુહિ બ્યંગનુ આ ઠામ.
સારિકા એ જાણિ છિ. વક્રોક્તિ નાવિ કામ.
વાહી એ જાઇ નહીં તમ સરખિ બીજિ કોઇ.
એહ રાજસભા રહિ છિ; ચતુર મતિ અતિ હોય.
વિટ ભાપણની ભૂમિ તુહિ, બોલિ છિ જે મર્મ.
૧૫ કાલ કારણ રીઝખીજનાં એ સમજિ છિ પર્મ.

એહવિ સમિ એક કંચુકી આવી કહિ અતિ આહ્લાદિ,
માહાશ્વેતા! તહ્મનિ રાયજી કરિ છિ તાં સાદ
અનિ બીજી મદિરા દેવી પૂછવા સમાચાર.
જાવાનિ મન કરૂં તિહ્નારિ ધરી મંનિ વિચાર,
૨૦ કાદંબરી! કહુ. રાયનિ ઊતરવા કિહાં સ્થાન?
મર્મ વાણી ઉચ્ચરિ 'એ ચતુર છિ રાજાન,
એણિ સ્ત્રીનાં સહસ્ત્રનાં કેલવ્યાં છિ તે મંન,'
કાદંબરી મન માંહાં હસી; ઉચ્ચરિ એમ વચંન.
સખી! એ તિ શૂં કહ્યૂં? દર્શનથી આ દેહ
૨૫ એહનુ છિ, શૂં ગજૂં મંદિર કેરૂં તેહ?

---

૨ કષ્ટનૂં. સાધ. ૩ દુઃપ. પ્રાંણનિ કાઇ. ૪ પાધૂં. પિઠી. નહી. પાશિ. ૫ જાસિ. પાશિ. ૬ પંક્ષિણી. તા દૂરિ. ૮ હશુ. ૧૦ ઠાંમ. ૧૧ જાંણિ. વક્રોક્તિના વિરાંમ. ૧૨ નહી. શરખે બીજે કોયિ. ૧૩ 'એહ' નથી. રહી. ૧૪ ભાપણની ભુમિ. ૧૫ કારણ છિ સહી સર્વિ કરિ છિ કર્મ ૧૬ કંચુકીક. ઓહ્લાદ. ૧૭ મહાસ્વેતા. ૧૮ મદીરા. ૧૯ કરૂ. હરી. ૨૦ સ્થાંન. ૨૧ વાંણી. રાજાંન. ૨૨ સ્રીના. ૨૩ મનમાં હશી.

ગમિ રાનિ, ગમિ તહાનિ, ઊતરુ તે ધામ,
તે સાંભલી માહાશ્વેતા બોલિ, પ્રમદવન માંહાં ઠામ
ક્રીડાપર્વતિ મણિમંદિરિ. કહી એહવૂં બેવ
મહાશ્વેતા નીસરી રાકૂંઅર સાથિ એવ.
૫ મહાશ્વેતા ગઈ માત પાસિ તિહાંથી; રાજકુમાર,
ગીત વીણા ઘૂત જાણિ તેહ સાથિ નારિ,
કેયૂરક મારગ દેખાડિ, ક્રીડાપર્વતિ મૂઢ
માણિમંદિરિ આવી રહુ, આવાસ અતિશિ ગૂઢ.

## કડવૂં ૨૨.

૧૦ રાગ કેદારુ.

ચંદ્રાપીડ ઊઠી ગયુ, કાદંબરી વિરહ થયુ.
સખી નિ સવિ વુલાવી તિહાં થકી રે.

ઢાલ.

સખી વુલાવી કરી સુંદરી ચડી અવાસ.
૧૫ ગણી તાં પરિચારિકા સખી તિહ્નારિ પાસિ.
જઈ શય્યાઇ પડી. દાસી નાંખિ વાય.
મૂરછિત સરખી થઈ, મુખિ કાંઈ નવિ બોલાય.
વિમાસણ કરવા નિ લાગી વલી જાહારિ સાન,
મૂરખપણૂં મિ શૂં કર્યૂં ( મનિ લાજતી નિદાન ) ?
૨૦ કહીઇ જે દીઠુ નહીં, તેની શંકા નાણી લગાર !
સખી સઘલી જાણશિ, નીલજ થઈ એ નારિ !
વૃદ્ધ થકી બીહીની નહીં ! નવિ કર્યું મંનિ વિચાર !
લોકાપવાદ ગણ્યૂ નહીં, કુલક્રમ તણુ આચાર !
મહાશ્વેતા દુઃખિણી છિ, એ દાક્ષિણ્ય આણી મંનિ

---

૨ માહાસ્વેતા. માહા. ૩ પર્વત મણિનાં મંદિર. બેવ. ૪ માહાસ્વેતા નીશરી રાકૂઅર. ૫ મહાસ્વેતા ગઇ. ૬ દ્દુત જાંણિ. ૭ દેખાડિ. પર્વત. ૮ અતિસિ. ૯ '૨૨' નથી. ૧૦ 'રાગ કેદારુ' નથી. ૧૧ વિરહિ. ૧૨ સખીનિ. ૧૪ સખી. અવાશ. ૧૫ રાખી. પાશિ. ૧૬ જઇ. દાશી નાંખિ. ૧૭ મૂરછા શરખી. મૂખિ કાંઈ. ૧૮ ચાહારિ સાંન. ૧૯ નિદાંનિ. ૨૦ યે. નાંણી. ૨૧ સખી. જાંણસે. ૨૨ બીહીતી નહી. ૨૩ નહી. ક્રમનુ. ૨૪ માહાસ્વેતા. દાક્ષિણિ આંણી.

પાસિ આવિ; વીસાર્યૂં મિ દેખતાં સવિ જન!
મન માંહાં એ આવ્યૂં નહીં જે વિમાંસશિ કાંઈ લોક,
ચતુર સહીરુ કારણ કાંઈ ચીતવશિ મનિ ફોક!
માહા ચતુર છિ મહાશ્વેતા ગંધર્વરાજ કુમારિ,
૫ હાવ ભાવનિ ઊલખિ. હૂં હણાણી સંસારિ!
મંદભાગ્યણી મૂહનિ હવિ મરણ તે કલ્યાણ.
લાજ ગઈ. જીવવૂં કાંઈ વારૂ નહિ નિર્વાણ.
માતાપિતા સાંભલશિ, ગંધર્વ સવિ પરિવાર.
કિમ કરી એ ઢાંકીઇ? કાંઈ નથી પ્રતીકાર.
૧૦ એણિ ઇંદ્રી વશ કરાં. કુહુનિ કહૂં? કિહાં જાઊં?
હૃદય દાધૂં માહરૂં. મન માંહિ અતિ સીદાઊં.
માહાશ્વેતાનિ કારણિ મિ પ્રતિજ્ઞા કરી પૂઢ;
સખી સહૂઇ જાણિઊં, તે વાત ન રહી ગૂઢ;
કેયૂરક સાથિ કહાવિઊં તે થઊં સઘલિ જાણ;
૧૫ એમ શિ જાણ્યૂં નહીં જે પરવશ થાશિ પ્રાણ?
વિધાતાઇં પૂરવ કર્મિં આણિઉ અહીં એહ,
દીઠુ નહિ, નવિ સાંભલ્યુ, કહીંઇ ન જાણ્યુ જેહ.
નયનિ દીઠુ જેટલિ, જાણીઇ ઇંદ્રી સાથિ
પંજરિ ઘાલી સમરપી લેઈ એહનિ હાથિ.
૨૦ પ્રેમિ દાસી કીધી એહની, જાણૂં સમરપી કામિ.
જાણીઇ વેચી હૃદય માહિ, મૂલ તે ગુણ ગ્રામ.
(શરણ તાં કો એ નથી!) એ ચપલનૂં નહિ કાજ.
(એણી પિરિ મન માંહાં સંકલપિ) શૂં કરૂં હવિ આજ?
કામિ કીધી આકલી. વલી થયૂં ચંચલ ચિત્ત.
૨૫ મણિમંદિર સન્મુખ બીઠી ગવાક્ષિ કરી નિમિત્ત.

---

૧ દેષતાં. ૨ નહી. કાંઇ. ૪ મહાસ્વેતા અવરિ. ૫ ઉલપિ. ૬ કલ્યાંણ. ૭ કાંઇ. નહી નિર્વાણ. ૮ પરવાર. ૯ પ્રતિકાર. ૧૦ એણે ઇંદ્રીઇં વશ કરી. ૧૧ શીદાંઉ. ૧૨ મહાસ્વેતાનિ. ૧૩ જાંણીઉં ૧૪ કહાવીઉં. થઉં. જાંણ. ૧૫ સિ જાંણ્યૂં નહી પરવશ. પ્રાંણ. ૧૬ આંણીઓ અહી. ૧૭ નહી. કહીંઇ. જાંણ્યુ. ૧૮ નયને. યેટલિ જાંણીઇ. ૧૯ લેઈ નિ. ૨૦ જાંણૂં. કામ. ૨૧ જાંણીઇ. ગૂણ મૂલ તે ગ્રાંમિ. ૨૨ નહી. ૨૩ એણી, હૂં શૂં કરૂ. ૨૪ કાંમિ. થયું. ૨૫ મણિપર્વત સન્મુષ બિઠી ગવાક્ષ.

જાણિ કિમહિ દેખૂં તેહનિ. થઈ વિહ્વલ કાય
વિરહિ આકુલવ્યાકુલી; નિ રહ્યૂં તાં નવિ જાય.

ચંદ્રાપીડ ચાલી ગયુ અતિ સ્વચ્છિ ભુવંન.
પ્રવેશ પ્રેમિ શૂં કરી તાં જાણી માનિની મંન
૫ શય્યાં સૂતુ પાગ મેહેલી કેયૂરક ઉચ્છંગ.
દાસી સવિ વીટી રહી. મંન માનિની સંગ.
ચિત્ત માંહિ ચીંતવિ, માહ્રા ભાગ્યનુ નહિ પાર!
વિણુ આરાધિ પ્રસન્ન થયુ મુઝ ઉપરિ જાણી મુરારિ!
નહિ તુ એહવી કામિની શૂં એવડા વિલાસ
૧૦ હૃદયહારી કિમ હુઇ હૃદયના ઉલ્લાસ?
જે મૂં સાંહાંમૂં વક્ર દૃષ્ટિઇ જોયૂં નારિ સુજાણ,
દેહ મુઝ આવી પડ્યાં જાણી કામ કેરાં બાણ.
મિ જિવારિ સાંહાંમૂં જોયૂં, મંદ કરી નિ હાસ્ય
ધવલ વસ્ત્ર કરી શૂં ઢાંક્યૂં લજ્જા વદન પ્રકાશિ!
૧૫ હાવભાવ અનેક કર્યા મિ ઊલખ્યા તતકાલિ.
પ્રેમ સાચુ કામિનીનિ ઊપનુ વિશાલ.
વલી મન માંહિ ચીતવિ, શૂં જાણીઇ કાંઈ વેદ?
માયા મિથ્યા દેખાડિ એ મંન કરવા ભેદ.
પારખૂં જોવા નિ માહારૂં એણીઇ કીધા ભાવ.
૨૦ કલ્પુ તાં જાઇ નહીં એહના મનનુ ભાવ.
મિથ્યા સંકલ્પ ઊપજિ રે માનુષનિ તાં કોડિ;
મનોરથ કરિ અતિ ઘણા; જાણિ નહિ કાંઈ ખોડિ.
યૌવન મદિ સ્નેહથી માહારી દૃષ્ટિ થઈ વિપરીત;
ચિંતા મનથી ઊપાઈ; જાણીઇ નહિ તે પ્રીતિ.

---

૧ જાંણિ. દેખૂં. થયૂં. ૨ વિરહ. ૩ સ્વછ છિ ભુવંન. ૪ કરંતા જાંણે માંનિની. ૫ કેઉરક ઉછંગ. ૬ માંનિનિ. ૭ ચિંત. નહી. ૮ ઉપરિ જાંણે. ૯ નહીં. કાંમિની. ૧૧ યે. દૃષ્ટિ. સુજાંણ. ૧૨ જાંણે કાંમ. બાંણ. ૧૪ મુષ કેરી વસ્ત્ર શૂં. ૧૫ અનેક હાવભાવ. ઉલંષી. ૧૬ કાંમિનીનિ. ૧૮ એ માયા. દેષાડિ એ મંન. ૨૦ મનનુ લાગ. ૨૨ કર્યે ઘણા જાંણે નહી કાંઇ ષોડિ. ૨૩ મારી. થાઇ વિપરીતિ. ૨૪ ઉપાચી જાંણીઇ નહીં.

વલી તાં મન માંહિ વિમાસી, એ મિથ્યા મંન વિલાસ.
પ્રેમ જુ તેહનિ હશિ, તુ જણાશિ પ્રકાશિ.
મન્મથ મુઝ પ્રારથ્યા વિના આણુશિ તાણી પાસિ.
એમ કરી કામિની સાથિ કરિ દ્યૂત વિલાસ;
૫ ગાન કરિ નિ ગવરાવિ; વેણુ વીણા વાય.
મુહૂર્ત રહી ઉપવન જોવા કુતૂહલથી જાય.

પર્વત શિખર ઉપરિ તેહનિ દેખી ત્યાંહ
સખી પરતિ ઉચ્ચરિ એ મિષ કરી મન માંહિ.
માહાશ્વેતા આવી નહીં હૂં જોઉં ચડી અવાસિ;
૧૦ રાય સુતનિ નિહાલિ જમ ગૌરી ચડી કૈલાસ.
ક્ષણુ છત્રનિ દાંડ વલગિ, સખીનિ સ્કંધિ હાથ,
ક્ષણુ મદલેખાનિ પ્રેમિ આલિંગન દિ બાથ.
વક્ર ગ્રીવા કુટિલ દૃષ્ટિ જુઇ તાં ક્ષણુ લોલ,
પ્રતીહારીની વેત્રલતાઇ ક્ષણુ ધરિઇ કપોલ,
૧૫ બીડી દંતહ આગલિ ધરી રાખી રહિ અતિ કાલ.
ભાવ તાં એહવા કરિ, જમ દેખિ તાં ભૂપાલ.
કમલ લેઈ પ્રાહાર કરેવા સખી પૂઠિ ધાય.
સાંહાંમૂં જૂઇ પ્રેમિ હસતાં, દૃષ્ટિ દેખિ રાય.
સૌધ ઉપરિ રહ્યાં જાણિ છૂં રાજાનિ પાસિ.
૨૦ વેલા જાતી જાણી નહીં દેખાડતાં વિલાસ.

પ્રતીહારીઇ નિવેદ્યૂં માહાશ્વેતા આવી જેહ.

---

૩ આંણુશિ તાંણી પાશિ. ૪ દ્રૂત. ૫ ગાંન. ૬ મહૂર્ત. ઊપવંન. કૂતૂહલથી. ૭ શિષિર ઊપરિ ચડચુ. દેષી ત્યાહ. ૮ મથાળાના કોરા ભાગમાં અસલની કલમે અને શાહીએ 'મિષ' પછી સૂ મન માહિ પાઠ આપ્યો છે ને અસલનો પાઠ રદ કર્યો છે. ૯ માહાસ્વેતા. નહી. જોઉં. ૧૦ યમ. કૈલાશ. ૧૧ વલી છત્રનિ. વલગિ ક્ષણુ સખીનિ. ૧૨ ક્ષણૂ મદલેષાનિ. આલિધન. ૧૩ જુહતાં ક્ષણુ. ૧૪ પ્રતીહારીનીં વેત્ર ઊપરિ ધરી રહિ કપોલ. ૧૫ દત. રાષી. ૧૬ યમ દેષિ. ૧૭ લેઈ નિ. સષી. ૧૮ સાંમૂં જૂઇં. હસતાં યમ દૃષ્ટિ દેષિ. ૧૯ સૌધિ ઊપરિ જાંણિ. પાશિ. ૨૦ એમ વેલા. દેષાડતાં. ૨૧ પ્રતિહારીઇિ. માહાસ્વેતા. યેહ.

સૌધ શિખરથી ઊતરી રે. મંદ આદર દેહ
માહાશ્વેતાનિ અનુરોધિ કરિ દિવસનુ વ્યાપાર.
ચંદ્રાપીડિ ઊતરી કરિ નિત્ય કાંઈ આહાર.
નિત્ય કર્મ કરી રહ્યા પછિ અસ્ત પામ્યુ દિંન.
૫ ઉદય હૂઉ ઇંદુ કેરુ માનિની મોહન મંન.
મદલેખા કાદંબરીઇ મોકલી, જાંહ ભૂપ;
વસ્ત્ર ઉત્તમ મોકલ્યાં નિ અંગરાગ અનુપ;
ચંદન ચર્ચા નાલિકેરિ પ્રતીહારીનિ પાણિ.
કેયૂરકિ કરાવલંબન કર્યૂં; તિ પ્રમાણ
૧૦ મારગ તેહાન કિહિ છિ, નિ સંગિ છિ તમાલિકા.
તરલિકાઇ ગ્રહ્યુ છિ એક હાર સુંદર બાલિકા.
માનૂં ઉદધિ થકી પ્રગટયાં અમૃત કેરાં ફેન.
સકલ રત્ન શિરોમણિ દીસિ, જાણીઇ કૃત શ્યેન.
અથવા જાણીઇ તારાગણ કે ઉદધિ કેરુ સાર.
૧૫ ચંદ્રાપીડિ આવતાં દીઠુ તે તાં સુંદર હાર.
ઊભાં થઈ નિ મદલેખાનિ રાયિ દીધાં માન;
આસન ઉંપરિ બીસારી નિ બીઠા પણિ રાજાન.
મુહૂર્ત બીઠ્ઠી નિ મદલેખા ઊઠી તે તતકાલિ;
વસ્ત્ર લેઈ સમરપ્યાં; ચંદન ચરચ્યુ ભૂપાલ;

૨૦ ધૂપ કુસુમ તણુ કરી નિ હાર લેઈ પાણિ
મદલેખા તાં ઉચ્ચરી રાયજી પરતિ વાણિ.
સ્વામીજી ! રૂપિ તહ્મારિ વશિ ન કુણ તાં હોઇ ?
દાસભાવ સહૂ ઇ પામિ વિનય દાખી સોય.

૧ 'સૌધ' નથી. શિપરથી તાં ઉતરી. ૨ માહાસ્વેતાનિ. દીવસનુ. ૪ પાંમ્યુ. ૫ હોઉ. કેરો માંનિની. ૬ મદલેપા. મોકલીયાં ચાંહ. ૭ અનૂપ. ૮ ચરચ્યૂં નાલિકેર એક પ્રતીહારીનિ પાંણિ. ૯ પ્રમાંણ. ૧૧ સૂદર. ૧૨ માને. ઉદધી. કેરા. ૧૩ શરોમણિ. જાંણીઇ કૃતશેન. ૧૪ ઉદધી કેરું. ૧૬ થૈ નિ મદલેપાનિ. માંન. ૧૭ બિસારી નિ બિઠા પણિ રાજાંન. ૧૮ બિશી નિ ચિત્રલેપા ૧૯ લેઈ નિ. ૨૦ પૂપ. તણો. લેઇ નિ પાંણિ. ૨૧ મદલેપા. ઉચ્ચરિ તે રાયજી. વાંણિ. ૨૨ તહ્મારે રૂપિ કૂણ તાં વશિ ન. ૨૩ ભાવ તે સહૂ ઇ પાંમિ. દેપી.

ઊલંભુ એ તાહરી કાંતિનિ, જે હરિ સવિનાં ચિત્ત.
એમ તાં સૂધુ થયુ છિ દર્શન પિહિલિ વિત્ત.
હૃદય પિહિલૂં તાં ગ્રહ્યાં, તુ આપીઇ શૂં ? નાથ !
કીજીઇ તાં તમનિ શૂં ? જીવિત તાહારિ હાથિ.
૫ કાદંબરીઇ મોકલ્યુ છિ હાર એ કરી નીતિ,
વિભવ જણાવવા નહીં, જણાવવા નિ પ્રીતિ.
વાહાલાનિ નિજ આતમ આપી નહીં પશ્ચાત્તાપ.
જીવિતવ્ય આપી કિહિવૂં નહીં વેહેવરાણાં આપ.
અર્પિ છિ કાદંબરી એ રત્નભૂષણ હાર.
૧૦ એમ કરી નિ જાણવૂં જે દેહનુ સંસ્કાર.
ઉદધિ મથી નિ ઉદ્ધર્યા જે રત્ન સવિ અભિરામ,
એક શેષ એ ઊગર્યૂં; તેણિ શેષ પામ્યુ નામ.
અર્ણવિ આપ્યુ પ્રચેતાનિ ધિાર આવી હાર.
પ્રચેતાઇ સમર્પ્યુ તે ચિત્રરથનિ સાર.
૧૫ ચિત્રરથિ સુતાનિ પ્રેમિ કરાવ્યુ શૃંગાર.
તમ યોગ્ય જોઈ મોકલિઉ કાદંબરીઇ હારિ.
ચંદ્રમંડલ ગગનિ સોહિ, નહિ તે પૃથ્વી માંહિ;
એહવૂં જાણી મોકલ્યુ છિ પ્રીતિપૂર્વક આંહિ.
ગુણગણિ ભૂષિત દેહનિ યદ્યપિ લાગિ ભાર,
૨૦ તથાપિ ગ્રહવુ પ્રીતિ જાણી વાહાલાંનુ શણગાર.
શિલાખંડ કૌસ્તુભ જમ લક્ષ્મીનુ જોઈ પ્રેમ
નારાયણિ ઇ ઉરિ ધર્યું, ત્યમ ધરુ સ્વામી ! ખેમ.
માહાશ્વેતાઇ મોકલી છિ તરલિકા તાં સાથિ.
સંદેસુ સ્વામી ! કહ્યુ છિ, હાર ગ્રહીઇ નાથ !
૨૫ રખે મન માંહિ આણુતા લેશમાત્રિ તમ સંગ

---

૧ ઓલંભો. ૪ જીવત. ૫ નિતિ. ૬ નહી જણાવવાની. ૭ 'નિજ' નથી. આપિ નહી. ૮ જીવતવ્ય આપિ. વેવરાંણાં એ આપ. ૯ અર્પે. ૧૦ જાંણવૂં. સંચકાર. ૧૧ ઉદધી. ચે. અભિરાંમ. ૧૨ પાંમ્યું નાંમ. હેઠલા કોરા ભાગમાં 'નાંમ' ઉપર અસલની કલમને શાહીથી દ્વારનુ ટિપ્પણ છે. ૧૩ આપ્યૂં. ૧૫ સૂતાનિ ૧૬ જ્યોગ્ય. મોકલીઉ. ૧૭ નહી. ૧૮ જાંણી. ૧૯ ગણે ૨૦ ગ્રહવૂં. જાંણી. ૨૧ કૌસ્તભ યમ. જોઇ. ૨૨ યે. પેમ, ૨૩ માહાસ્વેતાઇ. ૨૫ રખે. આણુતા કાદંબરી મનકરંગ.

કરવા નિ કાદંબરીના પ્રેમનુ તાં ભંગ.
એહવૂં કહી નિ બાંધિઉ તવ વક્ષસ્થલિ વિશાલ.
હાસ્ય કરતુ બોલિઉ છ એણી પરિ ભૂપાલ.
મદલેખા ! હૂં શૂં કહૂં ? તૂં જાણિ વચન વિવેક.
૫ વાત એવડી શી કહુ છુ ? સાંભલુ કહૂં એક.
ગુણ તહ્મારિ વશ થયુ છું. યથેષ્ટ કહુ મુ કૃત્ય.
તેહ મિ કરવૂં સહી. એ વચન કહૂં છું સત્ય.
માંહોમાંહાં એહવૂં કહી રહી મદલેખા ઘણી વાર
કથા વાર્તા કાદંબરીની કરિ તે વિસ્તાર.
૧૦ ચંદ્રાપીડિ આજ્ઞા દીધી; મદલેખા તાં જાય.
કહિ ભાલણ કથા સંક્ષેપિ કહ્યુ તે મહિમા ય.

## કડવૂં ૨૩.

રાગ મેવાડુ. આડુ તાલ.

જાબાલિ ઋષિ ઉચ્ચરિ રે, સાંભલુ, સવિ પરિવાર !
૧૫ મદલેખાનિ ગયાં થઈ રે જેણિ સમિ અતિ વાર,

ઢાલ.

વાર ઘણી જાહિ થઇ, તિહ્વારિ વિરહાધીન
કુમારી તે સૌધ ઉપરિ ચડી અતિ મનિ લીન.
ઉદય થાતાં ઇંદુ કેરા દર્શન કાજિ જેમ,
૨૦ જોવા ચંદ્રાપીડનિ ચડી શિખર ઉપરિ ત્યંમ.
છત્ર ચામર વેત્ર ધારિણી નિવારી પરિવાર,
તમાલિકા એક સંગિ લીધી, કરિ વિવિધ વિકાર.
નિતંબ ઉપરિ વામ કર, દક્ષિણ પ્રસારિત તે કરી,
તારકા ઇવ લિખી હુઇ, તિમ ઊભી સુંદરી.

---

૧ લેશ માત્રિ તાં તમ સાથિ. તાં નંથી ભંગ. ૨ બાંધીઉ. સ્થલ. ૩ કરંતુ બોલીઉ. ૪ મદલેપા. જાંણિ. ૬ તહ્મારે. ૮ માહોમાંહાં. મદલેપા. ૯ વારતા. ૧૦ ચિત્રલેપા. ૧૧ કહ્યૂં. ૧૨ કડવાં ૨. ૧૩ આડો તાલ. ૧૪ રપિ પરવાર ૧૫ મદલેપાનિ ગયા. યેણિ સવિ. ૧૬ ઢાલ ૧. ૧૭ યાહિ. ત્વારિ. ૧૮ સૌધિ ઊપરિ. ૧૯ યમ ઉદય. ઇંદુના. યંમ. ૨૦ ચંદ્રાપીડને. શિપિરિ ઊપરિ ત્યંમ. ૨૧ પરવાર. ૨૨ વિવિધિ. ૨૩ ઊપરિ. પ્રસારિત કરી. ૨૪ લિપી.

જંભા ખાઇ; મુખિ કર ધરિ; ઊઢણું શિરથી ઊતરિ,
સાન જાણી આલિંગનની, પયોધરિ પાછું ધરિ.
કેશ છૂટિ, કુસુમ ત્રૂટિ; કરિ કરિ પુષ્પાંજલી
ગંધ લેવા મિષિ, જાણી કરિ પ્રણામ વલી વલી.
૫ તર્જની બિહુઇ કરી ફેરવિ મુક્તાહાર,
સાન જાણી કરિ છિ ઇમ માહારૂં મંન અપાર.
કુસુમકલિકા ગ્રહી ઊંચી દેખાડિ છિ નારિ,
સાન જાણી વારિ વારિ કામશર મુઝ પ્રાહાર.
છૂટી કટિની મેખલા જાતાં બાંધિ છિ તાણિ,
૧૦ મન્મથિ હૂં બાંધી નિ આપી અ તાહ્રિ પાણિ.
કંદુક લેઈ ઊછાલી આવતુ ઝાલિ હાથિ,
સાન જાણીઇ એહ પરિ તૂં ગ્રહુ મિ તાં નાથ.
અંગ મોડિ, કેશ છોડિ, જોડિ કર જમ સાન.
કમલ કાંપિ હૃદિ ચાંપિ, જાૂઇ જમ રાજાન.
૧૫ મંદ ચાલિ રસના ઝાલિ, શિથિલ થયૂં દુકૂલ,
ત્રિવલી દીસિ; મંન હીસિ, કૂઅરનિ અનુકૂલ.
સખીનિ ચુંબન કરિ નિ ધરિ ગાલિ કપોલ
કટાક્ષ રાખિ લલિત ભાખિ, નયન તાં અતિ લોલ.

એણી પિરિ તે સૌધ ઉપરિ કરિ ક્રીડા કામિની.
૨૦ દિવસ લાગુ આથમવા નિ નિકટ આવી જામિની.
અરુણ અંબર. આથમિ રવિ. વિરહ પામિ કોક.
ઉલ્લાસ હુઇ કુમુદિનીનિ, કમલિનીનિ શોક.
સૌધથી તે ઊતરી; જેટલિ થયુ અંધકાર,
શીતરશ્મિ ઉદય પામ્યુ વિરહિણી અંગાર,

૧ ધાઇ મુખિ. ઉઢણૂં શીરથી. ૨ સાંન જાંણે આલિંધનની. પાછૂ. ૪ તે ગંધ. મિશિ જાંણે પ્રણાંમ ધરિ ૫ બહુ એ. ૬ સાંન જાંણે. ૭ કલીકા ગ્રહી નિ ઊચી દેખાડિ. ૮ સાંન જાંણે. ૯ છૂટિ છિ કટિમેખલા. તાંણિ. ૧૦ પાંણિ. ૧૧ કુંદ. ૧૨ સાંન જાંણીઇ. મિ તૂં નાથ. ૧૩ યમ સાંન. ૧૪ યમ રાજંન. ૧૬ અનૂકૂલ. ૧૭ ચુબન. ૧૮ ગાલિ. ૧૯ ઊપરિ. કાંમિની. ૨૦ યામિની. ૨૧ વિરહિ પાંમિ કોશ. ૨૨ વિકાશિ. હેઠલા કોરા ભાગમાં ના સંકોચ બદલ અસલની કલમ ને શાહીએ નીશાની શોક છે. ૨૩ યેટલિ. ૨૪ વં શીતરશ્મિ તે ઉદય પાંમ્યુ.

ચંદ્રાપીડિ ઊતરી કરી કીધાં સંધ્યા કર્મ;
શય્યા ઉત્તમ શયન કીધું સાચવી નિજ ધર્મ.
એટલિ કેયૂરકિ આવી કહી તાં વધામણી,
દર્શન કરવા કુમારી તે આવિ છિ અહીં તમ ભણી.
૫ ચંદ્રાપીડ તે સાંભલી ઊભુ થયુ તેણી વાર.
અલ્પ પરિજન પરવરી આવતી દીઠી નારિ.
રાજચિહ્ન એકે નહીં; આભરણ તાં એક હાર;
શ્વેત ચંદન અંગ ચરચ્યૂં; શ્વેત અંબર સાર;
દંતપત્ર એકિ, કુમુદદલ ધર્યૂં બીજિ કાન.
૧૦ કરાવલંબન મદલેખાઇ આપ્યૂં તેણિ સ્થાનિ.
આવી પ્રીતિ જણાવતી; નમ્રતા કરી પ્રણામ
પ્રાકૃત જનની પિરિ બીઠી ભૂમિ તેણિ ઠામિ.
રાજકૂંઅર વારતાં આસનથી તવ ઊતર્યુ;
સમીપિ મહીમંડલિ બીઠું; વચન પ્રેમિ ઉચ્ચર્યું.

૧૫ કામિની! તમ દૃષ્ટિમાત્રિ કર્યુ છૂં હું દાસ.
શા માટિ નથી પામતાં બોલવાનુ અવકાશ?
કે એટલૂં જ અમ ઉપરિ અનુગ્રહ તણૂં છિ મંન?
ગુણ તહ્માસ શા કહૂં? કોમલતા અતિ તંન.
સુજનતા તાં સેવક સાથિ. અંગિ નહિ અહંકાર.
૨૦ ધન્ય તે, જે ઉપરિ એવડુ પ્રેમનુ પસાર.
તહ્મો તાં સેવા તણી સજાઈ કીધી અતિ ઘણી.
આજ્ઞાકારી સેવક ઉપરિ આદર એવડુ શા ભણી?
શરીર સરજૂં તહ્મારૂં તે કરવા પર ઉપકાર;
તૃણ પાઇ લઘુ છવિતવ્ય તે તુચ્છ એ સંસાર.
૨૫ તહ્મો આવ્યાં ભેટિ કરવા હૂં કહૂં જે આજ,

---

૩ આવી કેયૂરકિ. વધાંમણી. ૭ નહી આભ્રણ ૮ ચરચ્યુ. ૯ કરણે દંતપત્ર ધરીઉ કેતકીદલ ધર્યૂં કાંન. ૧૦ આવી તેણિ સ્થાંનિ. ૧૧ પ્રણાંમ. ૧૨ બિઠી. ઠાંમિ. ૧૩ આસંનથી ૧૪ બિઠું. ૧૫ કાંમિની હું દૃષ્ટિ. ૧૬ પાંમતાં. ૧૭ એટલુ અમ પરિ અનુગ્રહનૂં. ૧૯ જનતા સેવક. નહી. ૨૦ ધન્ય. ઊપરિ. ૨૩ શરચ્યૂં. ૨૪ છવતવ્ય. ૨૫ ભેટ કરવા તહ્મો આવ્યાં.

વચન જોતાં અહારાં છી એ તાં આવિ લાજ.
આ ઈંદ્રી માહાં, શરીર એ, જીવિતવ્ય લગિ ઇ અપાર
પ્રેમ આણી કામિની! સવિ કરુ અંગીકાર.
મોહુ થાઉ માનિની! જુ માહારુ કહુ એક વાર.
૫ એ દેહેનુ પરિગ્રહ કરીજિ, જિમ સફલ મુઝ અવતાર.

સાંભલી મદલેખા બોલી મંદ કરી નિ હાસ્ય.
એમ ભલું અતિ પ્રેમિ. સખી ખેદાઇ છિ અવ ક્રાંસુ
ચિત્ત દોલારૂઢ નિ મનિ ચિંતા નાનાવિધ કરી.
વચન તહ્મો જે જે કહ્યાં, તે ગ્રહ્યાં સવિ કાદંબરી.
૧૦ એ વાત માંહાં પૂછવા લાગી. તહ્મારુ જે તાત
કેહેવુ તારાપીડ, કેહેવી વિલાસવતી જે માત?
ઉજ્જયિની તે કેહેવી છિ નિ કેહેવુ છિ શુકનાસ?
પંથ છિ તે કેટલિ? કેહેવા તિહાં અવાસ?
ભરતખંડ તે કેહેવુ છિ? કેહેવુ તે માનુપ લોક?
૧૫ અન્ય સઘલી કથા પૂછી ટાલવા નિ શોક.
એમ કથા કરી કાદંબરી ઊઠી જાવા નિ અવાસિ
કેયૂરકનિ આજ્ઞા દેઈ રિહિવા રાનિ પાસિ.
સૌધિ આવી આપણિ સિત વસ્ત્ર પિહિરી ગૂઢ
શય્યા આવી શયન કીધું; મન તિહાં આરૂઢ.
૨૦ કેયૂરક શૂં કથા કરતુ સૂતુ રાજકુમાર
માહાશ્વેતા કાદંબરીના ગુણ સ્તવી વિસ્તાર.
ચરણ ચાંપિ કેયૂરક, નિ નિદ્રા આવી ખેવ.
પ્રાત થ્યૂં નિ જાગિઉ દંતધાવન કીધૂં એવ.
સંધ્યાવંદન કરી નિ તાંબૂલ લેઈ પાણિ

---

૧ અહ્મારા. દીસિ લાજ. ૨ જીવતવ્ય. ૩ આંણી કાંમિની. ૪ થાઉ માંનિની. ૫ એ દેહનુ. કરી. ૬ મદલેપા. ૭ સપી પેદાઈ છિ અવાશિ. ૮ પણ ચિત્ત ડોલારૂઢ છિ મંનિ. વિધિ ૯ યે યે. ૮–૯ પંક્તિ ઊલટસૂલટ છે ૧૦ યે. ૧૧ કેહવુ તારાપીડ વિલાસવતી યે. ૧૨ ઉજ્જયની. કેહવુ. શુકનાશિ. ૧૩ કેહવા. ૧૪ ભારતપંડ. કેહવૂં. કેહવુ માનુપ. ૧૬ અવાશ. ૧૭ પાશિ. ૧૯ કીધુ મંન. ૨૦ સુતુ. ૨૧ માહાસ્વેતા. ૨૨ ચર્ણ. પેવ. ૨૩ જાગીઉ. કીધૂ સેવ. ૨૪ લેઈ પાંણિ.

ઊભાં રહી નિ કેયૂરકનિ કહી એહવી વાણિ.
કામિની જાણી? કિહાં છિ? જૂઉ નિ સમાચાર.
કેયૂરક જોઈ આવિઉ વેગિ; ન લાગી વાર.
'સ્વામી! પ્રાસાદનિ હેઠિ અંગણિ મહાશ્વેતા સંગિ
૫ બીઠાં છિ,' આવી કહ્યું. જોવા નિ ચાલ્યુ રંગિ.
આવિઉ, તુ બીઠી દીઠી. એકનિ દિ છિ માન;
એક શું કરિ વારતા, અહીં સાંભલિ છિ ગાન;
એક સખીનિ પ્રેરિ છિ કાંઈએક દેઈ કામ.
રાજસુત ઊભુ રહ્યુ બિહુનિ કરી પ્રણામ.

૧૦ કડવૂં ૨૪.

રાગ મેવાડુ. આડુ તાલ.

આસન ઉત્તમ આપિઉં રે. બીઠુ ચંદ્રાપીડ.
સખી સવિ થઈ વેગલી રે ટાલી તત્ક્ષણ ભીડિ.

ઢાળ.

૧૫ ભીડિ ટાલી ભામિનીની. કૂંઅર પ્રેમિ પ્રકાશ
માહાશ્વેતાના સાંહામૂં જોઈ મંદ કીધૂં હાસ્ય.
મંન ઊલખ્યૂં માનિનીઇ; મહાશ્વેતા સુંદરી
ગંધર્વરાજની સુતા પરતિ વચન એહવૂં ઉચ્ચરી.
લાજિ કહી સકતુ નથી નિ ચાલવા છિ મંન;
૨૦ શીખ દિ જુ સુંદરી, તુ જઇઇ નિજ ભવંન.
પ્રેમ તાહારિ યંત્રિઉ; ચાલતાં થાઇ શોક.
પરિવાર લાગિ કષ્ટ પામિ અજાણે રાજલોક.
તમ બિહુનિ વેગલિથી સમીપિ છિ યોગ.
કમલ રવિ, શશી કુમુદની પિરિ પ્રીતિ અંતર ભોગ.

---

૧ વાંણિ. ૨ કાંમિની. ૩ આવીઉ. ૪ માહાસ્વેતા. ૫ બિઠાં. ૬ આવીઉ. બિઠી. માંન. ૭ વારતાં અહી. ગાંન. ૮ સપીનિ. કાંમ. ૯ બહુનિ પ્રણાંમ. ૧૦ ૧. ૧૧ 'રાગ મેવાડુ. આડુ તાલ' નથી. ૧૨ આપીઉ. બિઠુ ચંદ્રાપીડિ. ૧૩ તતક્ષણ ભીડ. ૧૫ કૂઅર પ્રેમ. ૧૬ માહાસ્વેતાના મુપ સાંહામૂં. ૧૭ મંન ઉલખ્યૂં માંનિનીઇ માહાસ્વેતા. ૨૦ શીપ. જઈઇ. ૨૧ યંત્રિઓ. ૨૨ પરવાર. પાંમિ અજાંણે. ૨૩ અતિ તમ બેહુનિ. ૨૪ શશિ.

મરણ લગિ ટલિ નહીં જે જડચુ મન માંહાં પ્રેમ.
આજ્ઞા આપુ, માનિની, જે માર્ગ પુહુચ એમ.
કાદંબરી તવ મંદ બોલી, આધીન છિ એ જંન.
મંન વિરહ ઊલટિ નિ વહિ જલ લોચંન.
૫ ગંધર્વ તાં બહુ તેડિયા; કહ્યૂં, જાઉ રાનિ સાથિ.
એહા દેશ માંહિ વુલાવજ્યુ. જાણજ્યુ તાં નિજ નાથ.
ઊઠી ચંદ્રાપીડિ માહાશ્વેતાનિ નામ્યૂં શીસ,
કાદંબરી નિ સખી સવિનિ. દીધ તેણિ આશીસ.
આજ્ઞા માગી એણી પરિ ઉચ્ચરિ છિ તે રાય.
૧૦ સખી માંહાં સંભારજ્યુ જિહાં કથા ઉત્તમ થાય.
ઘણૂં શૂં તમનિ કહૂં, વિરહ સુઝનિ જેહ ?
ઘણૂં બોલ્યૂં નિષ્ફલ માનિ, સત્ય ન માનિ તેહ.
એહવૂં કહી નિ નીસર્યું; જાવા નિ લાગુ રાય.
કાદંબરી મંદિર રહી. સહીરુ વુલાવા જાય.
૧૫ દ્વાર તોરણ લગિ આવી વલી પાછી નારિ.
કેયૂરકિ ઘોડુ આણ્યુ વીર થ્યુ અસવાર.

ગંધર્વકૂઅર બહુ સાથિ હેમકૂટથી નીસરિ.
કાદંબરી રીદિ વિમાસિ; કેહી પિરિ તે પરવરિ ?
જાણી પૂઠિ આવિ છિ પ્રેમદુઃખિણી ઇમ
૨૦ આગલિ મારગ રૂંધતી, જઈ સકીઇ કિમ ?
પૃથ્વી માંહાં આકાશિ દીસિ તિહ્માંરિ તે કામિની,
હ્રદિ માંહિ જે વસી; નિ સુખિ આવિ ભામિની.
જિહાં જૂઇ તિહાં તેહ જિ દીસિ. થયૂં તન્મય મંન.
ગાઢિ દૂહિલિ નીસર્યું જોતુ અવાસ સુધંન.

---

૧ મંનમાં. ૨ આગન્યા. ૩. માંનિનીપેમ. ૪ વિરહિ. નિ મગ્ન હિ. ૫ બહૂ તેડીયા. જાઓ ૬ દેસ માહિ વુલાવજ્યું જાંણજ્યો ૭ ચંદ્રાપીડ માહાસ્વેતાનિ નાંમ્યૂં. ૮ કાદંબરી. દીધી. ૯ આગન્યા. ૧૦ સંભારજ્યો. ૧૨ નિઃફ્લ માંનિ. માંનિ ૧૩ નીશર્યું. ૧૬ ઘોડો આંણ્યુ. ૧૭ કૂઅર બહૂ. નીશરિ. ૧૮ કાદંબરી દ્દિ વિમાસિ. ૧૯ જાંણે. દુખિણી. ૨૦ જઈ કિંમ. ૨૧ માહાં આકાશ. કાંમિની. ૨૨ વશી. ભાંમિની. ૨૩ જ. ૨૪ દુહિલિ નીશર્યું. આવાસ સદંન.

માહાશ્વેતાનિ આશ્રમિ આવ્યુ અચ્છોદ સરનિ તીર.
ઈંદ્રાયુધથી ઊતરી મજ્જન કર્યૂં શરીર.
અશ્વ કેરા ચરણ જોતી સેના આવી ત્યાંહ.
વીર આનંદ પામિયા; નિ સૈન્ય દીઠૂં જાંહ,
૫ ગંધર્વસુત તે વાલિયા; આવિઉ સેના ઠામ.
આવી સેવક જન સહૂ ઇ કર્યું તાં પ્રણામ.
સમાચાર સવિ પૂછિયા; આવિયા નિજ અવાસ.
રાજલોકિ માનિઉ મન માંહિ અતિ ઉહ્લાસ.
પત્રલેખાનિ વૈશંપાયન પૂછિ ત્યાંહાંની વાત.
૧૦ 'માહાશ્વેતા કાદંબરી મદલેખા છિ વિખ્યાત;
એક છિ તમાલિકા; કેયુરક છિ એક.'
વાત કરતાં નીગમ્યુ રે દિવસ તેહ વિવેક.
કાદંબરીનૂં રૂપ, ચેષ્ટા ચીતવતાં પરિ પરિ કરી
જાગતાં તે નિમિષ સરખી થઈ તેહનિ શર્વરી.
૧૫ બીજિ દિન રવિ ઊગતિ રા બીઠા મંડપ મુઝારિ.
પ્રતીહારી સાથિ કેયૂરક આવતુ દીઠુ તેણિ દારિ.
વેગલિથી રાયસુતનિ નામિઉં તેણિ શીસ.
ઊઠી આપ્રુ તેડિઉ નિ આલિંગન દેઈ ઈશ
સમીપિ આસન બીસાર્યુ અમૃત અક્ષર સ્મિત કરી.
૨૦ કહુ, વીરા, કુશલ છિ માહાશ્વેતા કાદંબરી?
સંભારિ છિ મુહનિ? એ પ્રશ્નિ ગ્યુ પથ શ્રમ.
કેયૂરક તે બોલિઉ એણી પિરિ વાણી નર્મ.

આજ તે તાં કુશલિની જેહિ સંભારુ છુ, રાય!
એહવું કહી નિ છોડિઉં કાંઈ મોકલ્યૂં મહી માંહિ.

---

૧ માહાસ્વેતાનિ. અછોદ સરની. ૨ મજન. ૩ કેરાં. શેના. ૪ પાંમીયા. થાંહ. ૫ વાલીયા આવીઉ. ૬ જંન. કર્યૂં તાં પ્રણાંમ. ૭ પૂછીયા આવીયા. અવાશ ૮ માંનીઉ મન ૯ પત્રલેપા ૧૦ માહાસ્વેતા. મદલેપા વિક્ષાત. ૧૨ દીવસ. ૧૪ રારૂપી. શારવરી. ૧૫ બિઠા. ૧૬ પ્રતિહારી. ૧૭ નાંમીઉ. ૧૮ ઉઠી. તેડીઉ. આલિંઘન દેઇશ. ૧૯ બિસાર્યું. સ્મીત ૨૦ કહો. માહાસ્વેતા. ૨૧ પ્રશ્ને. ૨૨ બોલીઉ. વાંણી. ૨૩ કુશલની ચેહુનિ. ૨૪ છોડીઉ. મહિમાય.

આર્દ્રે વસ્ત્રિ આચ્છાદ્યૂં બિસ સૂત્ર સંયત મુખ,
આર્દ્ર ચંદન પંક મધ્યિ રચ્યૂં છિ જે સુખ,
બાલ મૃણાલના વલયની મુદ્રા કરી છિ જેહ,
નલિની પત્રનૂં પુટ, લેઈ દેખાડચૂં તાં તેહ.
૫ તે ઊઘાડી નિહાલિઊં કુંઅરિ લેઈ પાણિ.
કાદંબરીઇ જે કહ્યાં તે કહિ છિ અહિનાણ.
મરકત મણિ સરખાં સુંદર, ત્વચા રહિત નિ મંજરી,
ક્ષીર સહિત તે પૂગી ફલના ખંડ તે મધ્યિ ધરી,
શુકકામિની કપોલ ઉજ્જ્વલ ધર્યાં છિ તાં પાન;
૧૦ હરચંદ્રમાના ખંડ સરખૂં કપૂર છિ સુવાન;
મૃગમદના આમોદ શૂં જે મલયચંદન સાર.
વચન એહવૂં કાહાવિઊં છિ, સુણુ સમાચાર.
કર જોડી કાદંબરીઇ કહ્યુ છિ નમસ્કાર,
મહાશ્વેતા મદલેખાઇ અવરિ સવિ પરિવાર.
૧૫ માહાશ્વેતાનુ સંદેસુ. તે લોક, સ્વામી, ધન્ય,
જેહનિ ક્ષણમાત્ર અલગૂં થાઇ નહીં દરસંન.
જે જે શીતલ વસ્તુ હુંતી ઇંદુકિરણ સમાન,
રવિ કિરણ સરખી થઈ છિ વિરહિ આણિ સ્થાન.
સ્વામી જે મૂકી ગયા, તે નિરુચ્છવ નગર થયૂં.
૨૦ દર્શન વાંછિ સકલ પ્રાણી. સુખ જે પિહિલૂં, ગયૂં.
કાદંબરીનિ સ્મરણ એક છિ તહ્મારૂં તાં નામ.
અપરાધ સિહિવા અહ્મારા મૂરખ જાણી કામ.
સ્વામી સેજિ વીસાર્યું'તુ આ શેષ નામિ હાર,
તે મોકલુ છિ. વસ્ત્રથી છોડી આપ્યુ તેણી વાર.

---

૧ આદ્ર. આછાદ્યૂં બિશ. મુષ. ૨ મધ્યે. યે. ૩ યેહ. ૪ નલનીપત્રનૂ પૂટ. દેપાડચૂં ૫ નેહાલીઉં. પાંણિ. ૬ યે. ચિધાંણ. ૭ શરષાં. રહીત. ૮ ષંડ. મધ્યે. ૯ કાંમિની. છે. પાંન. ૧૦ ષંડ શરષૂં. સુવાંન. ૧૧ યે. ૧૨ કાહાવીઉં. શુણુ. ૧૪ મહાસ્વેતા મદલેષાચિ. પરવાર. ૧૫ મહાસ્વેતાનુ. ધંન્ય. ૧૬ યેહનિ. નહી દરશંન. ૧૭ યે યે. સમાંન. ૧૮ કીરણ શરષી. આંણિ સ્થાંન. ૧૯ યે મૂંકી. નિરુછવ. ૨૦ પ્રાંણી દુઃખ જે પિહિલું. ૨૧ તહ્મારૂ. નાંમ. ૨૨ મૂરષ જાંણી કાંમ. ૨૩ સેઝિ વીશાર્યું નાંમિ.

શિર ચડાવી શયઞ કાદંબરીનુ પ્રસાદ
કંઠિ લેઈ આરોપિઉ; આણિઉ મનિ ઉલ્હાદ.
પાન ચંદન અલ્યાં પોતિ; લેપ કીધુ અંગ;
તાંબૂલ તે આરોગિયા આણી નિ અંતરિ રંગ.
૫ મુહૂર્તમાત્રિ ઊઠિઉ આસંનથી કુમાર.
કેયૂરકના સ્કંધ ઉપરિ હાથ ધરી ઉદાર,
રાજલોક સવિ વાલિઉ, શનિ શનિ પલાય;
ગંધમાદન નામિ હસ્તી, તેહનિ જોવા જાય.
હસ્તીનિ જોઈ કરી જોયુ વલ્લભ તુખાર.
૧૦ સેવક સવિ બાહારિ ગયા; એકલા તેણિ ઠારિ
ઇંદ્રાયુધનિ પૃષ્ઠભાગિ જોઈ નિ એકાંતિ
કેયૂરકનિ વાત પૂછિ મંન કેરી ખાંતિ.
કુહુ, મુઝ ચાલ્યા પછિ તિહાં તણુ શુ વૃત્તાંત?
કાદંબરી શૂં કરિ છિ? માહાશ્વેતા મન શાંતિ?
૧૫ મદલેખા, તમાલિકા, મૂહ્નિ સંભારિ છિ કોય?
કથા પુર માંહિ કિંહારિ માહારી કરિ છિ સોય?

કેયૂરક સરવિ કહિ, સાંભલુ નિ તહ્મો, દેવ!
તમ ચાલિ કાદંબરી અવાસિ ચડી તાં ખેવ.
અશ્વખુરની રજ દીસિ તિહાં લગિ જોઈ ત્યાંહ
૨૦ મદલેખાનિ સ્કંધિ ચડિ, મારગ જોઇ જાંહ.
નિરાશ થઈ પછિ ઊતરી, ગમિ નહીં શણગાર.
બાહારિ રહ્યૂ ગમિ નહીં નિ ગમિ નહીં આગાર.
પછિ સ્થાનક જૂઇ તહ્મારાં, બીઠા જે આણિ ઠારિ,
મજ્જન તાં અહીંકણિ કર્યૂં, અહીં પૂજિઆ ત્રિપુરારિ,

---

૨ આરોપીઓ આણીઉ મંનિ. ૩ પાંન. કીધૂં. ૪ તેહ આરોગીયા આંણી. ૫ મહૂરતમાત્રિ ઊઠીઉ. ૬ ઊપરિ. ૭ વાહીઉ. ૮ નાંમિ. ૯ તુપાર. ૧૦ બાહરિ. ૧૧ પૃઇ ૧૨ શાંતિ. ૧૩ પછી. ૧૪ મહાશ્વેતા. ૧૫ મદલેપા તે માલિકા મૂહ્નિ. ૧૬ માહિ. કરે. ૧૮ અવાશિ. પેવ. ૧૯ ક્ષુરની. ૨૦ પછિ મદલેપાનિ. ચડી. ચાંહ. ૨૧ નીરાસ. ઉતરી. નહી. ૨૨ બાહરિ રહ્યૂ નહી. નહી. ૨૩ બિઠા. આંણિ. ૨૪ અહીકણિ. પૂજ્યા.

આ મણિ શિલાઇ બીસી નિ, રાઇ કર્યૂં ભોજંન.
ઘૃત તે અહીંકણિ રમ્યા નિ સજ્યા શય્યાસંન.
એમ સ્થાન સવિ નિહાલતાં નીગમ્યુ તે દિંન.
કહ્યૂં કુહુનૂં ન માનિ, નવિ કરિ તાં ભોજંન.
૫ માહાશ્વેતાઇ પ્રીછવી નિ કરાવ્યુ કાંઈ આહાર.
વિરહિ આકુલવ્યાકુલી; નિ મંન ન રહિ ઠારિ.
શયન સૂતાં અંગ દાઝિ; બાઝિ નહિ કો સાથિ.
શિરોવેદના અતિ ઘણી; અતિ દાહ પીડિ, નાથ !
અજાણ્યુ કો ઊપનુ રે સકલ અંગિ વ્યાધિ.
૧૦ વૈદ્ય કોડિક મેલિઆ પણ નહિ કોએનિ સાધ્ય.
નેત્રથી અતિ જલ ઝરિ નિ મિલઇ નહીં લોચંન.
જુગ સમી ક્ષણદા થઈ, જી, સાંભલુ, રાજંન !
પ્રાત ઊઠી મૂહનિ મોકલ્યુ તહ્મારિ પાસિ.
ઊલભુ એ કાહાવિઊ, કાં મેહેલિયાં નિરાશ ?
૧૫ ચંદ્રપીડિ તે સાંભલી તુરંગ માગ્યુ ત્યાંહ.
પર્યાણ લેઈ મંડાવિઊં, પત્રલેખા તેડી જાંહ.
અશ્વ તાં આરૂઢ થ્યુ. પત્રલેખા ચડાવી પૂષ્ટિ.
કેયૂરક સાથિ થકી ચાલ્યુ પ્રેમ પૂરણ દૃષ્ટિ.
વૈશંપાયન સ્કંધાવારિ સ્થાપ્યુ તે તતકાલિ.
૨૦ ઇંદ્રાયુધિ ચડી આવિયા હેમકૂટિ તે ભૂપાલ.
કાદંબરીનિ દ્વારિ આવી અશ્વથી તે ઊતરિ;
પત્રલેખા સંગિ સુંદરી: ભવન માંહિ પરવરિ.

## કડવૂં ૨૫.

રાગ દેશાખ.

૨૫ મંદિરિ જઈ પૂછિ રાજાન, કુહુ, કાદંબરી કિહિ થાનિ ?

---

૧ બિશી. ૨ હૃત. નિ શયન શય્યાસંન. ૩ સ્થાંન. દિન. ૪ માંનિ ૫ મહા-સ્વેતાઇ. કાંઇ. ૭ નહી. ૯ અજાંણ્યુ. ઉપનુ. ૧૦ મેલીઆ. નહી. 'સાધ્ય' નથી. ૧૧ મિલેઈ નહી. ૧૨ યુગ. ૧૩ પાશ. ૧૪ કાહાવીઓ. મેહેલીયાં નિરાસ. ૧૬ પર્યાં લેઇ મંડાવીઊ. પત્રલેપા. ચાંહ. ૧૭ પત્રલેપા. પૃષ્ટિ. ૧૯ સ્થાપ્યો. ૨૦ આવીયા. ૨૨ પત્ર-લેપા. ૨૩ કડવાં. '૨૫' નથી. ૨૪ દેશાષ. ૨૫ મંદિરે જઇ. રાજાંન. ઠામિ.

વર્ધધર તે પૂછ્યુ રાઇ બોલ્યુ વાણી લાગી પાય.
નૃત્ત મયૂર કરિ છિ જિહાં, ક્રીડાપર્વત હેઠલિ તિહાં
કમલવન દીર્ઘિકા તીર હિમગૃહ રચ્યૂં છિ, ીર !
તેણિ સ્થાનકિ છિ સુંદરી. કેયૂરકનિ આગલિ કરી
૫ પ્રમદવન મધ્યિ થઈ ભૂપ કદલીવન આવુ અનુપ.
જોતુ વન શોભા અતિ ઘણી ચાલી આવ્યુ કમલવન ભણી.
પૂછંતાં લાધી તવ ઠેહિ સૂતી કુસુમમંડપિકા હેઠિ.
આવંતાં દીઠી કામિની મહા મનોહર તે ભામિની.
અંગદ વલય નિ નૂપુર હાર મૃણાલનાં કીધાં છિ નારિ,
૧૦ રીસભરિ મન્મથિ સર્વથા નિગડબંધનિ બાંધી જથા.
નલવટિ ચંદન તિલક જે શ્વેત, જાણી સોમિ કર્યૂં નિકેત.
લોચન નીર ઝરિ છિ જેહ, જાણી વરુણિ વધાર્યૂં તેહ.
અતિશિ ચાલિ છિ નિશ્વાસ, જાણી મુખ મારુતિ કર્યું વાસ.
હઇડૂં દાઝિ અતિશિ, મંન જાણી બીહુ હુતાશંન.
૧૫ ધરિયા ઉરજઉપરિ બિ પાણિ જાણી મુગ્ધા પિઉ ભય આણિ.
વલી વલી ચંદન ચર્ચિ ચર્ણ; વલી વલી પંકજ બાંધિ શર્ણ;
શીત લ્યાવુ કહિ વારોવારિ; એહવી રાઇ દીઠી નારિ.
આવંતુ રાજા સાંભલી ઊઠંતી અતિ થઈ આકુલી.
પડિ ઊઢણૂં, ધૂજિ તંન, વિહ્વલ ચિત્ત, ચંચલ લોચંન.
૨૦ ઝાલિ સહીરુ જમ હાથિણી મદગંધિ ચાલિ ગજ ભણી.
પ્રેમિ નયન નિહાલી જોય, વિસ્મય માની આશ્ચર્ય હોય.
નયણિ આનંદિ જલ ઝરિ. છૂટી વેણિ અતિ શોભા કરિ.
લક્ષણ પ્રોષિતપતિકા તણાં દીઠાં રાજકૂંઅરિ અતિ ઘણાં.

---

૧ રાય. વાંણી. ૨ નૃત્ય મયુર. ચિહાં. ૩ વંન દીર્ઘકા નીર. ૪ સ્થાંનકિ. ૫ મધિઇ થઇ. આવૂં અનૂપ. ૬ જોતો આવ્યુ તે વન. ૭ મટિકા. ૮ કાંમિની,–૮ પંક્તિ મૂળમાં ઉલટસૂલટ છે. ૯ અંનદ વય નિ. મૃણાલ તાં. ૧૦ મન્મથ. જાંણે નિગડ બંધનિ યથા. ૧૧ યે. બાંણે સોમિ. ૧૨ યેહ. જાંણે વરુણ. ૧૩ અતિસિ. જાંણે મૂખ મારુત કર્યો. ૧૪ અતિસિ. જાંણે બિહુ. ૧૫ ધરીયા ઉરજ ઉપરિ. પાંણિ. જાંણે. પ્રિઉ. આંણિ. ૧૬ વલી (૨). વલી (૨). ૧૭ એહવિ સમિ ત્યાં દીઠી રાય. ૧૮ આવતુ. થઇ. ૨૦ સહીરો યમ. ૨૧ પ્રેમે. માંની આશ્રજ. ૨૨ નયણે. ૨૩ લક્ષ. રાજકૂઅર.

માહાશ્વેતાનિ કરુ પ્રણામ, કાદંબરીનિ તેણિ ઠામિ.
આશીસ દેઈ મનની રલી કુસુમશયન તે બીઠી વલી.
પ્રતીહારી લ્યાવી આસંન રત્નજડિત. બીસુ, રાજંન!
ચરણિ સ્પર્શ કરી ભૂપાલ બીઠુ ભૂમિ તે તતકાલિ.
૫ કેયૂરક બોલિ વચન પત્રલેખા દેખાડી ધન્ય,
તાંબૂલવાહિની રાની એહ. અતિશિ કૂંઅરનિ તાં નેહ.
કાદંબરી અતિ આદર કરી પાસિ બીસારી મનિ ધરી.
માનુષીનિ વિષિ પક્ષપાત વિધાતાનુ છિ વિખ્યાત!
પ્રીતિ કરી નિ વારેવારિ પાણિ ફેરવિ અંગિ અપાર.
૧૦ ચંદ્રાપીડની કીધી સેવ; અર્ઘ્ય પાદ્ય સ્વાગત તતખેવ.

કૂંઅર મંનિ વિમાંસણ કરિ, હજી ચિત્ત ધીરજ નવિ ધરિ.
જોઉં પારખૂં એહનૂં વલી પાછા પ્રત્યુત્તર સાંભલી.
એહવૂં તાં વિમાસી હૃદિ ચંદ્રાપીડ તે વાણી વદિ.
એ તૂં જાણિ છિ અગાધ દુર્ઘટ કામ રૂપિઉ વ્યાધિ
૧૫ મૂહ્નિ તાં પીડિ છિ જમ તૂંહ્નિ નથી પીડતુ ત્યંમ.
ઈછૂં દેહ પ્રદાનિ કરી તૂંહ્નિ સ્વસ્થ કરવા, સુંદરી!
કામિની કામનિ બાણિ નડી ધ્રૂજંતી ધરતીઇ પડી.
એહ અવસ્થા જોઈ તુઝ પાસિ હૃદય પડિ છિ મુઝ.
લોચન રક્ત થયાં સંતાપિ. નયન ઝરિ મુઝ આંસૂ આપ.
૨૦ ધરિ તાં સ્વયં-વર આભરણ; કુસુમ શિલીમુખ મય આવરણિ
ન-બોલતા શોભિ તાં સહી. કૂંઅરિ એહવી વાણી કહી.
યદ્યપિ ગંધર્વસુતા બાલ મિશ્ર વચન બોલ્યુ ભૂપાલ,
મુગ્ધ થકી કામિ શીખવી પ્રજ્ઞા મન માંહિથી નવી

---

૧ મહાસ્વેતાનિ કરૂં પ્રણાંમ. ઠાંમિ. ૨ દેઇ. બિઠી. ૩ જડીત. બિસુ. ૪ ચર્ણે. બિઠુ. તે તકાલિ. ૫ પત્રલેપા દેપાડી ધંન. ૬ તાંબૂલાહની. કૂઅરનિ. ૭ બિસારી. ૮ વિક્ષાત. ૯ પાંણિ. ૧૦ ચંદ્રાપીડિનિ. તતષેવ. ૧૧ કૂઅર. ૧૨ જોઉ પારષૂં. પ્રત્યૂતર. ૧૩ વિમાશી. વાંણી. ૧૪ જાંણિ છિ આગાધિ. રૂપીઉ. ૧૫ મૂંહ્નિ. યંમ. ૧૬ ઇછૂં. પ્રદાંનિ. ૧૭ જોઈ. કામનિ બાંણિ. ૧૮ જોઇ. હૃદિ. ૧૯ સંતાપ. આસૂ. ૨૦ આર્ભર્ણે. કુસુમ બાણમાલા આવરણ. ૨૧ હજી બોલતાં. નંહી. એહવીં વાંણી. ૨૨ સુતા તૂં બાલ. ૨૩ કાંમિ શીષવી. મ– –હિથી.

વક્ર વાક્ય સાંભલિઉં; અર્થ મન સાથિ ગ્રહ્યુ સમર્થ.
મનોરથતુ જાણી પાર માતપિતાનિ વશિ સંસાર
અણબોલી રહી કામિની, ઉત્તર નાપ્યુ મુખિ ભામિની.
મંદ હાસ્ય કીધૂં સખી જિહાં, મદલેખા તે બોલી તિહાં.
૫ જાણુ. શૂં કહીઇ? કુમાર, દારુણ મન્મથ તણા વિકાર.
મૃણાલિકા જાણી હુતાશંન, ચંદ્રજ્યોત્સ્ના આતપ તંન,
ચંદન વિષ, માલા પવનાશ; જુ દેખુ છુ અવસ્થા પાસિ.
મદલેખાઇ વચન જે કહૂં, તે મનિ પ્રત્યુત્તર થઈ રહ્યૂં.

રાજા મન માંહિ ધટમટ કરિ, સંદેહ મન માંહિ અતિ ધરિ.
૧૦ ચિત્ત થયૂં અતિ દોલારૂઢ, મન્મથિ અતિ કીધુ મતિમૂઢ.
માહાશ્વેતા શૂં કીધી કથા પ્રીતિ અનેક પરિ સર્વથા.
તિહાંકણિ બીસી નિ ધણી વાર કહિ આજ્ઞા કરિ કુમાર.
જાવા કારણિ સ્કંધાવારિ નીસરિઉ મંદિરથી બાહારિ.
જેટલિ થાઇ તે અસવાર, કેયૂરક આવ્યુ તેણિ ઠારિ.
૧૫ મદલેખા કહિ, માહારાજ, પત્રલેખા આવ્યાં છિ આજ.
અહીં રહિ અમ મનિ ભાવશિ; સ્વામીજી પછિ એ આવશિ.
જુ મન માનિ, મેહેલુ અહીં. કેયૂરકિ એહવી વાણી કહી.
તેહ સુણી બોલ્યુ રાજંન. જીવિત પત્રલેખાનૂં ધન્ય,
જેહનિ દેવી દયા કરિ. દુર્લભ તેહ પ્રસાદ જે ધરિ.
૨૦ લેઈ જાઉ ભવન મુઝારિ. આજ્ઞા દેઈ ચાલ્યુ તેણી વાર.

કટક માંહિ પુહુતુ જેટલિ, કાસદ એક દીઠુ તેટલિ.
પિતા પાસિથી આવ્યુ સહી. રાઇ પૃછ્યું ઊભાં રહી.
કહિ, કુશલ છિ માહુ તાત? શી આજ્ઞા દીધી? કહિ વાત.
કુશલ કહી નિ કર્યું પ્રણામ; લેખ બિ આપ્યા અભિરામ.

---

૧ સાંભલીઉ. ૨ જાણી. ૩ કાંમિની. ઉતર. મૂખિ. ૪ કીધૂ તાં સખી. મદલેષા. ૫ જાંણુ. ૬ જાંણે. કશપતંન. ૭ દેષુ છું. પાશિ. ૮ વચન મદલેષાનિ કહૂં. તમનિ પ્રત્યુતર થઇ. ૯ માહિ. ૧૦ ડો – – ઢ. તાં અતિ. ૧૧ મહાસ્વેતા. ૧૨ બેશી. ૧૩ નીશરીઉ. ૧૫ મદલેષા. પત્રલેષા આવ્યા. ૧૬ પછિ આવશિ. ૧૭ માંનિ. વાંણી. ૧૮ જીવત પત્રલેષાનુ ધંન્ય. ૧૯ યેહનિ. ૨૦ જાઉં ભુવન મુઝારિં. ૨૧ કટિક માહિ. યેટલિ. કાશદ. ૨૨ પીતા પાશિથી. ઉભાં. ૨૪ કર્યું પ્રણાંમ. લેષ.

ઊખેલી લેઈ નિજ હાથિ અક્ષર ઊલખ્યા લખિયા નાથ.
હરખિ તાં. મનિ અતિ ઉલ્હાસ ઊભુ રહ્યુ તુરંગનિ પાસિ.
સ્વસ્તિ શ્રી ઊજેણી સ્થાન સકલ-રાજ-શેખર રાજાન.
તારાપીડ લિખિ મનિ ધરી, ચંદ્રાપીડશિરિ ચુંબન કરી.
૫ સકલ સંપદનૂં એક પાત્ર તૂં છિ, કૂંઅર, સુંદર ગાત્ર!
કુશલી છિ પ્રજા સવિ કોય. તુઝ વિણુ નિમિષ કલ્પ સમ હોય.
તાહારી માત સહિત મુઝ હૃદિ ઉત્કંઠા દર્શનની સદિ.
લેખ વાંચતાં ખેવ ન કરી વિહિલા આવજ્યો મોદ મનિ ધરી.
શુકનાસનુ બીજુ લેખ લિખ્યૂં તેટલૂં તે માંહાં રેખ.
૧૦ બીજુ ઇ વાંચ્યુ ભૂપાલ; વૈશંપાયન આવ્યુ તતકાલિ.
મૂહ્નિ લેખ લિખ્યા છિ બેહ તેહનુ અર્થ એટલુ એહ.
તેહિ વાંચ્યા ચંદ્રાપીડિ પ્રેમિ રિદ્દિ સંઘાતિ બીડિ.
જે આજ્ઞા આપિ છિ તાત, તે હવડાં કરવી મિ વાત.
એહવું કહી થ્યુ અશ્વારૂઢ; પ્રયાણુ પટહ વજાડચુ પ્રૂઢ.
૧૫ ત્યાહ્રિ બલાહકસુત મેઘનાદ પાસિ તેડચુ અતિ આહ્લાદિ.
તૂં આવે પત્રલેખા સંગિ. કેયૂરક તેડી આવશિ રંગિ.
કિહિજ્યુ કાદંબરીનિ ઘણૂં માહાશ્વેતાનિ વચન અહ્મ તણું.
કિહિજ્યુ સાથ સહૂનિ પ્રણામ. ઘણી વીનતી કિહિજ્યુ તામ.
માહારૂં મન છિ તાં તમ પાસિ, દેઈ ચાલ્યુ છૂં નિશ્વાસ.
૨૦ શૂં કરૂં? પરવશ મુઝ કાય; તાતવચન લોપ્યું નવિ જાય.
કથા વારતા વરતિ જિહાં, સંભારવુ સેવકનિ તિહાં.
મૂહ્નિ મનિ માની ચાંડાલ રખે વીસારુ મંન રસાલ.
હૂં વિણુ મૂલિ થ્યુ છૂં દાસ દર્શનમાત્રિ મનિ ઉલ્હાસિ.
માહાશ્વેતાનિ પ્રેમિ કરી કિહિજ્યુ ઘણી વાત વિસ્તરી.
૨૫ મદલેખાનિ કિહિજ્યુ મંન, તમાલિકાનિ આલિંગન.

---

૧ ઊપેલી ઊલષ્યા લપીયા. ૨ હરષિ. ઉભુ. પાશ. ૩ ઊયેણી સ્થાંન. શેષર રાજાંન. ૪ લિષિ. ૫ સંપદનુ. ૭ સહિજ. ઊત્કંઠા. ૮ લેષ. પેવ. આવજ્યો. ૯ શુકનાશિનુ. લેષ. લિષ્યૂં. રેષ. ૧૧ તેમુ અર્થ. ૧૨ રીદ્દિ. ૧૩ યે આગ્ન્યા. ૧૪ પ્રયાંણુ. વજાડચું. ૧૫ બલાઇક ઉલ્હાદ. ૧૬ પત્રલેપા. રંગ. ૧૭ કેહિયો. માહાસ્વેતાનિ. ૧૮ કહિયો, પ્રણાંમ. ઘણી. કિહિય્યો તાંમ. ૧૯ પાશ. ૨૦ લોપ્યું. ૨૨ મૂહ્નિ મંનિ માંની ચાંડાલિ રપે વીશારુ. ૨૩ ઉલ્હાસ. ૨૪ માહાસ્વેતાનિ. કિહિયો. ૨૫ મદલેષાનિ કહિયો. આલિઘન.

કાદંબરીનુ જે પરિવાર, તે સહૂનિ કિહિજ્યુ જુહાર

એહવૂં કહી નિ તેણી વાર વૈશંપાયન સ્કંધાવારિ
મેહેલી નિ રાજા નીસર્યું. પત્રવાહક સાથિ પરવર્યું.
વાર્તા ઉજ્જયનીની કરિ, કાસદ અશ્વ સાથિ સાંચરિ.
૫ ચાલ્યા મારગ માંહિ જાય. મોટા પાદપ, વાઇ વાય.
કિહીએક પર્ણ તણા સાથરા પંથીઇ મારગિ પાથર્યા.
કિહીએક તાં કદલીનાં વંન, નાલિકેરીનાં દીસિ ઘંન.
કિહીએક સૂકી નદી માંહાં કૂપ. કિહીએક પુરાતંન છિ યૂપ.
કિહીએક પર્વત કેરાં શૃંગ. કિહી કેતકીવન યુત ભૃંગ.
૧૦ ગુલ્મ લતાઇ ગહન કિહાં ઠાર. જોતા ચાલિ વંન મુઝારિ.
અનેકિ મારગ મેહેલ્યા જિહાં, ધ્વજ રક્ત એક દીઠુ તિહાં.
પાસિ ધ્વજા ફરુકિ બહુ; નાના રંગ વિકાસિ સહૂ.
કનકદંડ અતિ ઉચ્ચ અપાર. શિખર મનોહર તેણિ ઠારિ;
પાસિ ચંમર; અનિ ત્રિશલ સ્પર્શ કરિ નભમંડલ સ્થૂલ,
૧૫ અતિથિ ક્રિયા કરવા નિ કોય જમ મારગ નિહાલતુ હોય.
તે સાંહાંમૂં જોતા તે જાય. મારગ કૌતુક સરખુ થાય.
કિહીં પશુ માર્યાનુ ઠાર; દીસિ રુધિર તણા અંબાર;
કિહીં પડ્યાં છિ પશુનાં શીસ, વેદિ સુંદર દીસઇ ઈસિ.
અનેકિ કૌતુક જોતા આહ્લાદિ આવ્યા ચંડીનિ પ્રાસાદિ.
૨૦ સેના સાથની તિહાં ઊતરી. રાઇ પૂજા પ્રદક્ષિણા કરી.
અંતરિ કાદંબરીનૂં ધ્યાન, તિહાં રાત્રિ રહ્યા રાજાન.
જરઠ મ્યલુ સંન્યાસી કોય, રાઇ પરિ પરિ પૂછુ સોય.
રાતિ રહી તે તિહાં વિશ્રામ દિન કેટલિ આવ્યા નિજ ગામ.

હામિ હામિથી વધામણી વેગિ જાઇ રાજા ભણી.

---

૧ પરવાર. કિહિજો. ૩ પરવર્યો. ૪ કાશદ. ૬ પર્ણ તસા. મારગે. ૭ નાલિકેરનાં. ૮ કિંહીંએક. ૯ કિંહીએક ૧૦ લતા ગિહિનિ. એમ જોતાં. ૧૧ મેહેલ્યાં ચાંહાં. ધ્વજા. ૧૨. પાંસિ. બહૂ. સહૂ. ૧૩ શિખિર. ૧૪ પાસે ચમર. ૧૫ યમ મારગનિ નીહાલતુ. ૧૬ જોતાં. કૌતક શરપું. ૧૭ પશુ. તણાં. ૧૮ કિહી. પશૂનાં. વેદી. ૧૯ કૌતક. ઉહ્લાદ. ૨૦ રાજ. પ્રદક્ષણા. ૨૧ કાદંબરીનૂં ધ્યાંન. રાજાંન. ૨૨ સંન્યાશી. રાયે. ૨૩ એમ દિન. ગાંમ. ૨૪ હાંમિ. વધાંમણી.

કૂઅરનિ આવ્યુ સાંભલી મન માંહિ પામ્યુ અતિ રલી.
અનેક સાથિ સેવક શરણુ જઈ રહ્યુ પિતાનિ ચરણ.
'આવિ, આવિ !' કહી આલિંગંન પ્રેમિ તાં દીધૂં રાજંન.
મ્યલિઆ મંત્રી સવિ પરિવાર ક્રમિ કરિ સવિનિ નમસ્કાર.
૫ રાજા કરિ ઝાલી ઉહ્લાસિ લેઈ ચાલ્યુ વિલાસવતી અવાસ.
વિલાસવતીઇ પ્રેમિ કરી આલિંગન દીધ આદર ધરી.
અંતઃપુરનુ સઘલુ સાથ આનંદ પામ્યુ જોઈ નાથ.
અભિવાદન સવિ કરી પ્રણામ કિંચિત કાલ રહી તેણિ ઠામિ
આજ્ઞા માગી નિ તવ રાય શુકનાસનિ જોવા જાય.
૧૦ શુકનાસનિ નામૂં શીસ. દેઇ આલિંગન આશીસ.
વૈશંપાયનની કહી વાત, 'સ્કંધાવારિ મેહેલ્યુ છિ ભ્રાત.'
આવી વિલાસવતી ભવંન કીધૂં સ્નાનક્રિયા ભોજંન.
અપરાહ્ણુ સમય થયુ જેટલિ, નિજ ભવનિ આવ્યા તેટલિ.
તિહાં વિરહિ કાદંબરી તણિ નાંખિ રાત્રિ દુહિલિ ઘણિ.
૧૫ દિવસ કેટલિ તાં મેઘનાદ આવ્યાં પત્રલેખા. આહ્લાદિ
તેડી મંદિર માંહાં સુંદરી, જાણી આવી કાદંબરી.
યદ્યપિ વાહાલી અતિ તેહ, તિહાંથી આવ્યા ભણી અતિ નેહ.
આદરિ ઊઠી આલિંગંન પ્રેમિ તાં દીધાં રાનિ તંન.
મેઘનાદિ પ્રણમ્યુ તવ નાથ. તેહનિ પૃષ્ઠિ ધર્યું તે હાથ.
૨૦ પત્રલેખાનિ પૂછિ પ્રેમિ, 'કાદંબરી છિ કુશલી ખેમ ?
માહાશ્વેતા, મદલેખા મ્યલી, તમાલિકા, કેયૂરક વલી,
મૂહ્નિ સંભારિ છિ પ્રીતિ ? કિહિવી પરિજન સવિની રીતિ?'
પત્રલેખા વલતી એમ વદિ. 'તહ્નો વસ્યા છુ સહૂનિ રિદિ.
સાથ સહૂનિ છિ કલ્યાણ. સાંભલુ, રાયજી, વચન પ્રમાણ.

---

૧ કૂઅરનિ. પાંમ્યું. ૨ શર્ણ. જઇ. ચર્ણ. ૩ આવિ (૨). આલિંઘંન. ૪ મ્યલીઆ-પરવાર. કરી. ૫ ઉહ્લાસ. લેઇ. અવાશ. ૬ આલિંઘન અતિ આદર. ૧૦ શુકનાશિનિ. નાંમૂ. આલિંઘન. ૧૨ ભુવંન કીધૂ. ૧૩ અપરાંહ્ન. યેટલિ. ૧૪ નાંષિ. ૧૫ પત્રલેષા. ઓહ્લાદિ. ૧૬ જાંણે. ૧૭ અદ્યાપિ. ૧૮ આદર. આલિંઘન. ૧૯ પ્રણંમ્યું. પૃષ્ટિ. ૨૦ પત્રલેષાનિ. પ્રેમ. ષેમ. ૨૧ મહાસ્વેતા મદલેષા. ૨૨ કેહીવી પરજન. ૨૩ પત્રલેષા. વશ્યા. ૨૪ કલ્યાંણ. પ્રમાંણ.

કરી અંજલી કાદંબરી સખી સહૂ કોઈ પરવરિ.'
એહવૂં વચન સાંભલ્યૂં જિહાં, રાજલોક સવિ વાલ્યુ તિહાં.
પત્રલેખાનિ જોઈ નરેશ અંતર્ગૃહ કીધુ પ્રવેશ.
મંન ઊછલ્યૂં; સહી નવિ સકિ; જાણિ, કામિની કિહારિ બકિ.
૫ પાસિ હૂતુ જે પરિજંન, દૂરિ મોકલ્યુ કહી વચંન.
આધાં પીસી અજિર સુઝારિ, સ્થલકમલિની પત્ર અપાર
તેહનૂં આતપત્ર લેઈ કરૂં, શયનમંડપ ઉપરિ ધર્યૂં.
હંસમિથુન સુખિ સૂતૂં જેહ ચરણ કરી ઊઠાડયૂં તેહ.
તિહાં બીસી રાજા મન શાંતિ પત્રલેખા પૂછી એકાંતિ.
૧૦ કહુ, શૂં કરિ છિ કાદંબરી? મૂહ્નિ સંભારિ સુંદરી?
કેહેવી કથા થઈ તમ સંગ? મુઝ ઉપરિ દેવીનુ રંગ?
મુઝ શૂં પ્રેમ ઘણુ કો ધરિ? કુણ વારતા માહારી કરિ?
એણી પિરિ પૂછિ રાજકુમાર. પત્રલેખા તિહાં કિહિ વિસ્તાર.

દેવ! સાંભલુ થઇ સાવધાન. જેહવી પ્રીતિ રહી તેણિ સ્થાનિ,
૧૫ જેહવુ આદર, જે થઈ કથા, ગોષ્ઠી સર્વ કહૂં સર્વથા.
મેહેલી મૂહ્નિ ચાલ્યા નાથ, હૂં રહી કેયૂરક સાથિ.
કુસુમશય્યા બીઠી આસંન. સુખિ રહૂં ભક્ષભોજંન.
કાદંબરીની પ્રીતિ તાં જેહ, જિહ્વા શૂં કહૂં હૂં તેહ?
દષ્ટિ દષ્ટિ, મુખિ મુખ કરી, કરપલ્લવ કરપલ્લવિ ધરી,
૨૦ હૃદયિ હૃદય નિ મંનિ મંન, તમ કથાઇ નીગમ્યુ દિંન.
જેટલિ તાં થઈ શર્વરી હિમગૃહ થકી સુંદરી નીસરી.
પરિજન વારી અલગુ કર્યું. માહારુ કર અવલંબન ધર્યું.
ચાલ્યાં વલ્લભ બાલોઘાન, તિહાંથી મરકતમણિ સોપાન.
પ્રમદવંન વેગિકાં ચઢ્યાં, મણિ માણિક્ય નાનાવિધ જડ્યાં.

---

૧ સર્વેકોએ. ૨ ચાંહ. ત્યાંહ. ૩ પત્રલેપાનિ. અંતરગૃહ. ૪ જાંણિ કાંમિની. ૫ પાસે. ચે. ૬ પિશી. કમલની. ૭ ઊપરિ. ૮ સુપ સૂતૂં ચેહ. ૯ બિશી. પત્રલેપા. ૧૦ મૂહ્નિ. ૧૧ ઊપરિ. ૧૩ પત્રલેપા. ૧૪ સાવધાંન. ચેહવી. સ્થાંનિ. ૧૫. થઇ. ગોષ્ટી. ૧૬ મેહ્લી. ૧૭ બિઠી. સુપિ. ૧૮ કાંદંબરીની. ૧૯ સુપિ સુપિ. કરિ કરપલ્લવનિ. ૨૦ હૃદય હૃદય. એમ. નીગમી દીન. ૨૧ ચેટલિ. શરવરી. થકી નીશરી ૨૨ ધર્યો. ૨૩ ઉદ્યાંન. સોપાંન. ૨૪ વગ વેગિકા. માણિક નાંનાવિધિ.

તિહાં રહી નિ ઘણુ કાલ કિહિવા ઈછી વચન રસાલ
માહારા મુખ સાંહાંમૂં અતિ જોય. નયન તારકા નિશ્ચલ હોય.
કાંઈક કહિવાનુ સંકલ્પ. 'કહું, ન કહૂં?' એહવુ વિકલ્પ.
સ્વેદોદકિ કીધૂં સ્નાન મદનાગ્નિ પીસવા સ્થાન.
૫ પડવા ભૂંયિ ધ્રૂજિ તંન અણપ્રીછયૂં જેણિ માહારૂં મંન.
મિઇ વિનય કહ્યૂં તેણિ ઠારિ, 'આજ્ઞા કાંઈ મુઝ દેઉ, નારિ!'
તુહિ કિહિતાં કંપિ પાણિ, જાણી વારિ છિ નિર્વાણ;
ચરણિ ભૂમિનૂં લેખન કરિ; વસ્ત્રાંચલ કર માંહિ ધરિ;
ઊડાડિ મધુકરનિ કાન આવ્યા ઉત્તમ ગંધનિ ધ્યાનિ.
૧૦ તુહિ તાં બોલી નવિ સકિ. લાજિ ખીજી વારતા બકિ.
હ્રદિ અતિ મદનાનલ જ્વલિ; નયણિ નીર નિરંતર ગલિ;
વલી વલી મેહેલિ નિશ્વાસ. માહારુ તાં નાવિ વિશ્વાસ.
આંસૂ મુક્તા સરખાં ઢલિ દુઃખ ગણવા જિમ માલા ચ્યલિ.
લજ્જા તેહ્‌ની લજ્જા થિકી, વિલાસિતા વિલાસથી બકી,
૧૫ લીલા લીલા થકી અપાર, મુગ્ધતા મુગ્ધતાથી સાર,
વિનય થકો વિનય ઉપદેશ, ભય થકી ભય નિવેશ,
વિભ્રમથી વિભ્રમની ગતિ, વૈદગ્ધીઇ વિદગ્ધા મતિ,
તેહ્‌ના વિષાદ થકી વિષાદ જાણી શીખઇ મંન પ્રસાદ.
વલી વલી મુખ સાંહાંમૂં જોય; ફરકિ અધર; વિમાસઇ સોય.
૨૦ માહારા મુખ સાંહાંમી કરિ દષ્ટિ જાણી શૂં અમ્રતની વૃષ્ટિ.
મી પૂછી જુ વાર તિહાર, લાજંતી બોલી તાં નારિ.
પત્રલેખા! વાણી સાંભલુ, જુ તહ્મો સાથિ મન મ્યલૂં.
હઇઅડિ માહારિ ઊપની પીડ જાંહાંનુ દીઠું ચંદ્રાપીડ.
તેહવુ વાહાલુ નહીં મુઝ તાત, નહિ માહાશ્વેતા નિ નહિ માત,

૧ તિહા. ઇછિ. ૨ મૂપ સાહાંમૂં. તારિકા. ૩ કાઈક. ૪ સ્નાંન. મદનાગનિ પિસવા સ્થાંન. ૫ ભુયિ. યેણિ મારૂં. ૬ કાઈ. દેયુ. ૭ પાંણિ. જાંણિ. નિર્વાણિ. ૮ ચરણે. લેપન. ૯ ઉડાડિ. કાંન. ઉત્ત્ય. ધ્યાંનિ. ૧૦ તોહિ. ૧૧ નયણે. ૧૨ વલી (૨). ૧૩ આસૂં. શરપાં. જાંણે દુઃ ગણવા માલા. ૧૪ લજ્જા થિકી વિનયથી વિનય તે બકી. ૧૫ મુગ્ધાથી. ૧૭ વિદગ્ધા વૈદગ્ધી મતિ. ૧૮ જાંણે શીપઇ મ પ્રસાદ. ૧૯ મુપ સાહાંમૂં. ૨૦ મુપ. જાંણે. અમૃતની. ૨૧ લાજતી. ૨૨ વાંણી. સાથિ મનિ મ્યલુ. ૨૩ હઇડિ. પીડિ. યાંહાંનું. ચંદ્રાપીડિ. ૨૪ નહી. નહી મહાસ્વેતા નિ નહી.

મદલેખા નહીં તમાલિકા, બીજી કોએ નહિ બાલિકા,
જીવિતવ્ય તેહવૂં વાહાલૂં નથી, તુ બીજૂં શૂં કહીઇ કથી?
જાંહાંથી દૃષ્ટિ દીઠુ રાય, પરવશ થયુ તિહાંથી કાય.
મંન ન માનિ કો એ સાથિ, જે આગલિ કહીઇ વાત.
૫ તૂં સાથિ આવ્યુ વિશ્વાસ. મનની કહૂં છૂં વાત પ્રકાશ.
એ ઊલંભુ કુહુનઇ કહૂં? કિહી સમદુઃખિણી થઈ રહૂં?
સહ્યુ ન જાઇ દુઃખનુ ભાર. કિમહિ કિહિતાં નાવિ પાર.
તુઝ આગલિ સવિ કહીવૃત્તાંતપ્રાણુ ત્યજી તેહ આણીશ અંત.
સમ કરૂં છું, સહી, એ સાર; વેદવાણી જાણુ નિરધાર.
૧૦ એહનિ કિમ લગાડૂં કલંક? કુલલજ્જા કિમ મેહેલૂં અંક?
માતપિતાઇ ન દીધી સહી; ગુરુજનિ કાંઈ પ્રેરી નહીં;
મિઇ કુહુનિ ન કહ્યુ સંદેશ; દૂત નવિ મોકલિઉ દેશઃ
ઘિરિ બીઠાં આવી નિ દારિ ગિહિલી કીધી રાજકુમારિ.
એણિ લજ્જા માહારી હરી. સઘલિ નિંદાપાત્ર હૂં કરી.
૧૫ માહાનુભાવનુ એ આચાર કે પરિચયનૂં ફલ સંસારિ?
કમલતંતુ સરખૂં મુઝ મંન, કિમ સહિ તે હુતાશંન?
કુમારિકાજન કોમલ કાય પીડવુ નહીં યુવાનિ રાયિ.
પિહિલૂં કામિ બાલી લાજ; પછિ હૃદય ઊપાઈ દાઝિ;
પછિ વિનય સવે બાલિઉ; સઘલુ કુલધરમ ટાલિઉ.
૨૦ એણિ બહુ દુઃખ દીધૂં મુઝ. મનમાંની કહૂં છૂં તુઝ.
તૂંથી બીજી માહિ નથી; તેણિ વાત સવે મિ કથી.
પ્રાયશ્ચિત્ત કરી પ્રાણત્યાગ કલંક ધોઉં અંગિ વિભાગ.
જન્માંતરિ પામેવા કાજ માગી દેહ ત્યજીશ હૂં આજ.
એહવી મૂહુનિ વાણી કહી ગદગદ કંઠ અણબોલી રહી.

---

૧ મદલેષા નહી. નહી. ૨ જીવતવ્ય. સં. ૩ યાંહાંથી. થયું. ૪ મન. યે. ૫ તુ મનનીં. ૬ ઉલંભુ. દુઃખિણી થઈ કો આગલિ રહું. ૮ વત્તાંત. પ્રાંણ ત્યજીશ કે આંણી અંત. ૯ વેદે જાંણુ. ૧૦ એનિ લગાડૂં. ૧૧ માતપિતાઇ દીધી નહીં. કાંઈ. ૧૨ દુત. મોકલીઉ. ૧૩ બિઠાં. ૧૪ નિંદ્યા. ૧૫ માંનભાવનુ. ૧૬ શરપું. કિંમ. ૧૭ નહી. ૧૮ કાંમિ ૧૯ બાલીઉ. ટાલીઉ. ૨૦ બહૂ દૂષ. મનમાનિ. ૨૨ ધોઉં. ૨૩ પાંમવા. મારગિ. ૨૪ મૂંહુનિ વાંણી. ગદ. (૨).

રાજાજી ! હું સાંભલી ચિત્ત અતિશય ત્યાહારિ થઇ ભયભીત.
અણપ્રીછયા માટિ એ દેવ ! ચકિત ભીતકાર જ થઈ ખેવ.
પામી શોક અનિ વિષાદ. નાવિ મન માંહિ આહ્લાદ.
વિનય કરી હૂં બોલી વાણિ, 'શા માટિ છાંડુ છુ પ્રાણ ?
૫ કૂંઅરિ શુ કીધુ અપરાધ ? તૂહૂનિ શી કરિ છિ બાધ ?'

વલતી તે બોલી સુંદરી. સાંભલિ, બાઈ, તૂં ચિત ધરી.
નિતિ નિતિ આવિ સ્વપન મુઝારિ ચતુર ધૂર્ત એ રાજકુમાર.
શુક સારિકાનિ દૂત જ કરિ, ગોપ્ય સંદેસા તાં ઉચ્ચરિ.
મનોરથિ અફૂલિ, જે ઠામ ક્રીડા કરવા કેરા કામ,
૧૦ શ્રવણ અધર ઉદરનિ વિખ્યિઇ જૂહિ તાં સંકેત જ લિખ્યિઇ.
વલી કહૂં, સાંભલિ, ભામિની, જે એણિ કીધૂં, કામિની !
મોહનમંત્ર લિખી નિ રેખ મોકાલયા મન્મથના લેખ
યદ્યપિ પરસેવિ ધોવાય, અશ્રુબિંદુ અંજન યુત થાય,
તુહિ મમ આશાનિ તેહ અતિ ઘન નચાવિ તાં નેહિ.
૧૫ માહ્રા ચરણ તણા નખ માંહિ પ્રતિબિંબ દીસિ તે ત્યાંહ;
ઉપવન માંહિ એકલી મ્યલૂં, અહવા બીહીતી નાસી ટલૂં;
વસ્ત્રાંચલ કિહી વલગુ લતા અથવા સખી ગ્રહિ ચાલતાં,
સહી ગ્રહી સમરપણુ કરિ, યદ્યપિ ઊફરાટી ઇ ધરિ,
અતિ અણગમતિ માહારિ મંન પ્રાણિ દિ છિ આલિંગન.
૨૦ કુચિ લખિ છિ પત્રાવલી કોમલ કરસ્પર્શિ તે વલી.
મનનિ શિક્ષા દિ છિ અશી, જે રહિઇ મુઝ પાસિ વસી;
પુષ્પવાયુ જેહવા મુખ વાય સ્વેદબિંદુ ટાલિ મુઝ કાય,
કરપલ્લવિ કરી કપોલિ વાયુ કરિ છિ શીકર લોલ,
સ્વેદ ટાલવા નિ મિસિ કરી શ્રવણ સમીપિ કરનિ ધરી.

---

૧ રાજા હું. ચીતિ. ત્યારિ. ૨ મા -- દેવ. પેવ. ૩ પાંમી. મન. આહ્લાદ. ૪ વાંણિ. છાહુ છુ પ્રાંણ. ૬ બાઇ. ૭ ચતૂર. કૂમાર. ૮ સુક. ૯ ઇ ક્લ્યિ ગે. ૧૦ વિધિઇ. ૧૧ ગે. કાંમિની. ૧૨ લેષી. રેષ. મોકલીયા. લેષ. ૧૩ પરશેવિ. ૧૪ મમં આશાને. ગેહ. ૧૫ નષ. ૧૬ ઉપવનાંહે( ઠલ ). નાશી. ૧૭ સષી. ચાલતા. ૧૯ પ્રાંણિ. આ-લિંઘન. ૨૦ કુચિ લ છિ. ૨૧ મંનનિ. ગે રહિએ. વશી. ૨૨ ગેહુઁા સુષ.

નખચ્છટાઇ જવ આકાર કર્ણપૂર કરિઇ શૃંગાર.
વલ્લભ બકુલ વૃક્ષ જે બાલ, સુરાકૂગલા ભરૂં વિશાલ,
સીંચંતાં આવી કચ ગ્રહિ, 'મૂહનિ પા' હઠ માંડી રહિ;
અશોક વૃક્ષનિ કરવા પ્રાહાર ચરણ ઊપાડૂં જેણી વાર,
૫ આગલિ આવી નિ શિર ધરિ, 'મૂહનિ પ્રાહાર કરુ' હઠ કરિ.
મન્મથ પરવશ થાઇ કાય, શિ પ્રકારિ વાર્યું જાય ?
રીસ કરૂં તે માનિ હાસ્ય; બોલૂં નહિ તુ માન પ્રકાશ;
દોપ તણૂં સંકીર્તન જેહ, માનિ સ્મરણ ઉપાય જ તેહ;
બોલિ જે તાં લોક અપવાદ, જશ કરી માનિ આહ્લાદિ.

૧૦ એહવાં વચન તાં હૂં સાંભલી મન માંહિ પામી અતિ રલી.
મિ અંતરિ જાણ્યૂં માહારાજ ચંદ્રાપીડનૂં સરિઊં કાજ.
કામિ રાનિ કર્યું ઉપકાર, જે વશિ આણી આપી નારિ.
યૌવનિ રત્નની વૃષ્ટિ કરી, વસંતકાલ લેઈ આણ્યુ ધરી.
એહવૂં વિમાસી નિ મંન વલતી હૂં બોલી, રાજંન !
૧૫ બાઈ! એ સર્વિ કરિ છિ કામ; તુહિ રાઇજી કેરાં કામ.
મન્મથ મનનિ કરિ છિ બાધ; ચંદ્રાપીડનુ શુ અપરાધ !
ચપલપણૂં કુસુમાયુધ તણૂં મુઝ આગલિ કહિ રાનૂં ઘણૂં;
સહી જાણુ નિ આહુ આંક, કાંઈ નથી રાયનુ વાંક.
એહવા મિ કહ્યા પ્રતિબોધ. વલતી બોલી આણી ક્રોધ,
૨૦ 'પત્રલેખા ! કહિ વાત, અનુપ કુણ કામ ? તેહનૂં શૂં રૂપ ?
વલતૂં વચન કહ્યૂં મિ ઇશૂં. અનંગનૂં, બાઈ, રૂપ જ કિશૂં ?
એ હુતાશન, પણ ન પ્રકાશ સંતાપજ્વાલા કરિ વિકાસ;
ધૂમપટલ પ્રગટ નવિ કરિ, આંસૂ નયન થકી તાં ઝરિ;
ભસ્મરેણુ પ્રગટ નવિ હોય, પાંહુરતા કરિ તાં સોય.

---

૧ નપચ્છટાઇ. કરિ. ૨ કુગલા બરૂં. ૩ શીચંતાં. મૂંહનિ. ૪ ચેણી, ૫ આગલે. મૂંહનિ. હથ. ૭ માંનિ. બોલૂ નહી. માંન. ૮ ધોપ. ચેહ. માંનિ કાંમોપાય. ૯ યશ. માંનિ ઉહ્લાદ. ૧૦ માહિ પાંમી. ૧૧ જાણ્યૂં માહારાજ. સરીઉ. ૧૨ કાંમિ. ચે. આંણી. ૧૩ રત્ન તણી. આંણ્યુ. ૧૪ વિમાશી. ૧૫ કાંમ. તુહે. કાંમ. ૧૬ મંનિ. બાંધ. ચંદ્રાપીડિનુ. ૧૭ એ ચપલપણૂં. ૧૮ જાંણુ. કાઇ ૨૦ પત્રલેપા. અનૂપ. કાંમ. ૨૧ અનંગનુ ૨૨ નહી. વિકાશ.

ત્રિભુવન માંહાં કો નહિ કામિની, જે તેહનિ વશિ નવિ ભામિની.
એથાં કોણ ન પામિ ત્રાસ? કુસુમચાપ બહુનુ કરિ નાશ.
સાંભલિ, તેહનિ વશ જે થાઇ તેહ્‌ની ચેષ્ટા કહૂં હૂં કાંઈ.
ચિંતાઇં પ્રિયના મુખશશી કોડિક નભિ દેખિ રહ્યા વસી;
૫ મહી માંહાં તેહ તણાં સુખ ધ્યાય; જિહ્વા તેહ તણા ગુણ ગાય;
કથા તેહ તણી સાંભલિ; મન બીજિ કિહીઇ નવિ ભલિ.

એહવૂં સુણી વિમાસી હૃદિ વલી કામિની વાણી વદિ.
પત્રલેખા! તૂં કહિ છિ જેમ હૂં પરવશ થઈ છૂં ત્યંમ.
રાનિ પાસિ થયુ કંદર્પ; માહારુ તાં ઊતાર્યું દર્પ.
૧૦ જેહવાં જેહવાં રૂપ તિ કહ્યાં, તે સાવ મુઝ માંહાં આવી રહ્યાં.
હવિ તૂહ્‌નિ પૂછૂં છૂં, માય, મૂહ્નિ કાંઇક કહુ ઉપાય.
વન માંહાં સુખ નહીં, ના ઘિરિ; તેણિ શી કરવી તાં પિરિ?
મોટી ગુરુજન કેરી લાજ. કાંઈ છ તાં નવિ સૂઝિ કાજ.
ગુરુજન પરતિ કહ્યૂં ન જાય. દીસિ નહીં નિ દાઝિ કાય.
૧૫ મુઝ જોતાં તાં માહારૂં શરણ નિશ્ચય તાં દીસિ છિ મરણ.

મરણ વિના કો આશ્રય નહીં એહવી જાહારિ વાણી કહી,
મિઇ વલતૂં તાં કહ્યૂં વચંન. બાઈ! એહવૂં કાંઈ કુહુ છુ માંન?
વિણ આરાધિ અનંગ દેવ તૂહ્નિ પ્રસંન થયુ તાં ખેવ.
કામિ એ તુઝ વર આપિઉ, રાજા વશ કરી થાપિઉ.
૨૦ ગુરુજન કહ્યાની શી વાત, મન્મથિ દીધી જુ થઈ તાત?
પ્રેરિ યુવાવસ્થા થઈ માત, ત્યાહિ તાં બીજી શી ખ્યાતિ?
આપ્રણીઇ વર વરી જે નારિ, કેટલીએક કહૂં સંસારિ?
સ્વયંવરનુ છિ માહા ધર્મ; ધર્મશાસ્ત્ર બોલ્યૂં છિ મર્મ.
કાદંબરી! થાઉ પ્રસંન અંતરિ, મોદ ધરુ નિ મંન.
૨૫ મૂહ્‌નિ આજ્ઞા આપુ ત્યાંહ. તાહારુ વલ્લભ આણૂં આંહ.

---

૧ નહી કાંમિની. યે. ભાંમિની. ૨ પાંમિ. બહૂનુ. ૩ સાભલિ. યે. થાય. કાય. ૪ પ્રિયનાં સુખ. દેખિ. વશી. ૭ શુણી વિમાશી. કાંમિની વાંણી. ૮ પત્રલેખા. યંમ. ૧૦ યેહવાં (૨). ૧૧ તૂંહ્‌નિ. ૧૨ માહાં સુખ. તાં ઘિરિ. ૧૫ શર્ણું. મર્ણું. ૧૬ મર્ણું વિનાં. યાહારિ વાંણી. ૧૭ તુહ્‌નિ. ખેવ. ૧૯ કાંમિ. આપીઉ. થાપીઉ. ૨૧ યૌવન થઈ નિ. ત્યારિ બીજી શી વિખ્યાતિ. ૨૨ યે. ૨૩ મહા. બોલ્યુ. ૨૫ મૂંહ્‌નિ. ત્યાંહાં. આંણું આહાં.

તાહા ચરણની કરૂં છૂં આણ; માહારૂં બોલૂં સાચૂં જાણિ.
એહવૂં મિ કહ્યૂં જેટલિ, પ્રેમદૃષ્ટિ જોયૂં તેટલિ.
જાણી દૃષ્ટિ કરિ છિ પાન, સ્વેદ વક્ત્ર, નિ તાહારૂં ધ્યાન,
પ્રિય વચન સાંભલી પ્રીતિ શનિ શનિ વધિઇ કાંઈ રીતિ.
૫ જાણૂં છૂં, બાઈ, તાહારુ સ્નેહ, કોમલ મન છિ તાહારૂં જેહ.
તિ સાચી શીખામણ કહી; મિ મન સાથિ નિશ્ચલ ગ્રહી.
પણ એ પ્રગલ્ભપણૂં કિમ હોય નારી મનિ, વિમાસી જોય?
વિશેષિ કુમારી કાય એવડૂં ઢીઠપણૂં કિમ થાય?
સાહસકારિણી તે સુંદરી જે ઇચ્છાં સ્વયંવર વરી.
૧૦ કિમ કાહાવિ છિ તે સંદેશ? કિમ જાઇ પોતિ તેણિ દેશ?
હૂં લાજિ વિમાસણ કરૂં, શૂં કાહાવૂં નિ શૂં ઉચ્ચરૂં?
જુ કાહાવૂં તૂં વાહાલુ ઘણૂં તુ પુનરુક્તિ વચન; શૂં ભણૂં?
તાહિ હૂં શૂં વલ્લભ નહીં, એ તુ જડ પ્રશ્ન તાં સહી.
જુ કહૂં તૂં શૂં અતિ અનુરાગ, વેશ્યાલાપ થાઇ તુ ભાગ.
૧૫ તૂં વિના જીવી નવિ સકૂં, અનુભવ વિરુદ્ધ; કિહી પરિ બકૂં?
જુ કહૂં મુઝ પીડિ કામ, આત્મદોષ; ઊલંભા ઠામ.
કામિ હૂં આપી તુઝ હાથિ, પ્રાણિઇ મિ વર્યુ તૂં નાથ,
કુલકન્યા ઇમ કિમ ઉચ્ચરિ? દાસી ઢીઠપણૂં ઇમ કરિ.
અવશ્ય આવજુ જુ કાહાવીઇ, પ્રભુપણું; ક્યમ બોલાવીઇ?
૨૦ હૂં આવૂં છૂં કાહાવૂં જિહાં, સ્ત્રીનૂં ચપલપણૂં થાઇ તિહાં.
અનુરક્ત છૂં કાહાવીઇ વચંન, હલુઆપણૂં; જણાઇ મંન.
પાછૂં કાહાવ્યાની શંકા કરી જુ નવિ કાહાવૂં તે મનિ ધરી,
તુ ઉદ્ધતપણૂં તાં થાય; સ્નેહભાગની ગતિ તે જાય.
મુઆ પૂઠિ જાણશુ પ્રેમ એમ કાહાવૂં, તુ નહિ ખેમ.
૨૫ દૃષ્ટિ મ્યલાં લજ્જા પાપિણી જોવા દિઇ નહીં તે ભણી.

---

૧ ચર્ણની. આંણિ. સાચૂ જાંણિ. ૨ કહ્યૂ યેટલિ. ૩ જાંણે. પાંન. ધ્યાંન. ૪ પ્રીય. શનિ (૨). કાઇ. ૫ જાંણૂં. ૬ શીપાંમણ. ૭ વિમાશી. ૯ યે ઇછાં. ૧૦ સંદેસ. ૧૧ સૂ. ૧૩ વલ્લભા નહી. એતુ. ૧૪ તુ શૂં. ૧૫ વિરોધ. કેહી. ૧૬ કહૂ કાંમ. ઉલભા. ૧૭ કાંમિ. પ્રાંણિઇ. ૧૮ કંન્યા. ઉચરિ. દાશી. ૧૯ અવશ આવયો. પ્રભૂપણ. ૨૦ હૂ. ૨૧ હલૂઆપણૂં. ૨૨ જુ ન. ૨૪ મૂઆ. જાણસુ. તુ નહી ખેમ. ૨૫ નહી.

વલી એક કહૂં વિચાર, સખી! સાંભલુ ખુદ્ધપ્રચાર.
પ્રતિજ્ઞા માહાશ્વેતા સાથિ; તિહાં લગિ ગ્રહૂં નહિ હાથ.
'તૂં દુઃખી, મુઝ સુખ તાં નહીં,' એહવી મર્યાદા મિ કહી.
તે કેહી પિરિ મિ લોપાય? વિહિવા કેહી પિરિ કરાય?

૫ મિઇ વલતૂં કહ્યૂં, કુમાર, એહવૂં વચન ન કહિઇ, નારિ!
પાપી મન્મથ પીડા કરિ; અદૃશ્યમાન વલ્લભનિ ધરિ.

વલતી બોલી મૃગલોચની, પીડા કિહી થકી ઊપની;
મન્મથ અથવા પીડિ ચિત્ત, બહુ સંકલ્પ કરિ અચિત્ત,
અનુરાગિ અથવા યૌવંનિ કુણિ પરવશ કીધૂં તંન,
૧૦ દિવસ રાત્રિ દેખૂં હૂં પાસિ જાણી લક્ષ્મીપતિ અવિનાશ.
વિરહિ મિ રેહેવાઇ નહીં. એહવૂં કહી અણબોલી રહી.

મન શૂં માંડ્યુ મિ વિચાર, એ કુલકન્યા બાલકુમારિ.
દૂતીની ગતિ કહી પિરિ થાય? લજ્જાભરિ નમિત છિકાય.
વિશેષઇ વિડંબન સહી. વાત કેહી પિરિ જાઇ કહી?
૧૫ અનુભવ એહૂનિ નથી લગારિ. ઇછાઇ જાવૂં અભિસાર,
આલંઘન, ચુંબન, નખઘાત, અધરિ દંત તણા વ્રણપાત,
ક્રીડાં કુચનૂં નહીં વ્યવધાન નિર્ભર આલિંગનનૂં દાન,
ચુંબનિ શબ્દ રહિત સીત્કાર, કેશપાશ ગ્રહણ સુખ સાર,
અપ્રગટ અક્ષર મુખ વાણિ, કન્યા નહિ અનુભવ એ જાણિ.

૨૦ એહવી મુઝ ચીંતવતાં વાત દિવસ આથમ્યુ નિ થઈ રાતિ.
એહવિ અંતરિ દાસી બહુ, કામ આપણાં માંડ્યાં સહૂ.
એક કરિ દીવી ઝાત્કાર સુગંધ તૈલ મેહેલી નિ ધાર.
એક અગર ઊખેવિ ધૂપ. ગૂંથિ એક કુસુમ અનુપ.

---

૨ માહાસ્વેતા. પાંણિ ગ્રહૂ નહી. ૩ દુઃપી ચ. સુપ. નહી. ૪ વીહીવા. ૫ કહ્યું. વચન કહીઇ. ૬ અદૃશ્યમાંન. ૮ બહૂ. ૯ યૌવંન. ૧૦ દેપૂં. પાશ. જાંણે. અવનાશ. ૧૧ વિરહે. સેહેવાઇ નહી. ૧૨ મંન. કંન્યા. ,૧૩ દૂતીનીં. ભર નમીત. ૧૫ લગાર. ૧૬ નપ. અધરે. તણાં પ્રણપાત. ૧૭ ક્રીડા. નહી. આલિધનનૂં. ૧૮ ચુંબન. રહીત. સુપ. ૧૯ મુપ વાંણિ. કંન્યા નિહી. જાંણિ. ૨૧ દાશી બહૂ. કાંમ આપણા. ૨૨ મેહી નિ. ૨૩ ઊપેવે, ગૃથિ. અનૂપ.

એક કરિ કર્ણું અવતંસ, એક રહી બોલાવિ હંસ.
ઠામિ ઠામિ કરિ શૃંગાર; મંદિરિ થઈ રહ્યુ ઝાત્કાર.

સાથ સર્વેનિ દૂરિ જ કરી મુઝ પરતિ બોલી સુંદરી.
ચંદ્રાપીડનિ એ સંદેશ પત્રલેખા! કિહજિ નિવેશ.
૫ 'શીતલ સર્વ ઉષ્ણ તિ કર્યાં, વહ્નિપ્રાય લેઈ નિ ધર્યાં.'
લાગી કામ તણી વેદના. થઈ રહી નિશ્ચલ તન્મના.
ગમિઇ નહિ તે તનિ ચંદન, માલ જાણિ વિષ વલગુ શૂં વ્યાલ!
ચંદ્રકિરણ પાવકની જ્વાલ! કોપ્યુ પાપી મન્મથ કાલ.
એહ અવસ્થા જોઈ જથા, કહૂં કેટલી તેહની કથા?
૧૦ કેયૂરકનિ કહ્યૂં મન ભાવિ. 'પત્રલેખાનિ જઈ વુલાવિ.'
એટલિ તાં દીઠુ મેઘનાદ. આવી અહીંકણિ જોઈ વિષાદ.
તેહનિ વિરહિ વેદના ઘણી. વાત કહૂં કેટલી તેહ તણી?
કમલપત્ર જે શીકરસેક, ન કરિ શૈત્ય મલયજરસ એક.
કુંદલતા કલિકા મંજરી તનુ લાગિ વિષની વલ્લરી.
૧૫ એહવી પીડાઇ સહી મરિ. સંગમ આશાઇ મન ધરિ.
બલવતી વલ્લભની આશ, જેણિ પ્રાણ રહિ છિ શ્વાસ.
વલી વલી મુઝ પરતિ વદિ. પત્રલેખા! દાઝિ મુઝ હ્રદિ.
એહવૂં કોએ નહિ જે કહૂં. શૂં કરૂં? દેહિ દુઃખ સહૂં.
કિમ દીસિ? કિમ બોલિ, મિલિ? વિરહવેદના શી પરિ ટલિ?
૨૦ સૂતાં સ્વપ્નિ દેખૂં રૂપ; તે પરતક્ષ ન દીસિ ભૂપ.
કુસુમ સેજિ રચિ સહચરી, સૂઆરિ કષ્ટિ કરિ કરી.
દેહ દાઝિ છિ એહવૂં કહિ; નયન કમલ સાંહાંમૂં જોઈ રહિ.
જાણીઇ તૂહ્નિ પામવા હેતુ કંટકશયન કરિ વ્રતસેતુ.
જિમ પાવક માંહિ પીઠી હોય, હસ્તકમલ ઘૂણાવિ સોય.
૨૫ તૂહ્નિ જાણી હ્રદય મુઝારિ હ્રદિ ફાટતૂં વાંછિ નારિ;

---

૧ કરણે. ૨ ઠામિ (૨)થી. ૪ સંદેસ. પત્રલેપા કિહિજે. ૫ વંહ્નિ ૬ કાંમ. ૭ નહી તેનિ. જાંણે. ૯ યથા. ૧૦ કહ્યૂ. પત્રલેપાનિ જઇ. ૧૧ અહીકણિ જોઇ વિપાદિ. ૧૩ જ. કન કરિ. મલયરસ. ૧૫ પીડાંઇ. આસ્યાઇ. ૧૬ આસ. યેણિ પ્રાંણ. ૧૭ વલી (૨). પત્રલેપા. ૧૮ નહી. હ્રૂપ. ૨૦ દેપૂં. ૨૧ શેજિ. ૨૨ દેહે. ૨૩ જાંણીઇ તુંહ્નિ પાંમવા. વ્રત. ૨૪ પિઠી. ૨૫ તૂંહ્નિ જાંણી.

જાણિું કિમહિ આવિ બાહારિ, તુ દરસન પામૂં એક વાર.
ક્ષણ સર, ક્ષણ વાપી વાટિકા, ક્ષણ મંદિર અંગણપાટિકા;
નિમિષમાત્ર મનનિ નહિ શાંતિ. નામ જપિ તાહારૂં એકાંતિ.
બિઇસિ તાં કર દેઈ કપોલ, નીર ઝરિ નયનાં અતિ લોલ.
૫ તુઝનિ બલવા નિ ભય કરી હઇણી જલિ સીંચિ સુંદરી.
મધુર વાદ્ય વીણા નવિ ગમિ; નૃત્ત, ગાન હઇઇ અતિ દમિ.
ચંદ્રકિરણ લાગિ અંગાર. અંગિ એકિ ન ધરિ શૃંગાર.
જાણી વિકલ થયુ ઉન્માદ સુણી લાસ્ય મૃદંગનુ નાદ;
મેઘગર્જના જાણી ઘોર, ભય આણિ કેકાનુ સોર;
૧૦ મરકતમણિના મયૂર છિ જેહ, તેહનાં મુખ કાર પૂરિ તેહ.
વિશ્લેષથી બીહી અપારિ મૃણાલસૂત્ર લેઈ નિ નારિ
ચિત્રિત ચક્રવાકનિ ધરી જોડિ તે બાંધિ સુંદરી.
ચંદન કુસુમ હદિ લેઈ ધરિ, જાણી તાહ્રી પૂજા કરિ.
સખી સવે થઈ છિઇ સુજાણ, જિહાં તિહાં બોલી ગમતી વાણિ.
૧૫ વાત કરિ તુ તુહ્માારી કથા, બીજી નહિ કાંઈ સર્વથા.
જાતાં વલતાં તહ્મારૂં નામ. તહ્મ મન મિલવાના વિશ્રામ
ભેદ ઉપાય કરી નિ કહિ જેહ હદિ માંહિ અતિ સહિ.
તહ્મનિ ઉદ્દેશી નિ વિનોદ જમ તેહનિ ઊપજિ મોદ.
તહ્મનિ ઊલંભાનાં ગીત ગાઇ નિ ઊપાઇ પ્રીતિ.
૨૦ કાય કરિ તહ્મારી વાત. એમ નીગમિ છઇ દિન રાતિ.
એટલિ પૂરવ કાદંબરી, બાણ તણી વાણી શંકરી.
બાણોચ્છિષ્ટ સકલ સંસાર ઉપમા અલંકાર રસ સારિ.
ગ્રંથ રહ્યુ અધવચિ; ઉત્પાત. અન્ય કવિ નવિ નીપની વાત.
ભોજરાજ ધરિ પંડિત બાણ, તેણિ ગ્રંથ રચ્યુ શુભ વાણિ.

---

૧ દરશન પાંમૂ. ૩ મંનનિ નહી. નાંમ તાહ્રૂં ૫ બિઇ. હઇણ. શીંચિ. ૬ નૃત્ય ગાંન હઈઇ. ૮ જાંણે વિકલ થઈ. શુણી લાસ્ય. ૯ જાંણે. આંણે. ૧૦ મયુર. જિહાં.મુષ. તિહા. ૧૧ બીહિ. ૧૨ ધરિ. ૧૩ જાણે. ૧૪.સુજાંણ. વાંણિ. ૧૫ કરિ તુહ્મારી. નહી કાઈ. ૧૬ નાંમ. ૧૭ યેહ. માહિ ૧૮ ઉધેશી નિ. યમ. ઉપજિ. ૧૯ ઉલંભાનાં. ઉપાઇ ૨૧ વાંણી ૨૨ બાણોછિષ્ટ. સાર. ૨૩ નવિ.નીપની. ૨૪ બાંણ.'વાંણિ.

સર્વ ઉપમા કહી નવિ જાય. કિહિતાં ગ્રંથ ઘણુ અતિ થાય.
તે માટિ સંક્ષેપિ કરી મુગ્ધબોધની કાદંબરી.
કથામાત્ર લેઈ રસ-સાર કહિ ભાલણ બુદ્ધિમાનિ પ્રકાર.
ભાષાઇ કીધૂં આખ્યાન. રસિક મુગ્ધ રીઝવવા ગાન.
૫ વિપ્રલંભ શૃંગાર સંયોગ પ્રીતિ ઘણી ઊપાઇ ભોગ.

---

૩ લેઇ. માંનિ. ૪ આક્ષાંન રસીક. રીઝના ગાંન.

# કાદંબરી પૂર્વભાગ.

## અનુપૂર્તિ.

—*—

પૃષ્ઠ ૯૪, પંક્તિ ૧૨ થી પૃષ્ઠ ૯૭. પંક્તિ ૬ સુધીમાં

### ક્ષેપક ભાગ.

મિઇ અતિ જોતાં તેહ સુવાંન મન સાથિ વિમાશું ગ્નાંન.
અહો વિધાતાના ધંન્ય પાણિ, ગેણિ રચીઉં રૂપનિર્માણ! ૮૧
માયાભિ મકરધ્વજ કર્યું! કારણ રૂપ કો એ અવતર્યો.
લાવણ્ય શોભા કહી ન જાય. મન્મથ પરવશિ કીધું કાય. ૮૨
નિમિષ રહીત હું નીરખું રહી, જાંણીઇ પીતાં ધ્રાંઉં નહીં.
યાચંતી હુઇ તાં યંમ, તાહી છું કહી નિ ઈમ ૮૩
જાંણે હ્રદય માહાં કરતી પ્રવેશ, ત્રાહિ (૨), રે શરણિ દેવેશ!
મન્મથ મુઝ કરિ છિ પ્રાહર. શરણે રાખુ દેઈ આધાર. ૮૪
હાહા શું અઘટતું આજ! કુલકુમારીનિ એ લાજ.
એહવું માંન જાંણતી ઘણું, તુહિ મુખ ન ત્યજ્યું તે તણું. ૮૫*
જાંણે કુંણિ સ્થંભી હોય, અથવા ચિત્રપૂતલી કોય,
જાંણે કુણિ રાખી ગ્રહી, અથવા શું મૂર્છાગત સહી, ૮૬
જાણીઇ શું મદન શીખવી અથવા યૌવન વિદ્યા નવી,
અચલ અંગ નિ નયન વિકાશિ, કાયા નવિ જણાઇ શ્વાસ. ૮૭
શું એ રૂપ? કિહાં એ કાંતિ! કુણયોગ અહીં! નહી મન શાંતિ.
એણી પરિ નિરખું પ્રેમ અપાર. મનિ એહવુ કરૂં વિચાર. ૮૮
ઇંદ્રી નાંખિ છિ એ પાશ. હઈડિં તાણી લે તે શ્વાસિ.
પૂઠિ યમ ઠેલિ અનંગ, તિમ પાસિ તેહનિ રહી સંગ. ૮૯
ફરકિ કુચમુખ, સ્વેદ શરીર, કાંમ છંડાવિ લજ્જા ધીર,
રોમાંચિત અતિ થાઇ તંન જાંણે દેવા આલિંઘન. ૯૦
મન સાથિ વિમાસણ કરૂં, દૂરિ થકી પાસિ સાંચરૂં.
રખે રખિ મૂંનિ દે શાપ કોપાતુર થઈ નિ અતિ આપ. ૯૧

---

* ચુ. ૬૬ । ત ૨૦૦ ॥ ત ૨૦૧ એ ત્રણ્ય ચોપાઈ પંચાશીથી વાંચવી એવું મૂળની શાહી ને મરોડમાં જમણા પડખાના કોરા ભાગમાં ટિપ્પણ છે.

મુનાન કોપ ચડિ નીર્વાણિ. અહીથી જાંઉં તુ કલ્યાંણ.
એ સકલ લોકનિ પૂજ્ય જ સહી, એમ વિમાશી પાસી રહી. ૯૨
દષ્ટિ માહારી તેહ્નિ મુખિ હરી પંચબાણિ અતિ પરવશ કરી.
ધૂજિ કચલટ નમ્ર કપોલ, પ્રણમી આગલિ રહી મન લોલ. ૯૩
આગલિ ભાવિ ચેણિ હુણાર, માહારી આ દુ:પઉદય પ્રકાર,
તેહ કારણિ તાપસ તે મુનિ મન્મથ કીધુ પરવશ તંન. ૯૪
ચંચલ નયન, દેહિ રોમાંચિ, મોડિ અંગ, અંગનુ સંચ.
કુસુમમંજરી દીસિ કર્ણિ. સ્ફાટિક મણિમાલા આંભર્ણ. ૯૫
તે ગતિ દેપી તેણિ ઠામિ મુઝનિ બમણુ વાધુ કામ.
જિહ્વા કહી ન જાઇ તેહ, મિ અનુભવી અવસ્થા જેહ. ૯૬ *

મિ વિમાસણ માંડી મંનિ, અહો વિધાતાના કર ધ્યંન!
ચેણિ આહાવી સૃષ્ટિ એ કરી અદ્ભુત રુપ તણી ચાતુરી. ૯૭
કિહાં એ સૂરય શરપૂં ધામ, કિહાં અહો પ્રાકૃત જન શું કાંમ?
મકરકેતુ વિડંબિ ઘણૂં. મન વશ રહિ નહી આપણૂં. ૯૮
કુચમુખ ફરકિ થઈ વિકાશ, જિમ કિહિવા અભિલાપ પ્રકાશ.
મુખથી, સ્વેદધાર જે ધરી, જાંણે શૂં જલજા નીશરી. ૯૯
ઝૂઝિ કાયાયષ્ટિ અપાર, જાંણે ત્રસ્ત મનોભવ પ્રહાર.
આલિંધન લાલસ સવિ અંગ ઊરધરોમ થયૂં તે રંગ, ૧૦૦
જોવા રૂપ રૂપ તે ધરી જાંણે પ્રેમ રહુ નીશરી.
કાંમ કિશૂં એ માંડયૂં કાંમ? છંડાવ્યૂં માહારૂં મન ઠામ. ૧
જ્યુ મિ મન વાર્યૂં નવિ જાય, તુ એ રુપ કુહુનિ કિહિવાય?
સંકેલી ન સકૂં આકાર; યે કીધા મન્મથિ વિકાર. ૨
આગિ બીજી કન્યા ઘણી લજ્જા સવિ છાંડી આપણી
પતિ પાસિ ગઈ સુંદરી. પાપી મન્મથે લજ્જા હરી! ૩
†કાલ તણી છિ વિસમી ગતિ. માહારી પરવશિ થઈ છિ મતિ.
જિહાં લગિ મુઝનિ છિ જ્ઞાન, શરીર પણિ એ છિ સાવધાન, ૪
જિહાં થાપ્યુ નથી અતિ માર, તિહાં પિહિલુ આ મેહેલૂ ઠાર.
જ્યુ છાંડી જાઉં આ વંન, તુ અતિ શ્રય થાઇ મુઝ તંન. ૫

---

* અંક ૯૬ ઉપર મૂળમાં બેવડી આડી લીંટીની નિશાની કરી છે. તે નિશાનીનો ઉતારો પૃષ્ઠમાં કોઈ ઠેકાણે છે નહિ. માત્ર અંક ૩ (=૧૦૩) પછી હંસપદ છે.

કદાચિત એ મુનિ કુમાર મંનિ ન આવિ મદનવિકાર.
કામાતુર મઝ જોઈ આપ ગમિ નહી તુ મુઝનિ દિ શાપ. ૬
મુનિનિ કોપ ગડિ તતકાલિ. એહવું વિમાશી, ભૂપાલ!
જાવાનિ મન કીધું ખેવ. જાંણ્યું, પર્જન્ની એ બૃદેવ. ૭†

મિ મન માહિ વિમાશી વાત, કામકલા ગતિ મતિ વિખ્યાત!
તેહ શીખવિ છિ ગુરુ મારઃ આકુળીક આવટિ અપાર. ૯૭
નહી તુ માહારી દૃષ્ટિ વિકાર કિહાં શીખી એટલા પ્રકાર?
અણુશીક્ષ્યા નર સાંહાંમી મેહ આગ્નયષ્ટિ કંહની તેહ. ૯૮
જાંણે શું મદિરામદ થકી, અથવા શું નિદ્રાજડ રહી!
એહવું ચતુરપણું કિહાં થકી જે વાંણી રસના નવિ બકી, ૯૯
હૃદય તણુ અભિલાષ જે યથા નયણે કહિવુ એ સર્વથા!
વિમાંશી અંતર મન માંહાં મિ અવસર જોયુ એક તિહાં. ૧૦૦
તે રવિ સાથિ મુનિનુ બાલ વિદ્યારથી છિ રૂપ વિશાલ.
તેહનિ જઈ મિ કરૂં પ્રણામ; પૂછ્યું વિનય કરી તેણિ ઠામિ.
સ્વામી! કુણુ એ કેહનુ તંન? નાંમ કિશું? અતિ વર યૌવંન. ૧
કુણ વૃક્ષની એ મંજરી જે માહાભાગિ કરણે ધરી?
અપૂરવ એ ગંધ અપાર. કૌતુક લાગિ મંન મુઝારિ. ૨
એણી પિરિ મિ પૂછ્યું જેટલિ, મંદ હાસ્ય બોલ્યુ તેટલિ.
પૂછિ શું કરસુ? સુંદરી! સાંભલિ, વાત કહું હું પરી. ૩
શ્વેતકેતુ નાંમિ એક મુનિ, ત્રિભુવનખ્યાત કીર્તિ જે ધ્યંન.
દિવ્યલોક નિવાશી ભૂપ; નલકૂવરથી અધિકૂં રૂપ. ૪
મોહિ સુરાસુરની નારિ. ગંગાતીરિ તે એક વાર
દેવ પૂજ અંબુજ કાજિ નિર્મલ જલિ આવ્યુ દ્વિજરાજ. ૫
સદા પંકજવન માંહાં વાસ જે લક્ષ્મી અતિ તેજ પ્રકાશ,
તેમાંઇ રૂપિ દીઠુ સુકુમાર. નયન ભરી જોયું તેણી વાર. ૬
કર મુખિ દેઈ અતિ જૃંભાપાય; મન અતિ મન્મથ વિકૃત થાય.
અવલોકન માત્રિ તનુ કાંત પાંમી સુખ તતક્ષણ સુરશાંત. ૭

---

† ‡ આ બે ચિહ્નો વચ્ચેનો ભાગ કડી ૩ પછી હંસપદ કરી જમણી બાજુના અને નીચેના કોરા ભાગમાં મૂળની શાહી અને મૂળના મરોડમાં ઊતાર્યો છે.

# કાદંબરી પૂર્વભાગ.

## સમજૂતી.

પૃષ્ઠ ૧.

૧ કથાની નાયિકા કાદંબરી છે, તે ઉપરથી કથાનું નામ **કાદંબરી** રાખવામાં આવ્યું છે. વર્તમાન કાળના મરાઠી અને ગૂજરાતી સાહિત્યમાં કાદંબરી શબ્દ novel [ નવલ કથા ] નો પર્યાય બન્યો છે.

૪ **કાદંબરી**ના ઉત્તર ભાગના કડવા ૧ ના અને **સપ્તશતી**ના પૃ. ૨૩ ના રાહનું બંધારણ ધ્યાનમાં લેઈ 'રાગ કેદારુ' ઉમેરેલ છે.

૫-૬ આ ભાલણ કવિનું મંગળાચરણ છે. જ્ઞાન ગુરુગમ્ય છે: સિદ્ધિ આપનાર ગણપતિ છે; અને વાણીની પ્રેરનારી સરસ્વતી છે. તેથી એ કવિઓની ત્રિમૂર્તિનું અહીં આરાધન છે. બ્રહ્મસુતા-બ્રહ્માની પુત્રી સરસ્વતી. ગ્રંથનું કામ-ગ્રંથની રચના, ગૂજરાતીમાં કવિતારૂપે રચના. પ્રથમિ [પહેલાં], અહીં અધિકરણાર્થે इ પ્રત્યય વિશેષણનું ક્રિયા વિશેષણ બનાવે છે. જેણિ [ જેણે ], સં. येन, પ્રા. जेण ઉપરથી એવડા પ્રત્યયવાળું રૂપ.

૭. બાણ ભટ્ટ ભોજ રાજાના દરબારમાં થયાનું ભાલણ લખે છે, તે ભોજ રાજાની ખ્યાતિ વધારનારા પ્રબંધને અનુસરીને લખતો જણાય છે. બાકી બાણ કવિને તો સ્થાણ્વીશ્વર (થાનેશર) ના મહારાજા હર્ષદેવનો આશ્રય હતો.

૮ કથા-ગદ્યમાં રચેલી રસમય વાર્તા. આલંકારિકો कथा અને आख्यायिकाનો ભેદ પાડે છે. તેઓ બાણભટ્ટની कादम्बरीને कथा અને એના हर्षचरित्तને आख्यायिका કહે છે. પણ દંડી काव्यादर्शमां તેનું ખંડન કરે છે. પ્રાચીન કથાસંગ્રહ तन्त्राख्यायिकानું નામ વિચારતાં પણ ઉક્ત ભેદ અવાસ્તવિક ઠરે છે.

૯-૧૦ અલંકારનો મોટો ભાગ સામ્યમૂલક છે ને તેમાં ઉપમા મુખ્ય છે; માટે ઉત્પ્રેક્ષા, રૂપક, શ્લેષ, પરિસંખ્યા આદિ અલંકાર વાપર્યા છતાં ઉપ-

માનો જ પ્રધાનપણે કવિએ અહીં નિર્દેશ કર્યો છે. જુઓ ચિત્રમીમાંસા, ૩૫મા પ્રકરણ. પદ્ય–કવિતા. સાહિત્ય–રસ, રીતિ, વૃત્તિ, ગુણ, શય્યા આદિની સામગ્રી. રચી–ગોઠવી છે, સમાવી છે. વિવેક [ વિવેક ]–ઉચિત અનુચિતની ઝીણવટથી, ઔચિત્ય અનુસાર.

૧૨ મુગધ [ સં. મુગ્ધ ] કાદમ્બરીની ખ્યાતિથી મોહ પામેલા. નવિ (નવ)–અર્થ દૃઢ કરવાને અપિ અવ્યયના ઉમેરાથી બનાવેલું નિષેધાર્થ રૂપ, જેમ હિના ઉમેરાથી 'નહિ'. આવી રીતે ઉના ઉમેરાથી સંસ્કૃતમાં નો બનેલ છે.

૧૩–૧૪ તેહ્નિ–તેઓને માટે; તાદર્થ્યરૂપ. સમજાય એવા હેતુથી ભાલણે તેઓના સારૂ ગૂજરાતી ભાષામાં એ ગ્રંથની રચના કરી છે. કવિના રસિક નાગર યજમાનોનું અહીં ગર્ભિત સૂચન છે. ભાષાબંધ–સરખાવો પદબંધ, काव्यबन्ध, सर्गबन्ध વગેરે. કિંચિત કથાસમંધ–જૂજ કથાને લગતી હકીકત જ લીધી છે; સરખાવો સપ્તશતી, ચરિત્ર ૩, કડવું છેલ્લું, કડી ૯,

માત્રા ભેદ જાણું નહીં કાંઇ તાલ છંદ પ્રબંધ.  
કહે ભાલણ, સહૂકો સુણો, કહો કથાસમંધ.

અહીં કાદંબરીના પૂર્વભાગને લગતી ભાલણની પૂર્વપીઠિકા સમાપ્ત થાય છે.

૧૫–૧૬ બાણ ભટ્ટની કાદમ્બરીનું આ મંગળાચરણ છે. 'રજોગુણે બ્રહ્મારૂપે જે સંસારને સરજે છે, સત્ત્વગુણે વિષ્ણુરૂપે પાળે છે અને તમોગુણે રુદ્રરૂપે સંહારે છે, તે સ્વયંભૂ [ અજ ] ભગવાનને હું પ્રેમપૂર્વક નમસ્કાર કરૂં છું.' સત્ત્વવૃત્તિ–સત્ત્વગુણના વર્તન [ वृत्त ] થી.

૧૭–૧૮ વિપ્ર વિદ્વત્તાવાચક છે. મુનિ શુદ્ધ આચાર સૂચવે છે. 'સ્પર્શથી પાવન કરે એવાં જેનાં ચરણારવિંદ વિદ્વાન બ્રાહ્મણો વડે વંદિત છે.'

## પૃષ્ઠ ૨

૧–૨ જેનું મુખ પુરોડાશના ભક્ષણથી પવિત્ર, સોમરસના પાનથી સુવાસિત અને વેદના અધ્યયનથી શુદ્ધ બનેલું જોઈને સરસ્વતી પોતે તેમાં ઉમંગથી વસ્યાં હતાં.' અલંકાર પાદાંતયમક અને કાવ્યલિંગયુક્ત ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ. અગ્નિહોત્રમાં દેવોને આપેલા હવિષ્યાન્નની પ્રસાદી–શેષ તે પુરોડાશ. સુવાસ [ સં. स्व+वास ]–પોતાને રહેવાનું સ્થાન.

૪ કયા સ્વર લેવા તેની શંકા પડતાં ન્હાના વિદ્યાર્થીઓ, મેનાં પોપટ સામ ગાતાં હતાં તેમનાથી સ્વરગ્રામ જાણી લેઈ સ્વરમાં સ્વર પૂરતાં હતાં.

૫–૬ સમુદ્રમંથન કરવાથી જે ચૌદ રત્ન નીકળ્યાં હતાં, તેમાંનૂં એક તે ચંદ્ર છે; જુઓ મત્સ્યાવતારની કથા. વિનતા–દક્ષ પ્રજાપતિની પુત્રી અને ભગવાન કશ્યપની પત્ની; તેનો પુત્ર ગરુડ, તે પક્ષીઓનો રાજા મનાય છે. પક્ષીઓ પ્રથમ ઇંડારૂપે અને પછી બચ્ચાંરૂપે અવતરે છે, તેથી દ્વિજ કહેવાય છે. હૂંઉ [ સં. भूतः પ્રા. हूओ, અપ. हूउ]–હવો, થયો. શુભકાજ–સત્કર્મો. અર્થપતિ કુબેરનો પૌત્ર થાય; જુઓ हर्षचरित. અલંકાર ઉપમા.

૭–૮ યૂપ–બળિદાન આપવા માટેના પશુને બાંધવાનો સ્તંભ. સુવિધાન–બરાબર વિધિવાળા, વિધિ પ્રમાણે કરાયલા. શ્રુતિ–વેદ.

૯–૧૦ મખ–યજ્ઞ. માંડી–સારા સમારંભથી. જશ જગિ હવૂં વખાણ –જગતમાં તેની કીર્તિ ગવાઈ. 'જશ' સંસ્કૃત यशस् પેઠે અહીં નપુંસક લિંગે છે. ઉત્તરાર્ધમાં પ્રશંસાના શબ્દો ભાલણના છે.

૧૧–૧૨ 'તે કવિએ [તેણિ કવિ] રસિક પુરુષોને ખુશ કરવાની ઢબ [ રાતિ ] થી આ કાદંબરી કથા રચી છે. તે ચંપાના ફૂલની માળાની પેઠે કોને પ્રસન્ન નહિ કરે?' ઉત્તરાર્ધની ઉપમા મૂળના નવમા શ્લોકમાંથી લેઈ અહીં મિલાવી દીધી છે. બાણુ ભટ્ટના ઉપોદ્ઘાતની અહીં સમાપ્તિ થાય છે.

૧૪ **સપ્તશતી**માં પૃ. ૨૪ અને ૨૯ ના રાહ સાથે તેમ જ **કાદંબરી**માં 'राग आसाउरी' નામવાળા રાહ સાથે સરખાવી 'રાગ આસાઉરી' ઉમેરેલ છે.

૨૦–૨૧ સુરપતિ–દેવોનો રાજા ઇંદ્ર. કોડિ [ સં. कोटि, પ્રા. कोडि ] –કરોડ. અર્વાચીન રૂપમાં રકાર ક્ષેપક છે.

૨૨–૨૩ 'ચાર સમુદ્ર રૂપી કટિમેખલા વાળી અર્થાત્ આખી પૃથ્વીનો તે જ એક ધણી હતો. આસપાસના સૌ રાજાઓ દીન બનીને તેના આગળ હાથ જોડતા હતા.' ચ્યારિ–ઉદધિ–મેખલા એ બહુવ્રીહિ સમાસ છે. સામંતક [ સં. समन्त, પુ., આસપાસની સરહદ ]–આસપાસના. થકા [ સં. સ્થા થવૂં ] થયેલા છતા, બન્યા છતા. 'સ્થકા' રૂપ પણ જૂનાં લખાણમાં મળી આવે છે. ગૂજરાતી વિકારી પ્રત્યય 'થકો' અને અવિકારી 'થી' બંનેનૂં એ મૂળ છે. સવિ [ સં. सर्वे, પ્રા. सव्वे ]–બધા. પુલ્લિંગ પ્રથમાના બહુવચનના પ્રત્યય તરીકે ઇકાર બહુ જૂનો છે. વેદના મહાસંસ્કૃતમાં એ નામને પણ લગાડવા-

માં આવતો. પછીના સંસ્કૃતમાં એ સર્વનામના રૂપાખ્યાનમાં જ વપરાતો. હાલમાં એ 'અમે તમે' અને 'સરૂવે' માં જળવાઈ રહ્યો છે; ને તે કેવળ બહુવચન બનાવે છે.

પૃષ્ઠ ૩

૧-૨ 'શદ્રક રાજા જાચકને મ્હો માગ્યૂં આપવાથી કલ્પવૃક્ષ સરખો અને અપાર સમૃદ્ધિ [ દ્રવ્ય ] ને લીધે રત્નાકર [ ઉદધિ ] સરખો હતો. તે કાવ્યકલાનૂં અથવા કાવ્યનૂં અને કલાનૂં જાણે [જાણી] ઉત્પત્તિસ્થાન હતો; અને સર્વ વિદ્યાનો જાણે ભંડાર હતો.' અલંકાર ઉપમા અને ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ. પૂર્વાર્ધની બીજી ઉપમા જીવાડવા રત્નાકરનો ભાવ અભિપ્રેત હોવાથી ઉદધિ શબ્દમાં નિષિદ્ધ લક્ષિતલક્ષણા લેવી પડે છે, જેથી નેયાર્થતા નામે પદદોષ અનિવાર્ય છે. મૂળમાં जलधिरिव लक्ष्मीप्रसूतिः છે.

૩-૪ ગુહ-કાર્તિકેય. એ મહાદેવજીના પુત્ર થાય. દેવના સેનાપતિ બની તેમણે તારકાસુરનો વધ કર્યો હતો. એમણે એક જ બાણે ક્રૌંચ પર્વત વીંધી નાંખ્યો હતો. બાણાવળી તરીકે એમના આ પરાક્રમનો કવિ નિર્દેશ કરે છે. અશ્વિનીસુત-ત્વષ્ટાએ પોતાની દીકરી સૂર્યને દીધી હતી. તેનાથી સૂર્યનો પ્રતાપ ન ખમાયો, તેથી તે અશ્વિની એટલે ઘોડીનૂં રૂપ લેઈ નાઠી. તેને તે સ્વરૂપે અશ્વરૂપધારી સૂર્યથી બે જોડવા પુત્ર થયા, તે દેવવૈદ્ય અશ્વિનીકુમાર. તેઓ રૂપને માટે બહુ પ્રખ્યાત છે.

૬ નરહરિ-હિરણ્યકશિપુ દૈત્યને મારનાર નરસિંહરૂપધારી વિષ્ણુ ભગવાન. ક્રોધ [ ક્રોધિ ]-ક્રોધે, ક્રોધ વિશે. ભાલણની વાણીમાં કરણાર્થે અને અધિકરણાર્થે ઇ પ્રત્યય ઘણી વાર લુપ્ત જોવામાં આવે છે.

૭-૮ શોભા-સવારીનો ઠાઠ. અવરિ કામિ-દિગ્વિજય આદિ બીજાં કામમાં. સવિ [ જુઓ પૃ. ૨ પં. ૨૨-૨૩ ઉપરની સમજૂતી ] ની પેઠે અવરિ પણ જૂનૂં બહુવચનાર્થે રૂપ છે. એવૂં બીજૂં રૂપ 'અનેકિ' આગળ આવશે. આ રૂપો વર્તમાન ગૂજરાતીમાં વપરાતાં નથી. આપ નામ પરતાપિ- 'આપ' પછી અસલ પ્રતમાં ત્રણ અક્ષર ખવાઈ ગયા છે. તે પૈકી ત્રીજા અક્ષર બદલ બીજા મરોડમાં અને બીજી શાહીથી કોઈએ 'પ્ર' લખી મૂકેલો છે.

૯-૧૨ વળી રૂપક અને ઉપમાથી રાજાનાં ગુણ, બળ, બુદ્ધિ, પ્રતાપ, પરાક્રમ આદિ વર્ણવે છે. તે રાજા અંતઃકરણ વિશે સાક્ષાત્ ધર્મરાજા હતો,

અર્થાત્ ધર્મરાજા જેવું તેનું અંતઃકરણ ધર્મિષ્ઠ–પવિત્ર હતું. ક્રોધમાં તે યમરૂપ હતો; એટલે યમરાજા જેવો તેનો કોપ ભયંકર હતો. પ્રતાપે તે અગ્નિરૂપ હતો; એટલે કે તેના પ્રતાપથી દુશ્મનો સઉ બળતા હતા. પ્રસાદે તે ધનદ હતો; મતલબ કે જેના ઉપર તે પ્રસન્ન થતો, તેને અઢળક ધન આપતો. રૂપમાં તે મૂર્તિમાન મન્મથ હતો; અર્થાત્ કામના જેવો ખુબ-સુરત હોવાથી સ્ત્રીઓનાં મન મથી નાંખતો. બુદ્ધિમાં એ સાક્ષાત્ બૃહસ્પતિ જ હતો; એટલે કે દેવતાના ગુરુના જેવો તે બુદ્ધિશાળી હતો. આનંદ ઉપ-જાવવાને લીધે તેનું મુખ ચંદ્ર તુલ્ય હતું; અને પ્રૌઢતામાં તેની વાણી બ્રહ્મા-ની પુત્રી સરસ્વતી સમાન હતી. તેજમાં તે સૂર્યરૂપ હતો, એટલે કે સૂર્યના જેવી તેની કાંતિ હતી. બળના માપમાં તે બીજો વાયુ જ હતો, એટલે વાયુ જેવું તેનું બળ પ્રચંડ હતું. વળી ભાર સહેવામાં તે પૃથ્વી તુલ્ય હતો, એટલે કે પૃથ્વી સ્થાવર જંગમ સૃષ્ટિનો ભાર સહે છે, તેમ તે સમસ્ત ભૂમંડળના રાજ્યનો ભાર ધારણ કરતો હતો. ગુરુત્વમાં તે મેરુ પર્વતની બરાબરી કરતો, અર્થાત્ તેનું ગુરુત્વ મેરુ તુલ્ય મહાન હતું. આ રીતે વિશ્વરૂપ દેખાડનાર ભગવાન સાથે રાજા શૂદ્રકને મૂળમાં સરખાવ્યો છે; એ ભાગ ભાલણે તજી દીધો છે. ધનદ–(૧) ધન આપનાર; (૨) કુબેર. શૂદ્રકમાં કુબેરનો આરોપ શબ્દકલ્પિત છે. બાકી કુબેર ભંડારીની કૃપણતા તો પ્રસિદ્ધ જ છે; જુઓ મહાભારતમાં અને ક્ષેમેન્દ્રે कलाविलासમાં ઊતારેલી કુબેર અને શુક્રાચાર્યની કથા. યમ અને મહીધર પદમાં નિગ્રહનો અને પૃથ્વી ધારણ કરવાનો યૌગિક અર્થ શ્લિષ્ટ લેઈ શકાય. મન્મથ અને ચંદ્રનો ધાત્વર્થ પણ વ્યાખ્યાનમાં ઉપકારક છે. વેધાપુત્રી–બ્રહ્માની પુત્રી સરસ્વતી. રૂપક અને ઉપમા.

૧૩ જે રાજા પૃથ્વી અ પાલતિ—જે રાજા પૃથ્વી પાળતો છતાં, જે રાજા પૃથ્વી પાળતો હતો ત્યારે, જેના રાજ્યમાં. સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે આ सति सप्तमी અથવા मुग्धावबोध ઔક્તિક પ્રમાણે कर्तरि भावलक्षणा નામે ખંડોક્તિ છે. પાદપૂરક 'અ' સંસ્કૃત च ઉપરથી થયો છે ને અર્વાચીન 'ય' નું પૂર્વરૂપ છે. **'વસંતવિલાસ'** માંની નીચેની પંક્તિમાં એ આંખમાં ખૂંચે એવો આગળ પડતો છે, 'વિરહકરાલી અ બાલી અ કાલી અ ચોલી અ અંગ [...ગિણઇ ત્રિણુ તોલઇ]'.

૧૩–૧૫ વર્ણસંકર–(૧) રંગની મેળવણી; (૨) વર્ણમર્યાદાના ભંગથી કાકાપુરી પ્રજા ઉત્પન્ન થવી. ચિત્રાભિ–ચિત્ર કામમાં. દઢબંધ–(૧) અર્ધભ્રમ, સર્વતોભદ્ર, પદ્મબંધ, છત્રબંધ, સમુદ્રબંધ આદિ સુઘટિત દુર્ઘટ પ્રબંધ; (૨) સખત

હેડ બેડી વગેરેનું બંધન. કેશનું ગ્રહણ—(૧) ચુંબનાર્થે કેશ ઝાલવા; (૨) શિરચ્છેદ માટે કેશ ઝાલવા. સુરત–રતિક્રીડા, ભોગવિલાસ. કનકદંડ—(૧) સોનાનો દાંડો; (૨) અમુક સોનૈયા–સોનામ્હોરનો દંડ. સ્વપન [સં. स्वप्न]–શમણું. અભિપ્રાય એવો છે, કે ઊંઘમાં પ્રિયજનનાં શમણાં આવતાં તે દરમ્યાન સ્વપ્નની સ્વાભાવિક અસ્થિરતાથી વલ્લભજનની મોહન મૂર્તિ દર્શન દેઈ અદૃશ્ય થતી, તેટલા પૂરતો જ વિયોગ હતો. ઉપરની પાંચ પરિસંખ્યાથી પ્રજામાં શાસ્ત્રમર્યાદાને લીધે વર્ણધર્મના લોપનો, સુનીતિને લીધે શૃંખલાબંધનનો, શાંતિને લીધે સંગ્રામનો, ધર્મરાજ્યને લીધે દંડનો અને દાંપત્યપ્રેમને લીધે વિયોગનો અભાવ સૂચવ્યો છે.

૧૬ તે રાજાના રાજ્યમાં પવનથી ધજા એકલી ધ્રૂજે છે, પ્રજા કોઈ પણ પ્રકારના ત્રાસથી ફરફડતી નથી; સૌ પરલોકથી ડરીને ચાલે છે, આ દુનિયાની કહેણીની દરકાર ન કરતાં પારલૌકિક કલ્યાણ જ સંચિત કરે છે, તેમને પરલોકનો એટલે દુશ્મનનો ભય નથી; તેઓ પૃથ્વી ઉપરના જ સુખવૈભવ પ્રિય ગણે છે, સ્વર્ગનું સુખ ઇચ્છતા નથી. 'વસુધાં' એ પ્રાચીન અવ્યય પ્રત્યય अम् મળવાથી થયેલું રૂપ છે; સરખાવો चिरम्, कामम् ઇ. હાલ એ પ્રત્યય ઉપરથી થયેલો અવ્યય પ્રત્યય 'આં' ગુણવિશેષણ અને કૃદંતવિશેષણનાં અવ્યયરૂપ બનાવવામાં વપરાય છે.

૧૭–૨૨ તેના રાજ્યમાં મેનાપોપટને રાખવાનાં પાંજરાં હતાં, ચોર વગેરે ગુન્હેગારોને પૂરી રાખવાનાં મજબૂત કેદખાનાં ન હતાં; સોગટાંબાજી [સારી, સં. शारि] ની રમતમાં મ્હોમાંથી 'માર' શબ્દ નીકળતો, વઢવાડમાં નહિ; ઘોડો ફેરવતાં ચાબૂક વડે પ્રહાર કરવામાં આવતો, કોઈને ફટકા મારવા પડતા નહિ; ચંડિકાના દહેરા [પ્રસાદ, સં. प्रासाद] માં શૂળ એટલે ત્રિશૂળ જોવામાં આવતું, વધાર્થે વધસ્થાનમાં શૂળ એટલે શૂળી ન હતી. ગાંધીને ત્યાં વેચવાની ચીજો [પણ્ણ, સં. पण्य] માં કુષ્ટ એટલે ઉપલેટ મળતું હતું, કોઈને કુષ્ટ [સં. कुष्ठ] એટલે કોઢ થતો નહિ; સંસ્કૃત વ્યાકરણમાં સંનિપાત એટલે વિશેષણવિશેષ્યાદિ સંબંધ જોવામાં આવતો, પ્રજામાં કોઈને સંનિપાત એટલે ત્રિદોષ થતો નહિ; મસ્ત હાથીઓને મદ ઝરતો, લોકમાં કોઈને મદ ન હતો; ગાયનમાં નાના પ્રકારના રાગ સંભળાતા, મનુષ્યમાં રાગ એટલે મત્સર ન હતો; ખરીદી અને વેચાણમાં માન એટલે તોલ થતું, જનસમૂહમાં માન એટલે ગર્વ ન હતો; ધર્મનો જ લોભ એટલે પુણ્યની જ ચાહના હતી, ધનની તૃષ્ણા ન હતી; અને બ્રહ્મજ્ઞાનના અંગે જ જ્ઞાનીઓમાં अहं ब्रह्मास्मि કે सोऽहं हंसः રૂપે અહંબ્રહ્મભાવના હતી, અજ્ઞાનમૂલક હુંપદ ન હતું.

'મારિ' આજ્ઞાર્થે બીજા પુરુષનું એક વચન છે. સંનિપાતનો વ્યાકરણમાં પૂર્વાપરસંબંધ અથવા વિશેષણવિશેષ્યસંબંધ એવો અર્થ છે; જુઓ परिभाषेन्दुशेखरની પરિભાષા ૮૫, संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य। અને તેનું વિવેચન. વૈદ્યકશાસ્ત્રમાં વાત પિત્ત અને કફ એ ત્રણેનો સાથે પ્રકોપ થવાથી નીપજતા ત્રિદોષને સંનિપાત કહે છે.

૨૩–૨૪ વિદિશા–હાલના ભેલસા શહેર પાસેનું બેસાનગર, દશાર્ણ દેશની રાજધાની વેત્રવતી–બેટવા નદી. રાજિ–રાજ્ય.

પૃષ્ઠ ૪

૧–૨ મંત્રી, સચિવ—પ્રધાન. પરવરુ [ સં. परिवृतः ]–વીંટાયલો. જાણી મઘવા દેવ–દેવોએ વીંટાયલો ઇંદ્ર શોભે તેવો.

૩–૮ રાજાના વિવિધ વિનોદ ગણાવે છે. ગજક્રીડા–હાથી ખેલાવવા. પારાપત–પારેવાં, કબૂતર. બહુ પંખી–કુક્કુટ, લાવક આદિ જાતજાતનાં ક્રીડાનાં પક્ષી. પિંગલ કવિતબંધ–છંદશાસ્ત્ર પ્રમાણે કવિતાની રચના. છંદશાસ્ત્રના આચાર્ય પિંગલ મુનિ મનાય છે. એમનું દરિયા કાંઠે મગરથી મૃત્યુ થયું હતું. એમના નામ ઉપરથી છંદશાસ્ત્ર પણ પિંગળ સંજ્ઞાથી ઓળખાય છે. અરથ અતિ વંકા–પ્રહેલિકા, ગૂઢચતુર્થપાદ આદિ ફૂટકવિતાના અટપટા અર્થ બેસાડવા. મનમાં નાણિ–મનમાં આણતો નથી [ ન આણિ ]; શૂદ્રક રાજાનું ચિત્ત કદી પણ સ્ત્રીમાં રમતું ન હતું. અહીં શૂદ્રકને સ્ત્રીથી વિમુખ વર્ણવ્યો છે, તે ચંદ્રાપીડરૂપે તેના પૂર્વજન્મમાં કાદંબરી પ્રત્યેની પ્રીતિના ગૂઢ બંધનને લીધે છે, એ વાત આખી કથા વાંચ્યાથી સમજવામાં આવશે.

૯–૧૨ સુહૃદ [ સં. सुहृद् ]–મિત્ર. નીગમિ [ સં. निर्गमयति ]–ગાળે છે. વસુધાપતિ વપુઇ–રાજાના શરીરે. નૂતનનલિન ઇ.–જે વખતે તાજા રક્તકમળના જેવા રાતા સૂર્યથી રળિયામણો પ્રાતઃકાળ શોભતો હતો. નૂતનનલિનરક્તરવિ તે દિનનું બહુવ્રીહિ વિશેષણ છે. 'નલિન' નો અર્થ કમળ છે; પરંતુ અહીં તેને ઊગતા સૂર્યનું ઉપમાન કહ્યું છે, તેથી રાતું કમળ કિંવા કોકનદ એવો અર્થ થાય છે. હસ્ત શબ્દે કરીને લક્ષણાથી અગ્રહસ્ત સમજાય છે, તેમ અહીં દિન શબ્દે કરીને દિનમુખ (પ્રભાત) સમજવાનું છે. ઉપમા અલંકાર. કથાનાં નવાં બે પાત્ર ચાંડાલકન્યા અને પોપટનો પ્રસંગ અહીંથી શરૂ થાય છે.

૧૩–૧૮ પ્રતીહારીનું વર્ણન. તેના સુંદર અંગે ચંદન અર્ચ્યું હતું; અને

તેણે ધોળાં વસ્ત્ર પહેર્યાં હતાં. તેને લીધે, રાજહંસોએ યુક્ત શરદ ઋતુ જ જાણે હોય, તેવી તે દેખાતી હતી. અલંકાર ઉત્પ્રેક્ષા. વાન [ સં. वर्ण ] નો મૂળ અર્થ રંગ છે; તે ઉપરથી સંસ્કૃતમાં જ 'શરીરની કાંતિ, રૂપ' એવો વિશેષ અર્થ ઉત્પન્ન થયો છે; તેના ઉપરથી ગૂજરાતીમાં 'શરીર' અર્થ ઊપજ્યો છે. પાણિ વેત્ર ઇ.–તેના હાથ [પાણિ] માં છડી [વેત્ર] હતી; તેણે કરીને, જાણે તે જમદગ્નિના પુત્ર પરશુરામની ફરસી [પરશુ] ની અત્યંત ભયંકર ધાર હોય, તેમ તેને સૌ રાજાનું મંડળ [ પરવાર, સં. परिवार ] આધીન [વશ] રહેતું હતું. ભૃગુકુળના રામ એ જમદગ્નિ ને રેણુકાના પુત્ર થાય. તેઓ પરશુ શસ્ત્ર ધારણ કરતા હતા, તેથી પરશુરામને નામે ઓળખાતા હતા. એક દિવસે નર્મદાને તટે માહિષ્મતીનો હૈહયવંશી રાજા કાર્તવીર્ય સહસ્રાર્જુન આવીને જમદગ્નિના આશ્રમમાંથી કામધેનુ હરી ગયો. પરશુરામ તે વખતે આશ્રમમાં ન હતા. તેઓ આવ્યા ત્યારે તેમણે કામધેનુના હરણની વાત જાણી. તેટલે તેઓ કાર્તવીર્યની પૂંઠે થયા, અને તેની સાથે યુદ્ધ કરી તેને મારી સૈન્ય સંહારી કામધેનુ પાછી લેઈ આવ્યા. પિતાના વધનું વેર વાળવા ટાંપી રહેલા કાર્તવીર્યના કુંવરોએ પરશુરામની ગેરહાજરીમાં ચડી આવી જમદગ્નિનો શિરચ્છેદ કરી આશ્રમ ઉજ્જડ કર્યો. તેઓના આ ત્રાસદાયક કર્મથી ક્રોધે ભરાઈ પરશુરામે ક્ષત્રિયવર્ણ નિકંદન કરવાની ભયંકર પ્રતિજ્ઞા લેઈ એકવીસ વાર શસ્ત્રધારી ક્ષત્રિયોનો સંહાર કર્યો. જ્યારે બાળપણમાં પરશુરામ કાર્તિકેય સાથે મહાદેવજી પાસે ધનુર્વિદ્યા શીખતા હતા, ત્યારે તેમણે એક બાણે ક્રૌંચ પર્વત વીંધી નાંખ્યો હતો. પરશુરામ ચિરંજીવી મનાય છે. તેઓ અદ્યાપિ મહેંદ્ર પર્વત ઉપર તપ કરે છે એમ કહેવાય છે.

રાજાઓના રત્નજડિત મુગટમાં પ્રતીહારીનું પ્રતિબિંબ પડ્યું હતું, તે ઉપરથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે, કે જાણે મહારાજા શૂદ્રકની આજ્ઞા જ મૂર્તિમાન હોય તેમ તેને સૌ રાજાઓ પ્રીતિપૂર્વક માથે ધારણ કરતા હતા.

૧૯–૨૦ વીનતી [ પ્રા. विणत्ती, સં. विज्ञप्तिः ]–પ્રાર્થના. 'વિનંતી' રૂપ અર્વાચીન છે; ને 'વિનતિ' રૂપ વિજ્ઞપ્તિના અર્થમાં ભૂલભરેલું છે. દંડકારણ્યમાં પંપાસરોવરની પાસે જાબાલિ મુનિના આશ્રમથી થોડે દૂર ચાંડાલની મુવાડી હતી; તેથી ચાંડાલકન્યાને દક્ષિણથી આવી કહી છે. પોતાનો પુત્ર પુંડરીક મનુષ્યયોનિમાં પડેલો અને ત્યાંથી પાછો તિર્યગ્યોનિમાં પતિત થયેલો જોઈ વાત્સલ્યસ્નેહથી મુગ્ધ બનેલી લક્ષ્મીએ જ ચાંડાલકન્યાનું રૂપ લીધું હતું.

૨૧–૨૨ ત્રિશંકુ અયોધ્યાનો સૂર્યવંશી રાજા હતો. તેણે સદેહ સ્વર્ગે

જવાય એવો યજ્ઞ કરાવવા પુરોહિત વસિષ્ઠને કહ્યું. મર્ત્યદેહે અમરલોકમાં જવાની તેની ગાંડી ઇચ્છાને વસિષ્ઠે અને તેના પુત્રોએ હસી કાઢી. ક્રોધને વશ થઈ તેણે તેમને ન કહેવાનાં વચન કહ્યાં. તેથી વસિષ્ઠના પુત્રોએ તેને શાપ દીધો, કે ચાંડાલના મુખમાંથી નીકળે એવાં વચન તું બોલે છે, તો ચાંડાલ થા. એ શાપથી ચાંડાલપણાને પ્રાપ્ત થયેલો રાજા વિશ્વામિત્રને શરણે ગયો. તેણે એની મનકામના પૂર્ણ કરવા યજ્ઞ આરંભ્યો અને સૌ દેવોને નોંતર્યા. પણ ચાંડાલના યજ્ઞમાં કેમ જવાય કરી દેવો આવ્યા નહિ. ત્યારે ક્રોધે ભરાયલા વિશ્વામિત્રે પોતાના તપોબળથી રાજાને સદેહ સ્વર્ગે મોકલ્યો. રોષના હુંકારધ્વનિથી ઇંદ્રે ચાંડાલરાજાને નીચે પાડ્યો. તેને વિશ્વામિત્રે તપના પ્રભાવથી અદ્ધર રાખ્યો; તે ખગોળના દક્ષિણાર્ધમાં નક્ષત્રરૂપે રહેલ છે. એ ચાંડાલ રાજાની હડસેલી પાડેલી રાજલક્ષ્મીની ચાંડાલકન્યા વિશે ઉત્પ્રેક્ષા કરી છે. રા–રાજા.

## પૃષ્ઠ ૫

૧–૨ 'જેવી રીતે રત્નાકર સમુદ્ર સર્વ રત્નનો ભંડાર છે, તેવી રીતે સર્વ કળાના ભંડારરૂપ એક પક્ષી તેની પાસે છે. એ ખરેખર અચરજ જેવો છે.' પંક્તિ ૧–૩ માં પ્રતીહારી ચાંડાલકન્યાના કહાવેલા બોલ કહે છે.

૫–૧૦ પોપટને જોવાનું મનમાં બહુ કૌતુક છતાં રાજા પાસે બેઠેલા [પાર્શ્વવર્તી] સામંતોના મનનો અભિપ્રાય જાણવા તેમના સામું જુએ છે. દૂષણ–દોષ, વાંધો. મંડપિ–આસ્થાનમંડપમાં, રાજસભામાં. માતંગકુમારી–ચાંડાલકન્યા. 'માતંગ' ઉપરથી 'ભંગડો, ભંગિયો, ભંગી' શબ્દ થયા છે.

૧૧–૧૨ મ્યલિઉ–ઘેરાયલો. જાણે સર્વ પર્વતોએ એકઠા મળીને વીંટેલો મેરુ પર્વત હોય તેવો. 'મ્યલી' શબ્દ વડે શૂદ્રકનું ચક્રવર્તીપણું સૂચવ્યું છે.

૧૩–૧૫ સિંહાસનનું વર્ણન છે. 'ચાર રત્નજડિત થાંભલીઓ હતી. તેને સોનાની સાંકળે સાંકળી લીધી હતી. તે વચ્ચે ગંગાના ફીણ જેવો ધોળો રેશમી ચંદરવો બાંધ્યો હતો. તેની વચ્ચોવચ અમૂલ્ય મોતીનો હાર ઝૂલતો હતો.' ગજમુક્તાફળ–હાથીના કુંભસ્થળમાંથી અણમૂલાં મોતી નીકળે છે, એવી માન્યતા છે. જુઓ નીચેનું અગસ્ત્ય મુનિનું વચનઃ—द्विपेन्द्रजीमूतवराहशङ्खमत्स्याहिशुक्त्युद्भववेणुजानि । मुक्ताफलानि प्रथितानि लोके तेषां तु शुक्त्युद्भवमेव भूरि ॥. 'હું તો થાળ ભરું રે જગમોતીએ' એ લોકગીતમાં ગજમો-

ક્તિકનો જ ઉલ્લેખ છે. સ્ફટિકપાદુકા–સ્ફટિકની પગ મૂકવાની પાટલી. વામ પાદ–ડાબો પગ. શુભતંન–સુંદર દેહવાળો, રૂપાળો. ગંગાનો પ્રવાહ ધવળતાને માટે પ્રખ્યાત છે. તેના ફીણ સાથે ચંદરવાને સરખાવવાથી એની અત્યંત ઉજ્જવળતા સૂચવી છે.

૧૭–૧૮ 'સભામંડપના પરથાર [અવની] માં બધે પાનાં [ઇંદ્રનીલ] જડી લીધાં હતાં. તેના પ્રકાશ [દ્યુતિ] થી રાજાના પગના નખ લીલછોયા [શ્યામ] દેખાતા હતા; તે જાણે પ્રણામ કરતાં શત્રુઓના નિશ્વાસથી તેની કાંતિ સામળી બની ગઈ હોય એમ લાગતું હતું.' તદ્‌ગુણ અને ઉત્પ્રેક્ષા.

૧૯–૨૦ સિંહાસનનો પાટ માણેકમય હતો. એ માણેક [પદ્મરાગ] નાં કિરણે કરીને સાથળના ભાગમાં [ઊરિ] તે લાલ લાલ દેખાતો હતો. આથી મધુ અને કૈટભ સંહારતાં જેની સાથળો [ઊર, સં. ऊरु] લોહીએ રાતી રંગાઈ હતી એવા વિષ્ણુ ભગવાન સાથે રાજાને સરખાવ્યો છે. મધુ અને કૈટભ એ બે અસુરો શેષશાયી ભગવાનના કાનમાંથી ઉત્પન્ન થયા હતા. તેઓ નાભિકમળથી પ્રગટેલા બ્રહ્માને ખાઈ જવાનું કરતા હતા, એટલામાં વિષ્ણુ ભગવાને તેમને મારી નાંખ્યા.

૨૧–૨૪ રાજાના ઉત્તરીય કિંવા ઉપવસ્ત્રનું વર્ણન છે. 'તે અમ્રતના ફીણ જેવું ધોળું હતું. તેના ચાર છેડે ગોરોચનાથી હંસ [વિહગ] ચિતર્યા હતા. તે સોનાની દાંડીવાળા ચમ્મરના વાએ જાણે નાચ્યા કરતું હતું.' વસન–વસ્ત્ર, ઉપવસ્ત્ર. ગોરોચના–ગાયના માથામાંથી મળી આવતો ચળકતો પીળચટો પદાર્થ, જેને લોકો ગોરૂ ચંદન કહે છે. ઉડુગણ–તારાનાં ઝૂમખાં. ઇંદુ–ચંદ્ર. કલંકકલા–કલંકનો ભાગ. કુંકુમતિલક સુબિંદુ–કેસરનો ગોળ ચાંલ્લો.

પૃષ્ઠ ૬

૧–૪ 'તેણે હાથે લીલમ [ઇંદ્રનીલ] નાં કડાં [કેયૂર] પહેર્યાં હતાં, તે જાણે ચંદનના લોભે નાગ વીંટાયા હોય એવાં દેખાતાં હતાં; અથવા તો સ્વભાવે ચંચળ હોવાથી ભાગી ન જાય એટલા માટે દેહમાં વસતી રાજલક્ષ્મીના બંધન અર્થે જકડી લેવાનાં કડાં [નિગડકટક] હોય તેવાં જણાતાં હતાં.' સ્તવિઇ [સ્તુતિ લલકારે છે, બિરુદાવલી ગાય છે] એ મધ્યકાલીન 'સ્તવિ' નું પૂર્વરૂપ છે. એ ભાલણના વખતના અસલ રૂપ 'સ્તવઇ' ની સ્મૃતિ આપે છે. એમાં અંત્ય 'ઇ' ને લીધે ઉપાંતમાં પણ 'ઇ' પેઠેલ છે.

૫–૧૦ અવ્યયરૂપ 'વેગળાં' માટે જુઓ પૃ. ૩ પં. ૧૬ ઉપરની સમજૂતી. હાલમાં અવિકારી રૂપ 'વેગળે' અને વિકારી 'વેગળૂં' વધારે વપરાય છે. વામા, શ્યામા–સ્ત્રી. વિમાસી [ સં. વિ+મૃશ્ ]–વિચારીને, વંશલતા–વાંસની સોટી. કુટ્ટિમ–જડતરનો ચોક, ફરસબંદી. ઘાત કીધુ–પ્રહાર કર્યો, ઘા કર્યો. તાલ–કાંસ્યતાલ, ઝાંઝ. સં. ર.।૬।૧૧૮૨–૮૪। માં કાંસ્યતાલનૂં લક્ષણ જોવૂં. યૂથ કરીનૂં–જંગલી હાથીનૂં ટોળૂં. ન્યૂતનપદત્વ. ધવલવસ્ત્ર શુભાકૃતિ–જેણે ધોળાં વસ્ત્ર પહેર્યાં હતાં અને જેનો દેખાવ સૌમ્ય હતો એવો.

૧૧–૧૨ અહીં ચાંડાલકન્યાનૂં વર્ણન શરૂ થાય છે. 'તે રંગે [વર્ણુ] શ્યામ હતી. તેણે પોશાકમાં [પિહિરણિ] ગળિયલ વસ્ત્રનો પગની પાનીએ ઘસડાતો [રલતુ] ઝભ્ભો પહેર્યો હતો, તેનો અને એના શરીરનો રંગ ભળી જતો હતો. એ ઝભ્ભા ઉપર એક રાતૂં વસ્ત્ર એણે ઓઢી લીધૂં હતૂં.' રલતુ [ સં. रयू १, આત્મ., रि ६, ૫૨. ], જુઓ कान्हडदेप्रबंध । ૨।૪।; સરખાવો ૨૬.

૧૩–૧૪ દંતપત્ર–હાથીદાંતની કાને પહેરવાની પાંદડી. પ્રભા–કાંતિ.

૧૫–૧૮ 'ચાંડાલકન્યાએ ગોરોચનાનૂં તિલક કર્યૂં હતૂં, તે જાણે ત્રીજૂં લોચન હોય એવૂં દેખાતૂં હતૂં.' એના શ્યામ વર્ણને લીધે ચાંડાલકન્યામાં ભીલડીનો વેષ ધરી તપ કરતા શંકરને છળવા ગયેલાં પાર્વતીની, વિષ્ણુ ભગવાનના શરીરની છાયાએ શ્યામ દેખાતાં લક્ષ્મીની અને મહાદેવના ત્રીજા નેત્રના અગ્નિથી બળતા કામદેવના શરીરના ધૂમાડાથી કાળી પડેલી રતિની ઉત્પ્રેક્ષાઓ કરી છે. પહેલી ઉત્પ્રેક્ષાના સંબંધમાં ભાલણનો **શિવભીલડીસંવાદ** જોવો. અથવા રતિ હરનયન ઇ–'અથવા હરનયનિ કામ દહંતાં કૃષ્ણતનુ રતિ' એવો અન્વય છે. મહાદેવે કામને બાળ્યા બાબત જુઓ शिवपुराण.

૧૯–૨૦ 'તે રાતા કમળ જેવા હાથપગે શોભે છે.' આ એક ગર્ભ-વાક્ય છે. ચાંડાલકન્યા વિશે બળરામના હળથી ખેંચાવાના ભયે નાસી આવેલી યમુનાની ઉત્પ્રેક્ષા પૂર્વેની ત્રણ ઉત્પ્રેક્ષાઓના અનુસંધાનમાં છે. ત્રાઠી–ત્રાસ પામેલી. વિમના [ સં. विमनस् ]–જેનૂં મન ઉદ્વિગ્ન બન્યૂં હતૂં, ઊંચૂં થયૂં હતૂં તેવી.

૨૧–૨૪ 'અત્યંત રાતી આંગળીઓની કાંતિને લીધે તેના નખની કાંતિ પણ રાતી થઈ હતી; તેથી મહિષાસુરને મારી તેના રુધિરે શોભતી નખની પંક્તિવાળી કાળિકા જાણે હોય તેવી તે દેખાતી હતી.' દેહી–કાયા; સ્ત્રીપ્રત્યયના ઉમેરાથી બનેલૂં સ્ત્રીલિંગરૂપ. વિલાગી–બાઝી, વળગી પડી. કાલિંદી–યમુના.

પૃષ્ઠ ૭

૧–૪ કાંચી [ સં. कच् બાંધવું ]–કટિમેખળા, કંદોરો. સદ્યપ્રકટયૌવન–તાજૂં જ જોબન ખીલ્યૂં છે એવું, નવજોબન. અવરિ નારિ–બીજી સ્ત્રીઓ; રૂપ બાબત જુઓ પૃ. ૨ પં. ૨૨–૨૩ ઉપરની સમજૂતી. વિધાતા–બ્રહ્મા. પ્રૂઢ–પ્રૌઢ, ભારે. શ્રમ–મહેનત.

૫–૮ ‘એનૂં અલૌકિક રૂપ જોઈ બ્રહ્માને પોતાને કામણાણનો ભય લાગ્યો હશે, તેથી મને લાગે છે [જાણીઇ] કે એમણે અભડાવાની બીકે અળગા રહેવાય એટલા માટે એને ચાંડાલકન્યા સરજી હશે. એમણે વળી એમ ધાર્યૂં હશે કે આની કાયા બહુ કોમળ છે, તે પુરુષનો કઠણ સ્પર્શ કેમ સહન કરશે ? માટે, લાવ ને, ચાંડાલકન્યા કરૂં, કે જેથી સ્પર્શના દોષથી સૌ એનાથી અળગા રહે.’ જાણીઇ, સં. ज्ञायते, પ્રા. जाणीइ, ટૂંકાયલૂં જૂ. ગુ: રૂપ જાણી, ચાલુ રૂપ જાણે; મૂળ અર્થ ‘જણાય છે, લાગે છે કે’.

૧૨ ‘ભારેખમ [પ્રગલ્ભા] સ્ત્રીની પેઠે તે સ્ત્રીએ રૂઆબથી [ગર્વિ] માથૂં નમાવ્યૂં.’ લક્ષ્મી સાથે ગર્વ સ્વાભાવિક રીતે જ હોય છે.

૧૭–૨૨ ગીતશ્રુતિ–ગાયનવિદ્યાના બાવીસ ખંડસ્વર. ‘આ શુક નવાં સુભાષિત રચે છે અને તેનો ક્યાં કેમ વાપર [ સંચાર ] કરવો તે પોતાના દૃષ્ટાંતથી બરાબર [સમ્યક] શીખવે છે...એ તાલ અને લય જેનૂં મંડાણ છે એવૂં નૃત્ત જાણે છે...અને રીસાયલી સ્ત્રીને મેળવી લેવા[યોગ]માં–મનાવવામાં પણ કુશળ છે...એ પૃથ્વી ઉપરના રત્નભૂત પદાર્થોમાં સર્વોત્તમ [લલામ] છે.’ નૃત્ત, નૃત્ય અને નાટ્યના વિવેક માટે दशरूप।૧૭–૧૦। જોવા વીનતી છે.

પૃષ્ઠ ૮

૬ આપણુ કરુ–પોતાનો કરો, સ્વીકારો. સં. आत्मन् નો ગૌણ અર્થ ‘પોતે’ છે. તે ઉપરથી ‘પોતે’ ના અર્થનૂં ‘આપણ’ સર્વનામ થયૂં છે. વળી ‘તમે પોતે’ ના અર્થનૂં ‘આપ’ સર્વનામ પણ એના ઉપરથી બન્યૂં છે. તેમ વળી ‘તમે ને હું’, ‘તમે ને અમે’ એવા સંયુક્ત અર્થનૂં ‘આપણે’ સર્વનામ પણ એ જ શબ્દ ઉપરથી ઊતરી આવ્યૂં છે. ઉપરાંત ‘આપણ’ સર્વનામ સાથે સંબંધ ધરાવતૂં ‘આપણૂં’ વિશેષણ પણ એ જ મૂળનૂં છે. નામ ઉપરથી સર્વનામની ઉત્પત્તિ લક્ષ ખેંચનારી છે.

૮–૯ પોપટ રાજાના પ્રતાપનાં વખાણ કરે છે. 'મહારાજ! તમારા શત્રુની સ્ત્રીઓની શી વાત કહું? નદીનાળાંમાં ન્હાઈ પંચાગ્નિ સેવી ભર-જવાનીમાં તેઓ નિરાહાર જોગ [વિમુક્તાહાર વ્રત] સાધે તો સાધે; પણ તેમના સ્તન પણ આંસૂના પ્રવાહમાં ન્હાઈ નિરંતર પતિવિયોગ રૂપી અગ્નિમાં કાયા પ્રજાળી વિમુક્તાહાર જોગ એટલે મુક્તાહાર તજવા રૂપી જોગ સાધે છે.' વિમુક્તાહાર–(૧) જેમાં આહાર વિમુક્ત એટલે તજી દીધો છે એવું; (૨) જેમાં મુક્તાહાર એટલે મોતીની માળા વિગત એટલે અવિદ્યમાન છે એવું. આ ગાથા ઔચિત્યવિચારચર્ચામાં કર્તૃપદૌચિત્યના દૃષ્ટાંતરૂપે ઊતારી છે. માપ જાળવવા ઉત્તરાર્ધમાં પછીના જોડાક્ષરથી થડકાશ છતાં પણ 'મુ' લઘુ ગણવાની જરૂર છે; આવી જ રીતે પૃ. ૫૩, પં. ૨૩ માં 'વાજિત્ર' માં જિ લઘુ ગણવો પડે છે. અથવા તો 'વિ' ગુરુરૂપે અને 'હા' પૂર્વસ્વરમાં મળી ગયેલા પ્રશ્વાસરૂપે વાંચિયે તો બસ છે; અત્યારે પણ 'આહાર' માંનો 'હા' સાધારણ વાતચીતમાં પૂર્વસ્વરમાં મળી ગયેલા પ્રશ્વાસરૂપે બોલાય છે.

૧૧–૨૨ અભિધાન–નામે. વચનનિધાન–વચનનો ભંડાર. સાવિજ–પક્ષી. 'સાવજું, સાવજડું' રૂપે આ શબ્દ પ્રેમાનંદના નળાખ્યાનના દસમા કડવામાં વાપર્યો છે. પક્ષીના અર્થનો આ શબ્દ શિકારી હિંસક પ્રાણીના અર્થના સાવજ [સં. શ્વાપદ] થી ભિન્ન છે. પટુ–મધુર. પ્રકાશ–સ્પષ્ટ. જન્માંતર સંસ્કાર,–જુઓ નીચેનું વચનઃ–पूर्वाभ्यस्ता तु या विद्या पूर्वदत्तं च यद्धनम्। पूर्वव्यूढा च या कन्या ह्यग्रे तिष्ठति सर्वथा॥. निरधार [सं. निर्धारय] ને અવિધાર [सं. अवधारय] એ નિશ્ચયાર્થ અવ્યયો કવિતામાં મળી આવે છે, તે મૂળે આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં રૂપ છે; સરખાવો જાણ, પરમાણ વગેરે. નિશ્ચય કહું–મારા મનનો નિશ્ચય કહું છું.

પૃષ્ઠ ૯

૧ તારકાસુરથી પીડાતા દેવો પાવકિ કાર્તિકેયની ઉત્પત્તિ સારૂ અગ્નિની શોધમાં ફરતા હતા, ત્યારે પોપટે તેમને કહ્યું કે અરે! અગ્નિ તો આ શમીમાં સંતાઈ બેઠો. તેથી અગ્નિએ તેને શાપ દીધો કે તું આજથી વાચા ખોઈ બેસીશ. તે વખતે દેવોએ તેના ઉપર અનુગ્રહ કરી કહ્યું કે તારી વાચા છેકાછેક નષ્ટ નહિ થાય. તારી બોલી તોતડી–કાલી થશે; પણ તે મધુર લાગશે. આ કથાનું અહીં સૂચન છે; જુઓ महाभारत। अनुशासन०। ८५।२९–४३।

૩-૧૨ . પરિ [ સં. प्रकार, પ્રા. पआर ઉપરથી બનેલું સ્ત્રીલિંગ રૂપ ]-પેર, રીત. પરશંસા [ સં. प्रशंसा ] વખાણ. વિસર્જી-બરખાસ્ત કરી. દિનકર-સૂર્ય. પડહ [ સં. पटह ]-દુંદુભિ, ઢોલ. આ શબ્દનું 'પડો' રૂપ પ્રેમાનંદ વાપરે છે; જુઓ નળાખ્યાન, કડવું ૧૨, ને સરખાવો પડાદાર. ધ્વનિ-શબ્દ, અવાજ. અન્યોઅનિ [ સં. अन्योन्य ]-એક બીજાને. જેમ 'રાજ્ય' ને ઠેકાણે 'રાજિ' પૃષ્ઠ ૩ પંક્તિ ૨૪ માં વાપર્યું છે, તેમ અહીં 'અન્યોઅન્ય' ને બદલે 'અન્યોઅનિ' છે. નગરનાયિકા-ગણિકા. વલય-કાંડે પહેરવાનાં કડાં. 'બલૈયું' શબ્દ 'વલય' મૂળ ઉપરથી છે. કહોણીએ પહેરવાનાં કેયૂરથી કાંડાનાં વલય ભિન્ન સમજવાં. સાર શબ્દ-મધુર રણકો. મંગળ પાઠ-બંદિજનની આશીર્વાદપદ્ધતિ. કોલાહલ-ભારે ઘોંઘાટ. ચાલુ રૂપ કળાહોળ એના ઉપરથી છે. કો દર્પણ લેઈ દાખિ-તે વખતે કોઈ સેવક દર્પણ લેઈને મ્હો આગળ ધરે છે. દાખિ [સં. दर्शयति ]-બતાવે છે. સદ્‌ભાગ્યવર્ધક મંગળ પદાર્થમાં દર્પણની ગણના છે. જુઓ आर्यासप्तशती। अकारव्रज्या। ૧૨। ઉપર અનંત પંડિતની ટીકાઃ मुकुरपदेन मङ्गलत्वेनावश्यदर्शनीयत्वं व्यज्यते। આથી જ પં. તં । ૩। માં ઘૂડના અભિષેકના પ્રસંગમાં सज्जीकृतेषु दर्पणादिषु मङ्गलवस्तुषु લખ્યું છે.

૧૩-૧૮ સીમાઢ્ઢા-સીમાડિયા, ખંડિયા રાજા. ઇશિ-નરેશ, રાજા. અંતેઉરિ [ સં. अन्तःपुर ઉપરથી બનેલું સ્ત્રીલિંગ રૂપ; સરખાવો પરિ પૃ. ૯ પં ૩ ]-રણવાસ. આદેશ-આજ્ઞા. ઊતારિ થાઉ-ઊતારે જાઓ; સરખાવો 'ઘેર થતા, ઘેર થઈને આવજો'. અવાસ [ સં. आवास ]-રહેવાનો મહેલ.

૧૯-૨૪ નિર્વિકાર-વિષયવિકાર રહિત, શુદ્ધ હૃદયનો; જુઓ પૃ. ૪, પં. ૧૦. અતિ ભાવ્યુ-ઘણો મનોહર લાગતો હતો. હેમદ્રોણી-સોનાની મોટી કૂંડી. ગંધોદક-સુવાસિત પાણી. કનકકલશ કરિ નીર-તેમના હાથમાં પાણીના કનકકલશ છે. 'નીર' પછી સંબંધાર્થ પ્રત્યય લુપ્ત; જુઓ. है.व्या.।૮।૪।૩૪૫।. સુભગશરીર-સુંદર દેહવાળો, રૂપાળો. પરિકર બાંધી પામિ-વસ્ત્ર ખસી ન જાય એટલા માટે ધાટડી [ સ્તનપરિકર ] ભીંડીને આવી પ્હોચે છે. પામ અને પ્હોચ બંને સં. प्र+आप् મૂળ ઉપરથી છે.

## પૃષ્ઠ ૧૦

૧-૪ શ્રમને લીધે તેમની છાતી મનોહર રીતે ઊપડે છે અને શરીરે પરસેવાના ઝેગ વછૂટે છે. એ રીતે જળમય શરીર થયાથી-દાસીના વિશે જલદેવીની ઉત્પ્રેક્ષા યોજી છે. પરસેની-પરસેવો વછૂટેલી, પરસેવે નહવાઈ

ગયેલી. મરકત રજત કલશ સ્ફાટિકના–મરકતના, રૂપાના અને સ્ફાટિક મણિના ઘડાઓ.

૫–૬ કોઈ એક દાસી અંગ ચોળતાં મનથી વિપરીત ક્રીડાનું સુખ માણતી હતી. એટલામાં ચતુર સખીઓ મનનો ભાવ કળી જશે એ ભયે થાક લાગ્યાના ડોળથી તે ખસી ગઈ. તેના પ્રત્યે તેની મર્મજ્ઞ સખીઓની આ ઉક્તિ છે. એક જણી ઉપરથી કહે છે કે અંગ ચોળવાનું મૂકી તું કેમ વેગળી ઊભી? એટલામાં શું થાકી ગઈ કે? બીજી જણી ઉપરથી એવા જ ભાવથી કહે છે કે ના રે ના, એ અતિ શીળી તો શું પણ અતિ પાકી શીળી [ હદપાર ખરેખરી પોચી ] છે. અંદરખાનેથી પહેલીનું એવું કહેવું છે કે તું કેમ આભિમાનિક ક્રીડાસુખથી અળગી થઈ? એટલામાં શું થાકી ગઈ કે? બીજી મર્મમાં કહે છે કે ના રે ના, એ અતિ શીળી [ ભલી ] દેખાતી સ્ત્રી બહુ પાકી છે. આ વિનોદવાક્યો ભાલણે ગાંઠનાં ઉમેર્યાં છે.

૭–૮ ઝલ્લરી–ઝાલર, ઘડિયાળ. મૃદુરવ વેણુ–મીઠા સુરની વાંસળી. મજ્જન–સ્નાન. દલિ આ શ્રુતિ ઉપંગ–ઉપંગ નામે વાદિત્રના સુર કાન [શ્રુતિ]-ને ભેદે છે [ દલિ ].

૯–૨૦ પરિધાન–પહેરવાને; તાદર્થ્યે સંબંધ સમજવાનો છે. મણિધર કંચુક સરખાં–નાગની કાંચળી જેવાં હળવાં. સાધારણ ધર્મ લુપ્ત છે. કોમળ–કુમાશદાર. શિરવેષ્ટનનિ સ્થાનિ–માથે વીંટવાને. આણેલાં વસ્ત્રો પહેરવા ઓઢવાને [ અંગ પરિધાન ] અને માથે બાંધવાને માટે હતાં. ચરણ થકી ન જણાય–પગ રાતા હોવાથી માણેકે જડેલી પાવડી જુદી ઓળખાતી ન હતી. સામાન્ય અલંકાર. દેવભવન–મહાદેવનું દેરું. પશુપતિ–મહાદેવ. વૈદિક રુદ્ર પશુ સમૃદ્ધિ આપનાર અને પશુનું પાલન કરનાર દેવ લેખાય છે. વર્ણોચિત કર્મ–ક્ષત્રિયે કરવાનાં કર્મ, સ્વાધ્યાય યજ્ઞ અને દાન. બાવનચંદન–જેને કસ્તૂરી બરાસ અને કેસરની ભાવના દીધી હતી એવું ચંદન, બરાસ કસ્તૂરી ને કેસરથી વધારે ખુશબોદાર બનાવેલું ચંદન; જુઓ મૂળ मृगमदकर्पूरकुङ्कुमवाससुरभिणा चन्दनेन. પ્રાશસ્ત્યવાચક શબ્દોની વ્યુત્પત્તિ વિચારવી બહુ રમુજ ભરેલી છે; જુઓ બાવનવીર, માણેકથંભ, રતનચોક, મદનભેર, રાયજાંબૂ, પારસપીપળો, બ્રહ્મભાટ વગેરે. લેપન–લેપ. રાજાએ કેશની અંબોડી વાળીને માલતી ફૂલનો તોરો લટકાવ્યો હતો. વાળના જૂટના અર્થમાં દે.ના.મા. । ૬।૧૧૭। માં મઙ્ઢી અને મોઢો તથા દે.ના.મા. । ૧૬૨। માં आमोडो શબ્દ આપ્યા છે, તે ઉપરથી અંબોડો અંબોડી બોલ ઊતરી આવ્યા છે. પ્રાકૃત

શબ્દો સં. मौलि સાથે સંબંધ ધરાવે છે. ખટરસ–મીઠો, ખાટો, ખારો, કડવો, તીખો અને તૂરો એ છ રસનાં. ભક્ષ્ય–દાંતે ચાવીને ખાવાનો ખોરાક. ભોજ્ય –અમથો ખવાય એવો ખોરાક. લેહ્ય–આંગળીથી ચટાય એવો ખોરાક. પેય–ઘૂંટડે પીવાય એવો ખોરાક. આ ઉપરાંત ચૂસીને ખવાય એવો ખોરાક [ચોષ્ય] મળીને પાંચ પ્રકારનો ખોરાક કહેવાય છે. આસ્વાદન કરિ–ખાય છે. પાક અન્ન–પકવાન્ન. આરોગી,– જુઓ દે.ના.મા. ૧ ૧૧૬૧. શુદ્ધ આચમન–શુદ્ધિને માટે આચમન. પૂગ–સોપારી; જુઓ पूगफल ઉપરથી ફોફળ. પ્રાણી પૂરણ ઇ.–ભૂભૃત્ નામનું સાર્થકપણું બતાવ્યું છે. અહીં 'પ્રાણી' સંસ્કૃત પ્રમાણે પુલ્લિંગે છે. કુંજર-હાથી.

૨૧–૨૪ શય્યા સુવર્ણ તણી–સોનાનો પલંગ. તળાઈ હંસતૂલિકા એશ–રુંવાળાં હંસનાં રૂવાડાંની તળાઈ બિછાવી હતી. તૂર, તળાઈ સં. तूल ઉપરથી છે. પાખલિ [ સં. पक्ष બાજુ ]–ચારે બાજુએ, આસપાસ; સરખાવો સં अग्र ઉપરથી જૂ. ગૂ. આગલિ, ગૂ. આગળ. પરકર [ સં. प्रकर, ગૂ. ફગર ]–ઢગલા. પલંગની આસપાસ ફૂલથી ચોક પૂર્યા હતા. અગરના ધૂપ–મલયાગરના અથવા અગરબત્તીના ધૂપ. સજાઈ–તૈયારી.

પૃ ૧૧

૧–૮ મંત્રવારતા–રાજદ્વારી પ્રકરણની ચર્ચા. સમિ સુબોલ પ્રકાશી–અવસર જોઈ યોગ્ય ભાષા વાપરી. કહ્યૂં દાસીનિ કાજ,–અહીં દાસી શબ્દે પ્રતીહારી જ અભિપ્રેત છે. અપારિ [ સં. आपार्यते, પ્રા. आपारीइ ]–હુકમ બજાવી લવાય છે, અર્થાત્ હું હુકમ બજાવી લાવું છું. ભવનિ–અંતર્ભવન-માં, અંતઃપુરમાં.

૧૧–૧૬ ઉર્વશીના શાપથી નપુંસકપણાને પામેલો અર્જુન રાજકુમારી ઉત્તરાને નૃત્ત શીખવવા બૃહન્નટા કે બૃહન્નલા એવું નામ ધારણ કરી વિરાટ-રાજાને ત્યાં એક વરસ ગુપ્ત રહ્યો હતો. એ બૃહન્નલા શબ્દ ઉપરથી બૃહંદલ, વૃંદલ, વંઢળ વગેરે થયેલ છે. ભાલણ કંચુકીને બૃહંદલ કહે છે તે એના સમયની હકીકતથી દોરાઈને કહેતો જણાય છે. એ વખતમાં રાજારજવાડાના રણવાસમાં વ્યંઢળને કંચુકીનો અધિકાર મળતો. એથી ઊલટૂં પ્રાચીન કાળમાં પવિત્ર વિદ્વાન પ્રૌઢ વયના બ્રાહ્મણને કંચુકી નીમતા. વૃદ્ધગાત્ર–ઘડપણથી ખખળી ગયેલા શરીરનો. પલિતમસ્તક–પળિયેલ માથાવાળો. હેમવેત્ર–સોનાની છડી. નમ્ર–વાંકી વળી ગયેલી.

**પૃષ્ઠ ૧૨**

૧–૬ અંતર્ગૃહ–અંતઃપુર. રાય સમક્ષ–સામા બિરાજતા રાજાજી! પિક–કોકિલ. એની આંખ ઘેરી રાતી હોય છે. નીલરક્ત સુવાન–જેનો રૂપાળો જાંબૂડી [ નીલરક્ત ] રંગ હતો એવો. ઇછાઇ–યથેચ્છ, ધરાતાં સુધી. આમલી સહકાર ફળ–આંબળાં અને કેરી. જંગલી આંબાની અને સારા આંબાની ડાળ સાથે બાંધી કલમ ચડાવવાથી કલમી આંબો બને છે; તે કારણથી તે સહકાર કહેવાય છે.

૭–૧૭ જનની–મા. જન્માંતર–બીજો જનમ, પૂર્વજન્મ. વડ–મોટો. પ્રેમપ્રશ્ન–વ્હાલ સાથે પૂછેલા સવાલ.

૧૮–૧૯ વિંધ્યાટવી–વિંધ્યાચળની આસપાસનું પુરાણું વિશાળ જંગલ. ભરતખંડને વીંધીને વિંધ્ય પર્વત પૂર્વમાં બંગાળાના ઉપસાગર સુધી અને પશ્ચિમમાં અરબીસમુદ્ર સુધી વધેલો છે. તેની આસપાસનું મહારણ્ય ભરતખંડના મધ્ય ભાગને શોભાવે છે, તે જાણે ભૂમિનું કટિમેખલારૂપ આભૂષણ હોય તેવું દીસે છે. શ્લિષ્ટ ઉત્પ્રેક્ષા. મધ્યદેશ–(૧) ભરતખંડનો મધ્યભાગ; (૨) કેડ. મહી–પૃથ્વી. વનગજ મદિઇ હ.–જંગલી હાથીનાં કુંભસ્થળમાંથી મદનાં જે ઝરણ વહે છે તેનાથી એ મહારણ્યનાં ઝાડ સીંચાઈ મોટાં થાય છે. 'મદિઇ' મધ્યકાલીન 'મદિ' નું પૂર્વરૂપ છે. એ ભાલણના સમયના મૂળભૂત 'મદઇ' ની સ્મૃતિ આપે છે. એમાં અંત્ય 'ઇ' ને લીધે ઉપાંતમાં 'ઇ' પ્રક્ષિપ્ત બનેલ છે. જુઓ પૃ.૬,પં.૪, 'રતવિઇ' ઉપરની સમજૂતી. અલિયૂથ પ્રેમિ વસંત–ત્યાં ભમરા [ અલિ ] નાં ટોળાં પ્રેમથી વાસ કરીને રહે છે. 'વસંત' [ સં. વસત્ પ્રા. વસન્તો ] મૂળે વર્તમાન કૃદંત છે. કવિતામાં તે કાળવાચક રૂપને બદલે વપરાય છે. ગદ્યમાં તો વર્તમાન નિશ્ચયાર્થના નિષેધરૂપમાં જ 'વસતો' ઇ. રૂપ આવે છે. હિંદીમાં તેનો પ્રયોગ ગદ્યમાં તેમ જ કવિતામાં વર્તમાન નિશ્ચયાર્થનાં ઉભય રૂપમાં એકસરખો થતો જોવામાં આવે છે. સિંધીમાં તે ભવિષ્યકાળ બનાવવામાં વપરાય છે. 'વસંત' ને સં. वसन्ति [ તેઓ રહે છે ] સાથે કશો સંબંધ નથી.

**પૃષ્ઠ ૧૩**

૧–૪ દાડિમીફલ–દાડમના દાણા. ફલનો દાણાના અર્થમાં ઉપયોગ

જૂનો છે; જુઓ **અમરુશતક**, શ્લોક ૨૩. ફાલ અને ફોલ શબ્દ આ ફૂલના કુટુંબી છે. ગુંજાફલ–ચનોઠી. સાથરા પત્ર લવંગ,–સંબંધાર્થે પ્રત્યય લુપ્ત છે.

૫–૧૮ ન્હાનાં મોટાં સિત્તેર ઝાડનાં નામ અહીં ગણાવ્યાં છે. વન-વર્ણનની આ પદ્ધતિ કશા અર્થ વગરની અને નીરસ છે. યાદી જંગલના પરિચયથી નહિ પણ વૈદકના પરિચયથી ઘડાઈ જણાય છે; કેમકે દવામાં ઉપયોગી એવાં ઘણાં ઝાડ એમાં છે. સાલ–સર્જ, જેનો ગૂંદર તે રાળ. તાલ–તાડ. તમાલ–તાડની જાતનું જાણીતું ઝાડ. તુંડી–ટીંડોરું. બંડી–મજીઠનું ઝાડ. માલ–લીમડો. પ્રિયાલ–રાયણ. ગરમાળાનાં ઝાડ સીધાં ઊંચાં [પ્રૂઢ] વધે છે. તેના ગોળને ઉદ્દેશીને 'રસાલ' વિશેષણ તેને લગાડ્યું છે. અશોક–આસોપાલવ. અગર [ સં. अगुरु ]–અગરના લાકડાનું ઝાડ. કંકોલ–કબાબચીની કિંવા ચીની કબાલાનું ઝાડ. કુંદ–કોઠી. કરીર–કેર. કેસર–પ્રસિદ્ધ કેસરના છોડ. કાશ્મીરમાં થનાર કેસરનો અહીં નિર્દેશ કવિપ્રૌઢિકૃત સમજવો. કરણી–એક ફૂલઝાડ; જૂઓ રેવાશંકરકૃત કૃષ્ણબાળલીલા, 'કૂંદી કોમળ, કમળ ને કરણી, કેતકી ને કણવીર.' કેતકી–કેવડાની જાતનું ઝાડ. કુંદ–માહ મહિનામાં ખીલનારૂં ધોળા ફૂલનું ઝાડ. કુરવક–રાતો કાંટાસળિયો. કલ્હાર–રાત્રિવિકાસી 'સૌગંધિક' કમળ. બકુલ બોરસલી–જેની બોલસરી [ સં. बकुलसर ] નામે માળા બને છે તે બકુલ. જેમ અશોક વૃક્ષ એના પ્રસિદ્ધ માંગલિક પલ્લવથી આસોપાલવ કહેવાયું, તેમ બકુલ તેની પ્રસિદ્ધ સુવાસિત बकुलसर માળાથી બોરસલી કહેવાયું. મુચકંદ [ સં. मुचकुन्द ]–સુંદર ધોળાં ફૂલનું ઝાડ. મદન–ધંતૂરો. મંદાર–ધોળો આકડો. શવનિ [ સં. श्रीपर्णी ]–શેવણ. શીસવિ [ સં. शिंशपा ]–સીસમ. સરલ–પીળો બેરજો. સાદડ [ સં. शारद ]–શરદ ઋતુમાં ખીલનારૂં મોટૂં ઝાડ, જેને મરાઠીમાં सातविण [ સં. सप्तपर्ण ] કહે છે. સાલડી [ સં. शल्लकी ]–દેશી શર કિંવા શાલેડું નામે ઇમારતી લાકડાનું ઝાડ. પલાશ–ખાખરો. પાડલ [ સં. पाटल ]–પ્રસિદ્ધ ફૂલઝાડ. એ કડાના ઝાડ જેવૂં મોટૂં થાય છે. એનાં ફૂલ તમાકુ જેવા રાતા રંગનાં થાય છે, તે પાણીમાં નાંખવાથી પાણી સુવાસિત બને છે. ચરોતરમાં આ ઝાડ થાય છે. પરપનસ–પપનસનું ઝાડ. પુન્નાગ–જાયફળનું ઝાડ. બિલ્વ–બીલી. બદરી–બોરડી. બીજઊરી–બીજોરી. બીજક–સંતરાંનૂ ઝાડ. ચારુલી [ સં. चार ]–ચારોળીનું ઝાડ. ચારવી [ સં. चार्वी ]–સુંદર, મઝાની. ધામ–ડમરો. નાલિકેરી–નાળિયેરી. નાગકેસર–રાતો નાગકેસર, જેની કળીઓ દવામાં વપરાય છે. તિલક–તલબાવરડી. એનાં ફૂલ દવાના કામમાં આવે છે. નગ–ઝાડ. જાય [ સં जाति ]–જાઇનૂં ફૂલઝાડ. જંબૂ–જાંબૂડો. માધવી–મોતિયો મોગરો. મધૂક–મહુડો. વિડંગ–વાવડંગ એનાં ફળ

દવામાં વપરાય છે. વિકંકત–વીકલો. એ દવામાં ઉપયોગી છે. વટ–વડ. વરુણ–વાયવરણું. એનાં પાન અને ઝાડ કામ આવે છે. શીમલિ [સં. शाल्मलि]–શીમળો. ધવ–ધાવડો. એનો ગુંદર દવામાં વપરાય છે. લાકડૂં બળાઉ છે. ભિલ્લામ–ભીલામો. કોવિદાર–કચનાર કિંવા કૃષ્ણાવળ. એને લાલ ફૂલ બેસે છે. એનાં પાનડાં આકારમાં આશેતરા જેવાં પણ કદમાં જરા મોટાં હોય છે.

૧૯–૨૦ ઉંચે વેલ અને વૃક્ષનાં ઘેરા રંગનાં [મેચક] પાનડાંનો ઘટાટોપ છવાયો હતો, તેમાં ધોળાં [શ્વેત] ફૂલ [સુમનસ] ખીલી રહ્યાં હતાં [વિકાસિ]; તેથી જાણે અંતરાળમાં બીજૂં આકાશ પ્રગટ્યૂં હોય ને તેમાં તારાનાં ઝૂમખાં ઊગ્યાં હોય એવૂં દેખાતૂં હતું. ઉત્પ્રેક્ષા.

૨૧–૨૨ નિષાદ–ભીલડાં. મુક્તાફલ નિ દંત–ગજમુક્તા અને હાથી દાંત. 'જમપુરી જાુએ ને જીવ [પ્રાણી] ના હોશકોશ ઊડી જાય, તેમઆ મહારણ્ય જોઈને પ્રાણીમાત્રના હોશકોશ ઊડી જતા હતા.' મૂળનો તર્ક ભાલણે બદલ્યો છે. ઉત્પ્રેક્ષા.

## પૃષ્ઠ ૧૪

૧–૨ કવિ શ્લેષવાળી ઉપમાઓ યોજે છે. ખડ્ગ–(૧) ગેંડો; (૨) તરવાર. શિલીમુખ–(૧) ભમરા; (૨) તીર. સિંહનાદ–(૧) સિંહોની ગર્જના; (૨) વીરપુરુષોના હોંકારા. રક્તચંદન–(૧) રતાંદળીનાં ઝાડ; (૨) લોહી રૂપી ચંદન. મહિષ–(૧) પાડા; (૨) મહિષાસુર. જેવી રીતે મહિષાસુરમર્દની દેવી કાત્યાયની મહિષ અસુરના લોહી રૂપી ચંદનની ચર્ચાએ તથા ઝગામેલાં ખડ્ગે છોડેલાં તીરે અને કંઠથી કાઢેલી સિંહગર્જનાએ અપાર ભયંકર લાગતી હતી, તેવી રીતે આ અટવી પણ તે તે કારણે ભયંકર લાગતી હતી.

૩–૮ પાદશાહી [રાજનીતિ] ને અંગે જેમ ગજઘટા [હાથીની ફોજ] અને ચમર હોય છે, તેમ અહીં પણ ગજઘટા [જંગલી હાથીનાં ટોળાં] અને ચમર [એ નામના મૃગ] છે. સીતાજીને લવ કુશ સંતાન હતાં, તેમ અટવીના પ્રસંગમાં લવ કુશ સંતાન [ન્હાના ન્હાના દર્ભવાળા પટ] છે. સુધન્ય રણભૂમિ શર [તીર] ના સમૂહે છવાયલી હોય છે તેમ તે પણ શર [સરકટ] ના સમૂહે [ભોથાંએ] વ્યાપ્ત છે. કપિધ્વજ અર્જુનના ધ્વજમાં જેમ વાનર [હનૂમાન] આરૂઢ હોય છે, તેમ અહીં પણ વૃક્ષે વાનર [વાંદરાંઓ] ચડે છે. વેત્રલતા [છડીદારની છડી] એ કરીને રાજદ્વારમાં સંચાર મુશ્કેલ હોય છે, તેમ અહીં પણ વેત્રલતા [વાંસની ઝાડી] ને લીધે સંચાર મુશ્કેલ છે.

વળી વિરાટનગરીમાં જેમ સો કીચક [ વિરાટરાજાના સાળા ] હતા, તેમ અહીં પણ સેંકડો કીચક [ છિદ્રવાળા વાંસ ] છે.

૯–૧૦ જોગ લેનારી [ ધૃતવ્રત ] સાધ્વી જેમ દર્ભનો જૂડો [ચીર], વાંળની જટા, ઝાડનાં વલ્કલ, મૃગચમર [ હરણનું ચામડું, સં. मृगचर्मन् ] અને શૃંગી યથેચ્છ [નિકામ] રાખે છે, તેમ એ અટવી પણ દર્ભનો જથો [ચીર], જટા [વડની વડવાઈઓ], ઝાડનાં વલ્કલ [છાલ], મૃગ ચમર [ચમર નામે મૃગ] અને શૃંગી [ શીંગડાંવાળાં પશુ] પુષ્કળ ધારણ કરે છે. चीरનો અર્થ સિદ્ધચંદ્ર તૃણવિશેષ કરે છે. પરંતુ યોગચર્યામાં એનું સાર્થક્ય કંઈ જાણવામાં નથી. રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા 'છાલનો કકડો' એવો અર્થ કરે છે. પરંતુ તેમ સમજવાથી વલ્કલ પુનરુક્ત થાય છે. चीर શબ્દ चि ધાતુ ઉપરથી उणादि પ્રત્યયથી થયો છે. આથી મેં તેનો 'ચય, સમૂહ' એવો યૌગિક અર્થ કર્યો છે. કદાચ चीर શબ્દ वल्कलના પર્યાય તરીકે કોઈ વાંચનારે સંસ્કૃત कादम्बरीમાં લખ્યો હશે અને તે પાછળથી લહિયાએ મૂળમાં અસ્થાને ભેળવી દીધો હશે. આવા ઉમેરા कादम्बरीમાં કેટલેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે. જુઓ कादं.। ७१।४। आवद्धविविधवर्णरागरुचिर०।, कादं.।७२।९। उत्तप्तकल्याणकार्तस्वरभास्वरया ।, कादं.।१८३४ । द्विगुणीकृतकूजितरुताभिः।. कादं.।२४२।७। समृणालमूलनालैः। ઇ.. મૂળમાં 'મૃગ ચમર શૃંગી' એનો કલ્પિત પાઠ લેવા વીનતી છે.

૧૧–૧૨ એ અટવી સપ્તપર્ણે શણગારેલી છતાં તેમાં અસંખ્ય પાનડાં હતાં; અને પુષ્પવતી છતાં પણ તે પવિત્ર હતી. સપ્તપર્ણ-(૧) સાત પાનડાં; (૨) સાદડ. પુષ્પવતી (૧) અભડાયલી; (૨) ફૂલવાળી. વિરોધ અલંકાર. વિંધ્યાટવીમાં વિંધ્યવાસિની દેવીનું પવિત્ર ધામ વિખ્યાત છે.

૧૩–૧૪ 'તે વિંધ્યાટવીમાં દંડકારણ્ય નામે જંગલ છે. તેની અંદર અગસ્ત્ય મુનિનો આશ્રમ છે. તે ધર્મ [ધાર્મિક કર્મ] ની જન્મભૂમિ રૂપ છે; જાણે ભગવાન ધર્મ ત્યાં જ જનમ્યા હોય ને તેથી સ્વભૂમિની મમતાથી ત્યાં જ ઘર કરીને રહેતા હોય!' ઉત્પ્રેક્ષા અલંકાર. અતિ પ્રાચીન દંડકારણ્યની એંધાણી હાલ તો માત્ર ડાંગ જંગલમાં રહી છે.

૧૫–૨૦ અગસ્ત્ય મુનિનો મહિમા પ્રકાશતાં આખ્યાનોનો અહીં સહજ નિર્દેશ છે.

૧૫ કાલેય નામે અસુરો દેવોને બહુ ત્રાસ આપતા હતા. તેઓ

સમુદ્રમાં ભરાઈ બેસતા હતા, તેથી દેવો તેમને કંઈ કરી શકતા નહિ. એ કારણથી ઇંદ્રે અગસ્ત્ય મુનિને સમુદ્રનું પાન કરી જવાની પ્રાર્થના કરી. એટલે એક જ અંજળીએ મુનિ સમુદ્રનું પાન કરી ગયા.

૧૬ વૃત્રાસુરને માર્યાથી વળગેલી બ્રહ્મહત્યાથી મુક્ત થવા ઇંદ્ર છાનોમાનો જળવાસ કૃચ્છ્ર સેવતો હતો. ત્યારે ત્રૈલોક્યના સંરક્ષણ અર્થે દેવોએ પૃથ્વી ઉપરથી મહાપ્રતાપી ચંદ્રવંશી રાજા નહુષને તેડી ઇંદ્રાસને સ્થાપ્યો. એક વખત તેણે ઇંદ્રાણીના રૂપથી વિહ્વળ બની તેમને સમાગમસુખની પ્રાર્થના કરી. તેમણે અપૂર્વ રથમાં બેસીને અવાસે આવવાનું કહ્યાથી સપ્તર્ષિ પાસે પાલખી ઊપડાવી તે જવા નીકળ્યો. વૃદ્ધ ઋષિઓ ધીમે ધીમે ચાલતા હતા, તેમને પ્રત્યેકને ઉતાવળ કરવા કામાતુર રાજાએ સર્પ સર્પ [ ચાલ, ચાલ ] એમ કહ્યું. તેટલે અગસ્ત્ય મુનિએ તેને શાપ દીધો કે તું જ, જા, સર્પ થઈ પૃથ્વી પર પડ.' તેથી તે પૃથ્વી પર અજગરનો અવતાર પામ્યો. તેને એ સર્પયોનિમાંથી યુધિષ્ઠિરે છોડાવ્યો.

૧૭ સૂર્ય મેરુની પ્રદક્ષિણા કરે છે અને બીજા પર્વતોને ઓળંગીને જાય છે. એ ન ખમાયાથી વિંધ્યાચળે સૂર્યને કહ્યું કે તમે મારી પણ પ્રદક્ષિણા કરીને જાઓ; મને ઓળંગશો નહિ. સૂર્ય ભગવાને ઉત્તર વાળ્યો કે એમ બને નહિ. તે ઉપરથી સૂર્યનો માર્ગ રોકવા વિંધ્યાચળ ઊંચો ને ઊંચો વધવા લાગ્યો. એથી દેવો ગભરાયા. તેઓ અગસ્ત્યને શરણે ગયા. મુનિ દેવકાર્યના અર્થે તે જ ક્ષણે દક્ષિણ જવા નીકળ્યા. વિંધ્યાચળ સમીપ આવી પ્હોચતાં તેમણે એને કહ્યું કે જરા નમીને જો જવા દે, તો મારે દક્ષિણમાં કામ છે તે જઈ આવું. વિંધ્યાચળ નમ્યો ને ઋષિ દક્ષિણે સિધાવ્યા. એ ગયા તે ગયા; અગસ્ત્યના વાયદાનો અવધિ આવ્યો જ નહિ; જેથી વિંધ્યાચળ નમેલો જ રહ્યો.

૧૮ ઇલ્વલ નામે અસુર હતો. તેણે એક તપસ્વીને કહ્યું કે મહારાજ! મને ઇંદ્રના સમોવડિયો પુત્ર આપો. મુનિએ તેની પ્રાર્થના કાને ના ધરી. તે દિવસથી બ્રાહ્મણવર્ણ સાથે વેર રાખી ઇલ્વલે બ્રાહ્મણોને મારવાનો સંકલ્પ કર્યો. તેનો વાતાપિ કરીને ન્હાનો ભાઈ હતો, તેને માયાના બળે મેષનું રૂપ લેવરાવી રાંધીને તે બ્રાહ્મણને પિરસતો; ને એ જમી રહેતો એટલે 'વાતાપિ! ભાઈ વાતાપિ!' કરી ઇલ્વલ હાક મારતો; તે જ ક્ષણે વાતાપિ બ્રાહ્મણનું પેટ ચીરી બહાર આવતો. આમ તેણે અનેક બ્રાહ્મણોના જીવ લીધા. એક સમયે અગસ્ત્ય મુનિ કાર્યપ્રસંગે ઇલ્વલને ત્યાં આવ્યા. તેમને પણ મેષભૂત વાતાપિ રાંધીને પિરસ્યો. પરંતુ અગસ્ત્ય મુનિએ તેને જઠરાગ્નિમાં ભસ્મ કરી

દીધો. જુઓ म. भा. । वन. । ૬૬-૯૯ ।.

૧૯ અગસ્ત્ય મુનિનાં પત્ની લોપામુદ્રા અને તેમનો નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળનારો પુત્ર દૃઢસ્યુ* ઇધ્મવાહ, એઓના વિશે જુઓ म. भा. । वन.। ૯૬-૯૯ ।.

૨૦ એક સત્રના સમારંભમાં દેવો એકઠા મળ્યા હશે. ત્યાં મિત્ર અને વરુણ ઉર્વશીને જોઈ ક્ષોભ પામ્યા અને વીર્ય સ્ખલિત થયું. તે અર્ધું એક કુંભ એટલા ઘડામાં પડયું અને અર્ધું પાણી [ વસુ ] માં પડયું. તેમાંથી અનુક્રમે અગસ્ત્ય અને વસિષ્ઠ પ્રગટયા. આ રીતે કુંભમાંથી થયાને લીધે અગસ્ત્ય કુંભયોનિ કહેવાયા.

૨૨ ચરણ,—અર્થાત્ રામચંદ્રના. અભિરામ—રમણીય, સુંદર. ભાવિક અલંકાર.

પૃષ્ઠ ૧૫

૧-૪ કુસુમ—ફૂલ. લીલાં—નરમાશથી; રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૪, પંક્તિ ૧૬, 'વસુધાં' ઉપરની સમજાતી. સ્પર્શસંગ—સ્પર્શાત્મક અર્થાત્ અવ્યવહિત સમાગમ, અડોઅડ થવું. રક્ત, અરુણ [ વિશે. ]—રાતા. રક્ત [ નામ ]—લોહી. અનુકૂલ—ઔચિત્ય પુરઃસર, જોઇયે તેમ જ. ઝાડની કૂંપળોની રતાશ ઉપર એ ઉત્પ્રેક્ષાઓ છે.

૫-૬ મેઘની ગર્જનાથી બ્હીકણ હરણાં મ્હોમાંથી ઘાસનાં તરણાં નાંખી દે છે, તે વિશે કવિપ્રૌઢિકૃત ઉત્પ્રેક્ષા છે. વાચક લુપ્ત છે.

૭-૧૨ સીતાહરણના પ્રસંગનો અને કબંધવધનો અહીં નિર્દેશ છે. રાક્ષસ—મારીચ. રાક્ષસકુલનિ નાશ કરવા ઇ.—રાવણે સીતાનું હરણ કર્યું અને રામને સતીનો વિયોગ પડાવ્યો, તે બનાવ જાણે મરકી જેવો કોઈ દારુણ રોગ આખા રાક્ષસકુળનો નાશ કરવા ફાટી નીકળ્યો હોય તેવો નીવડયો. દૈત્ય—કબંધ યોજનબાહુ. રામના બાણથી છેદાઈ ભોંય પડેલા કબંધના હાથ વિશે સદ્ગતિ પામેલા નહુષ રાજાના અજગરદેહની ઉત્પ્રેક્ષા કરી છે. નહુષ બાબત જુઓ પૃ. ૧૪ પં. ૧૬, સમજૂતી.

---

* સંશોધક ડૉ. પીટરસન, ટીકાકાર સિદ્ધચંદ્ર અને ભાષાંતરકાર રા. રા. છગનલાલ दृढदर्स्यु નામ આપે છે, પરંતુ महाभारतमां दृढस्यु છે.

૧૩–૧૬ પંપા સરોવર એવડું મોટું હતું, કે અગસ્ત્ય મુનિ સમુદ્ર પી ગયા જાણી બ્રહ્માએ તત્કાળ બીજો સાગર રચ્યો હોય તેવું જણાતું હતું; અથવા તો વરાહ ભગવાને હિરણ્યાક્ષને મારીને પૃથ્વી અગાધ જળમાંથી ઉદ્ધારી, ત્યારે દંતાલી ભરાવવાથી જાણે ખાડો પડ્યો હોય ને તેમાં તે વખતનું પાણી ભરાઈ ગયેલું હોય તેજ એ સરોવર હોય તેમ લાગતું હતું. સુવિશાલ –મોટૂં. આદિવરાહ–આદિભૂત વરાહ ભગવાન. ધરા–પૃથ્વી. ગર્ત–ખાડો. ઉદક–પાણી.

૧૭ નીલ–ભૂરાં. અંબુજ [સં. अम्बु પાણી, जन् ઉત્પન્ન થવું]–કમળ. ભૃંગ–ભમરા. વરટા–હંસણી. પતંગ–પક્ષી, અર્થાત્ જળચર પક્ષી. શવરાંગના અપ્સરાઓપમ અંગ–જેમનાં શરીર અપ્સરા જેવાં મનોહર હતાં એવી ભીલડીઓ. કુરંગ–હરણ. પંક–કાંપ. લિપ્ત–ખરડાયલા. નિત્ય–સ્નાન અર્ઘ્ય આદિ નિત્યકર્મ. નિત્ય ઇ–સદા એ. અવલોકિ કરિ આહ્લાદ–જોયાથી આનંદ ઉપજાવે છે.

## પૃષ્ઠ ૧૬

૧–૮ જીરણ–ત્રેતાયુગના, માટે જીરણ કહ્યા છે. જાજરા [સં. जर्जर]–અદખોખરા. જુઓ रामा. । किष्किन्धा. । ३२ ।. તરુખંડ [तरु ઝાડ, षंड–જૂથ] –સાત તાડનું જૂથ. આવાલ–થડું, પાણીનો ક્યારો. શાખા–ડાળીઓ. નિર્મોક –સાપની કાંચળી. ઉત્તરીય વસન–પામરી, ખેસ. માન–માપ. જરાજૂરણ [जरा ઘડપણ, जूर्ण ખખળી ગયેલું]–ઘડપણથી ખખળી ગયેલો.

૯–૧૨ નૃત્તના બે ભેદ કહ્યા છે, મધુર તે લાસ્ય અને ઉદ્ધત તે તાંડવ. કલ્પને અંતે સૃષ્ટિનો સંહાર કરી હઝાર હાથવાળા રુદ્ર ભગવાન ઉત્કટ તાંડવ નૃત્ત કરે છે એમ કહેવાય છે. એ કલ્પાંતકાળના તાંડવની ઉત્કટતા હસી કાઢી તે તાંડવને મનથી લાસ્ય ગણતો શીમળો તે જનાની નૃત્તની જાણે ચેષ્ટા કરતો હોય તેમ તેની અનેક ડાળીઓ આકાશમાં વીંઝતો હતો. અથવા તો બહુ જીર્ણ હોવાથી 'હવણાં પડી જવાશે, હવણાં પડી જવાશે' એ ભયે તે જાણે પવનને વળગવાનું કરતો હોય એમ લાગતું હતું. અથવા તો તે નંદનવનની શોભા જોવા બેજે ઉંચે ને ઊંચે વધવાનું કરતો હોય એમ જણાતું હતું. ઉત્પ્રેક્ષા અલંકાર. શશિશેખર [સં. शशिन् ચંદ્ર, शेखर જટાનું ભૂષણ]–રુદ્ર ભગવાન. હાસ્ય–ઉપહાસથી. નહિ દેખાડિ–દેખાડતો ન હોય, ભજવતો ન હોય શું? અહીં 'નહિ' સંભાવનાના અર્થમાં છે; સરખાવો વૈદિક न નો इव ના અર્થમાં ઉપયોગ. સરખાવો સં. ननु, પ્રા. णं, અપ. णइ;

જુઓ વળી નૈષધ । ૧ । ૨૬ ।, ૨ । ૨૮ ।. બી ભણી–ભયને લીધે, ભયના કારણથી. વલગુ,–સં. विलग्नः, પ્રા. विलग्गो. પ્રાણિ [ સં. प्राण બળ ]–બળ કરીને. बळ ઉપરથી બેજે અને प्राण ઉપરથી પરાણે થયેલ છે. શીમળાની અત્યંત ઊંચાઈનો ખ્યાલ આપવાને ઉત્પ્રેક્ષાઓ વાપરી છે તે સાર્થક છે.

૧૩–૧૬ તૂલ–શીમળાનું રૂ. ફીણોટા–ફીણના લોચા. કપોલ–લમણા. મધુકર માલ–ભમરાની હાર. લોહોની શૃંખલા–લોઢાની સાંકળ. કરાલ–પ્રચંડ. જંગલી હાથીઓએ માથું ઘસ્યાથી જ્યાં જ્યાં એ ઝાડના થડે મદ વળગ્યો હતો, ત્યાં ત્યાં તેના મદમહાટથી આકર્ષાઈ ભમરા બાઝ્યા હતા. તેમનો જાડો પટો તે જાણે ઊંચું શીમળાને ટટાર ટકાવી રાખવાને લોઢાની સાંકળ બાંધી લીધી હોય તેવું જણાતું હતું.

૧૭–૨૩ કોટર–પોલાણ, બખોલ. સજી [ સં. सजीव ]–થડના પોલાણમાં રહેતાં પંખીઓ ફફડાટ કરતાં, તે જાણે એ વૃક્ષ કોઈ જીવતું પ્રાણી હોય ને તેની છાતીનો ધડકારો સંભળાતો હોય તેમ લાગતું હતું. ઉત્પ્રેક્ષા. 'જેમ દુર્યોધનને શકુનિનો સંગ હતો, તેમ એ વૃક્ષને પણ શકુનિ એટલે પક્ષીઓનો સંગ હતો.' શ્લિષ્ટ ઉપમા. નાયક–ઉપરી, રાજા. વનકલ [ સં. वल्कल ]–છાલ. 'વનફળ' એ આનું જ ભ્રષ્ટ રૂપ છે. ગૂઢ–ગહન, ઊંડાં.

## પૃષ્ઠ ૧૭

૪–૭ પત્ર વિહુણાં–પાનડાં રહિત છતાં, પાનડાં વગર. અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૪, પંક્તિ ૧૬, 'વસુધાં' ઉપરની સમજૂતી. સં. विहीनम् ઉપરથી સ્વરસંક્રમ [ ablaut ]ના ધોરણ પ્રમાણે પ્રા. विहूणं રૂપ થયું; જુઓ હૈ. વ્યા. । ૮ । ૧ । ૧૦૩ ।, ને સરખાવો હૈ. વ્યા. । ૮ । ૧ । ૧૦૪–૧૦૬ ।. પછી જૂની ગૂજરાતીમાં ત્વરિત ઉચ્ચારથી વિહુણાં રૂપ થયું. અર્વાચીન ગૂજરાતી કવિતામાં વિશેષ ફેરફાર પામેલું વિકારી 'વોણું' રૂપ વપરાય છે. પાંખડી કરી પંખી–પંખીની અર્થાત્ પોપટોની પાંખો [ પાંખડી ] ને લીધે; સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. કેટલાક ભાગમાં પત્ર ખરી પડેલાં છતાં એ ત્યાં પોપટો બેઠેલા હોવાથી જાણે નવાં પાનડાં આવેલાં જ હોય એવું દેખાતું હતું. રજની–રાત. ભક્ષનિ ભાવિ કરી–ખોરાકની ઇચ્છાથી. સરખાવો અપ્રાશસ્ત્યના અર્થમાં નઞ્ સમાસ 'અભાવો.' આકાશમાં અર્ધગોળ આકારમાં ઊડતું પોપટનું ટોળું મેઘધનુષની લીલી કમાન જેવું દેખાતું હતું.

૮-૯ ઝાડ ઉપર માળો કરી રહેવું અને ચણ લેવા જવૂં એ બે વ્યાપાર કહી જઈ બચ્ચાંને પોપવાનો વ્યાપાર વર્ણવે છે. પોપટની રાતી ચાંચને મારેલા હરણના લોહીથી ખરડાયલા વાઘના નખ સાથે સરખાવી છે. આરોપિ-મેલે છે. અતિ સંચ-સાચવટથી, જુક્તિથી; જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૬.

૧૩-૧૯ મુઝ શરણ-મારે આશરે. 'મને જોઈને તેણે ધીરજ પકડી.' જૂના પ્રા. मज्झ ઉપરથી મુઝ રૂપ થયૂં છે; તેમાં મૂહ્નિની પેઠે ઉકાર છે તે બીજા પુરુષના સર્વનામને મળતાં રૂપ કરવા ઊમેરેલો છે; સરખાવો પ્રા. तुज्झ, ગૂ. તુજ. કિહીં [ સં. कस्मिन्, પ્રા. कस्सिं, कहिं; જુઓ હૈ. વ્યા.। ૮ । ૩ । ૬૦ ।]-કોઈ ઠેકાણે. વ્યુત્પત્તિએ પ્રશ્નાર્થ છતાં અનિશ્ચયાર્થ તરીકે ઉપયોગ છે. અલ્પ પિચ્છ નિ ઇ.-પીછાં ખરી પડવાથી પાંખ જાવરી થઈ ગઈ હતી અને તેનૂં શરીર લથડી ગયૂં હતૂં, તેની સાથે તેના અવયવો ધ્રૂજતા હતા; આથી કરીને ભોંય પડેલાં અર્ધાં ખાધેલાં ફ્ળ લેવા જતાં શરિરે ઘડપણના દુઃખે જાણે તે ભૈરવ જવ [ ઝંપ ] ખાતો હોય તેવૂં જણાતૂં હતૂં. કાયિ [ સં. काय શરીર ]-પંડે, જાતે.

૨૦-૨૩ અતિ સંધ્યા રોહિતરાગ-પ્રાતઃસંધ્યા [ પ્રભાત ] ને લીધે જેનો રંગ [ રાગ ] અત્યંત લાલ [ રોહિત ] જણાતો હતો એવો. હંસ જાણી વૃદ્ધતા પરભાગ-ઘડપણની અત્યંતતા [ પરભાગ ] રૂપ અર્થાત્ અત્યંત ઘરડા હંસ જેવો. પ્રભાતનો ચંદ્રમા ધોળો પણ છેક નિસ્તેજ-ઝાંખો હોય છે, તેથી તેને ઘરડા હંસની ઉપમા આપી છે. ઉપરિ શાખા નગ-ઝાડ [ નગ ] ની ઉપરની ડાળીઓ. સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. કલરવ-અસ્પષ્ટ પણ મધુર [ કલ ] ઝીણો સ્વર [ રવ ]. નાના ખગ-તરેહ તરેહનાં પંખી, અનેક પક્ષી.

પૃષ્ઠ ૧૮

૧-૪ અગ્નિહોત્ર ધૂમિ-તપોવનમાંનાં અગ્નિહોત્રના ધૂમાડાથી. પ્રાતઃસવનનો આ ધૂમાડો છે. ચક્રચક્રી અશોક-રાત્રિવિયોગી ચકવાચકવીનો શોક નાશ પામે છે, તેઓ એકબીજાના સંયોગમાં આનંદ માણે છે. ઉલૂક નહિ અવલોક-ઘૂડ [ ઉલૂક ]ની જોવાની શક્તિ [ અવલોક ] જતી રહે છે, તે આંધળાં બને છે. સુગંધિ પરિમલિ પુષ્પના-ફૂલની ખુશબો [ પરિમલ ] થી સુવાસિત બનેલ [ સુગંધિ ]. પ્રભાતની આ રળિયામણી શાંતિનૂં નિરૂપણ પડછે મૃગયાના ત્રાસપ્રદ કોલાહલનૂં કારમાપણૂં ઠસાવવાને માટે છે.

૫-૧૨ શશક-સસલાં. સૂકર-ભૂંડ. કરભ-હાથીનાં બચ્ચાં. ચીત્કાર-ત્રાડ, ચીસ. હાહાકાર-દુઃખના અવાજ. અહીં મનુષ્યના શોકના પોકારને માટે નહિ, પણ ઇતર પ્રાણીની દુઃખની ચીસ માટે હાહાકાર સબ્દ વાપર્યો છે. રાખવા [ સં. रक्ष् ]-બચાવવા. નગટોચિ-ઝાડની ટોચે. સં. कोटि ઉપરથી ટોચ શબ્દ થયો જણાય છે. આકુલ-વિહ્વળ, ગભરાયલો. અતિ ઊકાંઠુ શરીર-હું શરીરે બહુ કંપિત [ ઊકાંઠુ, સં. उत्कण्टकितः ] થયો, મારે શરીરે ધ્રુજારી વછૂટી.

૧૩-૨૨ તાં [ સં. तावत, પ્રા. ता, અપ. तां ]-તો. અર્થ દૃઢ કરનાર અવ્યય. મહિષ મોટાં શૃંગ-મોટાં શીંગડાંના પાડા. સંબંધાર્થે પ્રત્યય લુપ્ત. અહીં મૃગલી બ્યાઈ છિ ઇ.-આ હરણીનો ભયથી છૂટી પડેલો ગર્ભ; એનૂં લોહી [ રુધિર ], જુઓ, આ કઠણ [ કઠોર ] ભૂમિ ઉપર પડયૂં છે. માહા શ્વાન-મોટા શિકારી કૂતરા. સૂહર [ સં. सूकरः, પ્રા. सूअरो ]-સૂવર, ભૂંડ. પાસે પાસે બે સ્વરો બોલવાની મુશ્કેલી ટાળવા જૂની ગૂજરાતીમાં તેમની વચ્ચે ક્ષેપક હકાર નાંખવામાં આવ્યો; સરખાવો સરજનહાર. પાછળથી શ્રમ બચાવવા મહાપ્રાણ ગલત કરી અર્ધસ્વર વ ક્ષેપક તરીકે વપરાઈ સૂવર શબ્દ પ્રચારમાં આવ્યો. કરુ ધનુપ સંધાન-ધનુપ સાંધો. શબ્દવેધી-નજરે જોયાં વગર કાને શબ્દ સાંભળી નિશાન તાકનાર. ધીર-બહાદુર. પંખીની જેષ્ટિકા સાધુ-પંખીઓને પકડવાને લાકડી [જેષ્ટિકા, સં. यष्टि] સજ કરી રાખો. વાગરીઓ અનેક પ્રકારે જાળથી પક્ષીને પકડે છે, તેમાંનો આ એક છે. બેએક હાથ પ્હોળી અને સોળેક હાથ લાંબી જાળ લેઈ વચ્ચોવચથી એક લાકડાની ખીલીને આંટી પાડી એ ખીલી તેઓ ભોંયમાં ઊંડી ઠોકે છે. પછી જાળના બે પલ્લા ખીલીના બે પડખે ખેંચીને ભોંય ઉપર સંકેલીને રાખે છે; ને તેના નીચલે છેડે ન્હાની ચૂંકો ભરાવી હોય છે તે ચાર હાથનો ગાળો રાખી ભોંયમાં સજડ બેસારી દે છે. એ પલ્લાઓના ઉપલા છૂટા છેડાને લાંબી દોરી બાંધેલી હોય છે, તે હાથમાં રાખી વાગરી પચાસ સાઠ હાથ વેગળો ઝાડને ઓઠે કે જાળાઝાંખરામાં કે ખાડામાં સંતાઈને બેસે છે. દોરી બાંધેલો દરેક છેડો દોઢેક હાથના દંડુકાના ચીરેલા પડખામાં ભેરવેલો હોય છે. દંડુકાનું બીજૂં પડખૂં આખૂં રાખે છે ને તે મોઈદંડાની બદી જેવા ખાડામાં મજબૂત ટેકવીને મૂકે છે. જાળનૂં બધૂં કમઠાણ ધૂળથી ઢાંકી લે છે, એટલા માટે કે તે પક્ષીઓની નજરે ન પડે. પછી વચગાળામાં ભોંય ઉપર દાણા વેરે છે; અને ભોંયમાં ઠોકી બેસાડેલી ચૂંક સાથે પગે ઝીણી દોરી

બાંધી એક પાળેલૂં પક્ષી ત્યાં ચરવા મેલે છે તથા બીજૂં, જાળના માર્ગની બહાર ચાર પાંચ હાથ ઊંચી લાકડી [ જેષ્ટિકા ] જમીનમાં ઊભી કરી રાખેલી હોય છે, તેના ઉપર તેવી જ રીતે દોરી બાંધી બેસારે છે. એ પાળેલાં પક્ષીઓથી ભોળવાઈ જંગલી પક્ષીઓ ચણ ખાવા ટોળાબંધ ઊતરી પડે છે. તે બેસે છે કે તરત વેગળેથી વાગરી એકદમ સફાઈથી દોરી ખેંચે છે; એટલે ચણિયારામાં કમાડ ફરે તેમ દંડુકા પેલી બદીમાં ફરવાની સાથે તેમાં ભેરવેલા જાળના છેડા ઊપડી બારણાની પેઠે ભીડાઈ જાય છે ને પક્ષીઓ જાળમાં સપડાય છે. સાધારણ જાળની યુક્તિ ઉપરાંત પક્ષીઓને ભોળવવાને ઊભી લાકડી ખોડવામાં આવે છે, તેથી 'પક્ષિની જેષ્ટિકા સાધવી' એ નામે આ યુક્તિ ઓળખાય છે. 'સાંધુ' પાઠ ખોટો લાગે છે; 'સાધુ' વાંચવા વીનતી છે.

## પૃષ્ઠ ૧૮

૧–૯ વિષાદ–સંતાપ, ખેદ. ગુફા માંહાંથી બાણ ઇ.–બાણ વાગ્યાથી [ વાગ ] ગુફામાંથી સિંહો [ મૃગરાજ ] ત્રાડ નાંખે છે. સમાજ–ટોળાં. કરતલિ વાજિ કરી ગાજિ–સૂંઢ [ કર ] ના પ્રહાર [ તલ ] નો અવાજ થતા છતાં એટલે કે સૂંઢના ઝપાટાના અવાજ સાથે હાથીઓ ચીત્કાર કરે છે. ઉલ્કાપાત–ગભરાટ. ખરતા તારાને ઉલ્કા કહે છે. મોટા ઉત્પાતો ગણાવ્યા છે, તેમાંનો એક ઉલ્કાપાત કિંવા ખરતા તારાનો વરસાદ છે. એ ઉત્પાતથી લોકમાં ભારે ગભરાટ પેદા થાય છે. આથી 'ઉલ્કાપાત' નો ગૌણ અર્થ 'ગભરાટ' થયો. સરખાવો 'હૂલકૂં પડિયૂં', **પાણીપત**, 'હાલકહૂલક' અને 'હલકાહોલ', **અંગદ વિષ્ટિ**, 'હાલકલોલ,' **કાહ્નડદે પ્રબંધ**. ગર્ભનુ દાવ–ગર્ભ તૂટી પડવો. વિદ્રાવ–નાસાનાસ. કુતૂહલયૂં–કૌતુકથી. અવ્યયરૂપ.

૧૦–૧૯ શબરસૈન્યનૂં વર્ણન છે. શબરો પશુ પક્ષીના જીવ લેવા આવ્યા હતા, તેથી તેમના વિશે જમદૂતની ઉત્પ્રેક્ષા છે; ઝાડમાં તેઓ નદીના પૂરની પેઠે વધતા હતા, તેથી સહસ્રાર્જુને ડખોળ્યાથી પાછો ઠેલો મારી દોદિશ ફરી વળતા નર્મદાના પ્રવાહની ઉત્પ્રેક્ષા છે; કાળાભૂંછ હતા, તેથી કાલરાત્રિની ઉત્પ્રેક્ષા છે. એકાએક ઊભરાતા હતા, તેથી પૃથ્વી ફાડીને નીકળતા પાતાળના રાક્ષસની ઉત્પ્રેક્ષા છે; કાળા છતાં કઠણ બાંધાના હતા, તેથી અંજનગિરિની કાળી શિલાના સ્તંભની ઉત્પ્રેક્ષા છે; ભૂત જેવા દેખાતા હતા, તેથી અવગતિથી થયેલા ખર દૂષણના સૈન્યની ઉત્પ્રેક્ષા છે; ભારે શબ્દ કરતા હતા, તેથી મેઘની ઉત્પ્રેક્ષા છે: અને 'મારો' 'મારો' કરતા હતા, તેથી

લોહીમાંસના તરસ્યા પિશાચની ઉત્પ્રેક્ષા છે. ઘોર–અધમ; જુઓ **નર્મકોશ.** હૈહય–હૈહય વંશનો સહસ્રાર્જુન. એની જલક્રીડાની હકીકત માટે જુઓ રામા.। उत्तर. । ૩૨। અતિ ક્રૂરિ બાહુ-સહસ્રિ આલોડચૂં–ઘણા કઠણ [ ક્રૂર; જુઓ अ. को. । क्रूरौ कठिणनिर्दयौ । ] હજાર હાથે ડખોળેલૂં. દુહુ દિશિ–મૂળ અને મુખ બંને બાજુએથી. પૂર–પ્રવાહ. કાલરાતિ–અંધારી રાત. ઘાત કરી–પૃથ્વી ફાડીને. અંજનશિલા–અંજનગિરિના પત્થર. ખરદૂખર–ખર અને દૂષણ; એમના માટે જુઓ રામા. । अरण्य. । ૧૮–૩૦ । ભૂંઇ પરગટૂં–અવગતિયૂં થયેલૂં, ભૂત થયેલૂં. વન અંધકાર–અંધારા વનમાં. 'અંધકાર' શબ્દના વિશેષણ તરીકે ઉપયોગ બાબત જુઓ पि. द. । ૨ । ૧૦ । संजाताः सहसा ममैव भुवनस्याप्यन्धकारा दिशः । પોઢા–પ્રૌઢ, લાંબા પ્હોળા. મારિ મારિ કરતા–'માર, અરે માર' એમ બોલતા. ૩૫ બાબત જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૭ ઉપરની સમજૂતી.

૨૦–૨૪ ભીલોનો નાયક ઊગતી જવાનીમાં હતો. તેનો બાંધો બહુ કઠણ [કર્કશ] હતો, તેથી જાણે તે લ્હોડાનો જ ઘડચો હોય એમ લાગતૂં. એકલવ્ય–એ જાતે નિષાદ [ભીલ] હતો. તેથી દ્રોણે તેને શિષ્ય કરવા ના પાડી. તે ઉપરથી ભક્તિપૂર્વક આચાર્યને દંડવત નમસ્કાર કરી જંગલમાં જઈ ત્યાં દ્રોણાચાર્યની માટીની મૂર્તિ કરી તેને ગુરુ સ્થાપી તેણે બ્રહ્મચર્યાદિ નિયમ પુરઃસર અસ્ત્રવિદ્યા સાધી. તે વનમાં એક વખતે પાંડવકૌરવ મૃગયા રમવા આવ્યા. તેમનો કૂતરો ભમતો ભમતો જ્યાં એકલવ્ય અસ્ત્રવિદ્યા સાધતો હતો ત્યાં આવી ચડ્યો; ને એકલવ્યને ભસવા લાગ્યો. તેણે તત્ક્ષણ સાત બાણ મેલી તેનૂં મ્હો પૂરી લીધૂં. કૂતરો ઊભી પૂંછડીએ નાસતો પાંડવો પાસે આવ્યો. તેઓ બાણ મારનારની ચપળતા અને શબ્દવેધિતાથી છક થઈ ગયા. કૂતરાને પગલે પગલે દ્રોણાચાર્ય અને અર્જુન એકલવ્ય પાસે આવ્યા. નિષાદકુમાર દ્રોણાચાર્યને ગુરુભક્તિથી પગે લાગ્યો. દ્રોણે તેની હકીકતથી પ્રસન્ન થઈ અર્જુનથી તે ચડી ન જાય એટલા માટે ગુરુદક્ષિણામાં તેનો અંગૂઠો માગ્યો. એકલવ્યે પ્રસન્ન મુખથી તે તરત જ કાપી આપ્યો. જુઓ म. भा. । आदि. । ૧૩૪।૩૧–૫૮। વક્ર કુંતલ–તેના વાળ [ કુંતલ ] ગૂંછળાંદાર [વક્ર] હતા.

## પૃષ્ઠ ૨૦

૧–૨ તલવટિ–કપાળ. જાનુલંબિત પાણિ–તેના હાથ ઢીંચણ [જાનુ]

સુધી લાંબા હતા; સરખાવો અજાનબાહુ. ચમરીભાર–ચમર મૃગના પૂંછડાનો વાળનો જથ્થો. ગજદંત–હાથીદાંત. મધુના પીંડા–મધપૂડા. કુંભ મધ–તાડીનાં માટલાં. કહિ [ સં. कक्ष પ્રા. કાખ ]–કને; સરખાવો 'પાસે' [ સં. पार्श्व કુરસીના આકારની પાંસળીઓનો જથ્થો, પાસું ]. કુણિકિ અમિપ ઇ.–જે પશુ [મૃગ] તાજાં [સદ્ય] માર્યાં હતાં, તેમનું માંસ [આમિષ] કેટલાકે ઉપાડ્યું હતું.

૭–૮ મોરપિચ્છ-(૧) મારેલા મોરનાં પીંછાં; (૨) દિગંબર જૈન સાધુઓ મોરપૂંછણી કે લોમહસ્થ રાખે છે તે. દિગંબર [ સં. दिश् દિશા, अम्बर વસ્ત્ર ]–મૂળે નવસ્ત્રા રહેનારા દિગંબર જૈન સાધુઓ. કાતી [ સં. कृत्ति ]– કાતડી, લોહિયાળી ઉતરડી લીધેલી ચામડી.

૯–૧૦ પક્ષી [સાવિજ] ને ભરમાવી પકડવા માટે કોઈએ ઝાડ [તરુ] નાં લીલાં [નીલ] પાનડાં માથે રાખ્યાં હતાં, જેમાં કાગડા જેવાં સાવધ પક્ષી પણ નિરાંતે આવીને બેઠાં છે એમ બતાવવાને કાગડાની પાંખો [ કાક પીછાં] પણ દેખાય એમ ગોઠવી હતી. કોઈકે એ જ મતલબથી ડાળાંનો ટોપ [છત્ર] ધારણ કર્યો હતો. 'કુહુનિ' અને 'કુણિકિ' અનિશ્ચયાર્થ સર્વનામ તરીકે વાપરેલ છે. સં. साध् [મેળવવું] ઉપરથી સાહાવૂં થયું છે. **અષ્ટાવક્ર આખ્યાનમાં** પ્રેમાનંદ મૃગયાના આ પ્રકારને ડોર* મૃગયા નામ આપે છે, અને તે પક્ષીને નહિ પણ પશુને પકડવા માટે યોજે છે; જુઓ અષ્ટા., કડવું ૧૨,૩૩:–

વૃક્ષની ડાળીઓ હાથમાં ઝાલીઓ; આવતાં પશુ ઘણાં પાસ સૂતા.
મારવા તેહને ડોર મૃગયા ભણી. રાયના ખેલ એવા શું જૂતા.

૧૩–૧૬ 'ભીલના નાયકનું નામ માતંગક હતું. તે મેં એના એક સેવકને મ્હોડે સાંભળ્યૂં.' જાણીઇ–જણાય છે. આ પ્રાકૃતમાં થઈને ઉતરી આવેલૂં અતિ પ્રાચીન અકર્તરિ [passive] રૂપ છે. સંસ્કૃતમાં य પ્રત્યયથી સાર્વધાતુક અકર્તરિ રૂપ બને છે. પ્રાકૃતમાં ઉતરતાં सेट् अनिट्નો ભેદ ટળી જઈ એકધારો इકાર એ પ્રત્યયની પૂર્વે ઉમેરાયો. સાથે સાથે દ્રઢીકરણ વિધાનથી યકાર બેવડાયો ને તેનો કોઈએ જકાર પણ કર્યો. આ રીતે इय्य અને इज्ज એવા બે અકર્તરિ પ્રત્યય થયા. તેમાંના પહેલાના અંત્ય સંયુક્ત અક્ષરમાંનો પહેલો યકાર નાશ પામી પૂર્વનો સ્વર દીર્ઘ થઈ બીજો યકાર લોપ પામી ઈअ પ્રત્યય થયો. આ પ્રમાણે ઉત્પન્ન થયેલા પ્રાકૃત પ્રત્યયોમાંથી જૂની ગૂજ-

---

* ભૂલ જણાય છે. ઠાળ મૃગયા પાઠ જોઇયે.

રાતીમાં ઈ અને ઈજ એ બે અકર્તરિ પ્રત્યય ઊતરી આવ્યા. પહેલો ઈ અર્વાચીન પંજાબીમાં અને બીજો ઈજ અર્વાચીન સિંધીમાં રહેલો મળી આવે છે. અર્વાચીન ગૂજરાતીમાં તો અકર્તરિ પ્રત્યય 'આ' વપરાય છે.

૧૭–૨૩ 'આવાં હિંસાનાં કર્મ તે એમને ધર્મ છે ! એ નરમાંસની માનતા [ઉપહાર] કરે છે. સત્પુરુષને જે નિંદિત અર્થાત્ વર્જિત કહેલ છે, તે માંસ અને દારૂનો એ આહાર કરે છે. કૂટવા જતાં શિયાળની બોલી સાંભળવી તે જ એમને શાસ્ત્રશ્રવણ છે. ઘૂક [ઘૂક] નાં ટોળાં [જાલ] જ એમને શુકન આપનાર ગુરુ છે. શૂન્યવન [અરણ્ય અટવી ] એ જ એમને આબાદ રાજ્ય છે. હિંસક સિંહ એ જ એમના ગોઠિયા છે. વાટ રૂંધાવાનું જ એમને મનન અને નિદિધ્યાસન છે. એક પછી એક શિકારને ગળે પાશ નાંખવો તે જ એમને માળાના મણકા મૂકવા છે. અરેરે ! એઓ પશુના લોહીનું દેવને ચંદન ચડાવે છે!' 'અરણ્ય અટવી' દેખીતી પુનરુક્તિ છે. અરણ્ય શબ્દમાં વસ્તીના અભાવનો એટલે વેરાનપણાનો અર્થ લીધાથી તે દૂર થાય છે. 'અરણ્ય અટવી' ને પછી 'રાજ્ય' નો પ્રયોગ છે, તેથી એમાં 'આબાદી' નો ભાવ ખેંચાયો આવે છે. સિંહ શબ્દ સં. હિંસ્ ઉપરથી થયો હોઈ હિંસકપણાનો અર્થ સૂચવે છે.

પૃષ્ઠ ૨૧

૧–૫ 'એઓ દેવને માંસનું નૈવેદ્ય ધરાવે છે. એમને કમાઈ કિંવા કમાઈ [ઉપજન] ચોરીની છે. શકરા બાજને ખવરાવે છે, તે જ એમને ભૂતબલિ [બલિદાન] છે. દેવતા ઉપર માંસ ભૂંજે છે, તે જ એમને હોમ છે. પાળેલા શિકારી કૂતરા એમના મહેમાન [અતિથ, સં. અતિથિ] છે...... જાણે કાળા નાગ હોય એવાં પ્રાણઘાતક બાણ [શિલીમુખ] તે એમના સોબતી [સહાય] છે.' અતિથિ આવી ચડે તેમને જમાડવા તે ગૃહસ્થનું એક આવશ્યકર્મ મનાય છે.

૬–૧૧ પડિઇ પલાશના પત્રનિ–ખાખરા [પલાશ] ના પાનડાના પડિયામાં. પડો, પડી, પડીકું, પડિયો એક વર્ગના શબ્દ જણાય છે. મહિલાસંગ્રામે, સંગ્રામ. અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૭, પંક્તિ ૧૬, 'વસુધાં' ઉપરની સમજૂતી. આધુ [સં. અગ્ર]–આગળ. વિકારી ક્રિયાવિશેષણ. સરખાવો આઘુંપાછું, આઘીપાછી.

૧૨-૧૭ 'એ શબરોમાંનો [માંહાંથુ] એક વીસામો ખાનાર [વીસામ્યુ] શિકારી બેસી રહ્યો. તે જાણે અમારા પ્રાણ [અસુ] પીતો હોય તેમ ધારી ધારીને જોતો હતો.' શિયાળ [સં. शृगाल] ની પરિ-આજની પેઠે. લાલસ-લોભી.

૧૭-૨૪ બુંબારવ-સોર, ચીચિયારી. પહેલા ભાગ સાથે સરખાવો બૂંબાટ, બૂમાટો, બૂમ [સં. ब्रू બોલવું]. પિરિ-પ્રકાર, તજવીજ, બચવાનો ઉપાય. બાચડાં-દયાપાત્ર બચ્ચાં. ચગચગતાં-ચક ચક, ચીં ચીં કરતાં.

પૃષ્ઠ ૨૨

૧-૩ 'પર પૂરાં ફૂટ્યાં ન હતાં, તેથી તે બચ્ચાં નરા માંસના લોચા હોય તેવાં દેખાતાં હતાં. તેમને તે ભીલે હાથથી ઝબોઝબ પકડ્યાં [ધાર્યાં] અને ડોક મરડી નાંખી ઝાડ પરથી ભોંય [વસુધાતલિ] નાંખ્યાં.' સં. लुञ्च ઉપરથી લોલો, લોચો, લોંદો-લુંદો, લૂઓ, લોઈ વગેરે શબ્દ થયા છે. લોલો હાલ વપરાતો નથી.

૪-૧૦ બાલુ-ન્હાનો. ગ્રસવા-પકડવાને, મારી ખાવાને. કાલુ-કાળ, જમ. દંડ જમ તણુ-જમદૂતનો લોહદંડ. અતિ સૂક્ષમ તન-જેનું શરીર બહુ ન્હાનું [સૂક્ષમ, સં. सूक्ष्म] હતું એવો.

૧૧-૧૨ 'મારો આવરદા બાકી [શેષ] હશે તેથી અને હું ભયે કોકડું વળી ગયો હતો તેથી તેણે મને દીઠો નહિ. મને તો લાગે છે કે દૈવે જ મને ઊગારી લીધો.' હૂં તેણિ દીઠુ નહીં-હું તેનાથી જોવાયો [દીઠુ સં. दृष्टः] નહિ. જૂની ગૂજરાતીમાં અપભ્રંશ સાથે નિકટ સંબંધને લીધે અકર્તરિ [passive] ભૂત કૃદંતનો અકર્તરિ અર્થ બહુધા જળવાઈ રહ્યો હતો. તેથી સંસ્કૃત અને અપભ્રંશને મળતી ઉપરના જેવી વાક્યરચના તેમાં મળી આવે છે. પરંતુ નવો અકર્તરિ પ્રત્યય 'આ' પ્રચારમાં આવતાં કાળજૂલ પડેલા સકર્મક અકર્તરિ ભૂત કૃદંત રૂપનું ભાષાએ અર્ધકર્તરિ રૂપ બનાવ્યું. આ નવતર પ્રયોગમાં મૂળ કર્તા અકર્તરિ રચનાના જૂના ધોરણે તૃતીયામાં જ રહ્યો, પણ મૂળ કર્મને કર્તરિ [active] રચનાની પેઠે 'ને' પ્રત્યય લગાડવામાં આવ્યો. એ રીતે 'તેણે મને દીઠો' એવી વિકૃત વાક્યરચના નીપજી. 'રાજા વિસ્મય પામ્યો, છોકરો લાડુ જમ્યો' વગેરે દૃષ્ટાંતમાં અકર્તરિ અર્થ સમૂળગો લુપ્ત થયો છે ને કર્તરિ રચના વપરાઈ છે. ભોજપુરી હિંદીમાં અકર્તરિ ભૂત કૃદંત કેવળ કર્તરિ અર્થમાં વપરાતો જોવામાં આવે છે.

૧૪–૨૩ સાથિથી–બાપના ભેગો, બાપની સાથે. ભાવી ભણી–એમ બનવા કાળ હશે તેથી, એવું ભવિષ્યમાં લખ્યું હશે તેથી. ભીટિ [સં. મિષ્ ૬, પર., જોવું]–નજરે, દૃષ્ટિએ. પુંજ–ઢગલો. 'પૂંજો, પૂંજી' બોલ આ શબ્દ ઉપરથી ઊતરી આવ્યા છે. સમીર–પવન. સંભાલ્યૂં મિ આપ–મેં જાત ઊગારવાની મનથી ચીવટ કરી, મેં પંડને બચાવવાનો વિચાર કર્યો. આપ [સં. आत्मन्]–શરીર, જાત, પંડ. સ્વામિ–મુરબ્બી. સ્નેહ ધરમ જાણ્યુ નહીં ઇ.–જીવ જવાની વખતે પિતૃભક્તિની ફરજ હું વીસરી ગયો. પરગટી [સં प्रकट]–નીકળી હતી, આવી હતી. નાહુ [સં. नष्टः]–અદૃશ્ય થયો, સંતાઈ ગયો. છાનુ [સં. प्रच्छन्न, छन्न] બેમાલૂમ રીતે. વિકારી ક્રિયાવિશેષણ અવ્યય.

## પૃષ્ઠ ૨૩

૧–૬ પગ દીધા–પગલાં માંડ્યાં, ચાલ્યો; સરખાવો પગ ઊપાડવા. તેણિ હૂં દીઠુ નહીં–પ્રથમ બાપની કોટ મરડી ભોંય નાંખતા પહેલાં એની પાંખમાં મને તેણે જોયો ન હતો, તેમ આ વખતે પણ તે તમાલ વૃક્ષને ઘસાઈને ગયો છતાં મને તેણે દીઠો નહિ; આ પણ કોઈક આવરદાનું બળ જ કહેવાય. ભોગ–ભોગ્ય પદાર્થ, ભોગવવાનું સુખદુઃખ. અતિ ઘન–બહુ વધારે. 'ઘણું' વિશેપણ 'ઘન' ઉપરથી છે.

૯–૨૩ તાતશોક મૂહ્નિ ઇ૦–બાપના મરણના શોકનો ઘા લાગ્યો તેને જ લીધે જાણે કંઠે સોસ પડતો હોય તેમ તે ટાણે મને તરસ લાગી. ઘવાયલા પુરુષને કંઠે સોસ પડે છે ને તે પાણી માગે છે, એ જાણીતી વાત છે. 'મૂહ્નિ' તે સંબંધાર્થ પ્રા. मह રૂપને પાછો પ્રા. तण [સં. तन] પ્રત્યય લાગી બનેલું અવિકારી રૂપ છે. સૂકિ [સં. शुष्क]–સૂકે છે, સૂકાય છે. વિશેપણ ઉપરથી થયેલા નામધાતુનું રૂપ; સરખાવો पक्क ઉપરથી પાકવું, धवल ઉપરથી ધોળવું, रुष्ट ઉપરથી રૂઠવું વગેરે. છેહ [સં छेद]–છેડો. પ્રાણિઉ [સં. प्राण]–પાપી પ્રાણ, જીવ. અલ્પાર્થે ਤ [સં.क, પ્રા. ओ, અપ. उ] તિરસ્કાર બતાવે છે. વ્યાધ ગયાં–શિકારી ગયો છતાં. અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૩ પંક્તિ ૧૬ ઉપરની સમજૂતી. 'બંને,' 'ત્રણ' ની પેઠે ચ્યારિ [ચાર] નપુંસકલિંગના પ્રા. चत्तारि, સં. चत्वारि ઉપરથી થયેલ છે. આડવડૂં [સં. अवपत्],–સરખાવો આડબડિયૂં. આખડૂં [સં. आस्खल] ઠોકર ખાઈને પડતો હતો. મુહ [સં. मुख]–મ્હો. શૂં કહીઇ કથી–વાત વર્ણવીને [કથી] શૂં કહેવાય, વીગતથી શૂં કહેવું ? સગોત્ર 'કથ' અને 'કહ' ના વપરાટમાં દેખીતી પુનરુક્તિ છે. નહિતરી [સં. न+हि

+तरहि]-નહિ તો; સરખાવો મરાઠી तर. નિષ્ઠુર-કઠોર, ક્રૂર, સખત હૃદયાનું. સમક્ષ-પ્રત્યક્ષ, ઊઘાડી રીતે. દોહિલિ-મુશ્કેલીથી, ઘણાં ઘણાં દુઃખ વેઠીને. પ્રાકૃત दूह [સં. दुःख] માં इल्ल [સં. इल] પ્રત્યય ઉમેરી બનેલા વિશેષણ ઉપરથી થયેલું અવ્યયરૂપ; સરખાવો प्रथमि, પૃષ્ઠ ૧ પંક્તિ ૫, અને જુઓ તે ઉપરની સમજૂતી.

પૃષ્ઠ ૨૪

૧-૫ શ્રાંત થકાં-થાક લાગ્યો હોવાથી. પૃષ્ઠ ૨, પંક્તિ ૨૩ ના 'થકા' ની સમજૂતી જોવી; એ વિકારી રૂપનું જ 'થકાં' જૂનું અવિકારી રૂપ છે. તનુ-શરીર. વાંછૂં-વાંછ્યું, ઇચ્છેલું. આવિ અંધારૂં લોચંન-આંખે અંધારાં આવતાં હતાં. 'અંધારૂં' એકવચનમાં છે તે ધ્યાનમાં લેવું. હિદિ [સં. हृदय] -છાતી. ન ચાલિ મંન-મને કહ્યું કર્યું નહિ, મને આશા છોડી. પિપાસા-તરસ. 'પ્યાસ, પ્યાસી' એ મૂળ ઉપરથી છે. વારિ-પાણી. આ શબ્દ 'વરીડો, વીરડો' એ બોલમાં ઊતરી આવ્યો છે.

૬-૧૦ તપોવંન પાદપ યુત નીપ-રક્તાશોક ઝાડ [પાદપ, સં. पाद મૂળ, पा પીવું] સહિત [યુત] તપોવન છે ત્યાં. તાપસ-તપસ્વી, તપ કરનારા. જિમ વનનુ પતિ વાનર વાલિ-જેમ વાનર વાલિ વનનો પતિ કહેવાતો હતો, તેમ જાબાલિ પણ વનના અર્થાત્ તપોવનના પતિ કહેવાતા હતા, તપોવનના પતિ તરીકે પૂજાતા હતા. વિદ્યા વેદ વિનોદિ પ્રીત-વેદવિદ્યાના વિનોદમાં જેને પ્રીતિ હતી. સંનિધાન-સોબતમાં. સનત્કુમાર-બ્રહ્માના બ્રહ્મવર્ચસ્વી પુત્ર. તે બ્રહ્મવિદ્યામાં પરમ કુશળ હતા. પાવક-અગ્નિ. તપ્ત કનક-તપાવેલું સોનું, ચોખ્ખું સોનું. વિરાજિત-ઝળહળ થતું. ભાલિ-કપાળે. સુઘટિત-ઘાટીલું. કૃષ્ણાજિન-કાળું મૃગચર્મ. તેજિ અતિ ભાસિ બ્રહ્માંડ-તેના અત્યંત તેજથી બ્રહ્માંડ ઝગઝગાર થઈ રહ્યું હતું. ઉપવીત-જનોઈ. ઉપહાર-પૂજાનાં પુષ્પ. ગોમય-ગાયનું છાણ. બ્રહ્મવિચાર-વેદમંત્રની ચર્ચા.

૧૮-૨૪ સત્પુરુષનાં હૃદય સ્વાભાવિક રીતે દયા રૂપી ધનના ભંડાર હોય છે, અર્થાત્ સત્પુરુષ દયાના ભંડાર એટલે દયાળુ હોય છે. જાણું-હું જાણું છું કે, મને લાગે છે કે. શિચાણિ કાલિ-કાળરૂપ સીચાણે. છૂટવું, છોડવું, છૂટ, છૂટી, છૂટૂં, છટકવું, ઝૂંટવું, ઝટકવું, ચૂકવું વગેરે શબ્દ च्यु ઉપરથી થયા છે. ચંચા [સં. चञ्चू]-ચાંચ. વધારાનો સ્ત્રીપ્રત્યય 'આ' તદ્ભવને તત્સમ બનાવવાને ઊમેર્યો જણાય છે. એ જીવતુ રાખુ મહારાજિ-ભગવાને

એને જીવતો રાખ્યો છે, ઊગારી લીધો છે. ધાંખ-ઇચ્છા; સરખાવો ધખ [સં. तृष्, तृषा]. વલી વલી કરિ ચાંચ પ્રકાશ-વારંવાર ચાંચ ખુલ્લી, પ્હોળી કરે છે.

પૃષ્ઠ ૨૫

૧-૯ ડગડગિ-ડગલે ડગલે. હાથિ કર્યું-હાથમાં લીધો. સંચ-સાચવટથી; જુઓ પૃષ્ઠ ૧૭, પંક્તિ ૯ ઉપરની સમજૂતી. પાંખ પખોડી-પાંખ ખંખેરી, પાંખમાં કાંકરા કસ્તર વગેરે ભરાયૂં હતૂં તે ખંખેરી નાંખ્યૂં. પ્રા. पक्खोड હેમાચાર્યે कु. च. । ६।८९। માં 'વિધૂનન' ના અર્થમાં વાપર્યો છે. જુઓ વળી हे. व्या. ।८।४।४२,३०। જાંહાં-જિહાં, તાંહાં-તિહાં, આંહાં-ઇહાં વગેરે અધિકરણાર્થે રૂપો હોઈ જહીં, તહીં, અહીં વગેરે રૂપોના પર્યાય છે. છેલ્લાં કહેલાં રૂપો પ્રાકૃતમાંથી અપભ્રંશમાં અને અપભ્રંશમાંથી ગૂજરાતીમાં ઊતરી આવ્યાં છે. પહેલાં કહેલાં જાંહાં વગેરે અપભ્રંશમાં जहां વગેરે સ્વરૂપે દેખા દે છે. અપ. जहिं, પ્રા. जहिનો અંત્યાક્ષર સં. स्मिन् પ્રા. स्सिंનો પ્રતિનિધિ હોઈ इकार અંગભૂત [organic] છે. એથી ઊલટૂં અપ. जहांमां इकार આગંતુક [inorganic] છે ને તે जहिंના દેખાદેખી ઊમેરાયો છે. અવ્યયાર્થ आं પ્રત્યય પૃષ્ઠ ૩ પંક્તિ ૧૬ માં કહેલા સં. अम्નૂં સંતાન છે. હેમાચાર્ય जहां વગેરેમાં અધિકરણનો નહિ પણ અપાદાનનો અર્થ લે છે. પરંતુ हे. व्या. । ८।४।३५५। માં અને कु. च. ।८।२६। માં આપેલા દૃષ્ટાંતોમાં અધિકરણાર્થ સારી રીતે ઘટાવાય છે.

૧૦-૧૪ પ્રાણાયામ અઘમર્ષણ અને અર્ઘપ્રદાન એ સંધ્યાનાં મુખ્ય અંગ છે. ધૌત-ધોયેલાં. મહર્ઘ્ર-મોંઘાં. પવિત્ર ઋષિજીવન ગાળનાર હારીત, એ જીવનને અનુરૂપ જે વલ્કલ, તેને મોંઘાં ગણતો હતો. તપોવંન સન્મુખ સાંચર્યુ-પાંશરો તપોવન ગયો. સન્મુખ [સં. संमुख]-સીધે સીધો, પાંશરો.

૧૫ રહ્યા નગ નમ્ય-ઝાડ નમી રહ્યાં. 'નગ' [ઝાડ] પુલિંગ છે. 'નમ્ય' સંબંધાર્થે અવ્યય કૃદંતનૂં રૂપ છે. આ કૃદંત બનાવવાના સંસ્કૃતમાં બે પ્રત્યય છે, त्वा અને य. બંને અનેક રૂપમાં પ્રાકૃતમાં ઊતરી આવ્યા. પરંતુ અપભ્રંશમાં પહેલો પ્રત્યય ઉચ્છિન્ન થયો અને બીજો ટકી રહ્યો. નરા ધાતુને त्वा અને ઉપસર્ગ સહિત ધાતુને य લગાડવો એવો સંસ્કૃત વ્યાકરણમાં વિવેક કર્યો છે. પરંતુ આર્ષ સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં એ નિયમ પાળવામાં આવ્યો નહિ. એ રીતે य પ્રત્યયનો પ્રાકૃતમાં વ્યાપ્તિપ્રદેશ વધ્યો. એ પ્રત્યય અંશ-

ભૂત સ્વરોમાં વહેંચાઈ જઈ પ્રાકૃત इअ પ્રત્યય ઊભો થયો. તેમાંના અંત્ય સ્વરનો લોપ થઈ કાલાંતરે અપભ્રંશ इ પ્રત્યય નીપજ્યો. તેના ઉપરથી જૂની ગૂજરાતીમાં ત્રણ પ્રત્યય થયા, સ્પર્શવિધાનથી 'ય', સ્વરસંક્રમથી 'અ' અને વિલંબનવિધાનથી 'ઈ.' પહેલો પ્રત્યય જૂની ગૂજરાતીમાં જોવામાં આવે છે. બીજો પ્રેમાનંદના સમય સુધી હયાતી ભોગવે છે; જુઓ **સપ્તમ સ્કંધ**, કડવું ૧૬, કડી ૧, ત્રાડ; **દશમ સ્કંધ**, કડવું ૯૫, કડી ૨, તર્પ. ત્રીજો અત્યારે પણ વપરાય છે. સંસ્કૃત य પ્રત્યયનું પૂર્વરૂપ ई વેદના મહાસંસ્કૃતમાં મળી આવે છે અજબ જેવું છે કે તેનો તે પ્રત્યય અનેક શતક વ્યતીત થતાં વિવિધ રૂપાંતર પામી મૂળરૂપમાં ગૂજરાતીમાં દેખા દે છે! અર્થની સ્પષ્ટતા સારૂં અર્વાચીન રૂપમાં 'ને' ઉમેરાય છે. સિંધી, પંજાબી, હિંદી, બંગાળી અને ઉત્કલીમાં અપભ્રંશ इ પ્રત્યયનો જ પરિવાર મૂળ કે વિકૃત રૂપમાં કેવળ કે સ્પષ્ટતાર્થે ઉમેરણ સહિત ઊતરી આવ્યો છે.*

૧૬–૨૨ પુષ્પિત–તરેહ તરેહનાં ફૂલવાળો. ગ્રીષ્માંત–વર્ષા. એલા–એલચીના છોડ. સહકારહ–કલમી આંબાની. જૂની ગૂજરાતીનો સંબંધાર્થે 'હ' પ્રત્યય સં. स्य, પ્રા. स्स, અપ. हો નો કુટુંબી છે. કૃષ્ણશાર–કાળિયાર. કેતકની રજ...... કૃષ્ણશાર,–તદ્ગુણ અલંકાર. રાજિત–શોભિતું. મોહન મોર તણા ઘ.–ઘડો ભરતાં જે અવાજ થતો, તે સાંભળી ચકિત બનેલા મોર મધુર ટૌકા કરતા; તેણે કરીને વર્ષાઋતુ પાસે આવી હોય એવો ભાસ થતો. જુઓ કાદં. । પૃ. ३९ । પં. २ । उत्कण्ठितशिखण्डिमण्डलश्रूयमाणजलकलशपूरणध्वनिम् ।

**પૃષ્ઠ ૨૬.**

૧ હોમધૂમથી નીલ આકાશ જમ નીહાર પડ્યુ પર ધ્રાસ.–પાછલી પંક્તિમાં મોરના ટૌકાથી વર્ષાઋતુ બેઠાનો ભાસ થાય છે એવું જે કહ્યુ હતું, તેનું વિશેષ સમર્થન કરે છે. હોમથી આકાશ શ્યામ બન્યું હતું, તે જાણે મેઘ

---

* મરાઠીમાં સંબંધાર્થે અવ્યય કૃદંતના પ્રત્યય ऊन છે તેનાં જૂનાં રૂપ उनि, उनियां છે. એની વ્યુત્પત્તિ સામાન્ય રીતે પ્રા. तून, तूण, दूण, પ્રત્યય ઉપરથી કરવામાં આવે છે. પરંતુ ઇતિહાસની દૃષ્ટિએ પ્રાકૃત અપભ્રંશ અને મરાઠી એ ક્રમમાં વિકાસ છે; અને અપભ્રંશમાં तून, तूण, दूण ઊતરી આવેલ નથી. જૂના મરાઠી પ્રત્યય उनियां, उनि છે; તે ઘસાઈને ऊन પ્રત્યય થયો છે. તેને સંકલ્પસ્મૃતિથી પ્રાકૃત પ્રત્યયો સાથે જોડિયે તો ભલે. બાકી વસ્તુસ્થિતિ વિચારિયે તો મરાઠી પ્રત્યયોની સ્વતંત્ર જ વ્યુત્પત્તિ શોધવાની જરૂર જણાય છે.

[धूमयोनि] ના ધૂંઆ [धूम] થી કાળું જણાતું હોય એમ લાગતું; અને ઘાસ ઉપર ઓસ [નીહાર] નાં ટીપાં બાઝયાં હતાં, તે જાણે વૃષ્ટિનાં બુંદ પડ્યાં હોય એમ જણાતું.

૨-૯ માહા ઘોષ-મોટા શબ્દથી. જાણી ગોહીસારવ ઘોષ-જાણે ગોશાળા [ઘોષ] માં ગાયો બાંઘાટતી હોય. હીસારવ [ સં. हेषा હણહણાટ, रव શબ્દ ] નો મૂળ અર્થ હણહણાટ છે; અહીં તે ગાયના બાંઘાટને માટે વાપર્યો છે. હંસ પોત પાસિ લિ માન-ભાતના પિંડ કરીને જે બલિદાન મૂક્યાં હતાં, તે હંસનાં બચ્ચાંનું એ માન મૂકાવે એવાં ધોળાં હતાં. મુંજ દંડ મેખલ શણગાર,-બ્રહ્મચારી કેડે મુંજની મેખલા અને હાથમાં ખાખરાનો દંડ ધારણ કરે છે. 'દંડ મુંજમેખલા શણગાર' એમ કલ્પિત પાઠ લેવા વીનતી છે. આગમ-વેદ. ઉલ્લાસ-પ્રકાશિત કરવો તે, ખુલ્લો કરવો તે. ઉટજ-પર્ણકુટી, ઝૂંપડી. ત્યાગનો મૂળ અર્થ 'બલિદાન અર્પણ કરવું તે' એવો થાય છે. અહીં એ શબ્દે કરીને સ્વાહા આદિ ત્યાગના બોલનો ભાવ લક્ષિત છે. ઋષિઓ હજુ તો સ્વાહા બોલે છે અને બલિદાન અગ્નિમાં નંખાય છે, એટલામાં તો દેવતાઓ આવી અદ્ધરથી તે લેઈ લે છે. દેવતા પ્રત્યક્ષ આવી બલિદાન ઝડપી લે છે, એમ કહેવામાં ઋષિઓનો મહાન પ્રભાવ સૂચવવો એ જ હેતુ છે. કપિલ કથિત દર્શનકારિકા-સાંખ્યકારિકા. 'એ આશ્રમમાં મેનાપોપટ પણ સાંખ્યકારિકા વાદે ભણે છે, શિષ્યોનું તો કહેવું જ શૂં?' साङ्ख्यकारिका એ સાંખ્યશાસ્ત્રનો ઈશ્વરકૃષ્ણકૃત બહુ માનપાત્ર ગાથાબદ્ધ ગ્રંથ છે. તેના ઉપર શંકરાચાર્યના પરમગુરુ ગૌડપાદાચાર્યનું ભાષ્ય છે. મૂળ સાંખ્યદર્શનના દ્રષ્ટા કપિલ મુનિ મનાય છે.

૧૦-૧૧ કાળા હરણના ચામડા [કૃષ્ણાજિન] ઉપર ઉલૂખલ [ખાંડણિયો] મૂકી મુસલ [સાંબેલા] વડે વ્રીહિ ખાંડે છે. ચાત્રનો શારડો મૂકી ઊવીલીથી તેનું માથું દબાવી અરણિકાષ્ઠમાંથી અગ્નિનું મંથન કરે છે. વાડકા જેવા ગોળ પ્રણીતા પાત્રમાંથી કડછી જેવા સરવા [સ્રુવ] વડે હોમવા સારૂં સ્રુચમાં ઘી લે છે. યજ્ઞકાર્યમાં લાકડાની તરવાર [ખડ્ગ] પાસે રાખવામાં આવે છે. તે તે કામમાં બ્રહ્મગણમાંનો પોતૃ બ્રહ્માને સાહાય્ય આપે છે. મૂળમાં ઊવીલી પ્રણીતા અને પોતૃ વાંચવા વીનતી છે.

૧૨-૧૩ કોઈ ઠેકાણે ઋષિકુમારિકાઓ છાણથી લીપી આંગણાં શુદ્ધ કરે છે તથા લીપણમાં [ છાણિ ] કોરે ભસ્મ છાંટે છે ને આડ [ વારિકા પંક્તિ ] બાંધે છે; ત્યાં અનેક બ્રાહ્મણો પંક્તિબંધ જમવા બેસે છે. જુઓ

कादं. । पृ. ३९,४०। विक्षिप्तभस्मलेखाकृतमुनिजनभोजनभूमिपरिहारम्......
...उपलिप्यमानाजिरम् ।

૧૪–૧૭ અક્ષ–અક્ષમાલાનું ખંડિત રૂપ. રુદ્રાક્ષ, સ્ફટિક, કમળ-કાકડી અને પરવાળાને વીંધીને માળાઓ બનાવતા હતા. બિલ્વ–બીલાં. કદલીસ।ખ–પાકાં કેળાંની લૂમ. કર્કંધૂ–કાકડી. પનસ–ફણુસ. કોકડી–સૂકવેલાં રાયણાં. કો ઉપવીત કરિ કોકડી–કોઈ જનોઈ બનાવવાને રૂના તાર કાઢી સૂતરની કોકડી તૈયાર કરે છે.

૧૮–૨૪ એકવીસ પરિસંખ્યાથી આશ્રમની વિશુદ્ધતા બતાવેલી છે, તેનો અહીં આરંભ થાય છે. મલિનતા–(૧) કાળાશ; (૨) ભ્રષ્ટતા, પાપીપણું. કોપ પ્રસંગિ–ક્રોધમાં. તીક્ષ્ણ–(૧) તીણાં; (૨) ઉગ્ર, આકળો. ચંચલતા–(૧) વારેવારે હાલ્યા કરવું તે; (૨) વિષયમાં ભમતા રહેવું તે. રાગ–(૧) રતાશ; (૨) આસક્તિ. કંઠગ્રહણ–(૧) કાંઠલેથી ઝાલવું તે; (૨) કોટી કરવી તે. સ્તનસ્પર્શ–(૧) ગાયના આંચળનો સ્પર્શ; (૨) બીજા કોઈની સ્ત્રીની [કુહુની કામિનીનુ] છાતીનો સ્પર્શ. 'કુહુની કામિનીનુ' એવો કલ્પિત પાઠ વાંચવા વીનતી છે.

પૃષ્ઠ ૨૭

૧–૮ ભમવું–(૧) પ્રદક્ષિણા કરવી તે; (૨) ભ્રાંત થવું તે, મૂઝાવું તે. વસુ–(૧) ભીષ્મ પિતામહની કથામાં આઠ વસુ નામે દેવની હકીકત આવે છે તે; (૨) ધન, પૈસો. ક્રતુ દીક્ષાવિધિ–યજ્ઞની દીક્ષાએ શાસ્ત્ર પ્રમાણે. વધ કર્મ–પશુહિંસા. ગણના–(૧) સંખ્યાની ગણત્રી; (૨) સ્પૃહા, દરકાર. બાલનુ નાશ–(૧) યજ્ઞની દીક્ષા લેતાં કેશવપન; (૨) બાળકનું મરણ. રામ–(૧) રામચંદ્ર; (૨) રામા, સુંદરી. નવયૌવન–ખીલતી જવાની. મુખભંગવિકાર–(૧) મ્હોએ કરચલી [ભંગ] પડવી તે; (૨) અભિમાનમાં નસકોરાં ફૂલાવવાં, ભ્રકુટી ચડાવવી, આંખો ઊંચી ને ઊંચી રાખવી; ઓઠ દાબવા વગેરે ચેષ્ટા. શકુનિ–(૧) કૌરવોનો મામો; (૨) પક્ષી.

૯–૧૬ એ આશ્રમમાં વૃદ્ધ થયે દ્વિજ એટલે દાંત પડી જાય છે; પણ દ્વિજ એટલે બ્રાહ્મણનો દેહપાત થતો નથી, અર્થાત્ તેઓ તો ઘરડા ઘરડા એ સો વરસ પૂરાં જીવે છે. અગ્નિના કુંડમાં વિભૂતિ એટલે ભસ્મ જોઇયે છિયે; પણ પર્ણકુટીમાં વિભૂતિ એટલે સમૃદ્ધિ જોતા નથી. વાંદરાં શ્રીફલ એટલે

ખીલાં રહાય છે; પણ આશ્રમવાસીઓ શ્રીફલ એટલે લક્ષ્મીનો ઠાઠ ઇચ્છતા નથી. તૃણ ગુલ્મ વગેરે વનસ્પતિ [ઉદ્‌ભિદ] નાં મૂળની અધોગતિ એટલે તેમનું નીચે જવું થાય છે; પણ તપસ્વીઓની અધોગતિ એટલે દુર્ગતિ થતી નથી. હરણને ગીતવ્યસન એટલે વ્યાધગીતથી નીપજતી ખરાબી નડે છે; પણ ઋષિઓને ગીતવ્યસન એટલે સંગીતની લત નથી. નાગને ભોગ એટલે ફણાવાળો દેહ હોય છે; પણ મુનિઓને ભોગ એટલે વિલાસ નથી. વૃદ્ધ થયાં,–હાલ અવિકારી રૂપ 'થયે' વપરાય છે; 'થયાં' પ્રચારમાં નથી. એ રૂપમાંના અવ્યયાર્થ અમ્–આં બાબત જુઓ પૃ૪ ૩ પંક્તિ ૧૧ વસુધાં ઉપરની સમજૂતી. બચપણના દાંત પડી જઈ મોટા થયે ફરી આવે છે, તેથી દાંત દ્વિજ કહેવાય છે. વળી યજ્ઞોપવીતવિધાન સંસ્કારથી નવો જન્મ મળે છે, તેથી બ્રાહ્મણ પણ દ્વિજ કહેવાય છે. વ્યસન–(૧) ખરાબી; (૨) લત.

૧૨–૧૭ પૂજાની પરિ–ઝાડ મુનિની પૂજા કરતું હોય તેમ. પૂજા કરવાનાં કારણ જે નિત્ય નૈમિત્તિક ધર્મકર્મ, સંયમ, પુણ્ય અને તપ, તેનું હવે ઉત્પ્રેક્ષાથી નિરૂપણ કરે છે. જેમ અપાર ધનની સમૃદ્ધિ બતાવવા કોટિધ્વજને ત્યાં ધનની ધજા ઊડે છે, તેમ મુનિને માથે ધોળી જે જટા ફરકે છે તે જાણે ધર્મની સમૃદ્ધિ બતાવતી ધર્મધ્વજા ઊડે છે; અથવા મુનિએ કામ જીત્યો હોવાથી મહાદેવ સાથેની સરસાઇમાં જાણે એ વિજયધ્વજા ફરહરે છે; અથવા જાણે સુકૃત રૂપી વૃક્ષની મંજરી પવનમાં ફરફર થાય છે; અથવા તો તપોબળે સદેહ સ્વર્ગે જવાને સિદ્ધ કરેલી દોરીનાં ગૂંછળાં જાણે આમ તેમ હાલે છે. વાળ ધોળા હોવાથી તેમાં ધર્મધ્વજાની ઉત્પ્રેક્ષા ઔચિત્ય પામે છે.

૧૮–૨૧ ધોળી દાઢી વધી ઠેઠ નાભિ [દૂંટી] સુધી પ્હોંચી હતી અને તેથી નાભિ ધોળી દેખાતી હતી; તે જાણે સમસ્ત પાપ પ્રજાળી ઉપચય પામેલું પુણ્ય જ મૂર્તિમાન થયું હોય એમ લાગતું હતું. ધોળ [સં. धवल]–ધોળાં. દાંતનાં કિરણ જે પ્રસરતાં હતાં તે જાણે ભૂતદયાની છોળો હોય એમ જણાતું હતું. ત્રિપુંડ્રને ત્રિપથગા ગંગા સાથે સરખાવ્યું છે. જાણે શ્રવણેંદ્રિય જીતવાના ધ્યાને કાન ઢાંકી લીધા હોય, તેમ તે વાળથી છવાઈ ગયા હતા.

## પૃષ્ઠ ૨૮

૧–૧૦ હનવટ [સં. हनू]–હડપચી. એમાં વકાર પેઠો છે તે માત્રામર્યાદાના નિયમને અનુસરી માપ જાળવવા માટે છે; સરખાવો સં. ललाट,

પ્રા. ણલાડ, જૂ. ગૂ. નલવટ, ગૂ. નિલવટ. ઉપરાંત સ્વાર્થે પ્રત્યય ટ સ્ત્રીપ્રત્યય સાથે ઉમેરાયો છે. છૂટાં વાળનાં ગૂંછળાંમાં ચંદ્રની કળાની સંભાવના કરી છે. કંઠનાળ–કમળના દાંડા જેવી પાતળી ડોક. અવશ–કબજે ન રહે એવા મસ્ત. રાશિ [સં. रश्मि પુ.]–દોરડાં. સ્ત્રીપ્રત્યય ઉમેરાઈ ટૂંકાવાયો છે. તેથી સ્ત્રીલિંગે વપરાય છે. નમતી કોટ વિશે ઉત્પ્રેક્ષા કરે છેઃ–જાણે સંયમસિદ્ધિ મેળવી મુનિ પરમાત્માને પગે લાગતા હોય અને પોતાનો નિશ્ચય જણાવતા હોય કે પ્રભુ ! હૂં કેમે પણ અતઃપર ઇંદ્રિયને વશ નહિ થાઉં. ચોથી પંક્તિમાંથી ઇંદ્રિયનો સંબંધ અહીં યોજવાનો છે. સ્કંધ–ખભા. શમ–ચિત્તની શાંતતા. પુનિત–પવિત્ર. જાણી મેરુ ભમિ ચાંદ્રણી–સ્થિરતા અને ગૌરવને લેઈને મુનિમાં મેરુની સંભાવના કરી છે. પ્રાચીન જ્યોતિષમાં ભચક્ર મેરુની આસપાસ ભમે છે એમ માનેલું છે. ઘડપણમાં ચામડી ખડબચડી થાય છે, તેથી વલ્કલ વિશે જરાજાલની ઉત્પ્રેક્ષા છે. ક્ષુધાઇ અતિ ઊંડૂં ઇ.–ઉપવાસ કર્યાથી પેટ ઊંડૂં ગયૂં હતું ને મોટો ખાડો પડયો હતો, તે અગસ્ત્ય મુનિએ પી જઈ ખાલી કરેલા એકાદ ન્હાના સમુદ્રના ખાડા જેવો જણાતો હતો. મિહિરામણ–સમુદ્ર. બેટ–ન્હાનો; જુઓ પ્રેમાનંદકૃત **રણયજ્ઞ**, કડવૂં ૧૪, કડી ૬૨,

દુર્ગંધ વાસના મોટૂં પેટ શેવાલ ભર્યો સાગર શૂં બેટ.

૧૧–૧૪ તરણિ–સૂર્ય. સોમ–ચંદ્ર. દ્વિજપતિ–(૧)બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ; (૨) પક્ષીઓમાં શ્રેષ્ઠ. અતિ મોટા કાન–તેણે ઘણાં ઘણાં શાસ્ત્ર શ્રવણ કર્યાં હતાં. અહીં કાન શબ્દે કરીને કાનનો શ્રવણ ધર્મ લક્ષિત છે. સરખાવો મોટૂં પેટ, મોટૂં મ્હો વગેરે. જિ [પ્રા. चिअ, સં. च+एव],–અવધારણાર્થ અવ્યય; જુઓ है. व्या. । ૮।૨।૧૮૪।. વડવાનલ સમુદ્રનૂં પાણી પીધા કરે છે, એ પ્રસિદ્ધિને અનુસરી જલાહારી મુનિને વડવાનલ સાથે સરખાવ્યા છે.

૧૫–૨૩ હેજ–આર્દ્રતા, સ્નેહાર્દ્રતા, પ્રીતિ. ધન્ય વેદ ઇ.–બ્રહ્માના મુખથી ધસીને વેદ જે આ મુનિના મુખે વસ્યા, તે પણ કૃતાર્થ [ ધન્ય ] થયા ! જિહાં આચરણિ ઇ.–આ આશ્રમમાં કૃત યુગનાં જ આચરણ જોવામાં આવે છે, તેથી ધર્મ અહીં હમેશાં પ્રસન્ન ચિત્તથી ચારે પગે રહે છે. સત્ય કિંવા કૃત યુગમાં ધર્મ ચારે, ત્રેતામાં ત્રણે, દ્વાપરમાં બેએ અને કળિમાં એકે પગે રહે છે, એમ પુરાણમાં કહ્યૂં છે. ઋષિલોકથી ઉત્તમ લોક–આ આશ્રમ-સ્થાન [લોક] સપ્તર્ષિ લોક [ઋષિલોક] થી પણ પવિત્રતામાં ચડિયાતૂં છે; અથવા આશ્રમવાસી જનો [લોક] સપ્તર્ષિ [ઋષિલોક] થી ચડિયાતા છે. જ્યોતિષ શાસ્ત્રમાં સપ્તર્ષિલોકનૂં સ્થાન બહુ ઊંચૂં ભાખ્યૂં છે. એમાં સાત ઋષિઓ

પત્નીઓ સાથે રહે છે અને તેઓ તેમના તપના બળથી બ્રહ્માંડને ટકાવી રાખે છે. એ સપ્તર્ષિલોકથી આશ્રમનો વ્યતિરેક કર્યો છે.

પૃષ્ઠ ૨૯

૧-૧૦ તપનો પ્રભાવ વર્ણવ્યો છે. અલગુ [પ્રા. अलग्गो, સં. अलग्नः]-તપોવનનાં વૃક્ષોની ઘટા કિરણથી ભેદ્યા વગર વેગળો ને વેગળો. શનિ શનિ [સં. शनैः शनैः]-ધીમે. યદ્યપિ-જોકે. હરિ-દેડકો; જુઓ અ. કો.। ૩।૨ ૧૭૪। કામ ક્રોધ ઇ.-અહીં ષડ્રિપુનૂં ઊતરવૂં [અવતાર] થતૂં નથી, ષડ્રિપુ આ આશ્રમમાં દેખાતા નથી. આશ્રમ એણિ-આ આશ્રમમાં. જૂની ગૂજરાતીમાં 'આ' અને 'એ' પર્યાયરૂપે વપરાય છે. જાણી ['જાણીઇ' નૂં ટૂંકૂં રૂપ]-જણાય છે. નિકેત-ઘર. સેતુ-પુલ. ક્ષમા જલની પાલિ જ કરી-આ આશ્રમ ક્ષમા રૂપી પાણીના બંધરૂપ છે, અર્થાત્ ક્ષમાનો પૂર્ણ સંચય અહીં જોવામાં આવે છે. ઉપશમ-ચિત્તની શાંતતા, શમ. કૂલ-કાંઠો, આરો.

૧૧-૨૩ પ્રણમી-નમસ્કાર કરી. નીડ થકુ પડ્યુ [સં. नीडे स्थितः पतितः, અપ. नीड थिअउ पडिउ; સરખાવો સ્થિત્યર્થ કિંવા અસ્તિત્વવાચક સ્થાને મળતો ભૂનો ઉપયોગ, जहां होन्तउ, तहां होन्तउ, कहां होन्तउ। है. व्या.। ૮।૪।૩૫૫।]-માળામાં છતો પડ્યો, અર્થાત્ માળેથી પડ્યો. થિઅઉમાં કકારના પ્રક્ષેપ બાબત. જુઓ है. व्या.। ૮।૨।૧૬૪। પ્રાકૃતનો ઠેલો સંસ્કૃતને લાગવાથી यद् આદિ સર્વનામનાં यकः આદિ રૂપમાં એ પ્રત્યય દેખા દે છે. ગૂજરાતીમાં આ અને બીજા ક્ષેપક વર્ણે ઘુસી વ્યુત્પત્તિ મૂઝવણ ભરેલી બનાવી દીધી છે. કનડ, જકડ અને વટકમાં આદિ મધ્ય અને અંતમાં આવી ક્ષેપક કકાર સર્વવ્યાપી બન્યો છે. ખાબોચિયૂં, પડખૂં, ઊવટ, પલાંખૂં, કરમોડ વગેરે ઉદાહરણમાં બીજા ક્ષેપક વર્ણ પણ ઘુસેલા જોવામાં આવે છે. સંસ્કૃતમાં क. ट, र, ल સ્વાર્થે ઊમેરાય છે; ઉદા. करण्डक, वघूटी, पाण्डुर, मञ्जुल. પણ તે છેડે જ ઊમેરાય છે; અને તે નામ તથા વિશેષણમાં જ વપરાય છે. પ્રાકૃતમાં કકારનો વ્યાપ્તિપ્રદેશ વિસ્તાર પામે છે. કૃદંતરૂપમાં પણ તે ઘુસે છે; ઉદા. आलेट्ठुअं. તેમ છતાં પણ તે પ્રત્યય જ રહે છે. ગૂજરાતીમાં તે કેવળક્ષેપક બને છે. અવલોકી જોયુ-મનથી વિચારી જોયો. 'કહીંક આશ્રમના ઝાડમાં હૂં એને મેલીશ એમ ધારી એને મેં અહીં આણ્યો છે.' મેહેલીશિ, આપીશિ ભવિષ્ય પહેલો પુરુષ એકવચન છે. સંસ્કૃતમાં ભવિષ્યાર્થ ધાતુમાં સ્યના ઊમેરાથી બતાવાય છે; બાકી પ્રત્યયો તો વર્તમાનનાં જ લગાડાય છે. એ પદ્ધતિ પ્રાકૃતમાં થઈ અપ-

અંશમાં ઊતરી આવી. એમાં ભવિષ્યાર્થનો સ્સ ઊમેરી વર્તમાનના પ્રત્યયોથી રૂપો બનાવાય છે. પહેલા પુરુષ એકવચનનો પ્રત્યય ઉં કે પ્રાકૃત મૂ ને બહુવચનનો હું છે; અને બીજા ત્રીજાના તે જ ક્રમે હિ ને હુ તથા इ ને हिं છે. તે ઉપરથી હકાર કાચો પડી જૂની ગૂજરાતીમાં [હૂં] કરૂં કે કરાં, [અમ્હિ] કરૂં, [તૂં] કરિ, [તમ્હિ] કરઉ, [તે] કરઈ, [તેઉ] કરઇં કે કરઇ એવાં રૂપો થયાં. પાછળથી 'હૂં કરૂં' 'હૂં કરાં' ઉપરથી 'તૂં કરૂં' 'તૂં કરાં' અનુકરણથી થયાં; તેમ જ તૂં કરિ છિ ઉપરથી તૂં કર છ રૂપ પ્રગટતાં અનુકરણથી હૂં કર છ પણ પ્રગટ્યૂં. ભવિષ્યમાં જૂની ગૂજરાતીમાં હૂં કરીશાં, અમ્હિ કરીશૂં, તૂં કરીશિ, તમ્હિ કરીશુ, તે કરીશિ, તેઉ કરીશિં કે કરીશિ એવૂં રૂપાખ્યાન વપરાયૂં; ઉપરાંત અનુકરણથી હૂં કરીશિ, તૂં કરીશાં એ રૂપ પણ નીપજ્યાં. અનુકરણનૂં મૂળ હૂં તૂં શબ્દના સ્વરૂપમાં તેમના સ્વરસામ્યમાંજ રહ્યૂં છે. વર્તમાન હું કરીશ, તૂં કરીશ એ હૂં કરીશિ તૂં કરીશિ ઉપરથી ઊતરી આવેલ છે. નીવાર–નમાર. આવી પાંખ નિ ઊડી જશિ–પાંખ આવીને ઊડી જશે. અર્વાચીન સંબંધાર્થ અવ્યય કૃદંતના રૂપમાં 'ને' અર્થની સ્પષ્ટતા સારૂં ઊમેરાય છે, એમ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫ ઉપરની સમજૂતીમાં કહ્યૂં છે. એ ઊમેરણ છે એટલે કે આગંતુક [inorganic] છે–અંગભૂત [organic] નથી, તે વાત 'આવી' અને 'નિ' અહીં પાંખ શબ્દથી છૂટા પડવાથી સ્પષ્ટ થાય છે. આ ઊમેરણ પ્રાકૃત અવધારણાર્થ અવ્યય णइ [જુઓ હૈ. વ્યા. । ૮।૨। ૧૮૪।] ઉપરથી નીપજી આવ્યૂં છે. વિશ્રામ–નિરાંત, સુખ. તુ પણ–તો વળી.

## પૃષ્ઠ ૩૦

૧–૧૫ દૃષ્ટિ અવલોક–નજરે જોઈને; રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫, નમ્ય ઉપરની સમજૂતી. આગમનિર્ગમ–ઉત્પત્તિ ને વિનાશ. પૂરવનૂં કારણ મનિ ઇ.–જાણે મને જોયાથી સાંભરી આવી હોય તેમ મારા પૂર્વજન્મની સર્વ હકીકત તેમના મનમાં સ્ફુરી. ધરૂં–ધર્યૂં. અકર્તરિ [passive] ભૂત કૃદંતના પુલ્લિંગ ઇઉ અને નપુંસકલિંગ ઇઉં પ્રત્યયોમાં ઇકાર ક્ષેપક છે, તેનો લોપ થયાથી જૂની ગૂજરાતીમાં ઉ અને ઉં પ્રત્યય અનુક્રમે થયા. કચ્છ કાઠિયાવાડમાં તે ઉપરથી ઓ અને ઉં પ્રત્યય ઊતરી આવ્યા છે; ને લોક 'લાગો' 'લાગૂં' કહે છે. વાડવ–બ્રાહ્મણ પ્રશ્ન કહુ–સવાલનો ખુલાસો કરો. અવિનય શુ અપાર–શો હદપાર અવિનય, શો અતિ ભારે દોષ. શાહાનિ– –શા માટે, શા કારણથી. કીહૂં–કર્યૂં. વિસ્તાર–વિસ્તારીને. હસ્તામલક સમાન–

હાથમાં અર્થાત્ હાથેળીમાં રાખેલા આંબળા જેવું, એટલે કે પ્રત્યક્ષ.

૧૬–૨૦ તહો, તહુ, અહો, અહુ નામના બહુવચનના એ પ્રત્યયથી નીપજેલાં રૂપ છે, તહિ, તહે, અહિ, અહે રૂપમાં કર્તા અને કરણનો બેવડો અધિકાર એકઠો મળેલો હોવાથી સ્પષ્ટતા સારૂં ભાષાએ તહુ, તહો, અહુ, અહો રૂપો ઘડયાં છે. વચન આણી રિદિ–વીનતી મન પર લેઈ. રલિઆયતિ,–'રલી' નામથી થયેલા 'રલિઆયિત' વિશેષણ ઉપરથી નીપજેલૂં અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૧, પંક્તિ ૫, 'પ્રથમિ' ઉપરની સમજૂતી. ભોજન વિવિહાર–ભોજનનૂં કામ [વિવિહાર, સં. વ્યવહાર].

## પૃષ્ઠ ૩૧

૩–૨૨ તપોવનમાં સંધ્યાકાળ પડે છે તેનૂં આ બહુ રમણીય વર્ણન છે.

૩–૯ ધરણ [સં. ધરણિ]–પૃથ્વી, ભોંય. ઊરધ મુખિ તાપસ ઇ.–મુનિઓ ઊંચા [ઊરધ, સં. ऊर्ध्व] મ્હોથી અર્થાત્ સૂર્ય સામી દૃષ્ટિથી પ્રીતિ [હિજ] પૂર્વક તપ કરતા હતા તે જાણે બધૂં તેજ પી ગયા હોય, તેમ સૂર્ય ઝાંખો જણાયો. રક્તાંબર ઊગવિયાં યથા–જેમ રાતાં વસ્ત્ર ઝાડ ઉપર સૂકવ્યાં [ઊગવિયાં] હોય તેમ. સં. अव+ग्लै ઉપરથી સૂકાવાના અર્થમાં જૂની ગૂજરાતીમાં ઊગા ને તે ઉપરથી ઊગવ થયેલ છે; જુઓ કાન્હડદેપ્રબંધ । ૨,૩।૧૬૪,૨૭। કરી સનાન ઊગવિયા વાળ, ધોતિઊં ઊગાઇ આકાશિ ।. શેડિ–દોણીમાં પડતી દૂધની ધાર.

૧૦–૧૩ અહીં કમળની તળાવડીને સૂર્યની પત્ની કલ્પી, સૂર્ય મેરુ પાછળ જતાં પ્રોષિતપતિકાનો ભાવ ઊપજાવ્યો છે; અને તેનો ફરી મેળાપ થવા તળાવડીને વ્રત કરતી વર્ણવી છે. ઉપમા અને રૂપકનો સંકર છે. પદ્મિની–(૧) કમળની તળાવડી; (૨) ઉત્તમ લક્ષણવાળી સ્ત્રી. મુકુલ–કળી. મૃણાલ–કમળનો દાંડો. પુનરપિ–ફરીને. પામેવાનિ–પામવાને. સંસ્કૃત પ્રાકૃતમાં રૂઢ થયેલો હેત્વર્થ અવ્યય કૃદંતનો પ્રત્યય तुम् उं અપભ્રંશમાં ઉચ્છિન્ન થયો છે. આથી ક્રિયાવાચક નામ ઉપરથી એ કૃદંત બનાવવાની ભાષાની પરિપાટી પ્રમાણે સંસ્કૃત तव्य પ્રત્યયનો આશ્રય લેઈ અપભ્રંશમાં एवं, एवि, एविणु, एप्पि, एप्पिणु પ્રત્યયો થયા. આ હેત્વર્થ કૃદંતના પ્રત્યયો ઉપરાંત અપભ્રંશમાં સં. तव्य ઉપરથી एव्वउं અને एवा એમ નામ બનાવનારા બે પ્રત્યયો પણ નીપજ્યા. વાસ્તવિક રીતે જોતાં एवि, एप्पि હેત્વરૂથે સપ્તમીનો પ્રત્યય

જોડાયાથી બન્યા છે; એમાં અવધારણાર્થે અપ. નઉ ઊમેરાઈ एविणु, एव्विणु થયા લાગે છે. આમાંના एव्वउं પ્રત્યયે જૂની ગૂજરાતીમાં કરેવૂં પામેવૂં વગેરેને જન્મ આપ્યો. એ ક્રિયાવાચક નામ પણ છે અને વિધ્યર્થે કૃદંત પણ છે. સદરહૂ ક્રિયાવાચક નામ ઉપરથી અપભ્રંશ રૂપાખ્યાન સાથે સંબંધ ધરાવતૂં કરેવા પામેવા વગેરે અને નવા ઊભા થયેલા રૂપાખ્યાન પ્રમાણેનૂં કરેવાનિ પામેવાનિ વગેરે એમ હેત્વર્થે અવ્યય કૃદંતનાં બે રૂપો પ્રચારમાં આવ્યાં, જેના ઉત્તરાધિકારી કરવા કરવાને પામવા પામવાને વગેરે છે. બાકીના ઉપર નોંધેલા પ્રત્યયોની હયાતી ભરપ, મેળાપ, બળાપો, રખોપૂં, પડાવ, ઘેરાવો વગેરે ભર, મળ, બળ, રાખ, પડ, ઘેર વગેરે મૂળ ઉપરથી થયેલાં નામમાં જળવાઈ રહી છે. બંગાળી, ઉત્કલી અને જૂની હિંદીમાં ગૂજરાતીને મળતૂં ક્રિયાવાચક નામ પ્રત્યય મજકૂરથી બનતૂં મળી આવે છે.

૧૪–૧૭ રવિપાત થ્યુ–સૂર્ય પડયો. પડઘાત [સં. प्रतिघात]–પ્રત્યાઘાતને લીધે, અથડાઈને પાછા ઊછળવાથી. કુસુમાંજલી–ખોબો ભરીને ફૂલ સમર્પવાં તે.

૧૮–૨૪ રાતડિ–રતાશ. વિરાગિણ [સં. विरागिणी]–જોગણ. સંધ્યામાં દીકરીનો, રાત્રિ [વિભાવરી] માં માનો અને અંધારામાં કૃષ્ણાજિન [મરગ ચરમ] નો આરોપ છે. વનમાં રહેનારા બ્રાહ્મણોના મનમાં જ્ઞાનનો પ્રકાશ હતો; તેથી ત્યાં અંધકાર પેશી શક્યો નહિ, જોકે અંધારાથી આખું વન છવાઈ ગયૂં. અંધકાર–(૧) અંધારૂં; (૨) અજ્ઞાન. 'અંધારિ વ્યાપ્યૂં તે વંન' એ જૂની અકર્તરિ [passive] ઉક્તિ છે; જે માટે જુઓ પૃષ્ઠ ૨૨ પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી. અરુણતા–રતાશ, અર્થાત્ ચંદ્રની.

## પૃષ્ઠ ૩૨.

૧–૯ કરિ બીસારી તિહાં સમક્ષ–તે વખતે પોતાના હાથમાં સન્મુખ [સમક્ષ] બેસારીને. વેત્રાસન–નેતર વગેરે ગૂંથીને કરેલી બેઠક. આશ–આશા સાથે, આશા ભેર; સાહચર્યાર્થે તૃતીયાનો પ્રત્યય ઇ છે, તે અહીં લુપ્ત છે. સોય–તે, એટલે કે તે વાત. આ શબ્દ 'કોય' ના અનુકરણથી બન્યો છે. બાકી એમાં 'ય' [સં. अपि] તો 'પુનરપિ' માં 'અપિ' ની પેઠે નિરર્થક છે. અર્થવાળો ભાગ તો સો [પ્રા. सो, સં. सः] જ છે. કારણ–ઉત્પત્તિ. આગલિ શૂં થાશિ–હવે પછી એનૂં શૂં થશે ? સૂધુ [સં. शुद्ध]–યથાર્થ. કથાપ્રસંગ–કથાનો આરંભ. પૂર્વરંગ–પ્રસ્તાવના.

૧૫-૧૬ રલિઆયિત-આનંદિત, પ્રસન્ન. મહિમા કહિવુ માંડયુ-મહિમા કહેવો શરૂ કર્યો. જૂની વાક્યરચના ધ્યાનમાં લેવી. હાલ 'મહિમા કહેવા માંડયો' બોલાય છે. મહિમા-વિસ્તાર, વિસ્તારવાળી વાત.

૧૭-૨૪ મેદિની-પૃથ્વી. મંડન-શણગાર. અવતરી-પ્રગટી. સત્યયુગ [આદિયુગ] ની ઉત્પ્રેક્ષાથી ધર્મની સમૃદ્ધિ જણાવી છે. લલામ-રમણીય, સૌથી સુંદર, ઉત્તમ. ઉજ્જયિનીમાં જે જ્યોતિર્લિંગ છે, તેનું નામ મહાકાલ છે. પ્રાકાર-કોટ. ગગન છબતા-આકાશને અડકતા. હૈ. વ્યા. । ૮।४।૧૮૨ માં छिव અને छिह અડકવાના અર્થના ધાતુ કહ્યા છે. બંને स्पृश् ધાતુની વિકૃતિ જણાય છે. એમાંના પહેલા छिव ઉપરથી 'છબતા' શબ્દ થયો છે. 'છોટ', 'છોવાવૂં' વગેરે બીજા ઉપરથી આવ્યા છે. સુધાધવલ-ચૂને છોઈ લીધેલ. છો, છોવૂં સુધા ઉપરથી છે. મહાકાલના સાંનિધ્યને લીધે ધોળા કોટના વિશે રૂપાના કૈલાસની ઉત્પ્રેક્ષા કરી છે. ખાઇ ક્ષિપ્રા સરિત ઇ.-કોટની આસપાસ ખાઇ છે, તે જાણે બીજી ક્ષિપ્રા નદી છે. એનું પાણી અગાધ છે અને તે બધી [સકલ] અર્થાત્ પૂરેપૂરી ભરેલી [પૂરણુ, સં. पूर्ण] છે તથા ભવ્ય [ધન્ય] દેખાય છે, તેથી જ્યાં નવસેં નવ્વાણૂ તીર્થ ભેગાં થાય છે એવો પવિત્ર મહાસાગર જાણે પ્રદક્ષિણા કરી રહ્યો હોય એમ લાગે છે.

પૃષ્ઠ ૩૩

૧-૪ વિપણિ [પુ.]-હાટ. શુક્તિ-મોતીની છીપ. મરકત-પાનૂં. એનાથી સાપનું ઝેર ઊતરે છે એવી પ્રસિદ્ધિને લીધે એ ગારુડ પણ કહેવાય છે. આથી કદાચ નાગમણિ તરીકે તેની નાગલોકથી અર્થાત્ સમુદ્રમાંથી ઉત્પત્તિ મનાઈ હશે. મુક્તાફલ-મોતીનો દાણ; જુઓ પૃષ્ઠ ૧૩, પંક્તિ ૩, ફલ ઉપરની સમજૂતી; અને સરખાવો મુક્તાકણ. સુવર્ણનુ ભૂકુ-સોનાની રજની ઢગલીઓ. સોનૂં ખાણમાંથી ગટ્ટા રૂપે અને નદીની રેતમાંથી કણરૂપે નીકળે છે. પ્રાચીન કણરૂપે ઉત્પત્તિની ખાતરી પરદેશના તવારિખનવેશો આપે છે અને जाम्बूनद અને गाङ्गेय એ બે નામ પણ આપે છે. વેલુ [સં. वालुका] -રેતી. તે તે રત્નને લીધે અને પીળી રેતી જેવી સોનાની રજને લીધે ઉજ્જયિનીના રત્નચોકને જલરહિત સમુદ્ર સાથે સરખાવ્યો છે.

૫-૮ મેલિ-ટોળામાં, ટોળા સાથે. ચિત્રશાલા-જેની ભીંતો ચિતરેલી હતી એવો ખંડ. અહીં ચિત્રશાલાની ચિત્રની સ્ત્રીઓને વિમાનની દેવાંગના

સાથે, ગાયકોને ગંધર્વ સાથે અને નટડીઓને દિવ્ય નટી સાથે સરખાવ્યાં છે. ગણુધર [સં. गन्धर्व]-(૧) ગાયક; (૨) દેવના ગવૈયા ગંધર્વ. બંધ-નાટયના પ્રકાર.

૯-૧૬ ગૂડી-ન્હાની ધજા; જુઓ કાન્હડદે પ્રબંધ । ૧।૨૭ અને વસ્છ. દેવ. । ૧૪૪।, નગર માંહિ ગૂડી ઊછલઇ; સરખાવો ગૂડીપડવો. સરકિ-પવનમાં સરસર કરતી હાલે છે. સરસ લાગિ ઇ.-ધજા ગૂડી અને મૃદંગનાદને લીધે નિવાસનાં ઘર પણ દેવમંદિર જેવાં રળિયામણાં લાગતાં હતાં. તરુણિ તોલિ ઇ.-સ્ત્રીઓ સાથે [તોલિ, સં. तुल्यम्] પુરુષોને અર્થાત્ સ્ત્રીપુરુષને કામાતુર [અંધ] બનાવવા. જલજંત્ર-ફુવારા. ખેડૂ રાખી-પડ્જ સ્વર સાચવી, ખરજ સુરમાં. મોરના કંઠનો સ્વર ગાયનના ગ્રંથોમાં પડ્જ કહ્યો છે. ત્રિવિધ-સુવાસિત, ધીમો અને ઠંડો. પુષ્પ લિહિકિ બકુલ ઇ.-બોરસલીનાં ફૂલ લહેકે છે અને બાગ [વન] સુવાસિત બની રહે છે.

૧૭-૨૨ નગરની સ્ત્રીઓનું વર્ણન કરે છે. પાણિ આસોહિ ઇ.-સુઘડ સુંદરીઓ હાથ હલાવે છે, અંગના જાણે કડકા કરી મરડાતી મરડાતી ચાલે છે, બેલડીએ વળગે છે ને સાથે સાથે જાય છે; તે વખતે તેમની કટિ-મેખલા ઘમઘમ થાય છે, જેથી સાંભળનારનાં મન ચલિત થાય છે. નયન વાલિ-વાળેલે નેત્રે, કટાક્ષે. કામિની ભામિની-કામ કળામાં કુશળ સ્ત્રીઓ. તેજ તપતી તન-શરીરના તેજે ઝળહળ થતી.

## પૃષ્ઠ ૩૪

૧-૯ ઓટ-પડખે, ભીંતર; જુઓ 'અનેક મારગ કોટાકોટ રહે આ-વયો ગુણનિ ઓટ' [અખો]. સં. उपस्थ, પ્રા. ओत्थअं [पिहितम्] સાથે અને ગૂજરાતી ઓથું કે ઓઠું શબ્દ સાથે ઉપરનો શબ્દ સંબંધ ધરાવે છે. એ સં. अवघट्ट ઉપરથી થયેલા ઓટ [ebb] થી ભિન્ન છે. કૌતુકયુત-ગમ્મ-તની ખાતર જૂવું રમવું તે, જુગારની ખાતર નહિ. પ્રીત-શોખ. રાત્રિએ મણિના દીપ કહ્યાથી પવન વડે ઓલાવાનો અસંભવ બતાવી અંધકારનો અભાવ પ્રતિપાદિત કર્યો છે. લોક-તે સ્થાનમાં, તે નગરમાં; જુઓ પૃષ્ઠ ૨૮ અને પંક્તિ ૨૩, 'લોક' ઉપરની સમજૂતી; અને સરખાવો લાટિન locus.

૯-૧૯ નહુપની હકીકત પૂર્વે આપી છે; જુઓ પૃષ્ઠ ૧૪ પંક્તિ ૧૬ ઉપરની સમજૂતી. શુંશુમાર માટે હરિવંશ । ૧।૩૬-૫૫। માં અને બીજા વિશે **નર્મકથાકોશમાં** જોવું. મેઘ વરસિ અન્ન સરસિ-ઉત્તમ પાક થાય એમ

મેઘ વરસે છે. હેત્વર્થે સપ્તમી; સરખાવો. चर्मणि द्वीपिनं हन्ति दन्तयोर्हन्ति कुञ्जरम् । केशेषु चमरीं हन्ति सीम्नि पुष्कलको हतः ॥ म. भा.॥. દેશ નાવિ ટીડ,—આ માત્ર ઉપલક્ષણ છે. એ ઉપરથી છએ ઈતિઓનો અભાવ સમજવાનો છે. બાલિ નામિ પાપ—જે જે પાપ નામ ધરાવે છે તે સર્વ પ્રજાળે છે. દેશ રખિ પાખિ અન્ય પ્રતાપિ—સેનાદિક અન્ય સાધનનો ઉપયોગ કર્યા વગર [અન્ય પાખિ] પોતાના માત્ર પ્રતાપથી જ દેશનું રક્ષણ કરે છે. ભૂતિ—વિભૂતિ, સમૃદ્ધિ. શક્ર—ઇંદ્ર. શક્તિ ત્રુહે યુક્ત—પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ, એ ત્રણે શક્તિ ધારણ કરતો. 'ત્રુહ' સાથે સરખાવો કચ્છી ત્રો, ઓ. જાણી દાસિ—જાણે દાસી બની હોય તેમ. 'નારી' ને બદલે હાલ 'નાર' રૂપ જે બોલિયે છિયે, તે પ્રસ્તુત દૃષ્ટાંતની પેઠે વચગાળામાં અંત્યસ્વર ટૂંકાવ્યાથી, અને પાછળથી સ્વરસંક્રમ થયાથી બન્યું છે. સહજનું—સહજ સ્વભાવનું.

૨૦–૨૩ ત્રણ વિરોધાભાસથી રાજાનું વિશેપ વર્ણન કરે છે. શીતસ્વભાવ—(૧) ટાઢક ઉપજાવે એવી ખાસિયતનો; (૨) ઠંડા મીજાજનો. સ્થિરપણુ—(૧) ઠરી ઠામ રહેવાપણું; (૨) અડગપણું. ગિરિરાજ—હિમાલય કે મેરુ. સમથી [सं. समः स्थितः, प्रा. समो थिअओ, અપ. समु थिउ]—સમાન થકો, સમાન છતાં એ. અવિકારી રૂપ; સરખાવો શ્રાંત થકાં, પૃ. ૨૪, પંક્તિ ૨; અને જુઓ પૃષ્ઠ ૨૯, પંક્તિ ૧૪, 'નીડ થકુ પડચુ' ઉપરની સમજૂતી. આપ [सं. आत्मन्]—આ જૂની ગૂજરાતીના સ્વાર્થસર્વનામની જગા હાલ 'પોતે' શબ્દે લીધી છે. વિરી [प्रा. वइरी, सं. वैरी]—દુશ્મન. તે દુશ્મનને સ્થાનથી ભ્રષ્ટ કરે છે, દુશ્મનનું રાજ્ય પડાવી લે છે. ક્ષમા—(૧) ગુન્હાની માફી બક્ષવી તે; (૨) પૃથ્વી. શેષ ક્ષમા [પૃથ્વી] ધારણ કરે છે, તેમ રાજા પણ ક્ષમાધારી એટલે ક્ષમાશીલ છે.

## પૃષ્ઠ ૩૫

૧–૧૧ ચલાવ્યુ—ચળાવ્યો, ચલિત કર્યો. ઢંઢોલિઉ—હલાવ્યો. સંસ્કૃત ત્રૂ ધાતુ ઉપરથી થયેલા પ્રાકૃત ढोल्ल મૂળમાં ल્ल ઊમેરાયો છે, તે જ ક્ષેપક લ રૂપે સંસ્કૃત ध्र ધાતુમાં ઊમેરાઈ આદ્યક્ષર દ્વિર્ભાવ પામી માત્રામર્યાદા જાળવવા દીર્ઘ સ્વરને બદલે અં ને આ મૂકાઈ જૂની ગૂજરાતીમાં ઢંઢોલ મૂળ નીપજ્યું છે. હાલ ભળતા સ્થાનમાં પલટાવાથી ઢંઢોળ બોલાય છે. દ્વિર્ભાવ અતિશય [intensity] બતાવવાને અર્થે છે; સરખાવો છંછેડ, ખંખેર,

ભંભેર, ખંખોળા, જંજાળ વગેરે. પ્રાકૃત અકર્તરિ [passive] धुव्व મૂળ ઉપરથી ढुम નીપજી દ્વિર્ભાવથી એ જ રીતે ढण्ढल्ल, ढुण्ढुल्ल તથા ढण्ढोल મૂળોનું જૂથ ઊભું થયું છે. પ્રાક્રમ–પરાક્રમ વડે, પ્રચંડ બળથી. ચુહુ [પ્રા. चउ, સં. चतुर् ],–સ્વરસંક્રમ અને હકારપ્રક્ષેપથી થયેલું રૂપ. એના અનુકરણથી થયેલાં બુહ અને ત્રુહ રૂપ જૂની ગૂજરાતીમાં મળી આવે છે; જુઓ પૃષ્ઠ ૩૪, પંક્તિ ૧૭. સવિ વર્ણ ધર્માચરણ–સર્વે વર્ણના ધર્માચરણ વડે, સર્વ વર્ણ ધર્મમાર્ગે જવાથી. કુબેરનગરી–અલકાપુરી. અંત–સુધી; સરખાવો પર્યંતનો ઉપયોગ. कादम्बरीમાં પશ્ચિમ દિશાનો નિર્દેશ मन्दराचलથી કર્યો છે. એ પશ્ચિમના પર્વતને ઉત્તરમાં બદરિકાશ્રમ અને અલકાપુરી જોડે મૂકવો બરાબર નથી. સંસ્કૃત મૂળમાં गन्धमादन છે. સબબ મંદરાચલને બદલે ગંધમાદન કલ્પિત પાઠ યોજવા વીનતી છે. દ્રામ [સં. द्रम्म]–નાણું. આની વ્યુત્પત્તિ ગ્રીક drachma ઉપરથી કરવી કે द्रविणના સગોત્ર द्रव्य ઉપરથી, તે સવાલ છે. અલ્પાર્થે પ્રત્યયવાળો દ્રોકડો શબ્દ એ મૂળ ઉપરથી કદાચ બન્યો હોય. ઇંદ્રને કર ભરતો કહી અનાવૃષ્ટિનો તેમ જ અતિવૃષ્ટિનો અભાવ સૂચવ્યો છે. ગુણિઅન [સં. गुणिजन]–ગુણ ગાનાર પુરુષો, ભાટચારણ. જયદેવ 'ગુણ ગાનાર' ના અર્થમાં गुणन વાપરે છે; જુઓ गी. गो. । ७ ।. इइ रसमणने कृतहरिगुणने ।. માથે પુષ્પમાળા ધારણ કરવાનો શોખ પહેલાં કેટલો બધો હતો, તેનો ખ્યાલ अमरकोषમાં ગણાવેલા गर्भक, प्रभ्रष्टक, ललामक અને शेखरक પ્રકાર જોયાથી આવશે. આજ્ઞા વહિ–આજ્ઞા માથે ચડાવે છે.

૧૨–૧૯ પરિસંખ્યા અલંકાર વડે પ્રજાની સુખી અવસ્થા વર્ણવે છે. વિપક્ષતા–(૧) પાંખરહિતપણું; (૨) દુશ્મનાવટ. પ્રથમ પર્વતોને પાંખો હતી. તે વતી એ ઊડતા. તે દરમ્યાન મોટી શિલાઓ ગગડી પડવાથી પૃથ્વી ઉપર કચ્ચરઘાણ વળતો. આ મહા કષ્ટમાંથી બચાવવાને ઇંદ્રે વજ્ર વડે પર્વતોની પાંખો કાપી નાંખી. એ રીતે એ પાંખરહિત થયા અને અચલ બન્યા. પરપણું–(૧) પૂંઠે ઊમેરાવાપણું, (૨) પરાયાપણું, જુદાગીરી. પ્રત્યય મૂળની પછી આવી ઊમેરાય છે, તેથી જ તે પ્રત્યય કહેવાય છે. સાંહામૂં [પ્રા संमुह, સં. संमुख]–(૧) મ્હો જોવાને માટે સન્મુખ; (૨) લડવાને માટે સન્મુખ. જલદ–મેઘ. ચાપ–(૧) ઇંદ્રધનુષ; (૨) કામઠું. ઉચ્ચતા–(૧) ઊંચે આરોપવાપણું; (૨) મોટાઈ, ગર્વ. નમ્રતા–(૧) નમવાપણું; (૨) પોચાપણું. કોદંડ–ધનુષની કામઠી. શિલીમુખક્ષત–(૧) ભમરાઓ વડે વીંધાવાપણું; (૨) તીરના ઘા. વંશ–વાંસ. વ્રદ્ધભાવ–ઘડપણ. દંડ–(૧) લાકડી; (૨) સજા. નિગ્રહ–(૧) વશ

કરવી તે, કબજે રાખવી તે; (૨) શિક્ષા કરવી તે, શાસન કરવું તે. બંધ-(૧) દોરે પરોવવાં તે; (૨) બંધન, બેડી. એણી પિરિ રા રાજ્ય છ.-એ રીતે તે રાજા રાજ્યવહીવટમાં ધર્મનો સંબંધ સાચવે છે, ધર્મરાજ્ય વર્તાવે છે.

૨૦-૨૪ કલા બુદ્ધિ વિચાર-તેણે બુદ્ધિથી કલાનો વિચાર પણ કર્યો હતો, તે સર્વ કલા જાણતો હતો. આવિ-જાણે છે; સરખાવો હિંદી આતા હૈ. વિમુખ સઘલા ભોગ-સૌ મોજશોખના સામૂં જોતો ન હતો. ઇષ્ટ-વ્હાલો.

પૃષ્ઠ ૩૬

૧-૫ વૃષપર્વા-અસુરોનો રાજા. રાયનિ બ્રાહ્મણ તે અતિ સૌમ્ય-તે બહુ સારો બ્રાહ્મણમંત્રી તે રાજાને મળી આવ્યો હતો. ધર થકી-આરંભમાં, ગાદીએ બેસતાં જ. સં. ધુર્. સરખાવો ધરમૂળ, માંડો પંજ્યા ધરથી, ધર ઘડી ને ધર દહાડો. આપિ-જાતે, પંડે; જુઓ પૃષ્ઠ ૨૨ પંક્તિ ૧૮, 'આપ' ઉપરની સમજૂતી.

૬-૧૭ ક્રીડાનું આ ઉન્માદક વર્ણન ભાલણે પોતાના તરફનું ઉમેર્યું છે. રાણી બહુ-બહુ રાણીઓ સાથે. સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત છે. વ્રીડા-લાજ, શરમ. અપ્સરાનિ અગમ્ય-વિલાસપરાયણ અને કામદેવની માનીતી જે અપ્સરાઓ, તેમને પણ જેનાં સ્વપ્ન નથી આવતાં એવી. તાડિ-મારે છે. પાશિ પાડિ-ભુજપાશમાં પૂરે છે. રમાડિ જે...રંગ-જે રાણીઓ મનમાં પ્રીતિ આણીને કામશાસ્ત્રની પ્રક્રિયા પ્રમાણે [કોકરીતિ] રાજાને રંગ રમાડે છે ને કામની રંગભૂમિ [કામ રંગ] માં વિજય મેળવે છે. કુક્કોક પંડિતે रतिरहस्य નામે કામશાસ્ત્રનો ગ્રંથ રચ્યો છે. એ પંડિત સામાન્ય રીતે 'કોક' કિંવા 'કોકદેવ' ના નામે પ્રસિદ્ધ છે; અને એને લીધે કામશાસ્ત્ર તે કોકશાસ્ત્ર કહેવાય છે. કટાક્ષ નિરખિ રાય હરખિ-રાજા પણ હરખભેર તિરછી આંખે જુએ છે, કટાક્ષ મારે છે. કસણુ-કંચુકીના બંધ, કસ. ઉરજ [સં. उरस् છાતી, जन् જનમવું]-સ્તન. નારિ,-સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. અધર [अधरोष्ठનું ખંડિત રૂપ]-નીચલો ઓઠ. સરસ શૂં સીતકાર નયન મીંચિ-સરસ સીત્કાર સાથે તે આંખ મીંચે છે; દંતદંશની પીડાને લીધે સીસકારી કરતાં કરતાં તો ક્રીડાસુખથી તેની આંખ ઢળી જાય છે. અમી સીંચિ છ.-કામ પોખાય છે તે [સિદ્ધિ] પણ ક્રીડાસુખનું અમૃત સીંચાયાથી સ્ત્રીથી લહેવાતું નથી [જાણીઇ નહિ]; અર્થાત્ તે સ્ત્રી સુખના આનંદમાં એવી મગ્ન બને છે કે કામ પોખાયો પણ

લહેતી નથી. સરખાવો ગી. ગો. । ૧૨। आनन्दाधिगमेन मन्मथकलायुद्धेऽपि यस्मिन्नभूत् (प्रत्यूहः)। સુખ જાણિ ઇ.–રંકને જાણે રિદ્ધિ મળી હોય તેમ તે સુખ અનુભવે છે અને હર્ષ [મોદ] પામે છે. હિય લાગિ બંધિ જાણી બેલિ–બેનૂં જાણે એક જોડકૂં [બેલિ] જ હોય તેમ ક્રીડાના બંધમાં તેઓનાં હૃદય સજડ જડાઈ જાય છે. મૂળમાં 'સરસ શૂં સીતકાર' અને 'હિય લાગિ' કલ્પિત પાઠ લેવા વીનતી છે.

૧૯–૨૩ નયનમાં ઉત્પલની, ભુજલતામાં ચંપકમાળાની અને આભરણની પ્રભા [છટા] માં કેસરની રજની સંભાવના કરી છે. કામિની કુચનૂં ઇ.–થાકથી થયેલા પરસેવાએ મિશ્ર બની સ્તન ઉપરનું કેસર [કુંકુમ] રેલાઈ આસપાસ લાગ્યાથી [લાગિ] સ્ત્રી ઊલટી [તાં] અધિક રમણીય [મધુર] લાગે છે.

## પૃષ્ઠ ૩૭

૧–૭ રતિ વસંત–વસંત ઋતુમાં. ચૂડાલી–સૌભાગ્યવતી.કરિ પ્રાજિ–પરાજય કરે છે, હરાવે છે. દીર્ઘિકા–વાવ. ગતવ્રીડા–લાજ જેની જતી રહી છે એવો, જેણે લાજ ત્યાગ કરી છે એવો. સંસ્કૃત અકારાંત પુલ્લિંગ નામની પ્રથમાના એકવચનનો અંત્ય ગુરુસ્વર અઃ સ્વરસંક્રમના ધોરી નિયમે બદલાઈને માગધી પ્રાકૃતમાં ए અને મહારાષ્ટ્રીશૌરસેની પ્રાકૃતમાં ओ થયો. શિષ્ટ પ્રાકૃતનૂં આ ઓકારાંત રૂપ ટકાવી રાખવા ઉપરાંત અપભ્રંશે એ જ ધોરી નિયમે નવૂં આકારાંત રૂપ ઊપજાવ્યૂં*. જૂની ગૂજરાતીમાં ઢોલ્લો, ઢોલ્લા બંને રૂપો અપભ્રંશમાંથી ઊતરી આવ્યાં. 'ગતવ્રીડા' એ આ બીજા પ્રકારનૂં રૂપ છે. અર્વાચીન ગૂજરાતીમાં એ રૂપ માત્ર આંકના પાડામાં ટકી રહ્યૂં છે; ઉદા. તેર એકૂ તેરા, ચોવીસ એકૂ ચોવીસા ઇ. કર્તાનો અધિકાર ઓકારાંત રૂપને માટે રહેવા દેઈ ભાષાએ આકારાંત રૂપ કર્તા સિવાયના અધિકારના પ્રત્યયો લગાડવાના ઉપયોગમાં લીધૂં; ઉદા ઘોડાથી, ઘોડાને, ઘોડામાં ઇ. હિંદીમાં આકારાંત રૂપ કર્તાના અધિકારનૂં પ્રધાનપણૂં પામ્યૂં અને એકારાંત રૂપ બીજા અધિકારના પ્રત્યયો લગાડવા માટેનૂં ગૌણ અંગ બન્યૂં. ધોયાં–ધોવાયાં હોવાથી. ચિત્ર–કુંકુમથી કપાળે ગાલે અને છાતીએ કાઢેલાં તિલક, પત્રાવલી વગેરે. અરુણિત–રાતા. કજ્જલ–કાજળને લીધે. કરણાર્થ પ્રત્યય લુપ્ત. સરસી–વાવનો ન્હાની

* આ બીજૂં રૂપ હેમાચાર્ય स्यादौ दीर्घह्रस्वौ । हे. व्या. । ૮।૪।૩૩૦। એ સૂત્રથી સાધે છે.

સરખી તળાવડી જેવો કોઠો. સુભગ-સુંદર. હીસિ [પ્રા. हीसइ, સં. हृष्यति] -હર્ષ પામે છે.

૯-૨૪ રતિરૂપ-રૂપે રતિના જેવી સુંદર. પદ્મિનીના પાગ ઇ.-જુઓ पादाघाताद्शोकस्तिलककुरुबकौ वीक्षणालिङ्गनाभ्यां स्त्रीणां स्पर्शात् प्रियङ्गुर्विकसति बकुलः सीधुगण्डूषसेकात् । मन्दारो नर्मवाक्यात् पटुमृदुहसनाच्चम्पको वक्त्रवाताच्चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात् कर्णिकारः ॥. પામી-પાગ પ્રાહાર પામી. અશોક-(૧) આસોપાલવ; (૨) શોક રહિત. કુસુદ કેરી દામ-પોયણાંની માળા. દામ [સં. दामन् નપું.] અહીં 'માળા' ની જાતિ પામી સ્ત્રીલિંગે પ્રયુક્ત છે. ખંડિતા-માન ખંડિત થયાથી ક્રોધે ભરાયલી. કામિની છાંટિ કૂગલિ-સ્ત્રી પોતાના મ્હોમાંનો દારૂ તેને પાય છે; સરખાવો છાંટાપાણી. સીધુગંધિ-દારૂના વાસથી. વારુણી શુભવાન-દારૂના નિશાથી જેનું રૂપ સુંદર બન્યૂં છે એવો. બાઝી બેલિ-બેલડીએ વળગી. સંકેતિ-મળવા ઠરાવી રાખેલે ઠેકાણે. ગજગામિની-હાથીના જેવી ચાલવાળી સ્ત્રી.

## પૃષ્ઠ ૩૮

૧-૧૬ કુરુવક-રાતો કાંટાસળિયો. એને ફૂલ ન આવતાં હોય, તો પૂર્વે ઊતારેલા શ્લોકમાંની કવિપ્રસિદ્ધિ પ્રમાણે સ્ત્રીએ આલિંગન દીધાથી એ ફૂલે છે. મોદવિકાસ-આનંદ પ્રગટવો તે. તિલક સારિ-ત્રણ રંગનૂં સુંદર તિલક ચિતરે છે. અધિકુ-ઊંચો, મોટો. કાર્યયોગિ-રાજદ્વારી કામ પ્રસંગે. કિહવારિ, કિહારિ, કિહવારિકિ, કિહારિકિ, કિવારિ, કિવારિકિ-અર્વાચીન 'ક્યારે, ક્યારેક' નાં પૂર્વરૂપ. એ પ્રશ્નાર્થ 'કિહ' અને 'વાર' નામનાં બનેલાં છે; ને તેમાં કેટલાંકને છેડે કકાર જોવામાં આવે છે, તે સ્વાર્થે પ્રત્યય છે.

૧૭-૨૫ રાયનાથી અધિક-રાજા કરતાં વધારે જતનથી. પ્રસાદ-મહેરબાની, કૃપા. સેના વાધિ દ્રવ્યસાધિ-સેના સાથે તે રાજ્યમાં ફરતો રહે છે [વાધિ], ખંડણી ઊઘરાવે છે અને ચોર લૂંટારૂ બંડખોર વગેરે દુષ્ટનો લોકને ઉપદ્રવ થવા દેતો નથી. ઘટા-ગજદળના હાથીની હાર. ટકારિ-ચોઘડિયાંના ઘોરથી; સરખાવો ટકોરખાનૂં, ટકોર. જોગ-સંજોગ, પ્રસંગ. જોગ જાચિ-નૃત્તના પ્રસંગમાં બક્ષીસ માગે છે. કરણાર્થે પ્રત્યય લુપ્ત છે.

## પૃષ્ઠ ૩૯

૧-૩ દરબારમાં ઊંચાં આસને બેઠેલા રાજારાણાઓ તરફથી તારા-

પીડની નટી પ્રત્યેની ખરેખરી ઉદારતાની પ્રશંસા થાય છે, તેથી છોભીલા બનેલા શત્રુઓ રંધાઈ જાય છે. માંચિ શબ્દથી મંચમાં બેઠેલા રાજારાણાઓ લક્ષિત છે. મંનિ કાચ્ચિ–કાચા મને ઉપલક્ષિત, કાચા મનના બનેલા, છોભીલા પડેલા. પાચ્ચિ [અપ. पाचहिं, પ્રા. पच्चन्ति, સં. पच्यन्ते]–રંધાઈ જાય છે. રંગ રૂડિ કનક ઇ.–બક્ષીશથી વધારે ઉત્સાહમાં આવી અદ્‌ભુત નાચ નાચતી નટીનું વર્ણન જારી છે. 'શરીરના રૂડા વાનથી અને સોનાની બાંહ્યથી શોભતી નટી અદ્ધર થેઈકાર કરે છે તે વખતે જાણે સ્વર્ગની અપ્સરા હોય તેવી જણાય છે. તે હાથથી અનેક અભિનય કરે છે, પગથી તાલ આપે છે અને નૃત્તબંધને અંતે કમળ જેવી ડોક [કંધરા] તરફ હાથ કરી ઊભી રહે છે.' ઊરધ [સં. ऊर्ध्व]–ઊંચું, અદ્ધર.

૪–૧૫ ખાંતિ–ઇચ્છા, અપૂર્ણ મનોરથ. પુષ્પ–(૧) ઓપટી, આર્તવ; (૨) ફૂલ. શરના વનને ફૂલ બેસે છે પણ ફળ લાગતાં નથી; તેમ રાણીને ઓપટી આવે છે પરંતુ આધાન રહેતું નથી. અંતેઉરિ [સં. अन्तःपुर]–રાણી; સરખાવો સં. प्रकार ઉપરથી પરિ [પૃષ્ઠ ૯ પંક્તિ ૩, સમજૂતી]. અતિક્રમિ–વીતે છે, જાય છે.

૧૬–૨૫ હર–મહાદેવ. ચંદ્રરેખા–ચંદ્રની કળા. પ્રભા–કાંતિ. મધુસુદન–મધુ દૈત્યને મારનાર વિષ્ણુ ભગવાન. ઉરઃસ્થલ–છાતી. પુષ્પરિદ્ધિ–ફૂલની સમૃદ્ધિ. હંસતતિ–ઊડતા હંસની હાર. નભઅંત–આકાશનો એક ભાગ. શૃંગાર રૂપિ–શણગારને ઠેકાણે, શણગારરૂપ. શોક કેરી પિરિ–શોકના ડોળમાં, શોકાતુર અવસ્થામાં.

## પૃષ્ઠ ૪૦

૧–૬ આશ્વાસંન–આસનાવાસના, સાંત્વન. લોલ–ચંચળ, ઝડપથી વહેતી.

૧૨–૨૪ કરતલ–હાથેળી. શચિ–ઇંદ્રાણી. શા ભણી–શાને લીધે, શા માટે. બાલરવિ–ઊગતો સૂર્ય. અંસ–એવાં (?). પગને રાતા કમળ સાથે અને નેપુરને અવ્યક્ત નાદ કરતા હંસ સાથે સરખાવેલ છે. મૂક–શબ્દ રહિત, મૂંગો. કટિદેશ–કેડનો ભાગ. દુઃખ દિ છિ ઇ.–એ કટિપ્રદેશ મૌન વ્રત ધારણ કરીને મને જાણે દુઃખ દે છે. કૃષ્ણાગરની પત્રલેખા–કાળા અગરના લાકડાના રસની સુંદર ચર્ચા. પયોધરભારિ–સ્તનમંડળ ઉપર.

પૃષ્ઠ ૪૧.

૧–૧૩ હરિણલાંછન–ચંદ્રમા. ચંદ્રની અંદરનો ડાઘ હરણના જેવો જણાય છે, તેથી તેને મૃગાંક, હરિણલાંછન વગેરે નામ આપે છે. અલૂણી–વરવી. લવણ એટલે મીઠા વગરનો પદાર્થ ફીકો નીરસ લાગે છે. લવણમાં રહેલા એ રસતત્ત્વને અવલંબીને ગૂજરાતીમાં સલૂણું અલૂણું અને સંસ્કૃતમાં લાવણ્ય એ શબ્દો ઘડાયા છે. મુકુટ–જટામંડળ, જટાજૂટ. અહીં ડોકને શંકરની જટાની ચંદ્રરેખા સાથે અને હારને ગંગા સાથે સરખાવ્યાં છે. ચાલિ–પ્રકાર. અપ્રિય–અણગમતું. ભૂપ [ઈ] સખી પૂછી,–જૂની અકર્તરિ [passive] રચના; જુઓ પૃષ્ઠ ૨૨ પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી.

૧૪–૧૬ જી–માનાર્થ ઉદ્‌ગાર; જૂઓ 'જી મહારાજ, જી આવ્યો' વગેરે. એ સં. जीव [જીવતો રહે] ઉપરથી થયો છે. સંસ્કૃતમાં जय અને जीव રાજાના સંબંધમાં આશીર્વચનરૂપે વપરાય છે. पञ्चतन्त्र ।१। માં માનાર્થ ઉદ્‌ગાર તરીકે પણ જીવનો પ્રયોગ મળી આવે છે. ઉદા. जीवेति प्रब्रुवन् प्रोक्तः कृत्यं कृत्यविचक्षणः। करोति निर्विकल्पं यः स भवेद् राजवल्लभः ॥. ગૂજરાતીમાં 'જી' માનાર્થ પ્રત્યય તરીકે પણ વપરાતો થયો છે. સરખાવો મરાઠી जी. દૂહવિ–દુઃખ ઊપજાવે. વિપરીત–વસમી, માઠી.

૧૭–૨૫ સુખ–ગર્ભાધાન સુખ. નીતિ–નિત્ય; સરખાવો રાતિ [પૃષ્ઠ ૩, પંક્તિ ૨૪], અન્યોઅનિ [પૃષ્ઠ ૯, પંક્તિ ૭]. શુભ્ર–શોભિતું, સુંદર. વસંન [સં वसन]–વસ્ત્ર.

પૃષ્ઠ ૪૨

૧–૮ અપુત્રિણીના ઓરિયાનું સુંદર વર્ણન છે. પયપાન કરાવતાં–ધવરાવતાં, નેસાલીથી ભણી ઇ.–કથાનાં પાત્ર અને દેશકાલ વીસારી અહીં પણ ભાલણ પોતાના જમાનાની અને પોતાની જ હકીકત દાખલ કરે છે; જુઓ પૃષ્ઠ ૧૧, પંક્તિ ૧૧, 'વૃહંદલ' ઉપરની સમજૂતી. ધરિ–વળગે, બાઝે. ઊરિઉ–ઓરિયો, ઓરતો, લ્હાવો.

૯–૧૮ પુત્ર સંતાન–પુત્ર પ્રજા. ઇહ લોક–આ લોકમાં. અમુત્ર–પેલા લોકમાં, પરલોકમાં. આંસૂ–આંસૂ સાથે. સાહચર્યાર્થે ઇકાર લુપ્ત. રલ્યાં કરિ રુદંન–રલ્યાં રલ્યાં રડે છે, રડ્યા કરે છે.

૧૯–૨૪ મર્મ–ગુહ્ય વિધિ. કીછિઇ શૂં મર્મ–શો ગુહ્ય ઉપાય કરાય,

શું ગુહ્ય વિધાન કરવું? સંસ્કૃત ધાતુ कृ ઉપરથી हे. વ્યા. । ૮।૩।૧૭૮। પ્રમાણે ज ભળ્યાથી પ્રાકૃતમાં कि्ज મૂળ થયું, તે અપભ્રંશમાં થઈને ગૂજરાતીમાં 'કીજ' રૂપે ઊતરી આવ્યું. તેનું અકર્તરિ [passive] વર્તમાન ત્રીજા પુરુષ એકવચનનું રૂપ તે કીજઇ. આ ज ક્ષેપક પ્રાકૃત જાનું ટૂંકું રૂપ છે. બીજા વર્ગના ધાતુના સાર્વધાતુક વિધ્યર્થ પરસ્મૈપદ રૂપમાં જે યા આવે છે, તે ઉપરથી દઢીકરણ અને વર્ણવિકારથી જા થયેલ છે. બલ પ્રાણ,—દેખીતી પુનરુક્તિ છે. બળ શબ્દે 'પારકું બળ, હિમાયત' અને પ્રાણ શબ્દે 'આપબળ' એવો અર્થ કરવાથી તે દૂર થાય છે. શેતરંજ જેવા બુદ્ધિબળની રમતમાં બળ અને જોર બીજા મ્હોરા તરફની કુમ્મકના અર્થમાં વપરાય છે. નિર્વાણ—ખરે.

## પૃષ્ઠ ૪૩

૧-૮ પામીઇ—પમાય, સધાય, સિદ્ધ થાય. જૂનું અકર્તરિ [passive] વર્તમાન ત્રીજા પુરુષ એકવચનનું રૂપ; જુઓ પૃષ્ઠ ૨૦ પંક્તિ ૧૬, 'જાણીઇ' ઉપરની સમજૂતી. મનવાંછિત—મનથી ઇચ્છેલું, મનમાં ઝંખેલું. ચંડકૌશિક પ્રભાવિ ઇ.—મગધદેશના બૃહદ્રથ રાજાને કંઈ સંતાન ન હતું. તેથી તે રાજપાટ છોડી વનમાં ગયો. ત્યાં તેણે આંબાના ઝાડ હેઠળ ચંડકૌશિક નામે મુનિને જોયા. તેમને તેણે અનેક રત્નો ભેટ ધરાવ્યાં. મુનિએ પ્રસન્ન થઈ રાજાને અભિમંત્રિત આમ્રફળ આપ્યું. તે લેઈ રાજા ગિરિવ્રજ પાછો આવ્યો. એને બે રાણીઓ હતી. તે બે બ્હેનોએ અર્ધું અર્ધું ફળ વ્હેંચી લીધું. તેને લીધે તેમને ગર્ભનું એકેકું અર્ધિયું સાંપડ્યું. એ અર્ધિયાં ચીનરી ખાઈ ધાવે બહાર ફેંકી દીધાં. તે લેઈ જવાં સહેલાં પડે એટલા માટે જરા નામની રાક્ષસીએ સરખાઈમાં ગોઠવ્યાં. તે જ ક્ષણે જોડાઈ તેનું એક શરીર બની ગયું. જરાને મુક્કો મેલી બાળકશરીર મોટેથી ઊંઆં ઊંઆં કરવા લાગ્યું. એટલે અંતઃપુરમાંથી રાજારાણી ને દાસદાસી દોડી આવ્યાં. રાક્ષસી રાજાની ગૃહદેવી હતી, તેણે જોયું કે આ તો બૃહદ્રથનો પુત્ર છે. તે ઉપરથી તેણે તે રાજાને સ્વાધીન કર્યો. જરાએ સાંધ્યાથી તે જરાસંધ કહેવાયો. [ જુઓ म. भा. । सभा. । १७–१८ । ]. કંસ એનો જમાઈ થાય. તેને કૃષ્ણ ભગવાને મારી નાંખ્યો, ત્યારે તેનું વેર લેવા જરાસંધે મથુરા ઉપર ચડાઈ કરી. પરંતુ શૂરા જાદવોએ તેને હરાવી મારી કાઢ્યો. તે છતાં એ તે ફરીફરીને ચડી આવ્યો. છેવટની ચડાઈમાં જરાસંધ છત્યો અને કૃષ્ણ તથા બળરામ મથુરા છોડી

નાડા. ઋષ્યશૃંગનિ પ્રસાદિ ઇ.–જુઓ રામા. । બાલ. । ૧૫–૧૬ ।. તપોધન–તપ એ જેનૂં ધન છે એવા ઋષિઓ.

૯–૨૪ ઇ.–અપુત્રના અભિલાપનૂં રમણીય વર્ણન છે. પાંડરૂં [સં. पाण्डुर]–ધોળૂં, ફીકૂં. સુખ તણૂં સદ્મ–સુખનૂં ઘર [સદ્મ], સુખનૂં ધામ. મંદિરિ આણિ–આ મહેલમાં. સંજ્જન–સત્પાત્ર. સજ્જન પાઠ લેઇયે, તો સ્વજન એટલે પોતાનાં માણસો, સગાંસંબંધી ઓળખીતાં પાળખીતાં આશ્રિત વગેરે, એવો અર્થ થાય; અને તે અર્થ અહીં વધારે સારી રીતે બંધ બેસે છે. પિહિરાવીજિ–પહેરાવાય, પોશાક અપાય; અર્થાત્ આપણે તેમને પોશાક આપિયે. ઈજિ પ્રત્યયથી થયેલૂં જૂનૂં અકર્તરિ [passive] રૂપ; જુઓ પૃષ્ઠ ૨૦, પંક્તિ ૧૬, 'જાણીઇ' ઉપરની સમજૂતી. હલદ્રપીલાં–કૂંવરને શરીરે ચોળેલી હળદરથી પીળાં બનેલાં. કહીઇ [વૈદિક સં. कर्हि]–ક્યારે. રીખતુ [સં. रिङ्ख्]–ભાંખડીએ ચાલતો. ગેલિ [સં. क्रेलि]–આનંદ; સરખાવો ગલી, ગિલી, કિલકિલ, ખિલખિલ, સં. किलकिला. ધૂલિધૂસર–ધૂળ વળગ્યાથી મેલો. અજિર–આંગણૂં. જે જેના. સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. ક્ષુદ્ર–ન્હાની, ઝીણી. કિંકિણી–ઘૂઘરી.

## પૃષ્ઠ ૪૪

૧–૧૪ આલિ ઉલતિ–અળતાની લીલી લુગદીએ. રાણીનો પગ રંગતાં વધેલી લુગદી અહીં અભિપ્રેત છે; જુઓ મૂળ कहा मातुश्चरणयुगलरागोपयुक्तशेषण पिण्डालक्तकरसेन ઇ. આલિ [પ્રા. अल्ल, आल; સં. आर्द्र] લીલાશના અર્થમાં વપરાયો છે. ચાલુ ગુજરાતીમાં 'આળૂં' નો અર્થ જરા બદલાયો છે. છાલવાલા–બાળકની રક્ષાને અર્થે જેમાં સર્વોપધિની છાલનો ભૂકો ભભરાવ્યો છે એવા. છાલ [પ્રા. छल्ल] સં. छद् ધાતુ સાથે સંબંધ રાખે છે. છાયા–પડછાયો; સરખાવો ઝાંઈ. ચિત્રામશુક–ચિત્રામણનો પોપટ. તારુણી–સં. तरुणी; સરખાવો આધીન–સં. अधान, થાન–સં. स्तन, દીનાનાથ–સં. दीननाथ, પડાળ–સં. पटल. નુહિ ['ન હુઇ' નૂં ટૂંકૂં રૂપ]–ન હોય. તે દુઃખ કીજીઇ ફોક–તેનૂં દુઃખ કરિયે તે ફોગટ. સંબંધાર્થ પ્રત્યય લુપ્ત. પ્રીછવી–સમજાવી.

૧૫–૨૫ આચરણ–કર્મ, વિહિત કર્મ. નહિ અશંન [સં. अशन ભોજન]–ઉપવાસ. હોમ ગૂગળ ખીર મધૂના ધૂમ કેરૂં પાન–ખીર [સં. क्षीर] એટલે દૂધ અને મધુ એટલે મધની હુતદ્રવ્યમાં ગણના થાય છે; અને ગૂગળ ધૂપ તરીકે વપરાય છે. આથી પાઠ ભ્રષ્ટ હોવાનો વ્હેમ રહે છે. ઔચિત્ય

અનુસાર નીચે પ્રમાણે કલ્પિત પાઠ સ્વીકારવાની જરૂર છે! 'ખીર મધુના હોમ ગૂગળ ધૂપ કેરૂં પાન.' કચ્છમાં અદ્યાપિ ખીર શબ્દ દૂધના અર્થમાં વપરાય છે. મંત્ર આગમ–ज्ञानार्णव, रुद्रयामल વગેરે તંત્ર કિંવા આગમમાં આપેલા મંત્ર. પંચપલ્લવ–આંબો, વડ, પીપળો, પીપર અને ઊમરડો, એ પાંચ ઝાડનાં પાનડાં. ગોકુલસ્થાનિ–ગાયોના ધણના વાડામાં. લક્ષણવતી–સારાં લક્ષણવાળી. પાત્ર–દાનપાત્ર, લાયક. દાનખંડિ–હેમાદ્રિકૃત चतुर्वर्गचिन्तामणिના दानखण्डમાં.

પૃષ્ઠ ૪૫

૨–૧૧ ચૂવટિ [સં. चतुर्, જૂ. ગૂ. ચૂ; સં. वर्त्मन् ગૂ. વાટ]–જ્યાં ચાર રસ્તા મળે તે, ચકલું. મજ્જન [સં. मज्जन]–સ્નાન. પ્રાસાદ–મંદિર, દેવળ. સિદ્ધસ્થાનક–મહાયોગીઓનાં યોગપીઠ. મૂળમાં सिद्धायतनानि છે. સિદ્ધ તીરથ–પ્રસિદ્ધ સર્વમાન્ય તીર્થ. વિશ્વાસ–શ્રદ્ધા અવગાહિ–આરંભે છે, કરે છે. વાયસ–કાગડા. રૌપ્યપાત્ર–ચાંદીનું વાસણ. અખંડ–અણીશુદ્ધ. એ 'દંત' નું વિશેષણ છે. દધિઓદન–દહીં ને ભાત [ઓદન]. મગ્ન–શ્રવણમાં મગ્ન, એકાગ્ર. પ્રશ્ન પૃચ્છા–દેખીતી પુનરુક્તિ છે. પ્રશ્નનો ગણિતથી અને પૃચ્છાનો સ્વરશાસ્ત્ર કે શાકુનશાસ્ત્રથી નિર્ણય, એવો ભેદ કરિયે તો તે દૂર થાય. નગ્નક્ષપણક–નવસ્ત્ર જૈન સાધુઓ. ભૂર્જપત્રિ–ભોજપત્રમાં. હિમાલય ઉપર ભૂર્જ નામે ઝાડ થાય છે, તેની આંતરછાલ પત્ર એટલે લખવાના સાધન તરીકે વપરાતી હતી, તેથી તે સં. भूर्जपत्र, જૂ. ગૂ. ભૂર્જપત્ર, ગૂ. ભોજપત્ર કહેવાય છે. ઓષધિ ઉપચાર–જાદુઈ ગુણની વનસ્પતિના માદળિનો ઉપયોગ. અવંધ્યકર–વાંઝિયાપણું ટાળનાર.

નિશાશેષિ–થોડી રાત બાકી રહી ત્યારે, પાછલી રાતે. ચંદ્રાપીડ ચંદ્રનો અને વૈશંપાયન પુંડરીકનો અવતાર હતો, તે જણાવવાને પૂર્ણચંદ્રનો અને પુંડરીક [કમળ]નો અહીં સ્વપ્નને અંગે નિર્દેશ કર્યો છે. ચંદ્ર અને પુંડરીક માનવદેહે અવતરવાની સૂચના ભાલણે એક જ સ્વપ્નથી કરી છે; અને તે સ્વપ્ન રાજાને આવે છે એમ જણાવ્યું છે. મૂળમાં ચંદ્ર અને પુંડરીક અવતરવા સંબંધી બે જુદાં સ્વપ્નો કહ્યાં છે ને એક સ્વપ્ન રાજાને તથા બીજું પ્રધાનને આવ્યાનું જણાવ્યું છે. શ્વેત વસ્ત્રિ વિપ્ર–પુંડરીકના પિતા શ્વેતકેતુ મુનિ અભિપ્રેત છે. કોમળ–સુંદર. દલ–પાંખડી. માનિની ઊછંગિ–રાણીના ખોળામાં. અહીં મૂળમાં उत्सङ्गे देव्या मनोरमायाः એવો પાઠ છે. એમાં मनोरमायाः પદ ભાલણે

ક્ષેપક ગણ્યું જણાય છે અને હું પણ તે ક્ષેપક સમજું છું. મનોરમા શુકનાસની પત્ની છે તે તો હજુ આગળ ઉપર મૂળના પૃ. ૭૨ ની પંક્તિ ૧૧ માં જણાવવામાં આવે છે, તે જણાવ્યા પહેલાં સગાઈવાચક શબ્દ વગર કેવળ મનોરમા નામનો પ્રયોગ અભિપ્રેત અર્થ બતાવવા અસમર્થ છે. વળી રાણીજીના ખોળામાં પુંડરીક મૂક્યૂં ન કહેતાં (મારી પત્ની) મનોરમાના ખોળામાં મૂક્યૂં' એમ શુકનાસે રાજાને કહેવૂં એ દરબારી વિવેકમર્યાદાની વિરુદ્ધ પણ જણાય છે. ત્યમ વળી દેવી પદ સંસ્કૃતમાં રાણીને માટે વપરાય છે, અન્યને લગાડાતૂં નથી. मनोरमायाः ઉમેરો ઘણો જૂનો છે. ઇસવી આઠમી સદીના છેવટ ભાગમાં થએલો અભિનંદ तथा मनोरमा नाम शुकनासस्य गेहिनी। स्वप्ने सपुण्डरीकाङ्का सापि तेन व्यलोकयत ॥ का. क. सा ।१'५०। લખે છે, તેથી તેના આગળ પણ ક્ષેપક ભાગ સહિત જ પાઠ હશે એમ લાગે છે. વ્યાખ્યાકાર ભાનુચંદ્ર મનોરમાને વિશેષનામ ન લેતાં વિશેષણ ગણી चित्तहारिणी પર્યાય આપી ગોટાળો દૂર કરવા પ્રયત્ન કરે છે. સાવધાન—સજક, હોશિયાર. સહી [સં. स हि ते જ],—લખત દસ્તાવેજમાં ઊતરી આવેલાં ભ્રષ્ટ સંસ્કૃત રૂપોમાંનૂં આ એક છે. લખાણને અંતે મતૂં અને સાક્ષી કરનારનાં નામ આવે છે, તેના પછી એ મૂકાય છે. તે તે નામવાળો શખસ જ મતૂં અથવા સાક્ષી કરનાર છે, એવૂં નિર્ધારણ તેનાથી થાય છે. મતૂં કરનાર અને સાક્ષી કરનાર દસ્તાવેજ કબૂલ રાખે છે અને તે કબૂલત હસ્તાક્ષરથી દૃઢ કરે છે, તેને લીધે નિર્ધારણાર્થે 'સહી'માં પાછળથી સંમતિ અને હસ્તાક્ષરનો અર્થ રૂઢ થયો જણાય છે.

પૃષ્ઠ ૪૬.

૧ ૧૩ થોડા દિન માંહિ૦—આપ હવે થોડા દિવસમાં આ દેહે અર્થાત્ આ અવતારે પુત્રનાં સુખ પામશો. રાણીના મુખમાં ચંદ્રના પ્રવેશથી રાજાને પુત્ર થવાનૂં અને રાણીના ખોળામાં વિપ્રે પુંડરીક મૂક્યાથી પોતાને પુત્ર થવાનૂં ચતુર પ્રધાન સમજી જાય છે, તે કવિએ વિવેકમર્યાદાની ઝીણવટ જાળવીને મીઠાશ ભર્યા બહુવચનના પ્રયોગથી જણાવ્યૂં છે. રાજા ગયુ અવાસ૦—રાણીને સ્વપ્નની હકીકત કહેવા રાજા અંતઃપુરમાં ગયા; તે સાંભળી રાણી આનંદ પામ્યાં; તેમને તે સ્વપ્નનો વિશ્વાસ આવ્યો. 'અવાસ' ને બદલે 'રણવાસ' હોત, તો ઠીક.

૪-૧૧ ગૂઢ-જેનું સ્વરૂપ ન કળાય એવો, દિવ્ય, અલૌકિક. અગાઈં -અગાસાં. કામ-કોડ, અભિલાષ. ઉરજ [ સં. उरस् છાતી; जन् જનમવું ]- સ્તન, થાન. મુખ-સ્તનની ડીંટીઓ. મોદ-આનંદ સાથે. સાહચર્યનો પ્રત્યય લુપ્ત. મૃત્તિકા [સં. मृद् ચોળવું]-શરીરે ચોળવાથી પાપ હરનારી માટી.

૧૨-૨૩ સૈરંધ્રી-દાસી. સાવધાન-ચકોર. નિશામુખ-સંધ્યાકાળ. દિવસ જોઈ અનુપ-વધામણી ખાવા લાયક, ચોખો, માંગલિક દિવસ જોઈ. સુગંધતેલ-ખુશબોદાર તેલ. ભુજંગપતિ-નાગનો રાજા વાસુકિ. મુરારિ-મુર દૈત્યના શત્રુ વિષ્ણુ ભગવાન. ઝાત્કાર,-આ શબ્દ ઝગાર, ઝગારા, ઝગઝગ, ઝગમગ અને ચકચક વગેરે સાથે સંબંધ ધરાવે છે; અને તે સં. चकास् [ પ્રકાશવું ] ઉપરથી થયો છે. સાદા ગૂજરાતી શબ્દને સંસ્કૃતના જેવું રૂપ આપવાનું અહીં વલણ જોવામાં આવે છે; સરખાવો चमत्कार, फूत्कार ઇ.

## પૃષ્ઠ ૪૭

૫-૧૬ કહીંઇ [ સં. कर्हि+अपि ]-ક્યારે પણ, કદી પણ; સરખાવો તહીંઇ. સમીપિ-સમીપમાં, પાસે; અવ્યયાર્થ પ્રત્યય. મુજ મંન જોતાં ગ્નાન- અક્કલ [ ગ્નાન ] થી મનમાં વિચારતાં. વાક્ય પ્રમાણ-પ્રમાણ વાક્ય, સત્ય વચન. વૃત્ત-સમાચાર. પૃછીઇ-પૃછિયે.

૧૭-૨૪ ઉહ્લાસિ-હર્ષથી. સં. हृष् ધાતુ ઉપરથી પ્રાકૃતમાં ल्हस ધાતુ થયેલો મળી આવે છે. उद् ઉપસર્ગ સહિત તે મૂળ ઉપરથી ઉહ્લાસ શબ્દ થયો છે. એને સં. उल्लास સાથે સંબંધ નથી. સં. स्रंस् ઉપરથી પ્રાકૃતમાં ल्हस ધાતુ થયો છે તે જુદો, જેના ઉપરથી ગૂજરાતીમાં લહસલહસતું કે લસલસતું શબ્દ ઉપજ્યો છે. પરવરિ-જાય છે. परि ઉપસર્ગ સહિત ગત્યર્થ સં. इ ધાતુ ઉપરથી દ્વિર્ભાવવિધાનથી ગૂજરાતી પરવર મૂળ ઉપજી આવ્યું છે; સરખાવો સં. तृ ગૂ. તરવર, સં. सृ ગૂ. સળવળ, સં. चल् ગૂ. ચળવળ, સં. द्रु ગૂ. દડવડ, દડબડ, સં. घूर्ण ગૂ. ડગમગ; સરખાવો. વળી સં. स्था ગૂ. ટગુમગુ, સં. घू ગૂ. ડગુમગુ, સં. क्षर् ગૂ. ઝરમર. હૈ. વ્યા. ૮।૪।૧૬૭માં ભ્રમણના અર્થમાં परि અને पर એવા બે પ્રાકૃત ધાતુ આપ્યા છે, તે ગૂ. પરવરના જૂના પિતરાઈ છે. એમની ઓલાદના ગૂ. ફર અને ફરહર છે. ગિણ્યા-ગણ્યા ગાંઠ્યા. સ્વરસંક્રમ વિધાનથી અકારને સ્થાને ઇકાર થયો છે; સરખાવો હિંદી ગિનના. લિખ્યાં તોરણ-ચાંલ્લાનાં તોરણ કાઢ્યાં છે. વિવિધ પ્રકાર,-'વિવિધ'

નો યૌગિક અર્થ લેવાથી પુનરુક્તિ થાય છે; કેમકે વિધા અને પ્રકાર પર્યાય છે. આથી વિવિધનો 'અનેક' એવો ગૌણ અર્થ કરવો. ઊલંચ [ સં. ઉલ્લોચ ] –ચંદ્રવો. માત્રામર્યાદા કિંવા વજન જાળવવા અનુસ્વાર દાખલ થયું છે.

પૃષ્ઠ ૪૮

૧–૧૩ પર્યંક–પલંગ. પોઢુ [ સં. પ્રૌઢ ]–મોટો. નિરાંતે ઊંઘ આવે માટે નિદ્રાકુંભ, નજર ન લાગે માટે જડીબૂટી, ભૂત પ્રેત દૂર રહે માટે સરસવ ને લોહ, અને જ્વરાદિક બાધ ન કરે માટે પીપળપાનનો નિર્દેશ છે. કુસુંભ–કસુંબી રંગનું. આળસ–શરીર ભારે હોવું તે, જડતા. ઉદ્યમ–પ્રયત્ન. અવલંબન–ટેકો. કનક તણિ પીઠ–સોનાને બાજઠે.

૧૯–૨૫ ભવિ [ સ્ત્રીલિંગ ]–ભ્રમર. સં. ભ્રૂ સ્ત્રીલિંગ છે, તેમાં ચંચા [ જુઓ પૃ. ૨૪, પં. ૨૧ ઉપરની સમજૂતી ] ની પેઠે પુનરુક્ત સ્ત્રીપ્રત્યય ઊમેરાઈ જૂ. ગૂ. ભવિ શબ્દ થયો છે. હાલ નપુંસકલિંગ પ્રત્યયથી બનેલો ભવું બોલ વપરાય છે. કેતકીના પત્ર સરખુ–કેવડાના પાન જેવો ફીકો પીળો. કારણ તેહનૂં શા ભણી–તેનૂં કારણ કઈ તરફનૂં, તેનૂં કારણ કયૂં, તેનૂં કારણ શૂં? પ્રીછવુ–સમજાવો. ચંચિ [ સં ચઞ્ચૂ ]–ચાંચમાં.

પૃષ્ઠ ૪૯

૧–૯ સ્યામમુખ, સ્યામવદન–જેની દીંટડીઓ કાળી બની છે એવા. મધ્ય ત્રિવલી દીસતી–કટીની પાસે પેટ ઉપર ત્રણ પાતળી કરચલીઓ જોવામાં આવતી હતી. સ્થૂલ–મોટૂં. ઢાંક મૂળ પ્રા. ઢક્ક સં. સ્થગ્ ઊપરથી થયેલૂં છે. ઢુમ ઢબુડ મૂળ એનાથી ભિન્ન છે; તે પ્રા. ઢુમ કે ણુમ, સં. ક્ષુ થી ઊતરી આવ્યાં છે. ઢાંકાઢુમા બોલમાં ઢાંક ને ઢુમ બંને મૂળ દેખા દે છે.

૧૦–૧૫ સાધ્ર પૂરિ–કોડ પોખે છે, દોહદ પૂરે છે. સં. શ્રદ્ધાના ગૌણ અર્થ તિવ્ર અભિલાષ ને દોહદ થાય છે. પ્રેમાનંદકૃત નરસિંહ મહેતાના મામેરામાં 'સાદરવાત ન પૂછે કંથ' એ પંક્તિનો સ્ત્રીલિંગ સાદર શબ્દ જૂ. ગૂ. સાધ્ર બોલ ઉપરથી થયો છે. સંસ્કાર સઘલા–ગર્ભાધાન આદિ શાસ્ત્રોક્ત વિધિ. વેલાં–વેળાએ. અવ્યયરૂપ; જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૬, વસુધાં ઉપરની સમજૂતી. ઘડી–એક ઝીણા છિદ્રવાળા કાંસાના વાડકાથી ઘડીપળ વરતાય છે

તે. છાયા—શંકુની છાયા. એ માપીને પણ ઘડીપળ વરતાય છે. દિનમાન—કેટલા પહોર, કેટલી ઘડી ને કેટલી પળવિપળ થઈ છે તે જન્મલગ્ન મૂકવા માટે નક્કી કરવૂં તે.

૧૬—૨૫ ઊજાઇ [ સં. उद्+या ]—ઊતાવળથી જાય છે. કુબ્જ—ખૂંધા. નીસાણ વાજિ—નોબત ગડગડે છે. વધાવાનિ—વધાવા માટે. સં. वर्धापय ઉપરથી વધાવ મૂળ અને વધાવો વધાઈ, વધામણી વધામણિયો નામો થયાં છે. વધાવાનિ એ તાદર્થ્યે ચતુર્થીની કોટિનો જૂનો પ્રયોગ છે. તે પ્રેમાનંદના સમય સૂધી ટકી રહી પછી લુપ્ત થયો છે. વારયોષા [સં.]—ગણિકા. નિ ધરી—ધરીને, પહેરીને. રંગ—આનંદ.

પૃષ્ઠ ૫૦

૧—૬ સૂતિકાભવન—સુવાવડનો ઓરડો. સોહામણૂં—સોહ મૂળ ઉપરથી થયેલા સોહામણૂં. વિશેષણમાંના આમણૂં પ્રત્યયની ઉત્પત્તિ નીચે મુજબ છે. પ્રેરકરૂપ બનાવવા સંસ્કૃતમાં आपय પ્રત્યય છે. તે સંસ્કૃતમાં અમુક ધાતુને જ લાગે છે; પરંતુ પ્રાકૃતમાં તે સામાન્ય પ્રેરકપ્રત્યય થઈ પડે છે. તે ઉપરથી ગૂજરાતી પ્રેરકપ્રત્યય આવ ઊતરી આવ્યો છે. એ પ્રેરકપ્રત્યયમાં અણૂં પ્રત્યય ભળી આમણૂં પ્રત્યય ઉત્પન્ન થયો છે. અણૂં પ્રત્યય સંસ્કૃત અનની વિકૃતિ છે; તેથી તે વિશેષણ તેમ જ ક્રિયાવાચક નામ બનાવવામાં વપરાય છે. એ કારણથી આમણૂં પ્રત્યય પણ એ રીતે પ્રયુક્ત જોઇયે છિયે. લજામણૂં, પટામણૂં, બ્હીઆમણૂં, સોહામણૂં વિશેષણ તેનાથી થાય છે; તેમ જ રીસામણાં, મનામણાં હુલામણાં નામ પણ તેનાથી થાય છે. મૂળે ધાતુને લગાડાતા આ કૃત્ પ્રત્યયનો અતિદેશ નામ ને લગાડવામાં પણ થયો ને કોડામણૂં રળિયામણૂં વગેરે વિશેષણ એનાથી સાધિત થયાં. અહીં આમણૂં તદ્ધિત પ્રત્યય બને છે. ઉચ્છુક [ સં. उत्सुक ]—આતુર. દિવસ—તિથિ ચોખી હોવી તે. બળ—ચંદ્રબળ. લગ્ન—મુહૂર્ત.

૭—૨૪ પૂતળી અને ઢીંગલી શબ્દ સં. पुत्री અને दुहितृ [પ્રા. धीआ] ઉપરથી થયા છે. ઢીંગલા ઢીંગલીમાં સંતાનના વ્યવહારનો સમારોપ કરવામાં આવે છે, તેને અનુલક્ષીને સગાઈવાચક શબ્દનો પ્રયોગ થયો જણાય છે. પૂતળી, લતા પ્રતાન—બારણે પૂતળીઓ ચીતરી હતી અને વેલની ડાંખળીઓ લટકાવી હતી. પ્રતાન શબ્દના પ્રયોગથી એમ જણાય છે કે બાલણ પાસેની

પ્રતનો પાઠ आसक्तवहुपुत्रिकाप्रतानेन હશે. એમાં કહેલી वहुपुत्रिका પુષ્કળ ફળવાળી એક વનસ્પતિ છે એવું વ્યાખ્યાકાર ભાનુચંદ્ર લખે છે. રાણીને બહુ પુત્ર થાય તેવા ભાવથી બારણે એ માંગલિક વનસ્પતિની ડાંખળીઓ લટકાવી હતી. ગર્ભાધાન સંસ્કારને અંગે ઉદુંબરની માળાના જેવો આ એક ટુચકો જણાય છે. ઉપરની હકીકત અનુસાર બાલણે 'બહુપુત્રિકાપ્રતાન' એવું અનુવાદમાં લખ્યું હોવું જોઇએ. ચાલુ પાઠ आसक्तवहुपुत्रिकालङ्कतेन છે, તે અજ્ઞાનમૂલક અપપાઠ છે. હલમુસલ સુખી સંસારનાં ઉપકરણ છે. વિવાહમાં વરને પોંકવામાં એ વપરાય છે તે જગજાણીતું છે. અખંડ વ્યાઘ્રચર્મ અને ચંદનમાળાની ઘંટડીઓ મલિન સત્ત્વને દૂર રાખવા માટે છે. કર્પાસ કુસુમ-રૂનાં પોલ. મંગળ ચિહ્ન તરીકે ગોમયના સાથિયા કરી તેમાં કોડીઓ [વરાટિકા] ચોઢે છે અને તેને વચ્ચે વચ્ચે કંકુથી પીળેલા રૂના પોલથી શણગારે છે. હરિદ્રા-હળદર. સુચંગ-બહુ સુંદર. સ્વામી કુમાર-કાર્તિકસ્વામી. ચિત્ર-ચિત્ર વડે, ચિત્ર દોરીને. મંગળ-કલ્યાણ. અભિરામ-સુંદર. અનલ-(૧) ચિત્રક; ૨) ભીલામો. અરિષ્ટ-લીમડો. ક્ષોદ-ભૂકો. નિર્મોક-સાપની કાંચળી. મેષ-ઘેટો. શૃંગ-શીંગડું. મૂળ ઉપર દૃષ્ટિ રાખતાં પંક્તિ ૧૭-૧૮ નીચે મુજબ વાંચવાની જરૂર છે.

> અનલ પ્લુષ્ટ અરિષ્ટ પલ્લવનુ આ ક્ષોદ અનુપ
> મેષશૃંગ નિર્મોક ઘૃતનુ નિરંતર જિહાં ધૂપ.

ત્યાં દેવતા ઉપર ધૂમાતાં લીમડાનાં પાનડાંનો તથા ઘી સાપની કાંચળી ને ભૂકો કરેલા ઘેટાના શીંગડાનો અકસીર [અનુપ] ધૂપ નિરંતર બળતો હતો. મૂળમાં अनलप्लुष्यमाण પાઠ છે, તેથી 'અનલપુષ્પ' ને બદલે 'અનલપ્લુષ્ટ' પાઠ કલ્પ્યો છે. અરિહંત સુગત૦-કોઈ જૈન અરિહંત [સં. अर्हत्] નું ને કોઈ બૌદ્ધ બુદ્ધ [સુગત] નું નામ જપે છે. ધાત્રી-ધાવ, દાઈ. ચિકિત્સક-ચિકિત્સા કરી જાણનાર, વૈદ્ય. ઝલહલઇ-સં. ज्वल् ધાતુ ઉપરથી દ્વિર્ભાવવિધાનથી ઝલહલ મૂળ નીપજ્યૂં છે. ઝલમલ તેની સાથે સંબંધ રાખે છે. સહસ્રનામ-विष्णुसहस्रनाम. સવિ ઠામ-બધે ઠેકાણે. અગ્નિ પાવક સ્પર્શ કરી-કોઈ મલિન સત્ત્વ ભેળૂં આવ્યૂં હોય તો તે પ્રવેશ કરવા ન પામે, એટલા માટે પવિત્ર અગ્નિનો સ્પર્શ કરવાનૂં કહ્યૂં છે.

**પૃષ્ઠ ૫૧**

૧-૬ નવા જન્મેલા કૂંવરને ઊગતા સૂર્યની, પાકીને લાલ બનેલા

બિંબ ફળની, કલ્પવૃક્ષની નવી કુંપળની, ઉદયાચળને અડેલા [ઉદયાસક્ત] અર્થાત્ તરત ઊગેલા ચંદ્રની, પ્રવાળ [વિદ્રુમ] ની નવી ડાંખળીની અને રાતા કમળની સાથે સરખાવે છે. રચના જરા શિથિલ છે. ૭ એ ઉત્પ્રેક્ષા લેઇયે છિયે, તો ઉપમા સંજ્ઞા ખોટી ઠરે છે તથા છેલ્લી ઉત્પ્રેક્ષામાં સમાન વાચક પણ ખોટો ઠરે છે. પહેલી પાંચ ઉત્પ્રેક્ષા અને છેલ્લી ઉપમા લેતાં એ એનો એ ઉપમા શબ્દ વાંધા ભરેલો થઈ પડે છે. અંગ રાતા કમળ સમાન કહેવાય; અંગને રાતા કમળની ઉપમા એ અપાય; પરંતુ અંગ ઉપમા રાતા કમળ સમાન કહેવાય નહિ.

૭–૧૮ આહ્લાદ—આનંદ, હર્ષ. ઘન [સં.]—ઘણો. ઊપનુ [સં. उत्पन्नः પ્રા. उप्पण्णो]—થયો, પ્રગટ્યો. નિમિષ—આંખ મીંચવી તે. હર્ષજલ—આનંદનાં આંસુ. મનોરથતરંગ—પૂર્ણ થયેલા ઓરિયાના તરંગ. અહીં પૂર્ણ મનોરથને ભરતીમાં ઊછાળા મારતા સમુદ્ર સાથે સરખાવેલ છે; તે જેમ તેના સ્થાનમાં માતો નથી, તેમ પૂર્ણ થયેલો ઓરિયો પણ તેના હૃદયમાં માતો નથી. કૃતકૃત્ય—જેના સર્વ અર્થ સિદ્ધ થયા છે એવો, કૃતાર્થ. વળતુ—પછી. હાલ આ વિકારી રૂપને બદલે અવિકારી રૂપ વળતી વપરાય છે. ભમિ [સં. भ्रू]—ભ્રમર; ભવિ [જુઓ પૃષ્ઠ ૪૮, પંક્તિ ૨૯ ઉપરની સમજૂતી] નું બીજું રૂપ. નલવટિ [પ્રા. निलाड, સં. ललाट]—કપાળ. વટારના ઊમેરા બાબત જુઓ પૃષ્ઠ ૨૮, પંક્તિ ૧, હનવટ ઉપરની સમજૂતી. લોલ [અવ્યય]—લોલપણાથી, વાચાળ બનીને. શંખ ચક્ર નિ૦—કુંવર જાણે સાક્ષાત વિષ્ણુ ભગવાન હોય, તેમ એના હાથમાં શંખ અને ચક્રનાં ચિહ્નની રેખા છે. છત્ર, ગજ, રથ૦—અહીં પગનાં સામુદ્રિક લક્ષણ કહ્યાં છે. મૂળ સાથે સરખાવતાં 'ગજ' ને ઠેકાણે 'ધ્વજ' પાઠ વાંચવાની જરૂર છે. નિદાન [અવ્યય]—નક્કી.

૧૯–૨૨ વારતા ઇમ કરિ છિ આનંદ; અતિ આહ્લાદ;—એ રીતે તેઓ આનંદવાર્તા જ્યારે કરે છે અને અત્યંત હર્ષ જામે છે. ચિરંજીવી તું હ પૃથ્વી—અહીં 'હ' નિશ્ચયાર્થે અવ્યય છે અને 'પૃથ્વી' પછી અધિકરણાર્થે પ્રત્યય લુપ્ત છે. હવડાં—'હવણાં' નું બીજું રૂપ; સરખાવો આપણે—આપડે, આપણું—આપડું વગેરે.

## પૃષ્ઠ ૫૨

૧–૧૦ કલ્યાણ અૂં તાં અતિ ઘણૂં જાણી વૃષ્ટિ અમ્રતપાત—જાણે

અમ્રતની વૃષ્ટિનો પાત થયો હોય, અર્થાત્ જાણે અમ્રતનો વરસાદ વરસ્યો હોય, એમ ત્યાં તેને અત્યંત સુખ [કલ્યાણ] થયું. આવતિ આવિ ઋદ્ધિ –સુખસંપત્તિ [ઋદ્ધિ] આવતાં છતાં અધિક સુખસંપત્તિ આવે છે. પ્રીતિ–કૃપા. સનાથ–ભાગ્યવાન, સુખી; સરખાવો 'નિરાધાર, દીન, લાચાર' ના અર્થમાં અનાથ. સનાથનો યૌગિક અર્થ 'જેને માથે ધણી છે, જેને ધણીની હૂંફ છે તે, એવો થાય છે. વધામણી–સારી ખબર કહ્યા બદલ સરપાવ; શુદ્ધા ઉપાદાન લક્ષણા. અપ્સરા બહુ ગાય,–અહીં ગૌણી સાધ્યવસાના લક્ષણાથી અપ્સરા શબ્દનો 'સુંદરી' અર્થ લક્ષિત છે; પ્રયોજનભૂત અસાધારણ કંઠમાધુર્યનો ધ્વનિ છે. વિવાહનાં ગીતમાં રૂપવતી સ્ત્રીના અર્થમાં અવછરા શબ્દ સાંભળિયે છિયે.

૧૧–૨૪ પછીનૂં જાગરણ–'બાળક અવતર્યા પછી છટ્ઠે વાસે પછીદેવીની પૂજા કરી જાગરણ કરવૂં એમ શાસ્ત્રમાં કહેલૂં છે.' અતિક્રમ્યા દશ દિન–દસ વાસા થયા ત્યારે, દસ ઊઠણ પછી. મુનિજંન–બ્રાહ્મણો. સ્વપ્ન જેણિ રાઇ૦–સ્વપ્નમાં રાણીના મુખારવિંદમાં મેં પૂર્ણ ચંદ્ર પેસતો દીઠો હતો એવો વિચાર રાજાના મનમાં આવ્યો, તેને લીધે તેણે કૂંવરનૂં સ્વપ્નને બંધ બેસતૂં [અનુરૂપ] ચંદ્રાપીડ એવૂં નામ બુદ્ધિપૂર્વક [અંતરિ આણી જ્ઞાન] પાડ્યૂં. જેણિ –જેને લીધે; સરખાવો સં. યેન, પ્રા. જેણ વગેરેનો આવો જ ઉપયોગ. 'જેણિ' ને જવાબ આપતો 'તેણિ' પંક્તિ ૧૫ ના આરંભમાં અધ્યાહાર છે. અન્નપ્રાશન–બાળકને બોટણ કરાવવાનો સંસ્કાર. ચૌલકરણ–મૂંડણનો સંસ્કાર. સં. ચૂડા, ચૂલા ઉપરથી ચૌલ વિશેષણ થયૂં છે. વિદ્યા અર્થિ૦– ભણતરની બાબતમાં કૂંવરને રમતનૂં નડતર [વિઘાત] છે, અર્થાત્ ભણતરમાં રમત નડતરરૂપ છે.

## પૃષ્ઠ ૫૩.

૧–૧૨ પ્રાકાર [સં]–કોટ. જૂ. ગૂ. પગાર. હિમાચલનિ અનુકરિ ધામ સુધાધવલ સુધામ–હિમાલય પર્વતની બરાબરી કરતૂં હોય [અનુકરિ] એવૂં તે છોઈ લીધાથી ધોળૂં ધોળૂં દેખાતૂં સુંદર મકાન લાગતૂં હતૂં. સુધા–છો. નિર્ગમદ્વાર–નિકળવાનૂં બારણૂં. ગુરુકુલિ–ગુરુઓના મંડળમાં. સવિવેક–વિનય સાથે. રમકડાં મેહેલાવિયાં–બાળખેલ છોડાવી દીધા. દક્ષિણા પાન–નિશાળગરણાની દક્ષિણા અને રાજસત્કારનૂં તાંબૂલ.

૧૩–૨૫ આદર–પ્રીતિ, ઊલટ. પદ–પ્રકૃતિ પ્રત્યયના વિચારથી જેમાં પદની સિદ્ધિ બતાવી છે તે વ્યાકરણ. વાક્ય–વાક્યબોધનો જેમાં નિર્ણય કર્યો છે તે પૂર્વમીમાંસા. પ્રમાણ–પ્રત્યક્ષ આદિ પ્રમાણનું સ્વરૂપ જેમાં કહ્યું છે તે ન્યાયશાસ્ત્ર. ભણિઉ નિરુક્ત ભેદ જે વર્ણ–વર્ણાગમ, વર્ણવિપર્યય, વર્ણાંતર, વર્ણવિકાર ને વર્ણનાશ, એ પાંચ ભેદનું શાસ્ત્ર જે નિરુક્ત, તે પણ એ ભણ્યો. રાજનીતિવ્યાકરણ–રાજનીતિનું વિવેચન કરનારૂં શાસ્ત્ર, અર્થશાસ્ત્ર. વ્યાયામ વિદ્યા કરિ–અંગકસરતની વિદ્યા ભણે છે. ચર્મ–ઢાલ. શક્તિ–સાંગ. તોમર–ભાલાને મળતું છૂટું ફેંકવાનું હથિયાર. પરશુ–ફરસી. પ્રતાપ–પ્રતાપ સાથે; સાહચર્યાર્થે પ્રત્યય લુપ્ત. અહીં ગણાવેલાં અસ્ત્રશસ્ત્ર અને તેના ઉપયોગ બાબત જુઓ अग्निपुराण, अध्याय ૨૪૯–૨૫૨. કાંસ્ય [સં. कांस्य કાંસું]–કાંસિયા; સં. कांस्यतालનો ખંડપ્રયોગ. દર્દુર–એક પ્રકારનું ભારે અવાજનું વાદિત્ર. કોશકાર વામન શિવરામ આપ્ટે એની સુષિરવાદ્યમાં ગણના કરે છે. તાલ–કરતાલ. પટહ–ઢોલ જેવું વાદિત્ર; ગૂ. પડો. પ્રભૃતિ–વગેરે. ભરત નારદ પ્રોક્ત–ભરત અને નારદે કહેલ; ભરત નાટ્યશાસ્ત્રના અને નારદ સંગીતના આચાર્ય મનાય છે. ગાંધર્વવેદ–સંગીતશાસ્ત્ર; એ સામવેદનો ઉપવેદ ગણાય છે. શાલિહોત્ર,–એ મૂળે અશ્વવિદ્યાના આચાર્યનું નામ છે. તે ઉપરથી અશ્વવિદ્યાને અને અશ્વવિદ્યાના ગ્રંથને પણ શાલિહોત્ર કહે છે; સરખાવો પિંગલ [જુઓ પૃષ્ઠ ૪, પંક્તિ ૭ ઉપરની સમજૂતી]. સામુદ્રિક–સ્ત્રીપુરુષના શરીર ઉપર ચિહ્ન હોય તે ઉપરથી તેમનાં લક્ષણ અને ભવિષ્ય વર્તવાનું શાસ્ત્ર.

પૃષ્ઠ ૫૪

૧–૧૭ પત્રચ્છેદ્ય,–પૂર્વે સ્ત્રીઓને કપાળે ચોઢવાને ભોજપત્ર આદિનું મનોહર આકૃતિનું વિશેષક કિંવા તિલક પુરુષો બનાવતા*. એ બનાવવાની કળાને कामसूत्र। ૧।૩।૧૬। માં વાત્સ્યાયને विशेषकच्छेद्य નામ આપ્યું છે; અને તેનો कामसूत्रના અંગની ચોસઠ કળામાં સમાવેશ કર્યો છે. विशेषकच्छेद्यનો का. सू. ।૩।૪।૪। અને का. सू.। ૫।૪।૧૮। માં पत्रच्छेद्य શબ્દથી વ્યવહાર કર્યો છે. જે સ્ત્રીને પોતે ચ્હાતો હોય,

*જુઓ का. सू. । ૧।૩।૧૬ । ઉપર જયમંગલની ટીકાઃ–विशेषकच्छेद्यमिति । विशेषकस्तिलको यो ललाटे दीयते। तस्य भूर्जादिपत्रमयस्यानेकप्रकारं छेदनमेव च्छेद्यम् पत्रच्छेद्यमिति वक्तव्यम् ।

તેની પ્રીતિ સંપાદન કરવાને પુરુષ કર્ણપૂર, આપીડ, તાંબૂલ તેમ જ વિશેષક ભેટ મોકલતો. એ વિશેષકની આકૃતિમાં હંસહંસણીનું જોડું વગેરે કાઢી પોતાનો અંતર્ગત ભાવ પણ તે સૂક્ષ્મ રીતે પ્રકાશતો; જુઓ का. सू.। ૨।૫।૧૬।. પુસ્તકકર્મ–પુસ્તક ઉતારવાની કળા; લહિયાની કળા. જો પુસ્તક-કર્મ શબ્દ સ્વાર્થે क પ્રત્યય ઉમેરાઈ પુસ્તકર્મ ઉપરથી થયેલો સમજિયે, તો તેનો પૂતળાં બનાવવાની કળા એવો અર્થ થાય. ભામહ અને જયમંગલ ચોસઠ કળા ગણાવે છે, તેમાં પુસ્તકર્મ એટલે પૂતળાં બનાવવાની કળા ગણેલી છે, પરંતુ પુસ્તકકર્મ એટલે લહિયાની કળા નથી ગણી. મૂળ પણ અહીં સંદિગ્ધ અને ભ્રષ્ટ જણાય છે. पुस्तकव्यापार लेख्यकर्माणि એમ તેમાં છે. એ પાઠ પુનરુક્તિથી દૂષિત છે. જો પૂતળાં બનાવવાની પ્રાચીન કળા એકલી જ કવિને અભિપ્રેત હોય, તો पुस्तव्यापारे, पुस्तकर्माणि કે लेप्यकर्माणि એવો પાઠ હોવો જોઇયે. જો લહિયાની કળા જ એકલી અભિપ્રેત હોય, તો पुस्तकव्यापारे કે लेख्यकर्माणि પાઠ હોવો જોઇયે. જો ઉભય અભિપ્રેત હોય, તો पुस्तव्यापारे लेख्यकर्माणि અથવા તો पुस्तकव्यापारे लेप्यकर्माणि એવો અસલ પાઠ હોવો જોઇયે. લહિયાની કળા એકોતેર કળાની નવી ટીપમાં ગણાવેલી જોવામાં આવે છે. પ્રૂઢ–મોટું, બહુ પ્રકારનું. સર્વિ ઘૂતકલા,–દંડી दशकुमारचरितमां ઘૂત-કલાની સંખ્યા પચીસ આપે છે. જયમંગલ નિર્જીવ ઘૂતની પંદર અને સજીવની પાંચ મળી કુલ વીસ ઘૂતકલા ગણાવે છે; તે का. सू. ।૧।૩।૧૬। ની અવ-તરણિકામાં જોઈ લેવા વીનતી છે. કલી–જાણી લીધી. શકુનશબ્દ પ્રમાણ–પક્ષી [શકુન, સં. शकुनि] ની બોલીનો ભાવ. પારશી–ગૂઢ સાંકેતિક બોલી. એને સંસ્કૃતમાં म्लेच्छितक કહે છે. એનો જૂનામાં જૂનો પ્રયોગ म. भा.। आदि. । ૧૪૭।૨૦–૨૧ માં છે. ત્યાં વારણાવત જતા પાંડવોને દુર્યોધને રચાવેલા લાક્ષાગૃહ વિશે વિદુર મ્લેચ્છ ભાષામાં એટલે કે म्लेच्छितकમાં, અર્થાત્ સંસ્કૃતની પારશીમાં ચેતાવે છે. ત્યારપછી ચાણક્યે અને મૂલદેવે યોજી કાઢેલા म्लेच्छितकનો નિર્દેશ પૂર્વોક્ત જયમંગલ कामसूत्रની ટીકામાં કરે છે. म्लेच्छितकને મુસલમાનોના અમલમાં પારશી નામ મળ્યું; કેમકે એ જુદા જુદા પ્રકારની સાંકેતિક બોલી તેની કૂંચીથી અજાણ્યા માણસને ફારસી જેવી જ અગમ્ય લાગે છે. વિનાણ [પ્રા. विण्णाण, સં. विज्ञान]–આવડ, જ્ઞાન. ગ્રહ-ગણિત–જ્યોતિષ ગજદંતવ્યાપાર–હાથીદાંતનું કામ. દારુકર્મ–લક્કડકામ. વાસ્તુ-વિદ્યા–ઘર [વાસ્તુ] વગેરે બાંધવાની વિદ્યા, શિલ્પશાસ્ત્ર. આયુર્વેદ–વૈદ્યવિદ્યા, વૈદક. એ ઋગ્વેદનો ઉપવેદ ગણાય છે. લંઘન–ઓળંગી જવું [ Long

jump]. તરણ–તરવું. પ્લવન–કૂદી જવું [High jump]. આરોહણ–ઝાડ વગેરે ઉપર ચડી જવું. ઇંદ્રજાલ વિકાર–જાદુના માયિક દેખાવ. પંક્તિ ૭ મૂળ સાથે સરખાવતાં 'લંઘન, તરણ, પ્લવન, આરોહણ, ઇંદ્રજાલવિકાર,' એમ વાંચવાની જરૂર છે; તેથી એ કલ્પિત પાઠ અહીં સમજૂતીમાં સ્વીકાર્યો છે. ચિત્રભેદ બંધાણ–ખડ્ગબંધ, સમુદ્રપ્રબંધ વગેરે તરેહતરેહનાં ચિત્રકાવ્ય રચવાં તે. નલિનદંડ જેમ ધારિ–એ તેમને કમળના દાંડા ધારતો હોય તેમ. અભ્યાસ–તીરંદાજીનો મ્હાવરો. પાંશુ–ધૂળ.

૧૮–૨૫ વિરાજિત–શોભિત, શોભાયમાન. રૂઅડું–રૂડો, રૂપાળો. અહીં રૂપ નામમાં ઊમેરાયલો તદ્ધિત ડ પ્રત્યય માંસલ, અંસલ, ફેનલ વગેરેમાં યોજાયલા મત્વર્થીય લ [लच्] સાથે સંબંધ ધરાવે છે. વિણી–વચની; જુઓ પૃષ્ઠ ૬૧, પંક્તિ ૧૭, હસ્તીણી; જુઓ વળી कान्ह. प्र. । भटाउली । आसणी [અશ્વની] ऊडी रज ।. ણો, ણી, ણું વગેરે નો, ની, નું આદિની પેઠે સંસ્કૃત તદ્ધિત પ્રત્યય તનનો પરિવાર છે. તાદર્થ્યે પ્રત્યય तणेणं અને સંબંધાર્થે तणउ વગેરે અપભ્રંશમાં દેખા દે છે, તે પણ એ જ કુટુંબના છે. 'પોતાનું' એવા અર્થના આપણું [અપ. अप्पणउं] વિશેષણમાં અને 'આપણે' સર્વનામના સંબંધાર્થ રૂપ આપણો વગેરેમાં એ જૂનો પ્રત્યય જળવાઈ રહ્યો છે. નવા સેવકની પિરિ૰–જેમ નવો સેવક સેવા કરવાને હાજર થાય, તેમ કામદેવ તેની સેવા કરવાને હાજર થયો; અર્થાત્ કામવિકારને અનુકૂળ વય [age of puberty] તે પામ્યો. લક્ષ્મી સાથિ૰–અહીંથી સાત સહોક્તિઓ દ્વારા યૌવનના વિકાસનું મનોહર વર્ણન છે. ચંદ્રાપીડની છાતી [વક્ષસ્થલ] વૃદ્ધિ પામી ને તેનું રાજતેજ [લક્ષ્મી] પણ વૃદ્ધિ પામ્યું. તેની સાથળ [ઊરુ] ના ભાગ પૂરાયા ને સગાંસંબંધીના મનોરથ પણ પૂર્ણ થયા. તેનો કટિપ્રદેશ [દેહનુ મધ્યભાગ] પાતળો [સૂક્ષ્મ] થયો ને તેના શત્રુનો સમૂહ પણ પાતળો થયો. તેની પૂંઠ [નિતંબ] નો ભાગ મોટો થયો ને તેનાં દાન પણ મોટાં થયાં.

## પૃષ્ઠ ૫૫

૧–૪ તેનો દેહ રોમ [રૂંવાટી] થી છવાયો ને પ્રતાપ [awe] થી પણ છવાયો. તેના સ્કંધ [ભુજશિખર] ભારે [પ્રૂઢ] થયા ને તેની આજ્ઞા પણ ભારવાળી [અર્થાત્ જેનો રૂઆબ પડે એવી] થઈ. તેનું હૃદય ગંભીર થયું ને તેનો સ્વર પણ ગંભીર [પ્રૌઢ] થયો. સંપાડી [સં. संपादिता]–સંપાદન કરી, પૂરેપૂરી પ્રાપ્ત કરી. સાંપડ [સં. सं+पद्] મૂળનું જૂનું પ્રેરકરૂપ.

૫-૨૪ પદાતિ-પાળા, પાયદળ. જવ [સં. यतः, પ્રા. जओ, અપ. जउ] -જ્યારે; સરખાવો હિંદી जब. નિવેઘુ-તેની ખબર કરી, બલાહક આવેલો જણાવ્યો. પ્રતિહારિ [સં. प्रतीहार]-દ્વારપાળે. કલા સઘલી તહ્નો શીખી,-લેખકદોષ જણાય છે. આખી પંક્તિ વિચારતાં 'શીખા' [શીખ્યા] વાંચવાની જરૂર છે. આવીઇ-આપ આવિયે, તમે આવો. અકર્તરી [passive] પ્રત્યય 'આ' રૂઢ થતાં જૂનું અકર્તરિ રૂપ આવીઇ કર્તરિ [active] વર્તમાન પહેલા પુરુષના બહુવચન તરીકે, આજ્ઞાર્થ બીજા પુરુષના એકવચન તરીકે અને માનાર્થ બહુવચન તરીકે પ્રચારમાં આવ્યું જણાય છે. સરખાવો હિંદી માનાર્થે બહુવચન आइये. ઉપર કહેલાં રૂપોને હિંદી આજ્ઞાર્થ ભવિષ્ય એકવચન आइये, બહુવચન आइयो સાથે કંઈ સંબંધ નથી. ગૂજરાતી 'આવજે' 'આવજો' ની પેઠે આ આજ્ઞાર્થ ભવિષ્ય રૂપો પ્રાકૃત વિધ્યર્થ રૂપો ઉપરથી નીપજ્યાં છે. 'નારી તેનૂં નામ સ્વામીના અવગુણ સહિયે [મ. મો.]' એ પંક્તિમાં 'સહિયે' રૂપ છે, તે પણ ઉપર સમજાવેલાં ઇયે પ્રત્યયવાળાં રૂપોથી જુદૂં પડે છે. એ કર્તરિ વર્તમાન ત્રીજા પુરુષનૂં રૂપ છે ને સહઇ સહિઇનૂં રૂપાંતર છે. સુરસુંદરીરાસની ઢાળ ૬ ની કડી ૩-૮ માં આ રૂપ બહુ વાર વપરાયૂં છે. એ સામળભટના સમય સૂધી હયાતી ધરાવતૂં હતૂં. ઘિરિ-અધિકરણપ્રત્યય ખેવડાયો છે. વાસ કીધાં-વાસ કર્યા છતાં, વાસ કરતાં, વાસ કર્યાને; અવિકારી રૂપ. જુઓ પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૧, વ્યાધ ગયાં; પૃષ્ઠ ૨૭, પંક્તિ ૯, વૃદ્ધ થયાં; પૃષ્ઠ ૬૯, પંક્તિ ૨૧, ટાળ્યાં. સુખ ભોગવુ જે રાજ-જે રાજસુખ કહેવાય છે, તે ભોગવો. પારસીકર-પારસીકોના, ઇરાનીઓના. સંસ્કૃતમાં તદ્ધિત મત્વર્થીય પ્રત્યય र છે, તે નામને લાગી વિશેષણ બનાવે છે; ઉદા. मधुर, ऊषर. मुखर. આ તદ્ધિત પ્રત્યયનો જૂની ગૂજરાતીમાં સંબંધાર્થ ર પ્રત્યય બન્યો છે. જુઓ પૃષ્ઠ ૯૨, પંક્તિ ૧૫, કામિનીરિ સુખનિ ગંડૂપિ સીંચ્યા બહુલ વિકાસિ; જુઓ વળી कान्ह. प्र. ।४।४८। पहिरइ एक कणयरी झूलि।, લાવણ્યસમયકૃત વિમલપ્રબંધ, ખંડ ૧, કડી ૨૫, હરણ અધુરાં [માર્ગનાં, સં. अध्वन् मार्ग] જમણાં જાઇ, અને મતિસારકૃત શાલિભદ્રરાસ, સહુકોને અચંભો દેખણરો પડો રે. મારવાડીનો સંબંધાર્થ વિકારી પ્રત્યય અને વંગ તથા ઉત્કલનો અવિકારી પ્રત્યય જૂની ગૂજરાતીના ર પ્રત્યયના સગાસંબંધી છે. મારૂં, મોરૂં, તારૂં, તોરૂં, અમારૂં, તમારૂં વગેરેમાં અને તે ઉપરથી થયેલાં મારે, તારે, અમારે, તમારે એ રૂપોમાં અદ્યાપિ એ જૂનો પ્રત્યય જળવાઈ રહ્યો છે. હિંદી અવિકારી ખેવડો સંબંધાર્થ પ્રત્યય कर જે તુલસીદાસજી પુષ્કળ વાપરે છે, તેમાં પણ क સાથે र ભળેલો જોઇયે છિયે. અયોનિજ-યોડીનૂં થાન નહિ માટે. નેટ [સં. नियत]-

નકી. લક્ષણ જાણિ અશ્વનાં તેહનિ—જે ઘોડાઓનાં લક્ષણ જાણતા હતાં તેમને, અશ્વવિદ્યામાં કુશળ પુરુષોને. ઉચ્ચૈઃશ્રવા—સમુદ્ર મંથન કરતાં સાત મ્હોનો જે ઘોડો નીકળ્યો હતો તે; પ્રસિદ્ધ ચૌદ રત્ન પૈકી એક.

પૃષ્ઠ ૫૬

૮–૧૬ અશ્વરત્ન એ૦—મારા પિતાજી આ અશ્વરત્ન પામ્યા તે સદ્‌ભાગ્ય [સૌભાગ્ય]! ઉદધિઇ તાં૦—સમુદ્ર પાસે અનેક અશ્વરત્ન છતાં તેણે એક જ ઉચ્ચૈઃશ્રવા આપીને ખરેખર ઇંદ્રને છેતર્યો અને તેને જોઈ મોહ પામેલો ઇંદ્ર પણ છેતરાયો. સ્તુતિ—વખાણ. હેપારવ, હીસારવ—હણહણાટ. ઊર્ધ્વ કરી આનંન૦—તે મ્હો ઊંચૂં કરે છે તેથી જાણે ત્રિભુવન ઓળંગવાને તે ઇચ્છતો હોય તેમ, અને ખરીથી ભોંય ખણે છે તેથી પાતાળમાં જઈ રહેવાનૂં કરતો હોય તેમ લાગે છે. ઇંદ્રાયુધ સમુદ્રમાંથી પ્રગટ્યો હતો, તેથી પાતાલવાસની ઉત્પ્રેક્ષા યોગ્યતા પામે છે. ઓક [સં. ओकस्]—ઘર. ચૂકડૂં—ચોકડૂં. પહ્લાણ [પ્રા. पल्लाण, સં. पर्याण]—ખોગીર. હકાર લુપ્ત લકારની જગા સાચવે છે ને વજન જાળવે છે. તે મોળો પડી કાલાંતરે ઘસાઈ ગયે ચાલુ પલાણ શબ્દ પ્રગટ્યો છે. ચિત્રવર્ણી—રંગબેરંગી. કેશવાળી [સં. केश અને वार પુ. સમૂહ]—યાળ. સ્ત્રીપ્રત્યયના ઊમેરાથી બનેલૂં રૂપ; સરખાવો દેહી [પૃષ્ઠ ૬, પંક્તિ ૨૩]. પ્રમાણ—ખરેખર.

૧૭–૨૨ અવશ્યમેવ [સં. अवश्यम् અને एव]—ખચીત, જરૂર. આ શબ્દ ટૂંકાઈને કવિતામાં અશ્વમેવ રૂપમાં મળી આવે છે. વડવા—ઘોડી. રંભા જે વર નારિ૦—સ્થૂલશિરા નામે મહર્ષિ કુશ અને સમિધ લેવા જતા હતા, ત્યારે તેમણે 'અરે અમને ઊગાર, ઊંડા ખાડામાં અમે પડિયે છિયે' એવા આર્ત બોલ સાંભળ્યા. જઈને જુએ છે તો કેટલાક ક્ષીણ શરીરવાળા પુરુષોને લટકતા જોયા. મુનિએ તેમને પૂછ્યું, તમે કોણ છો? તેઓએ જવાબ દીધો, અમે તારા પિત્રીઓ છિયે; તેં પિંડ આપનાર પુત્ર ઊપજાવ્યો નહિ, તેથી અમારે પુન્નામા નરકમાં પડવા વારો આવ્યો છે. એ સાંભળીને મહર્ષિને પુત્રોત્પત્તિની ચીવટ પેઠી. તે વખતે ત્યાં થઈને રંભા જતી હતી. તેને તેમણે કહ્યૂં કે મારી સાથે ઘર માંડ. તેણે નમ્રતાથી ઉત્તર વાળ્યોઃ—જેવી મહર્ષિની આજ્ઞા. પરંતુ આપ જરા થોભશો. હૂં દેવકાર્યે નીકળી છૂં તે કરીને સત્વર પાછી આવૂં છૂં. એ રીતે સંકેત કરીને તે ગઈ; પણ વખતસર આવી નહિ.

તેથી મહર્ષિએ કોપાયમાન થઈ શાપ દીધો. તેને લીધે મૃત્તિકાવતીના રાજા શતધન્વાને ત્યાં ઘોડી થઈને તેને ઘણો કાળ રહેવૂં પડ્યૂં.

પૃષ્ઠ ૫૭

૧-૧૪ સૂત-પ્રસિદ્ધ રાજવંશીઓના રાસા કહેનાર. માગધ-વંશની કીર્તિ ગાનાર. બંદી-સ્તુતિપાઠક. વંશ બોલિ-વંશમાં થઈ ગયેલા પુરુષોની ખ્યાતિ ગાય છે. દીસિ અતિ પ્રકાશ-તેનો પ્રકાશ બહુ જણાય છે, તે છત્ર ચમકારા કરે છે. ક્રમિ-રહેતે રહેતે, ધીરે. દેહવંત જિમ કામ-કામ અનંગ છે તે જાણે દેહ ધારણ કરીને આવ્યો હોય, તેવો તે દેખાતો હતો. વિડંબિ છિ-[કાંતિએ] લજવે છે. કુમાર ચંદ્રાપીડની સરખામણીમાં કુમાર કાર્તિકેય છ મ્હોને લીધે વરવા-લજામણા લાગે છે. અંજલી કરી નિ-હાથ જોડીને. પ્રાણી-મનુષ્યપ્રાણી, મનુષ્યો. નગર જાણી હર્ષિ લોચન૦-રાજ્યનો ધણી [સ્વામિ] આવતો જોઈ રાજધાની [નગર]નાં નેત્રો જાણે હરખે છે. સર્વ સ્થળે બારી અને અટારીનાં બારણાં ફટોફટ ઊઘડે છે, તેમાં નેત્રવિકાસનૂં અધ્યવસાન છે.

૧૫-૨૫ અધ [સં. अर्ध, પ્રા. अद्ध]-અર્ધો. વીણી-વેણી. કટિ મેખલાનુ વિભાગ-કેડે મણિમેખળાનો કડકો જ હતો. વિખરાણાં-વેરાયાં. અકર્તરિ [passive] પરોક્ષ ભૂત કૃદંતના સંસ્કૃત आन પ્રત્યય ઉપરથી ગૂજરાતી અકર્તરિ ભૂત વિકારી પ્રત્યય આણો વગેરે થયેલ છે. आन પ્રત્યય લાગતાં સંસ્કૃતમાં ધાતુ દ્વિર્ભાવ પામે છે; પરંતુ ગૂજરાતીમાં દ્વિર્ભાવ વગર મૂળને આણો વગેરે પ્રત્યય લાગે છે. સિંધીમાં પણ આ आन પ્રત્યય ગૂજરાતીની પેઠે ઊતરી આવ્યો છે. ગૂજરાતી મૂળ વિખર વિખેર અને વેર સં. विकृ, विकिर् ઊપરથી નીપજ્યાં છે. વિખર-વિખેર સાથે ઊકલ-ઊકેલ, ઊખડ-ઊખેડ, ઊછળ-ઊછેર, ઊબળ-ઊબેળ વગેરે સરખાવો. પ્રેરક રૂપોમાં જે એકાર છે, તે આકારનો સ્વરસંક્રમથી નીપજેલો આદેશ છે; જુઓ ઊખાડ ઊખેડ જેવાં એવડાં રૂપ; સરખાવો ખસ ખસેડ વગેરે. પિહિરૂં [સં. परि+धा],-આ ક્રિયાપદનો યૌગિક અર્થ વસ્ત્ર ધારણ કરવાં એવો છે; ગૂજરાતીમાં તે વિસ્તાર પામી આભૂષણના સંબંધમાં પણ વપરાય છે. ચીર છૂટિ-ઓઢેલૂં વસ્ત્ર પડી જાય છે.

પૃષ્ઠ ૫૮

૧-૧૭ વારુણી-મદિરા, દારૂ. અધવચ્ચિ [અપ. अद्धविच्चि, સં. अर्ध+

वर्त्मन्]—અર્ધે રસ્તે, વચમાં. જાણીઇ આકાશનલિની૦—અહીં આકાશમાં પદ્મ-સરોવરની અને સ્ત્રીનાં મુખમાં કમળની ઉત્પ્રેક્ષા છે. સોપાન મણિ૦—સ્ફટિક [મણિ] નાં પગથિયે [સોપાન] સુંદરીઓ ઝડપબંધ ચડે છે, તે જાણે વીજળી ઝબકતી હોય એમ લાગે છે. પ્રાસાદ—હવેલીઓ. ગગનતલ—અગાશીઓ, ધાબાં. ઇંદુ કોડિ—કરોડો ચંદ્ર. વદનવિલસિત—સ્ત્રીઓનાં મુખના ઝબકારાને લીધે. ચરણિ કરી નિ૦—અળતાનાં પગલાં પડે છે, તેને લીધે ભૂમિ પલ્લવમય બન્યાની ઉત્પ્રેક્ષા છે; જુઓ મૂળ सालक्तकपदक्रमलविन्यासैः पल्लवमयमिव क्षितितलम् ।. આભરણનિ મયૂખિ કરી૦—ઘરેણાંનાં રત્નોનાં કિરણો [મયૂખ] ને લીધે અંત-રિયાળ મેઘધનુષના આકાર થાય છે. એમ વાદ વદતી આપ—તેઓ પોતે [આપ] આ રીતે એકબીજા પ્રત્યે કહે છે. આપ સં. आत्मन् ઉપરથી થયેલું જૂનું સ્વાર્થ સર્વનામ છે. તે વિદ્યમાન સ્વાર્થ સર્વનામ આપણુ સાથે સંબંધ ધરાવે છે; જુઓ પૃષ્ઠ ૮, પંક્તિ ૬, આપણ ઉપરની સમજૂતી.

૨૦–૨૪ ઉન્મત્ત—દર્શનઘેલી! ગિહિલી,—ઘેલછા વળગાડના કારણથી થાય છે એ સમજથી સં. ग्रह [ભૂત, પિશાચ] ઉપરથી જૂની ગુજરાતીમાં ગિહિલું શબ્દ થયો છે, જેનું વર્તમાન રૂપ ઘેલું છે. કચ—વાળ. ચંદ્રલેખાઇ ચકિત થઈ૦—અરે તું કેમ આમ વિસ્મયથી ભાન ભૂલી ચંદ્રલેખાની સાથે આખડી પડે છે? [અર્થાત્ તું એ પડે છે ને આ તારી ચંદ્રલેખા પણ પડે છે! અરે મૂઢ! તને ખબર છે? લેઈ લે એ.] ચંદ્રલેખા કપાળે ધારણ કરવાનું આભૂષણ છે. ચંદ્રલેખાઇ સાહચર્યાર્થે તૃતીયા છે. ઉપહાર કુસુમ કરિથી૦—ચોક પૂરવાને તેં હાથમાં ફૂલ લીધાં હતાં તે દર્શન કરવાની તારી લોલુપતામાં, થયું, વેરાઈ ગયાં! શોભા સારૂં અનેક આકારમાં ફૂલ ગોઠવે છે ને ચોક પૂરે છે તે ઉપહારકુસુમ. મદનાંધે મનિ સ્થિર૦—અરે કામથી આંધળી બનેલી! મન જરા ઠેકાણે રાખી આ તારી સરી પડેલી કટિમેખળાની સેર [દામ] નું ઉંચી ચડાવ.

પૃષ્ઠ ૫૯

૧–૨૫ લોલે—જેને દર્શનની તાલાવેલી લાગી છે એવી! લીલાગતિ ચડુ—ધીમી ચાલે ચાલો. યૌવનમાતી મલપતી—જોબનના મદથી મસ્ત બની હસનારી! સૂતી—ઉંઘયાસૂતી, ભાન વગરની. સં. शून्यहृदयनो ખંડપ્રયોગ. નીલજ [સં. निर्लज्ज]—લાજ વગરની! પિહિરણું—કટિવસ્ત્ર. અલગી રહિ—

આધી રહે. અસંતુષ્ટ—જોઈ જોઈ ન ધરાનારી! કુતૂહલિની—જોવાના કોડથી ભરેલી. ચિંતવુ—વિચાર કરો, સંભાળો. દુહિલિ—અગવડથી, અગવડ વેઠીને; રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૨૩, પંક્તિ ૨૨ ઉપરની સમજૂતી. પયોધરિ પીડી ઘણૂં—તારી છાતીના ભારથી હું બહુ દબાઈ ગઈ છૂં. ગૂખ [ સં. ગવાક્ષ ]—ગોખ. પ્રીતિ થઈ અજ્ઞાન—કામથી બેભાન બની. કામજ્વરે મુગધે પીડી૦—અરે અ-લ્હેતી! તને કામજ્વર ચડી આવ્યો છે, અર્થાત્ ત કામાતુર બની છે; તારા હૃદયમાં પ્રેમ [રંગ] પ્રગટ્યો છે; તારૂં શરીર રોમાંચિત બન્યૂં છે, તે તૂં, અરે મૃગના જેવાં ચંચળ નેત્રવાળી, જરા ઢાંક. ઊપાયુ [ અપ. ઉપ્પાઇઉ, સં. ઉત્પાદિતઃ ]—ઉત્પન્ન થયો છે, પ્રગટ્યો છે. ઊપાયુ નીપાયુ કવિતામાં મળી આવે છે. શૂં કરિ મોડામોડિ—શા માટે કેડ આમ મરડે છે ને તેમ મરડે છે? ચલિતે—ચલિત ચિત્તની, ચળેલી! સં. ચલિતચિત્ત ઉપરથી ચળ્યૂં વિશેષણ નીપજ્યૂં. એ ખંડપ્રયોગ ઉપરથી નામધાતુની પ્રક્રિયાથી ચળ મૂળ થયૂં. તેના ઉપરથી શુદ્ધ સ્વરૂપ વાપરવાના પ્રયાસમાં ચલિત વિશેષણ ઘડાયૂં જણાય છે. અહીં અંબોહુ મ છોડિ,—બાહુમૂળ દર્શાવવાની આ કામચેષ્ટા છે.

પૃષ્ઠ ૬૦

૪–૨૨ ગ્રંથિ—મનમાં ગાંઠ વાળવી તે, નિશ્ચય, દૃઢ આગ્રહ. વાહી—છેતરી. વામ [ સં વામા ]—સ્ત્રી! એહનિ નિરખિ ન કો ય—કોણ વારૂં એને ન જુએ, જોવાને ન લલચાય? શેહરુ [ સં. શેખર ]—શિખાએ વીંટેલો હાર. મધ્ય નાયક રક્ત હાર માંહિ૦—મોતીની માળામાં માણેકનો રાતો મેર [મધ્ય નાયક] છે તે યૌવનમાં રાગ જે હૃદયે પ્રવેશ કરે છે તેનો શેષ ભાગ જાણે બહાર રહ્યો હોય એમ લાગે છે. રાગ—(૧) આસક્તિ, પ્રેમવિકાર; (૨) રતાશ. સંસ્કૃતમાં નાયકનો મધ્યમણિ એવો અર્થ થાય છે, તે જોતાં મધ્ય શબ્દ વધારા પડતો જણાય છે. તે વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરવાને અર્થે છે એમ ગણી નિર્વાહ કરવો. જાણી જપા માંહિ કુંદ—ઓઠના વિશે જાસુ [જપા]ની અને દંતના વિશે કુંદની ઉત્પ્રેક્ષા છે. કુંતલિ—વાળ ઉપર. અશ્વ ખુરા આઘાત—ઘોડાની ખરીના પડઘાથી. કરણાર્થે પ્રત્યય લુપ્ત. બલાહક લુંછન કરી વસ્ત્રાંચલિ કરિ વાત—તે રજ લ્હોઈ નાંખી ફરી નવી રજ ન ચોટે એટલા માટે બલાહક વસ્ત્રના છેડા વડે વા નાંખે છે. પ્રાકૃત ધાતુ લુઞ્છ ઉપરથી ગૂજરાતી મૂળ લૂછ અને નામ લુંછન થયેલ છે. કોમલ અંગુલિ રક્ત—જેની આંગળીઓ સુકુમાર અને રાતી છે. લીલા લિહિર આસક્ત—રમત અને લહેરની વૃત્તિથી, રમતમાં અને

લહેરમાં. પરિવાર–કુટુંબ, અર્થાત્ રાજકુટુંબ [પણ ધન્ય]. ખેવ [સં. ક્ષિપ્ર] –તત્કાળ.

પૃષ્ઠ ૬૧

૩–૨૩ ઊપનુ [સં. उत्पन्नः, પ્રા. उप्पण्णो]–ઊપજ્યો, પ્રગટ્યો. સરખાવો નીપન્યો [સં. निष्पन्नः]. સુંદર વિવિધ પ્રકારિ–અનેક રીતે મનોહર. લાજાઇ–ભૂંજેલી ડાંગર વડે. આ શબ્દ લાજાહોમ એ સમાસમાં માત્ર જોવામાં આવે છે. સંસ્કૃત लाज પુ. માં સ્ત્રીપ્રત્યય આ ઊમેરાયાથી ગૂજરાતી લાજા શબ્દ થયો છે; સરખાવો સંસ્કૃત काय પુ., ગૂજરાતી કાયા. નર્મકોષમાં લાજાં રૂપ નપુંસક લિંગે આપેલું છે. સંગિ–યુવરાજની સાથે. અનેકિ ગજની૦–રાજદ્વારની સમૃદ્ધિ વર્ણવી છે. ઉદાત્ત અલંકાર. કરિ–હાથમાં. ઊફરુ કર–નીચલે પાસે હાથેળીવાળો પોંચો; સરખાવો 'અખા તે જ નર ચેત્યો ખરો, જે ચાલ્યો માથે ઊફરો.' જુઓ વળી ઊફરાટૂં. સંસ્કૃત ऊर्ध्व ઉપરથી ઊતરી આવી ઊફરું, ઊફરાટૂં શબ્દો ઊભૂં, ઊંધૂં સાથે સગપણ ધરાવે છે. પલાય [સં. परा+अय्, पलाय्]–જાય છે. આકાર ટૂંકાઈ ગૂજરાતી મૂળ પળ એના ઉપરથી બન્યૂં છે. આશ્રિ–આશરે; સરખાવો સં. अतिशय, જૂ. ગૂ. અતિશિ. અશ્વશાળા શબ્દે સમગ્ર ઘોડાર અને સ્થાન શબ્દે પ્રત્યેક ઘોડાને બાંધવાનૂં ઠેકાણૂં કિંવા ઠાણ, એવો ભેદ સમજવાનો છે. હસ્તીણી–હાથીઓની; જુઓ પૃષ્ઠ ૫૭, પંક્તિ ૧૮, વિણી ઉપરની સમજૂતી. આયુધશાળા–હથિયારના સંગ્રહનૂં સ્થાન. ક્રીડાશૈલ–બાગની અંદરનો નકલી ડુંગર. વાપી–કુંડ. દીર્ઘિકા–વાવ. શુભતોય–સુંદર પાણી [તોય] વાળી. નાદ મૃદંગ–પખાજના અવાજ. સંબંધાર્થે પ્રત્યય લુપ્ત. તાલ–તાળ. હસ્તકભેદ તાંડવ–ભિન્નભિન્ન હાથના અભિનયવાળૂં તાંડવ નૃત્ત. ધર્મકારી–ન્યાયાધીશ, ધર્માધિકારી. ધર્મચર્ચા–ધર્મશાસ્ત્ર [Hindu Law] ની ચર્ચા, સ્મૃતિના કાયદાની ચર્ચા.

પૃષ્ઠ ૬૨

૧–૧૩ દુરોદર–દ્યૂત, જૂગટું. પ્રકાશ–ખુલી રીતે, છાની લુચ્ચાઈ વગર. અભ્યાસ કારણિ–મ્હાવરા સારૂં. શ્રંમ [સં. श्रम]–કસરત. તનુનાં કર્મ–અંગકસરતના દાવ. કાવ્યગોષ્ટી–કાવ્યશાસ્ત્રની ચર્ચા. પ્રહેલિકા પરિબંધ–સમસ્યા બાંધવી તે. શિખંડી–મોર. પિક–કોયલ. સારિકા–મેના. સંબંધ–બાબત, પ્રસંગ.

મેષ-ઘેટો. કપિંજલ-તીતર. લાવક-તીતરની જાતનું બટેર [quail] પક્ષી. કાદંબ-હંસ. હારીત-હરિયલ પક્ષી. ક્રીડા કંદુક પાંચાલી૦-દડા [કંદુક] ની, ઢીંગલી [પાંચાલી] ની અને ઝડપબંધ [લોલ] ચાલતા [વહમાન] હીંદોળે હીંચવાની ક્રીડા. બાલક બહુ રમિ છિ-મૂળ સાથે સરખાવતાં બાલિકા પાઠ લેવાની જરૂર છે; જુઓ कादं. । बालिकाजनप्रस्तुतकन्दुकपाञ्चालिकाक्रीडेन०।. સ્વચ્છ-સુંદર, ચળકતું. આકાશ ઊડયાં પારાપત૦-કબૂતરને ઊડાડે છે, પાછાં બોલાવે છે, અને તે જમીન ઉપર અનેક પ્રકારની ગતિથી ઊતરે છે, તેનો અહીં નિર્દેશ છે. પારાપત-કબૂતર, પારેવાં. આહ્વાન-પાછાં બોલાવવાં તે. અવનીપાત-આકાશથી ભોંય ઊતરવાં તે.

૧૬-૨૨ દાસી દાસ પ્રણામ કરતિ ધરતિ૦-सति सप्तमी નામે ખંડોક્તિ છે; જુઓ પૃષ્ટ ૩, પંક્તિ ૧૩, 'જે રાજા પૃથ્વિ અ પાલતિ' ઉપરની સમજૂતી. ચમર ઢાલતી રહી-ચમર ઢાળતી સતી અટકી, ચમર ઢાળતાં અટકીને.

પૃષ્ઠ ૬૩

૧-૧૨ નિઇ-ઉત્તરકાલીન 'નિ' નું પૂર્વરૂપ છે. એ પૂર્વકાલીન 'નઇ', 'અનઇ' રૂપો યાદ દેવરાવે છે. એમાં અંત્ય ઇકારને લીધે ઉપાંતમાં 'ઇ' પ્રક્ષિપ્ત બનેલ છે; જુઓ પૃષ્ટ ૬, પંક્તિ ૪, સ્તવિઇ ઉપરની અને પૃષ્ટ ૧૨, પંક્તિ ૨૧, મદિઈ ઉપરની સમજૂતી. વિશાળ ઉત્તમ-અત્યંત ઉત્તમ. જરત્ પ્રવ્રજિકા-સંસાર ત્યાગ કરી ભેખ લીધેલી વૃદ્ધ બાઈઓ. ચતુર-પોતાના કાર્યમાં કુશળ, દક્ષ. પુષ્પ કરિ દુકૂલ-કોઈના હાથમાં [કરિ] ફૂલ છે [તે એ ગૂંથે છે]; કોઈના હાથમાં રેશમી સાડી [દુકૂલ] છે; જુઓ મૂળ वसनाभरणकुसुम......भृङ्गारधारिणाङ्गनाजनेनोपास्यमानाम्. બીડી કરિ કરી૦-હાથવતી બીડું વાળીને પાન [તાંબૂલ] ખવરાવે છે. જલભૃંગાર-પાણીની ઝારી. પ્રસ્નવ-પાન્હો. મસ્તકનું આઘ્રાણ કરી નિ-માથું સૂંઘીને. આ ક્રિયા વાત્સલ્યસૂચક છે. પૂછિ કુશલી ખેમ-'વત્સ ! તું આરોગ્યવાન અને સુખી છૂ ?' એમ પૂછે છે. કુશલી [સં. कुशल ન. આરોગ્ય;+इन्]-તનદુરસ્ત. ખેમ [સં. क्षेमन् વિ.]-સુખી. પ્રેમપૂરિત અંગ-જેના શરીરમાં પ્રેમ માતો ન હતો. મેહેલ્યુ-ભણવા મેલ્યો. તાપ-સંતાપ, ચિંતા. ધાહિ [દિહાડિની વિકૃતિ]-દિવસે. પ્રસાદ-મહેર, આશીશ.

## પૃષ્ઠ ૬૪.

૧–૨૩ નિરખીઇ–અમે નિરખિયે, હૂં નિરખૂં. ક્ષણૂ એક બીસી,–ક્ષણૂ રૂપ સંસ્કૃત દ્વિતીયાનૂં એકવચન क्षणम् યાદ દેવરાવે છે. વધાવિયુ–મોતી વગેરે કીમતી વસ્તુએ વધાવ્યો. રાજકૂંઅર અનેકિ૦–અનેક રાજકૂંવરના રસાલા [ પરિવાર ] સાથે ગયો. અજિરદ્વારિ–આંગણામાં, બારણા આગળ. જોડ–જોડે; જૂ. ગૂ. જોડિનૂં બીજૂં રૂપ. પ્રકાશ–ખુલ્લી રીતે, ભરી કચેરીમાં. આલિંગન દિઇ સુત સહિત–શુકનાસ ચંદ્રાપીડને ભેટે છે તે સાથે પોતાના પુત્ર વૈશંપાયનને ભેટે છે.

## પૃષ્ઠ ૬૫

૧–૧૧ સાચવ્યા જે ધમ-જે વ્રત પાળ્યાં; સરખાવો ધર્મ નિયમ. ત્રૈલોક્યરત્ન–ત્રણે લોકમાં રત્નરૂપ, સર્વશિરોમણિ. કિહાં રૂપ વય યૌવન...કિહાં વિદ્યા ભણિયું ધંન–અહીં સંસ્કૃત क्वमની પેઠે કિહાં વિસ્મયવાચક છે. અહો શૂં તારૂં રૂપ, શૂં તારૂં યૌવન છે! અને શી તૂં વિદ્યા ભણ્યો છે, અર્થાત્ શી તારી વિદ્યા છે ! વવરાણી–ઠગાઈ, છેતરાઈ. ગૂજરાતી મૂળ 'વ્હા'નૂં અકર્તરિ [ passive ] ભૂતકાળનૂં રૂપ છે; જુઓ પૃષ્ઠ ૫૭, પંક્તિ ૨૨, વિખરાણાં ઉપરની સમજૂતી. વ્હા મૂળને પ્રેરક પ્રત્યય આવ લગાડિયે છિયે, ત્યારે મૂળનો અંત્ય આકાર ટૂંકાઈ અકાર થાય છે ને પ્રકૃતિ પ્રત્યયના પાસપાસે આવેલા સ્વરો નોંખા બોલવા ઠીક પડે એટલા માટે ક્ષેપક વ ને ર ઉમેરી વ્હવરાવ રૂપ કરિયે છિયે, તેમ આણો વગેરે પ્રત્યય લાગતાં વ્હા મૂળ ઉપરથી વ્હવરાણો વગેરે રૂપ થાય છે. જુઓ कान्ह. प्र. ।१।२३८। देवराइ [ દેવાય છે ]. સરખાવો વળી વિજાપુર વિસનગર તરફના પ્રાંતિક પ્રયોગ જવરાય, ખવરાય વગેરે. ધરી પરતક્ષ દેહ૦–દેહ ધરી સઉ જુએ તેમ [ પરતક્ષ ] તારી પત્ની થઈ ન રહે તો. આગન્યા દેઈ–ચંદ્રાપીડે ઊઠવાની આજ્ઞા માગી તે આપી. વિવેકિ–કુંકુમવિલેપન વસ્ત્રાલંકાર વગેરેથી સત્કાર કરી; જુઓ મૂળ स्वयमाभरणवसनकुङ्कुमाङ्गरागादिभिरभ्यर्च्य. અંતઃપુર માંહિ ગયુ,–અહીં મૂળમાં अन्तःपुरं प्रविश्य એવો પાઠ છે. ભાલણે તે જ પાઠ લીધો હોય, તો અનુવાદ તેને અનુસરતો છે. પરંતુ अन्तःपुरનો અર્થ રણવાસ છે; જુઓ अमरकोश ।२।२।११। स्त्र्यगारं भूभुजामन्तःपुरं स्यादवरोधनम्।. રણવાસ રાજવંશીનો જ કહેવાય, બીજાનો નહિ. એ જોતાં મૂળમાં પાઠ ભ્રષ્ટ થયો લાગે છે. બાણભટ્ટે માત્ર अन्तः प्रविश्य લખ્યૂં હશે. જો આ ટૂંકો શુદ્ધ પાઠ ભાલણને મળ્યો હોય, તો એ 'અંતઃપુર માંહિ ગયુ'

એમ લખે નહિ. કદાચ એણે 'અતઃપર માંહિ ગયુ' લખ્યું હોય ને પાછળથી 'અતઃપર'નું 'અંતઃપુર' થઈ ગયું હોય. અતઃપર—તે પછી. માંહિ—માંહેલા ખંડમાં.

૧૨-૨૫ શ્રીમંડપ—ભીતર મુલાકાતનું દીવાનખાનું. ગૂઢ—સુરક્ષિત. પ્રીતિ કરી પ્રવેશ—પ્રીતિ સાથે જાતે જઈને. અતિક્રમ્યુ—ગાળ્યો. કિલકિલ [ સં. कल् ૧ આ. અવાજ કરવો ]—અસ્ફુટ શબ્દ કરે છે; સરખાવો સં. किलकिला અને તે ઉપરથી થયેલો નામધાતુ. પલ્લવવાન—કૂંપળવર્ણી, કૂંપળ જેવી. દીપિકા—દીવા. બહુ ભેદ—અનેક આકારમાં ગોઠવેલ. દીપિકા—મશાલ. એના ઉપરથી થયેલો દીવી શબ્દ કચ્છમાં મશાલના અર્થમાં હાલ પણ વપરાય છે. સભા—રાજસભામાં. તૂર—વાદિત્ર; સરખાવો ગૂજરાતી તૂરી. એ લોક સારંગી રાવણહથ્થો વગેરે વગાડે છે ને ઢેડના આશ્રિત છે. સરખાવો વળી સં. तूर्य, तौर्यत्रिक વગેરે. સામાન્ય ઉપરથી વિશેષ અર્થ થઈ સંસ્કૃત तूर, तूर्य અને ગૂજરાતીમાં તૂરાઈ શબ્દો નીપજ્યા છે. શયનાગાર—સૂવાનો ઓરડો. અવસાન—છેડો. નિશા થઈ અવસાન [ निशा अवसानम् आस्थिता ]—રાત્રિ પૂરી થઈ. પ્રાતિ—સવારે. સં प्रातर् શબ્દ અવ્યય છે. દંતધાવન—દાંત સાફ કરવા તે, દાતણ.

પૃષ્ઠ ૬૬

૧-૧૫ ઉદ્યાન—આ શબ્દ અહીં 'વન'ના અર્થમાં વાપર્યો છે; જુઓ પંક્તિ ૫. એથી ઊલટું પ્રમદવનમાં વન ઉદ્યાનવાચક છે. નિષાદ—જંગલમાં રહેનારી એક પુરાણી અનાર્ય જાતના લોક. વાગુરજાલ [સં. વાગુરા જાળ; जाल ન. જથ્થો ]—જાળનો જથ્થો. વાગુરા વડે શિકાર કરનાર वागुरिक, તે ઉપરથી થયેલો વાગરી શબ્દ ગૂજરાતીમાં જાતિવાચક બન્યો છે. ગજરથસેના સાથિ,—મૂળમાં बहुगजतुरगपदातिपरिवृतः છે, તે જોતાં 'રથ'ને સ્થાને 'તુરગ' વાંચવાની જરૂર છે; શિકારમાં આડે વગડે ખાડા ટેકરા ને ઝાડીમાં રથ અસ્થાને છે અને તુરગ આવશ્યક છે. ટંકારવ [ સં. टङ्कारव ]—પણછનો ઘોર. શરભ—વનચર પશુ; અમરકોશની મહેશ્વરકૃત अमरविवेक ટીકામાં शरभो लडीसरा इति प्रसिद्धः [मृगः] એમ કહ્યું છે. શૃંખલા—લગામની સાંકળ. ખલખલ કરિ—ખણખણે છે. ખલખલ સંસ્કૃત નામધાતુ खणखणायते ઉપરથી છે. એ નામધાતુને સં. क्वण् ૧, પ. સાથે સંબંધ છે. આતપવારણ—તડકો રોકનાર. ધૂસર—ભૂખરો. વિવિધ કુસુમલતાઇ ધૂસર,—મૂળ સાથે સરખાવતાં અને ઉપપત્તિ વિચારતાં 'લતાઇ'ને સ્થાને 'રેણુઇ' વાંચવાની જરૂર છે. રાજકુમાર ફૂલની રજથી છવાયો હતો,

વનવેલીએ નહિ. વસંત ઋતુમાં પુષ્પો ખીલે છે ને તેની રજ ઊડે છે, તેથી અહીં વનવેલીઓનાં ફૂલની રજથી છવાયલા રાજકુમારના વિશે વસંતની ઉત્પ્રેક્ષા કરી છે. લસંત–શોભતા. મહિષ–જંગલી પાડો, ભેંસો. કોરંગ [ સં. कुरङ्ग ]–હરણ. વેધિયું–વીંધી નાંખ્યો. એને પ્રત્યક્ષ સં. વેધ નામ સાથે અને પરંપરાએ સં. व्यध् [ ગૂ. વીંધ ] ધાતુ સાથે સંબંધ છે.

૧૬–૨૪ વીંજણિ [ સં. व्यजन ],–વીંજણો નામ અને વીંજ, ઉજ ક્રિયાપદ સં. वि+अज् [ જવું ] ઉપરથી થયાં છે. વીંજણિ નાંખી...કાય—વીસામો લીધા બાદ [વિશ્રમી] કુંવરે પાણી પીધું છતાં (જલપાનથી) સેવકોએ પંખો નાંખી તેનું સુંદર અંગ પરસેવાથી મુક્ત કર્યું. જલપાનથી [जलपाने स्थिते, जलपाने भूते ] એ પ્રયોગમાં 'થી' સત્તાવચક છે; જુઓ પૃષ્ઠ ૩૪, પંક્તિ ૨૧, સમથી ઉપરની સમજૂતી; જુઓ વળી પૃષ્ઠ ૨૪, પંક્તિ ૨, શ્રાંત થકાં, અને પૃષ્ઠ ૨૯, પંક્તિ ૨૯, નીડ થકુ ઉપરની સમજૂતી. સરખાવો વિમલ પ્રબંધ, ખંડ ૩, તૂક ૫૫, ન ટલિ દેવથી, અને ખંડ ૪, તૂક ૩૧, નવિ સીદાઇ વિદ્યા થકઇ. રજત–રૂપું. જાંહ–જિહાં, જાંઉ, જાંહાં, જ્યાંહ, એ સૌ 'જ્યાં'નાં પૂર્વરૂપો છે. હેમપીઠિ–સોનાને બાજઠ. દેવાર્ચન–દેવની પૂજા [અર્ચન]. ભક્ષ્ય–ખાવાને માટે તૈયાર કરેલા પદાર્થ. ભોજન કર્યાં–ખાધાં. સ્વાદુ–મિષ્ટ, સ્વાદિષ્ટ. ઉત્તમ અન્ન–સરસ વાનીઓ. કરી અ નિ–સંબંધાર્થ અવ્યય કૃદંતના ઈ અને ઈને એમ બે પ્રત્યય કહેવાય છે. તેમાંના બીજા પ્રત્યય 'ઈને'માં 'ને' વાસ્તવિક રીતે ક્ષેપક છે. આ વાત, કરી અને નિ એ બેની વચ્ચે પાદપૂરણાર્થે અ અવ્યય આવ્યો છે, તેથી સ્પષ્ટ થશે. રાણીઇં,–જૂની ગુજરાતીમાં ઇં પ્રત્યય અપભ્રંશમાંથી ઊતરી આવ્યો છે. અપભ્રંશ દેવેં માં જોવામાં આવતો અનુસ્વાર પ્રાકૃત देवेण સંસ્કૃત देवेन સાથેનો સંબંધ જાળવી રાખે છે. અનુકૂલ–મનપસંદ, અર્થાત્ મનગમતી રીતભાતવાળી. આભરણ–ઘરેણાં. અંગરાગ–શરીરે લગાડવાના સુગંધીદાર પદાર્થ, વિલેપન.

પૃષ્ઠ ૬૭

૧–૧૩ વિવેકિ–અધિકારનો ભેદ, ન્યૂનાધિક યોગ્યતા વિચારી; મનથી નાણી જોઈ. પોતિ,–આ સ્વાર્થ સર્વનામ સં. स्वतः અવ્યય ઉપરથી થયું છે. ભક્ષ કીધાં પાન–અહીં ભક્ષ એ ભક્ષણનું ખંડિત રૂપ છે, ભક્ષ્યની વિકૃતિ નથી; જૂઓ પૃષ્ઠ ૬૬, પંક્તિ ૨૧, ભક્ષ્ય ભોજન કર્યાં સહી. ઊલટમાન–ઉલટતો;

ઊલટે છે. વર્તમાન કૃદંત કાળવાચક રૂપને ઠેકાણે વપરાવા બાબત પૃષ્ઠ ૧૨, પંક્તિ ૨૨, વસંત ઉપરની સમજૂતી જોવી. સંસ્કૃતમાં વર્તમાન કૃદંતનો પરસ્મૈપદ પ્રત્યય न्त् અને આત્મનેપદ પ્રત્યય માન છે. પરસ્મૈપદ આત્મનેપદનો ભેદ પ્રાકૃતમાં ન રહેતાં બંને પ્રત્યયો ધાતુમાત્રને વર્તમાન કૃદંત બનાવવા લગાડવામાં આવ્યા; જુઓ हे. व्या.।८।३।१८१। તે અપભ્રંશ દ્વારા જૂની ગૂજરાતીમાં પણ ઊતરી આવ્યા. એ પ્રત્યયો પૈકી વધતાઓછા વપરાટને આધારે અર્વાચીન ગૂજરાતીમાં પહેલો વર્તમાન કૃદંતના પ્રત્યય તરીકે રૂઢ થયો અને બીજો તુપમાન, બિરાજમાન વગેરે રડ્યાંખડ્યાં વિશેષણમાં કૃત્ પ્રત્યય તરીકે જળવાઈ રહ્યો *. ઘાસ આગલિ નીરિયૂં-મ્હો આગળ ઘાસનો ઢગલો કર્યો. ગૂજરાતી મૂળ નીર સંસ્કૃત निकर [ઢગલો] નું કુટુંબી છે. તે સં. निकॄ, निकिर् ઉપરથી થયૂં છે; સરખાવો વેર, સં. विकॄ, विकिर्. શયનાગાર-શયનગૃહ.

૧૪-૨૫ ઊપજતિ યૌવન-ઊગતી જવાનીમાં. વિહિત [સં. वह्]-ધારણ કરતી. સ્વરસંક્રમથી ઇકાર પ્રગટયો છે, જે અર્વાચીન ગૂજરાતીમાં એકારરૂપે દેખા દે છે. કવણિત-ખણખણતાં. રાજગૃહની દેવતા-રાજમહેલની અધિષ્ટાત્રી દેવી. સંસ્કૃતમાં દેવતા સ્ત્રીલિંગ છે. કાય-સ્વદેહે, મૂર્તિમાન. પીન-પુષ્ટ, સ્થૂલ. રતિલીન-પ્રેમાળ, હેતાળ. ગલ્લ-ગાલ. કપોલ-ગાલની ઉપરનો ભાગ. કર્ણપત્ર-પાંદડી. લોલ-ચંચળ, ચલાયમાન.

## પૃષ્ઠ ૬૮

૧-૫ હાવભાવ,-સ્ત્રીના અઠ્ઠાવીસ સત્ત્વજ અલંકાર કહ્યા છે, તેના ભાવ અને હાવ ઉપલક્ષક છે. એ અઠ્ઠાવીસ અલંકાર બાબત दशरूप ।२।२८-३९। જુઓ. કટાક્ષ-આંખની કીકીનૂં વિવર્તન કર્મ. એ ભ્રમણ આદિ અન્ય કર્મનૂં ઉપલક્ષક છે. એ બાબત म. ना. शा. ।८।९१-९८। જુઓ. કામતંત્રના મર્મ-કામશાસ્ત્રની ચોસઠ કળા, જે પાંચાલિકી ચતુઃષષ્ટિને નામે ઓળખાય છે, તેનાં રહસ્ય. એ પણ સમગ્ર કામશાસ્ત્રના ઉપલક્ષણાર્થે છે. એ બાબત વાત્સ્યાયન મુનિનૂં कामसूत्र જુઓ. સંપૂરણ-પૂરેપૂરી. કલા-ચોસઠ નાગરિક કલાઓ. એ બાબત का.सू.।१।३।१६। જુઓ. ગતિ-જ્ઞાન, વાકેફગારી. ભેદ કેરા નર્મ-નર્મના

---

*બંધારણનૂં ખરૂં સ્વરૂપ ન સમજાયાથી તુષ્ટમાન વ્યાપ્તમાન એવી ખોટી જોડણી વાળાં રૂપો તુષમાન વ્યાપમાનને બદલે મળી આવે છે; જુઓ પ્રેમાનંદકૃત ભાગવત દશમ સ્કંધ, કડવૂં ૧૨, પંક્તિ ૫, યોગનિદ્રાને આજ્ઞા થઈ, હવી વ્યાપ્તમાન.

ભેદ. નર્મ એ કૈશિકી વૃત્તિના ઉપલક્ષણાર્થે છે. એ બાબત દશરૂપ ।૨।૪૪-૪૮। જુઓ. પત્રલેખા નાયિકાલંકાર, નેત્રાદિના અભિનય અને કામશાસ્ત્ર જાણતી હતી. તેને ચોસઠ કળાનું અને કૈશિકી વૃત્તિવાળા શૃંગાર રસનું પણ જ્ઞાન હતું. વાત [ સં. वार्ता ]-હકીકત; સરખાવો વૃત્ત.

૬-૨૬ કુંતલ દેશ પશ્ચિમ ઘાટની પૂર્વમાં ભીમા અને વેદવતીની વચ્ચે આવ્યો હતો. બિજાપુર, ધારવાડ, બેલેરી, ચીતલદ્રૂગ, સીમોગા વગેરેનો જૂના કુંતલ દેશમાં સમાસ થાય છે. ટીકાકાર ભાનુચંદ્ર कुलूत પાઠ સ્વીકારે છે. કુલૂત દેશ જાલંધર દુઆબના ઇશાન કોણમાં શતદ્રુ [ સતલજ ] નદીને કાંઠે હિમાલયની ખીણમાં આવ્યો હતો. એ હાલ કુલૂ નામથી ઓળખાય છે. બાણભટ્ટના સમયમાં એ ડુંગરી રાજ્ય પ્રસિદ્ધિ કે મહત્ત્વ ધરાવતું ન હતું. એથી ઊલટું કુંતલ દેશ ઘણાં સૈકાંથી ઇતિહાસમાં જાણીતો હતો. બાણભટ્ટના સમયમાં એ દેશનો રાજા સત્યાશ્રય પુલકેશી પૃથ્વીવલ્લભ મહા સમર્થ મનાતો હતો. એ હકીકત ધ્યાનમાં લેતાં ભાલણે સ્વીકારેલો પાઠ જ ગ્રાહ્ય લાગે છે. બંદી માંહાંથી [ वन्दीनां मध्ये स्थिता ]-કેદી સ્ત્રીઓ ભેગી. અનાથ-નિરાધાર, માબાપ વગરની. વધારી [ સં. संवृध्‌ના પ્રેરક ઉપરથી ]-ઊછેરીને. સંસ્કૃતમાં प्र, परा, अप, सम् વગેરે પુરોગ [prefixes] ધાતુ સાથે જોડાઈ અર્થમાં ફેરફાર કરે છે, તેને ઉપસર્ગ કહે છે. તેઓ ધાતુ સાથે જોડાયલા રહે છે, તેને લીધે તેમને ઉપસર્ગ સંજ્ઞા મળી છે. મહાસંસ્કૃતમાં તે ધાતુથી છૂટા વપરાતા હતા. સંસ્કૃતમાં પણ હ્યસ્તન અને અનદ્યતન ભૂતકાળનો આગમ તેમની અને ધાતુની વચ્ચે ઘુસી તેમના નોંખાપણાની ઘસાઈગયેલી યાદગીરી તાજી રાખ્યા કરતો હતો. આ શિથિલ સંબંધને લીધે કે પછી બીજા કોઈ કારણથી ઉપસર્ગ ખરી પડી ધાતુ સોપસર્ગ ક્રિયાના અર્થમાં એકલો વપરાતો ગૂજરાતીમાં મળી આવે છે. संवर्धय‌ને ઠેકાણે વધાર મૂળનો ઉપયોગ એ કોટિનો છે. જુઓ વળી निशामय સાંભળ, निमि મેલ, निपद् પોઢ, निर्गमय ગમાવ ગુમાવ, अतिवाहय વ્હા, वि+अज् ઉંજ, संपन्न બન વગેરે. સરખાવો વળી विश्रब्ध સબ્ધું, परिवस् વાસી [ पर्युषित ] વગેરે. વધાર એ વધ મૂળ ઉપરથી થયેલું પ્રેરકરૂપ છે. બહિયલ દહેગામ તરફ પ્રેરક-પ્રત્યય આર સંભળાય છે. પરંતુ બેસાર, સૂવાર, ઘટાર વગેરે રૂપો ગ્રામ્ય ગણાઈ તેમનો વપરાટ ઘટવા લાગ્યો છે અને શિષ્ટ રૂપ બેસાડ, સૂવાડ, ઘટાડ વગેરેનો ફેલાવો-વધ્યો જાય છે; જેથી થોડાક સમયમાં પ્રેરકપ્રત્યય

આર એ ભાગમાં વપરાતો બંધ પડવાની વકી છે*. સંસ્કૃતમાં પ્રેરકપ્રત્યય અય છે; ઉદા. पाचयति, कारयति. આકારાંત અને કેટલાક અન્યસ્વરાંત ધાતુનો પ્રેરકભેદ કરતાં અયની પૂર્વે પ્ વધારવામાં આવે છે; ઉદા. दापयति, अर्पयति. તે ઉપરથી પાલીમાં आपय, आपे પ્રત્યય ઉત્પન્ન થયા; ઉદા. पचापयति, पचापेति. તે પ્રાકૃતમાં થઈ અપભ્રંશમાં आवि, आव રૂપે દેખા દે છે; ઉદા. करावेइ, कराबइ. આ અપભ્રંશપ્રત્યય ઉપરથી પંજાબી અને જૂની હિંદીમાં आउ [ ઉદા, दिखाउना, कराउना ], બંગાળી અને ઉત્કલીમાં आइ [ ઉદા. कराइते અને कराइवा ], મરાઠીમાં आव, अव, अवि, इव, ईव, ईवि [ ઉદા. करावणें, करवणें, कराविणें, करिवणें, करीवणें, करीविणें ], ગૂજરાતીમાં આવ [ ઉદા. કરાવવું, બોલાવવું ] અને અર્વાચીન હિંદીમાં आ [ ઉદા. कराना, बुलाना ] ઊતરી આવ્યા છે. સિંધી आर [ ઉદા. दिखारणु, सुम्हारणु ] અને ગૂજરાતી આર, આડ [ ઉદા. બેસારવું, બેસાડવું ] પ્રત્યયો ક્ષેપક રકાર અને ડકારના વધારાથી પુરાણા પ્રેરકપ્રત્યય आ ઉપરથી ઊપજી આવેલા જણાય છે. સિંધીમાં અને ગૂજરાતીમાં એ ક્ષેપક પ્રેરકપ્રત્યય आના પછી આવે છે. હિંદીમાં કેટલાંક રૂપોમાં પ્રેરકપ્રત્યય आની પૂર્વે ક્ષેપક ल ઊમેરાય છે; ઉદા. खिलाना, दिखलाना. ગૂજરાતીમાં સ્વરાંત મૂળના પ્રેરકમાં આવ પ્રત્યયની પૂર્વે ક્વચિત વકારરકાર અને વકારડકાર ઘુસી જાય છે; ઉદા. કહેવરાવ કહેવડાવ, જોવરાવ જોવડાવ, બ્હીવરાવ બ્હીવડાવ, સૂવરાવ સૂવડાવ, ખવરાવ ખવડાવ. એવા જ પ્રસંગમાં આડ પ્રત્યય પૂર્વે ક્ષેપક વ ઊમેરાયલો જોવામાં આવે છે; ઉદા. કહેવાડ, જોવાડ, બ્હીવાડ, સૂવાડ, ખવાડ. આ ક્ષેપકોને લીધે અસલ પ્રેરકપ્રત્યય ન ઓળખાઈ ખવરાવરાવ ખવડાવરાવ વગેરેમાં વપરાયલો પુનરુક્ત રાવ પ્રત્યય ઉત્પન્ન થયો છે. મુઝનિ મંનિ ઊપનૂં—મારા મનમાં થયું, મારા મનમાં આવ્યૂં. પાનનુ કરંડ વહિતી—તાંબૂલવાહિની તરીકે. પદાર્થે વાક્યરચના નામે પ્રૌઢિનો આ દૃષ્ટાંત છે. એહવૂં જાણી મોકલી છિ સુંદર રૂપ પ્રકાશિ—આનૂં સ્વરૂપ અદ્ભુત ખીલી નીકળે છે અર્થાત્ એ તારે પાસે રાખવા યોગ્ય છે, એમ વિચારી મેં એને મોકલી છે. બાળા એહનિ લડાવે—જેમ બાલિકાને લાડ લડાવિયે તેમ એને લડાવજે. વાચક લુપ્ત; જુઓ મૂલ बालेव लालनीया। પ્રાકૃત અને અપભ્રંશમાં સંસ્કૃત વિધ્યર્થનૂં કામ આજ્ઞાર્થ બજાવે

* સ. वर्धापय ઉપરથી થયેલૂં વધાવ ક્રિયાપદ બોલાય છે તેનાથી જૂદૂં ઓળખાવવાને વધ મૂળ ઉપરથી થનારૂં પ્રેરકરૂપ વધાર ગૂજરાતીમાં વપરાય છે, તે તો વપરાટમાં રહેશે જ.

છે. એ આજ્ઞાર્થે બીજો પુરુષ એકવચન અપભ્રંશમાં इ, उ ને ए પ્રત્યયથી થાય છે; જુઓ है. व्या. । ૮।૪।૩૮૭. જૂની ગૂજરાતીમાં એમાંના इ ને ए ઊતરી આવ્યા. પહેલો આજ્ઞાના અને બીજો વિધિના અર્થમાં નિયત થયો. વિધ્યર્થમાં ભવિષ્યકાળનો અર્થ રહેલો છે, તેથી કરીને વિધિના અર્થનું લડાવે રૂપ ભવિષ્યાર્થે બતાવનારૂં બન્યૂં અને તેનો લડાવજે અર્થ થયો. આ વિધિના અર્થનો 'એ' પ્રત્યય પ્રેમાનંદના કાળ સુધી ટકી રહેલો જોવામાં આવે છે. ચપળપણૂં—અછકલાપણું. કિહિજ્જુ—કહેજો; જુઓ હ્રસ્વસ્વરસંક્રમ બાબત પૃષ્ઠ ૬૭, પંક્તિ ૧૭, વિહિતી ઉપરની સમજૂતી. આ રૂપમાંનો જકાર, સંસ્કૃતમાં બીજા વર્ગના ધાતુના વિધ્યર્થે પરસ્મૈપદ રૂપમાં આવતા या નો દ્દઢીકરણ વિધાનથી પાલીમાં य्या અને તે ઉપરથી પ્રાકૃતમાં ज्जा થયો હતો, તેનો અવશેષ છે. વિધ્યર્થ રૂપોનો વપરાટ બંધ પડવાથી ધાતુ સહિત ज्ज કે ज्जा પ્રાકૃતમાં અંગ લેખાઈ તેને કાળવાચક પ્રત્યયો લગાડવામાં આવ્યા; જુઓ है. व्या. ।૮।૩।૧૩૮। આ રીતે ગૂજરાતીમાં કિહિજિ કહેજે, કિહિજ્જુ કહેજો રૂપ ઊતરી આવ્યાં. સંસ્કૃત વિધ્યર્થમાં સમાયલો આજ્ઞા સાથે ભવિષ્યનો અર્થ એ રૂપોમાં અત્યારે પણ જળવાઈ રહ્યો છે. ઊછેર્યાં માટિ—ઊછેરીને મોટી કરી તેને લીધે. પ્રેમપ્રસાર—હેતનો ઊભરો. પરિચારિકા—તબિયત ઊઠાવનારી, સેવા કરનારી. જોગિ—યોગ્ય; સરખાવો રાજિ, પૃષ્ઠ ૩, પંક્તિ ૨૪, અન્યો-અનિ, પૃષ્ઠ ૯, પંક્તિ ૭ વગેરે. કાલ્ર કેટલુ કરિ સેવા—એ કેટલોક વખત તારી સેવા કરો. કહ્યુ એ ઉપયોગ—એ રીતે એને આપની સેવામાં રાખવાનું કહ્યૂં છે. ઊલટ—માતુશ્રીની આજ્ઞા અમલમાં મૂકવાનો ઊમંગ. આગન્યા દીધી—રજા આપી, વદાય કર્યો. કામિની—સ્ત્રી. ભામિની—કાંતિવાળી.

પૃષ્ઠ ૬૯

૧–૧૫ છાયાની પિરિં—જેમ કાયા ને છાયા સાથે ને સાથે રહે છે, તેમ તે પણ રાતદહાડો પળનો પણ આંતરો પડવા દીધા વગર [નિરંતર] સાથે ને સાથે રહેતી હતી. સેવાથી ચૂકિ નહીં [ सेवायाः न च्यवते ]—આ અપાદાનવાળી વાક્યરચના સંસ્કૃત વ્યાકરણને અનુસરતી છે. સાધારણ બો-લીમાં આપણે 'સેવામાં ચૂકે નહિ' એમ કહિયે છિયે. આત્મા પાહિં અધિક વ્હાલી—પત્રલેખા ચંદ્રાપીડને પોતાના જીવ કરતાં પણ વધારે વ્હાલી હતી. અર્વાચીન રૂપ પેં; ઉદા. હું પેં તું શું ઊચ [ પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવૂં ૫૩ ]? પાહિં કે પાહિ રૂપ પણ જૂની ગૂજરાતીમાં મળી આવે છે; જુઓ

ભીમકૃત પ્રબોધપ્રકાશ, ૬,૨૮, માતા પાહિં તૂં અધિક, कान्ह. प्र. ।१।१८२। एक एक पाहि सपराणा ।. મુકાબલા [ comparison ]ના અર્થ ઉપરાંત આ નામયોગીને ભાલણ મારફતી [ agency ] ના અર્થમાં પણ વાપરે છે. કાદંબરીના ઉત્તર ખંડમાં એના બે દૃષ્ટાંત છે, (૧) પ્રધાન પાઇં શીખ મંગાવી, અને (૨) પ્રતીહારી પાઇં તેડાવી તે સુંદરી. સંસ્કૃત पार्श्वेन ઉપરથી પાસિં, પાહિં, પાઇં, પૈં, એ રીતે ઉત્ક્રાંતિ થઈ હોય એમ લાગે છે. વધારે નજીકનો પાસિં નામયોગી સામિપ્યના અર્થમાં જળવાઈ રહ્યો; અને છેટેનો પાહિં કે પાઇં નવીન અર્થમાં ઉપર કહ્યા પ્રમાણે વપરાયો. કીજઇ, કીજિ–કરિયે: સરખાવો છઇયે, છિયે. વિમાશૂં ભૂપતિ–રાજાએ વિમાસ્યૂં, વિચાર કર્યો. સજાઈ [ સં. सज्ज તૈયાર ]–તૈયારી. હઇઇ વિચારી મતિ–મન સાથે [ હઇઇ ] એ પ્રમાણે ઠરાવ [ મતિ ] કરીને. સભા–કચેરી. વિસ્તાર–વિસ્તારીને; જુઓ પૃષ્ઠ ૩૦, પંક્તિ ૨, અવલોક ઉપરની સમજૂતી.

૧૬-૨૫ આતા [ સં. आत्मज, प्रा. अत्तअ ]–હે વત્સ ! વ્હાલથી પુત્રને સંબોધતાં આ શબ્દ પ્રેમાનંદના સમય સુધી વપરાયલો મળી આવે છે; જુઓ પ્રેમાનંદકૃત ભાગવત દશમ સ્કંધ, કડવું ૨૬, પંક્તિ ૧૧, કાં રોયા આતા? નીતિ તથાપિ વિચારિ–તેમ છતાં એ હું જે નીતિનાં વચન કહૂં છૂં તે ધ્યાનમાં લે. અહીંથી યૌવન, લક્ષ્મી અને રાજ્યાધિકારથી ઊપજતા અનર્થ વિશે શુકનાસનું સુપ્રસિદ્ધ ભાષણ શરૂ થાય છે. સહજિ તનુથી૦–શરીરમાં સ્વાભાવિક રીતે યૌવનના રૂપમાં અંધકાર પસરે છે; તે દીવાથી, મણિની જ્યોતથી કે સૂર્યથી એ લગાર પણ ટળતો નથી. અહીં યૌવનમદમાં અંધકારનો આરોપ કરી તેનો તેજના અભાવરૂપ અંધકારથી વ્યતિરેક બતાવ્યો છે. તનુથી [ तनौ स्थितायाम्; तनौ सत्याम् ]–શરીર વિદ્યમાન છતાં, અર્થાત્ શરીરની અપેક્ષાએ; સરખાવો પૃષ્ઠ ૧૦, પંક્તિ ૧૧, ચરણ થકી [ चरणयोः स्थितयोः ]. પરિણામિ–(૧) છેવટે; (૨) વડપણે. કોડિક–કરોડો. ઊપાઇ [ સં. उत्पादयति, प्रा. उप्पाएइ ]–ઉત્પન્ન કરે છે, ઊપજાવે છે. અનર્થ કોડિક૦–જે [ જુ ] અનીતિ [ અમારગ ]નાં કામ રૂપી કરોડો અનર્થ ઊપજાવે છે; અર્થાત્ જેને લીધે કુમાર્ગે ચડી કુકૃત્ય રૂપી અનેક અનર્થ માણસ આદરે છે. ટાલ્યાં કિમહિ૦ –જે [ જુ ] ટાળતાં છતાં એ કરોડો આંજણ આંજ્યે કેમે [ કિમહિ ] ટળતું નથી ટાલ્યાં–ટાળ્યું છતાં. અવ્યયરૂપ. સરખાવો પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૧, વ્યાધ ગયાં; પૃષ્ઠ ૨૭, પંક્તિ ૯, વૃદ્ધ થયાં. અંજન કરિ–અંજન કર્યે, અંજન

આંજ્યાથી. રૂપ ધ્યાનમાં લેવું. ઉશીર–વીરણ. દર્પજ્વર–અભિમાન રૂપી તાવ. તાપ–દાહ. કિમહિ–કેમે. આ 'કિમઇ'નૂં બીજૂં રૂપ છે. એમાં હકાર પ્રક્ષિપ્ત છે. મૂળ 'કિમઇ'માં ઇ. સં. અપિનો પ્રતિનિધિ છે.

પૃષ્ઠ ૭૦

૧–૨૫ વિષય વિષ......અવસાનિ–સાધારણ રીતે વિષનૂં ઘેન [ મોહ ] મંત્રથી જડીબુટ્ટીથી અને ગારુડ મણિથી ઊતરે છે: પરંતુ વિષય રૂપી વિષના ભક્ષણ [ આસ્વાદ ]નૂં ઘેન તો કશાએ ટાળ્યૂં ટળતૂં નથી. સ્નાનથી શરીરે ચોટેલો મેલ દૂર થાય છે; પરંતુ રાગનો મેલ તો વજ્રલેપ થઈ કરોડ વાર ન્હાયે પણ દૂર થતો નથી. રાત વીતી જતાં [ નિશા અવસાનિ ] ઊંઘનો છેડો આવે છે; પરંતુ રાજસુખનૂં જે ધારણ છે તેનો તો કેમે છેડો આવતો નથી. અહીં પણ વ્યતિરેક જ ચાલુ છે. અમાનુષી શક્તિ–મનુષ્યલોકમાં બીજાને નથી તેવી સત્તા. અકેકલાં–એક એક છતાં પણ, એક એક લેતાં પણ. અવ્યયરૂપ; સરખાવો एकैकशः અને प्रत्येकम्. એકત્ર મ્યલાં–એકઠાં. અશુદ્ધ–મલિન, વિકારથી ડોળાયલી. અતિ રૂપ ગુણ આસક્ત નેત્ર૦–પંચ વિષય પૈકી જે રૂપમાં જ આસક્ત છે એવાં નેત્ર ધોળાં છતાં એ કુદરતી રીતે [ સ્વભાવિ ] બહુ રાગવાળાં થાય છે. વિરોધાભાસ અલંકાર. રાગ–(૧) રતાશ; (૨) પ્રીતિ. રૂપ, રસ, શબ્દ સ્પર્શ, અને ગંધને ન્યાયમાં ગુણની અને વેદાંતમાં વિષયની સંજ્ઞા આપી છે. ધવલ થકાં ઇ [ धवले स्थिते अपि ]–ધોળાં છતાં એ; જુઓ પૃષ્ઠ ૨, પંક્તિ ૨૩, દીન થકા ઉપરની સમજૂતી. ચિત્તચંચલ [ સં. चञ्चलचित्तः બહુવ્રીહિ ]–ચંચળ ચિત્તવાળો, વિહ્વળ. આસ્વાદતાં–ચાખતાં. તંન [ સં. તનુ શરીર ]–જાતને; સરખાવો કાયિ [ પૃષ્ઠ ૧૭, પંક્તિ ૧૮ ]. દિહ્મોહ [ दिश् દિશા; मोह ભાન ભૂલવૂં તે ]–દિશા ન સૂઝવી તે. અવરિ નહિ અજ્ઞાન–બીજાના મનમાં તેમના અજ્ઞાનને લીધે ઉપદેશ ઊતરતો નથી. લેશ–ભાગ. પડગમિ [ સં. प्रगम् ]–પ્રગટે છે, લાગે છે. ગુરુવચન જલ૦–વડીલની શીખામણ ગંગાજીના જળની પેઠે સર્વ ગુણ [ (૧) સદ્‌ગુણ, લાભ; (૨) પુણ્ય, કલ્યાણ ]નૂં મૂળ છે; તેમ છતાં એ દુર્જનના કાને પડતાં ભારે શૂળ [ (૧) દુઃખ; (૨) કર્ણશૂળ ] ઊપજાવે છે. સાધુનિ શોભા કરિં૦–જેમ શંખથી હાથીના કાન શોભે છે, તેમ સત્પુરુષના શ્રવણ ગુરુના સદુપદેશથી શોભે છે; જેમ પાંખથી પક્ષીનાં ક્ષુધા તૃષા આદિ દુઃખ

ટળે છે, તેમ સદુપદેશથી સર્વ દુઃખ ટળે છે. ઉપદેશ ભાસિ સાધુનિ–સત્પુરુષને ઉપદેશ રુચે છે, રૂડો લાગે છે.

પૃષ્ઠ ૭૧

૧–૧૧ ગિરી જાઇ–(૧) ગળી જાય છે, આ કાનેથી આ કાને નીકળી જાય છે, ટકવા પામતો નથી; (૨) ઝરી જાય છે. ગિર મૂળ સં. गल् ધાતુનો ફાંટો છે ને તે અર્વાચીન ગળ મૂળનું જૂનું રૂપાંતર છે. પ્રકૃતિનિ ગુણ શું કરિ ઉપદેશ૦–સારા [ સુધ, સં. शुद्ध ] ઉપદેશ આપેલા પણ માણસના જાતિ-સ્વભાવ [ પ્રકૃતિ ] ઉપર શું કંઈ પણ રૂડી અસર [ ગુણ ] કરે છે? નથી કરતા. કાકુ પ્રશ્ન છે. વિષ વાધિ અતિ ઘણૂં સર્પનિ પાયૂં દૂધ–સર્પને દૂધ પાયેલૂં હળાહળ ઝેર વધારે છે. વાધિ પ્રત્યક્ષ સં. वृध् [ગૂ. વધ]સાથે નહિ, પણ તેના પ્રેરકરૂપ वर्धय સાથે સંબંધ ધરાવે છે. વધ-વાધ સાથે મર–માર, પડ–પાડ, તર–તાર વગેરે સરખાવો. જૂઓ વળી પૃષ્ઠ ૫૫, પંક્તિ ૪, સંપાડી, અને તેના ઉપરની સમજૂતી. કાષ્ઠથી...શીતથી–ઠંડા લાકડાથી. વિશેષ્ય અને અને વિશેષણ છૂટાં પડી ગયાં છે અને વિશેષ્ય વપરાઈ ગયા પછી વચ્ચે બીજૂં પદ આવી જઈ વિશેષણ વપરાયૂં છે, તેથી ઉભયને પ્રત્યય લગાડયો છે: સરખાવો સંસ્કૃત રચના. વર્તમાન કાળમાં પાસે કે છેટે પડેલાં વિશેષણ વિશેષ્યમાં બહુધા 'એ' પ્રત્યય વિકલ્પે એવડાય છે. હુતાશન [ हुत+अशन ] –અગ્નિ. શૂં ચંદનનિ બાલિ નહીં,–સંગતિ વિચારતાં 'શૂં વનનિ બાલિ નહીં' એમ વાંચવાની જરૂર છે. અગ્નિનો સ્વભાવ દહનનો છે, તે શીતળ ચંદનનાં લાકડે પોખાયાથી ટળતો નથી. વડવાનલ–પુરાણોમાં કહેલો સમુદ્રની અંદર બળ્યા કરતો અગ્નિ. તે સમુદ્રના જળે છંટાઈ ઓલાવાને બદલે પ્રજળ્યા કરે છે. પરચંડ [સં. प्रचण्ड ]–ઉગ્ર, ભયંકર. બ્રહ્માંડ–વિશ્વમાં, જગતમાં. મલ–(૧) મલિન ભાવ કે વૃત્તિઓ; (૨) મેલ. પ્રક્ષાલન-ધોઈ નાંખનાર. પલિત પાખિ૦–પળિયાંવાળૂં વૃદ્ધપણૂં [ ઘડપણ ] આવે છે તે જૂદૂં: સદુપદેશથી તો સંસારમાં પળિયાં વગરનૂં વૃદ્ધપણૂં [વડપણ] આવે છે. સોનાનાં ઘરેણાં [ આભરણ ] થાય છે તે જૂદાં; આ તો સોના વગરનૂં ઘરેણૂં છે. દીવા વગેરેની જ્યોતથી ઊજાસ [ પ્રકાશ ] પ્રગટે છે તે જુદો; આ તો જ્યોત વગરનો ઊજાસ [ જ્ઞાનનૂં અજવાળૂં ] છે. ઉદ્વેગ [પીડા] ઊપજાવનારો પ્રજાગર [ જાગરણ ] થાય છે તે જૂદો; આ તો ઉદ્વેગ [ખેદ] વગરનો પ્રજાગર [ જાગૃતપણૂં, સાવધાની ] છે. અહીં પાખિ વિણ અને રહિત ભિન્નપ

પણ વસુ [ધન]ની જનની એટલે નીપજાવનારી છે; તેની સાથે ગંગાના તરંગ જેમ ચંચળ છે, તેમ એ લક્ષ્મીના તરંગ પણ ચંચળ ગતિવાળા છે; તે એકરંગી નથી, બહુરંગી છે. ઈર્ષ્યાઇ–શોક્યની ઈર્ષ્યાથી. કંટકની પિરિ૦–દાતારનો તો એ કાંટો જ કાઢી નાંખે છે. વીસારિ દુઃસ્વપ્નની ગતિ૦–માઠું સ્વપ્ન આવ્યું હોય તો તેને માણસ જેમ વીસારે નાંખવા કરે છે, તેમ તે પવિત્ર પુરુષને પણ વીસારે નાંખે છે. અમૃતસહોદરી–અમૃતની બહેન. અમૃત અને લક્ષ્મી બંને સમુદ્રમાંથી પ્રગટ્યાં હોવાથી તેમને સહોદર કહ્યાં છે. કડુઆં વદિ વચંન–લક્ષ્મી, અર્થાત્ ધનવાન પુરુષ કડવા બોલ બોલે છે. પુરુષોત્તમ–(૧) વિષ્ણુ ભગવાન; (૨) ઉત્તમ પુરુષ., વલ્લભા–(૧) પત્ની; (૨) વ્હાલી. વિરોધાભાસ અલંકાર. પ્રૂઢ પરિ–બહોળી રીતે, અત્યંત. અંધકાર–(૧) અંધારૂં; (૨) અંધ બનાવનાર રોગ, અંધાપો. મૂળમાં શ્લિષ્ટ तिमिर શબ્દ છે, તેને ઠેકાણે ભાલણે રૂઢ અને યૌગિક અર્થમાં અંધકાર બોલ વાપર્યો છે. હવે ઇંદ્રિયો અને મન વિષયની લાલસાથી પરવશ બની ધનવાનને કેવાં દમે છે તે કહે છે. વિષય લાલચિ વાહિયાં રે૦–વિષય સુખની લાલચથી લોભાઈ પરવશ બની ઇંદ્રિયો જાણે પાંચ નહિ પણ સો કે હઝાર હોય એવો તાલ જમાવે છે [ સંચ કરિ ]; અર્થાત્ જોર જણુવી પીડે છે. મન પણ એક છતાં જાણે અસંખ્યાત હોય તેમ દમે છે. ઇંદ્રિય બોલ સંસ્કૃત પ્રમાણે નપુંસક લિંગે વાપર્યો છે.

**પૃષ્ઠ ૭૩**

૧–૨૫ ઉત્પાત–મૂળ અર્થ અણચિંતવી પીડા; તે ઉપરથી અહીં અનર્થ એવો ગૌણ અર્થ થાય છે. અણછતી તે ઊપજિ વેદના મસ્તકશૂલ–તેણે [ અર્થાત્ લક્ષ્મીમદે ] માથાના દૂખાવાની ન અનુભવેલી [ અણછતી ] પીડા જાણે ઊપજે છે. જેવી રીતે દારૂની કેફ [મદ]થી ન અનુભવેલી માથાની વેદના થાય છે જેથી કેફ કરનાર કોઈની સાથે બોલતો ચાલતો નથી ને પડી રહે છે, તેવી રીતે લક્ષ્મીની કેફથી પણ માણસ કોઈની સાથે બોલતો નથી અને જાણે ન અનુભવેલી શિરોવેદના થઈ હોય તેમ પડી રહે છે. મૂળમાં सप्तच्छदतरव इव *रजोविकारैरासन्नवर्तिनां शिरःशूलमुत्पादयन्ति છે, તે

---

* અસલ પાઠ कुसुमरजोविकारैः છે, તે ભ્રષ્ટ છે; તેથી બદલ્યો છે. कुसुम-નો અર્થ ટીકાકાર ભાનુચંદ્ર नेत्र કરે છે તે ખોટો છે. એનો અર્થ તો नेत्ररोग થાય

'તર્ક' કવિએ બદલી નાંખ્યો છે. નિમિત્ત જેણિ—જે કારણથી. આસવ—દારૂ. વ્યસન—દુઃખ, ખરાબી. સહજિ ધીર—મૂળથી જ દરેલ. જ્ઞાન—જ્ઞેય, જ્ઞાનનો વિષય. સંસ્કાર—ઊંચા પ્રકારની કેળવણી. લોભ—સમગ્ર રાજસત્તા એકલા પોતાના હાથમાં રાખવાનો લોભ. સંતોષ અંગીકાર—પિતાપુત્રના દ્વૈરાજ્યથી વિભક્ત રાજસત્તા ધારણ કરવાનો સંતોષ સ્વીકાર્યો છે. તૃષ્ણા—રાજસત્તાનો લોભ. રેપ [ સં. રેષા ]—અત્યંત થોડે ભાગે, લગાર પણ. રાજવટના મર્મ—રાજનીતિનાં રહસ્ય. યુવરાજનૂં આસંન—યુવરાજપદ. સાવધાન—પ્રમાદ રહિત, કર્તવ્યમાં તત્પર, જાગૃત. તહ્મારિ કુલકર્મ અછિ તે ધરુ ધુરાનુ ભાર—જે ધૂંસરી [ધુરા]-નો ભાર વંશપરંપરા[ કુલકર્મ, સં. कुलक्रम ]એ તમારે ધારણ કરવાનો છે તે ધારણ કરો. પ્રાચીન અછઇ અને અર્વાચીન છે એ રૂપોની સાંકળના વચલા અંકોડા પૈકિ એક અછિ રૂપ છે. છતૂં અછતૂં અણછતૂં વિશેષણો અને છત અછત નામો વિચારતાં અછિ ક્રિયાપદનૂં મૂળ સં. अस् ૨, ઉ. હોવું જોઇયે. જેઓ સ્થિત્યર્થ आस् અને ગત્યર્થ ऋच्छ् ઉપરથી ગૂજરાતી સત્તાર્થ ક્રિયાપદ ઉપજાવે છે, તેઓ પ્રાકૃત પૂર્વજ अच्छ ના સ્વરૂપથી આડા દોરાતા હોય એમ લાગે છે. આ પ્રાકૃત ધાતુમાં ચકારનો પ્રક્ષેપ पा. व्या.। ११७३। छे चा એ સૂત્રે નોંધેલા ઉચ્ચારણના વલણને આભારી છે. એ વલણને લીધે જેમ इष ‌નો સંસ્કૃત इच्छ् આદેશ થયો છે, તેમ अस्‌નો પ્રાકૃત अच्छ આદેશ થયો છે. એ વલણ બદલાવાની સાથે અપભ્રંશકાળમાં પ્રક્ષિપ્ત ચકાર ગૂમ થાય છે. આ રીતે ગૂજરાતી સત્તાર્થ ક્રિયાપદની ઉત્પત્તિ છે. મસ્તક ઊરધ કરાવુ—પ્રતિષ્ઠા વધારો, ખ્યાતિ વધારો. મહૂરત દિન ઉત્તમ છિ જે રાજ્યનુ આરંભ—ધન્ય [ઉત્તમ] ઘડી ને ધન્ય દિવસ- કે યૌવરાજ્ય [રાજ્ય] ના અભિષેકનો સમારંભ [આરંભ] કરવાનો છે! રલિયાતિ—રલિઆયિત અને રળિયાતને જોડનારૂં રૂપ. જેમ कोप ઉપરથી कोपायित, તેમ જૂ. ગૂ. રલી ઉપરથી રલિઆયિત. એની સ્વરવ્યત્યયથી થયેલી યશ્રુતિવાળી વિકૃતિ રલિયાતિ. શુદ્ધ ભાવિઉ [ शुद्धो भावितः ]—નિર્મળ બનેલો.

## પૃષ્ઠ ૭૪

૧–૨૫ મુહૂર્તદિન—યૌવરાજ્યાભિષેકના મહૂરતનો દહાડો. કલશ સંભાર—

---

છે. એ અર્થમાં કુસુમ પદ પ્રસ્તુતને લાગુ પાડી શકાતૂં નથી. એ વધારે પડતો શબ્દ કાઢી નાંખતાં ચોખ્ખૂં બનેલું रजोविकारैः પદ પ્રસ્તુત અપ્રસ્તુત ઉભયને લાગુ પડે છે.

પણ વસુ [ધન]ની જનની એટલે નીપજાવનારી છે; તેની સાથે ગંગાના તરંગ જેમ ચંચળ છે, તેમ એ લક્ષ્મીના તરંગ પણ ચંચળ ગતિવાળા છે; તે એકરંગી નથી, બહુરંગી છે. ઈર્ષ્યાઇ–શોક્યની ઈર્ષ્યાથી. કંટકની પિરિ૦–દાતારનો તો એ કાંટો જ કાઢી નાંખે છે. વીસારિ દુઃસ્વમની ગતિ૦–માઠું સ્વમ આવ્યું હોય તો તેને માણસ જેમ વીસારે નાંખવા કરે છે, તેમ તે પવિત્ર પુરુષને પણ વીસારે નાંખે છે. અમૃતસહોદરી–અમૃતની બહેન. અમૃત અને લક્ષ્મી બંને સમુદ્રમાંથી પ્રગટ્યાં હોવાથી તેમને સહોદર કહ્યાં છે. કહુઆં વદિ વચંન–લક્ષ્મી, અર્થાત્ ધનવાન પુરુષ કડવા બોલ બોલે છે. પુરુષોત્તમ–(૧) વિષ્ણુ ભગવાન; (૨) ઉત્તમ પુરુષ., વલ્લભા–(૧) પત્ની; (૨) વ્હાલી. વિરોધાભાસ અલંકાર. પૂઢ પરિ–બહોળી રીતે, અત્યંત. અંધકાર–(૧) અંધારૂં; (૨) અંધ બનાવનાર રોગ, અંધાપો. મૂળમાં શ્લિષ્ટ तिमिर શબ્દ છે, તેને ઠેકાણે ભાલણે રૂઢ અને યૌગિક અર્થમાં અંધકાર બોલ વાપર્યો છે. હવે ઇંદ્રિયો અને મન વિષયની લાલસાથી પરવશ બની ધનવાનને કેવાં દમે છે તે કહે છે. વિષય લાલચિ વાહિયાં રે૦–વિષય સુખની લાલચથી લોભાઈ પરવશ બની ઇંદ્રિયો જાણે પાંચ નહિ પણ સો કે હઝાર હોય એવો તાલ જમાવે છે [ સંચ કરિ ]; અર્થાત્ જોર જણવી પીડે છે. મન પણ એક છતાં જાણે અસંખ્યાત હોય તેમ દમે છે. ઇંદ્રિય બોલ સંસ્કૃત પ્રમાણે નપુંસક લિંગે વાપર્યો છે.

## પૃષ્ઠ ૭૩

૧–૨૫ ઉત્પાત–મૂળ અર્થે અણચિંતવી પીડા; તે ઉપરથી અહીં અનર્થ એવો ગૌણ અર્થ થાય છે. અણછતી તે ઊપજિ વેદના મસ્તકશૂલ–તેણે [ અર્થાત્ લક્ષ્મીમદે ] માથાના દૂખાવાની ન અનુભવેલી [ અણછતી ] પીડા જાણે ઊપજે છે. જેવી રીતે દારૂની કેફ [મદ]થી ન અનુભવેલી માથાની વેદના થાય છે જેથી કેફ કરનાર કોઈની સાથે બોલતો ચાલતો નથી ને પડી રહે છે, તેવી રીતે લક્ષ્મીની કેફથી પણ માણસ કોઈની સાથે બોલતો નથી અને જાણે ન અનુભવેલી શિરોવેદના થઈ હોય તેમ પડી રહે છે. મૂળમાં सहच्छदतरव इव *रजोविकारैरासन्नवर्तिनां शिरःशूलमुत्पादयन्ति છે, તે

---

* અસલ પાઠ कुसुमरजोविकारैः છે, તે ભ્રષ્ટ છે; તેથી બદલ્યો છે. कुसुमનો અર્થ ટીકાકાર ભાનુચંદ્ર नेत्र કરે છે તે ખોટો છે. એનો અર્થ તો नेत्ररोग થાય

તર્ક કવિએ બદલી નાંખ્યો છે. નિમિત્ત જેણિ—જે કારણથી. આસવ—દારૂ. વ્યસન—દુઃખ, ખરાબી. સહજિ ધીર—મૂળથી જ દરેલ. જ્ઞાન—જ્ઞેય, જ્ઞાનનો વિષય. સંસ્કાર—ઊંચા પ્રકારની કેળવણી. લોભ—સમગ્ર રાજસત્તા એકલા પોતાના હાથમાં રાખવાનો લોભ. સંતોષ અંગીકાર—પિતાપુત્રના દ્વૈરાજ્યથી વિભક્ત રાજસત્તા ધારણ કરવાનો સંતોષ સ્વીકાર્યો છે. તૃષ્ણા—રાજસત્તાનો લોભ. રેપ [ સં. રેખા ]—અત્યંત થોડે ભાગે, લગાર પણ. રાજવટના મર્મ—રાજનીતિનાં રહસ્ય. યુવરાજનૂં આસંન—યુવરાજપદ. સાવધાન—પ્રમાદ રહિત, કર્તવ્યમાં તત્પર, જાગૃત. તહ્મારિ કુલકર્મ અછિ તે ધરુ ધુરાનુ ભાર—જે ધૂંસરી [ધુરા]-નો ભાર વંશપરંપરા[ કુલકર્મ, સં. कुलक्रम ]એ તમારે ધારણ કરવાનો છે તે ધારણ કરો. પ્રાચીન અછઇ અને અર્વાચીન છે એ રૂપોની સાંકળના વચલા અંકોડા પૈકિ એક અછિ રૂપ છે. છતૂં અછતૂં અણછતૂં વિશેષણો અને છત અછત નામો વિચારતાં અછિ ક્રિયાપદનૂં મૂળ સં. अस् ર, ઉ. હોવું જોઇયે. જેઓ સ્થિત્યર્થ आस् અને ગત્યર્થ ऋच्छ् ઉપરથી ગૂજરાતી સત્તાર્થ ક્રિયાપદ ઊપજાવે છે, તેઓ પ્રાકૃત પૂર્વજ अच्छ ના સ્વરૂપથી આડા દોરાતા હોય એમ લાગે છે. આ પ્રાકૃત ધાતુમાં ચકારનો પ્રક્ષેપ પા. વ્યા. । ૧૭૩। छे चा એ સૂત્રે નોંધેલા ઉચ્ચારણના વલણને આભારી છે. એ વલણને લીધે જેમ इष નો સંસ્કૃત इच्छ् આદેશ થયો છે, તેમ अस् નો પ્રાકૃત अच्छ આદેશ થયો છે. એ વલણ બદલાવાની સાથે અપભ્રંશકાળમાં પ્રક્ષિપ્ત ચકાર ગૂમ થાય છે. આ રીતે ગૂજરાતી સત્તાર્થ ક્રિયાપદની ઉત્પત્તિ છે. મસ્તક ઊરધ કરવુ—પ્રતિષ્ઠા વધારો, ખ્યાતિ વધારો. મહૂરત દિન ઉત્તમ છિ જે રાજ્યનુ આરંભ—ધન્ય [ઉત્તમ] ઘડી ને ધન્ય દિવસ- કે યૌવરાજ્ય [રાજ્ય] ના અભિષેકનો સમારંભ [આરંભ] કરવાનો છે! રલિયાતિ—રલિઆયિત અને રળિયાતને જોડનારૂં રૂપ. જેમ कोप ઉપરથી कोपायित, તેમ જૂ. ગૂ. રલી ઉપરથી રલિઆયિત. એની સ્વરવ્યત્યયથી થયેલી યશ્રુતિવાળી વિકૃતિ રલિયાતિ. શુદ્ધ ભાવિઉ [ शुद्धो भावितः ]—નિર્મળ બનેલો.

પૃષ્ઠ ૭૪

૧–૨૫ મુહૂર્તદિન—યૌવરાજ્યાભિષેકના મહૂરતનો દહાડો. કલશ સંભાર—

---

છે. એ અર્થમાં कुसुम પદ પ્રસ્તુતને લાગુ પાડી શકાતૂં નથી. એ વધારે પડતો શબ્દ કાઢી નાંખતાં ચોખ્ખૂં બનેલૂં रजोविकारैः પદ પ્રસ્તુત અપ્રસ્તુત ઉભયને લાગુ પડે છે.

અભિષેકની સામગ્રી [સંભાર]ના કળસ. રત્નનિધિ ભંડાર–ભંડારમાંનાં રત્નોની ઢગલીઓ [નિધિ]. ઉભય વાક્યાંશમાં સંબંધાર્થે પ્રત્યય લુપ્ત. આનંદ બાપ્પિ મિશ્ર–આનંદનાં આંસૂ જેમાં ભળેલાં [મિશ્ર] છે એવું. આસનિ–સિંહાસને. પંક્તિ ૩–૧૦ સાથે મૂળ સરખાવોઃ–सर्वेभ्यस्तीर्थेभ्यः सर्वाभ्यो नदीभ्यः सर्वेभ्यश्च सागरेभ्यः समाहृतेन सर्वौषधिभिः...सर्वै रत्नैश्च परिगृहीतेनानन्दबाष्पजलमिश्रेण ...वारिणा सुतमभिषिषेच । अभिषेकजलार्द्रदेहं च तं...संचक्राम राजलक्ष्मीः । અંતઃપુરી સવિ પરવરી–સર્વે રાણીઓ [અંતઃપુરી] વડે ઘેરાયલી [વિલાસવતી]. કરણાર્થે પ્રત્યય લુપ્ત. अन्तःपुरનો મૂળ અર્થ મહેલાતની અંદરનો રાણીઓને રહેવા માટેનો ભાગ, રણવાસ; તે ઉપરથી ઉપાદાનલક્ષણાથી રાણીઓ એવો અર્થ પણ સંસ્કૃતમાં થાય છે. તેને આધારે વધારાનો સ્ત્રીપ્રત્યય લાગીને 'રાણી' ના અર્થમાં અંતઃપુરી અને તેનો ઉત્તરાધિકારી અંતેઉરિ [પૃષ્ઠ ૩૯, પંક્તિ ૯] શબ્દ જૂની ગૂજરાતીમાં થયા છે. સરખાવો દેહી [પૃષ્ઠ ૬, પંક્તિ ૨૩], કેશવાળી [પૃષ્ઠ ૫૬ પંક્તિ ૧૬] વગેરે. પ્રેમિ આર્દ્રહૃદય–જેમનૂં હૃદય પ્રેમથી ભીંજાયલૂં છે એવાં. મંગલ–માંગલિક આચાર, કુલાચાર. તાંડવ–નૃત્ત; જુઓ अ. को. । ૧।૬।૧૦।. કુલાહલ [સં. कोलाहल]–ઘોંઘાટ. અદ્ભુત–મોટો, પ્રચંડ; સરખાવો 'ન્હાની નારી હવી પ્રસૂત, વળતી વાધે નહિ અદ્ભુત' [અખો]. આસનનુ વિધિ–સિંહાસને બેસવાનો આચાર, યૌવરાજ્યાભિષેકનો વિધિ. ત્વરાભરિ–ઝડપ ભેર, ઝડપબંધ.

પૃષ્ઠ ૭૫

૧–૨૫ વૈરીની વિભૂતિ સાથિ ચાલિયુ૦–તે દિગ્વિજય કરવા ચાલ્યો તે જ વખતે શત્રુની સાહેબી [ વિભૂતિ ] પણ ચાલી, વદાય થઈ. સહોક્તિ અલંકાર. સ્વેદજલ ઝરિ દેહથી જાણીઇ ગજ મદધાર–જેમ હાથીના શરીરે મદની ધારાઓ વહે, તેમ ભીડને લીધે તેને શરીરે પરસેવાની ધારા વહે છે. આધોરણિઇ–મહાવતે. ૨૫ બાબત જુઓ પૃષ્ઠ ૧૨, પંક્તિ ૨૧, મદિઇ ઉપરની સમજૂતી. વિરાજિત શરીર–દેહ વિરાજ્યો, શોભ્યો. 'વિરાજિઉ' ને બદલે મૂળ વિરાજિત વાપરેલૂં છે. ચમરવ્યજન–ચમરથી વા નાંખવો તે. નામ સવિ કિહિવાય–રાજાઓ ચંદ્રાપીડને તાઝીમ કરે છે, તે વખતે ચોબદાર તેમનાં નામ લેઈ લેઈ તાઝીમ સ્વીકારવાની વીનતી કરે છે. આભરણ પિહિરિ કનકનાં તેણિ થઈ રહ્યુ ઝાત્કાર–ચંદ્રાપીડે સોનાનાં [ રત્નજડિત ] આભૂષણ

પહેર્યાં હતાં, તેણે અજવાળૂં અજવાળૂં થઈ રહ્યૂં હતૂં. આ અર્થને માટે 'આભરણ પિહિરિયાં કનકનાં તેણિ થઈ રહ્યુ ઝાત્કાર' એમ, અથવા તો 'આભરણ પિહિરિ કનકનાં થઈ રહ્યુ ઝાત્કાર' એમ વાંચવાની જરૂર છે. પિહિરિ –પહેરૂયે,–પહેર્યાથી. ઝાત્કાર શબ્દપ્રકાશના અર્થમાં નામ તરીકે વપરાયો છે. એમ નીસર્યું કુમાર,–અર્થાત્ દિગ્વિજય કરવાને નીકળ્યો. શુભ સાજિ–યોગ્ય વેષમાં, યોગ્ય પોશાકમાં. સમીપિથી સાંચરિ–જોડાજોડ [ સમીપિથિ समीपे स्थितः, आसन्नवर्ती ] ચાલે છે. સાથિ શૂર–શૌર્ય સાથે, શૌર્ય ભેર. અશ્વમય સવિ...ઉદધિ નક્ર–પૃથ્વીની સપાટી અશ્વમય દીસે છે અને દિશાચક્ર હાથીમય દીસે છે, તે મગરમચ્છ[ નક્ર ]થી ખુબ [ આકલૂં ] વ્યાપ્ત મહાસાગર જેવાં જણાય છે. આકલૂં [ સં. आकुलम् thickly ] ક્રિયાવિશેષણ અવ્યય છે. અંતરિ સઘલૂં છત્રમય,–લેખકદોષ જણાય છે. અંતરિક્ષ જોઇયે; મૂળમાં अन्तरिक्षम् છે. અજુઆસ–તેજ, પ્રકાશ. સં. ओजस् ઉપરથી આ શબ્દ ઊપજ્યો છે. ઊજાસ, ઊજાસવૂં તેના સંબંધી છે.

પૃષ્ઠ ૭૬

૧–૨૬ નીસાણ [ नि+स्वन् અવાજ કરવો ]–ડંકો, નોબત. 'નિશાન' [ફા.] ને 'નિશાની'થી આ નીસાણ શબ્દ નોખો છે. संगीतरत्नाकरમાં निःसाण રૂપ વાપર્યૂં છે; ને તેનૂં લક્ષણ નીચે પ્રમાણે આપ્યૂં છેઃ–कांस्यजस्ताम्रजो लौहो वोत्तमो मध्यमोऽधमः। एकवक्त्रो महान् वक्त्रे स्वल्पोऽधोऽर्धयवाकृतिः। भृतगर्भः कांस्यपात्रभारैर्माहिषचर्मणा। छन्नाननो बद्धचर्मा तदन्धन्यस्तवध्रकैः। क्षिप्तोऽधो वध्रवलये निवेश्यावर्तितैर्मुहुः। द्विषद्वित्रासजननो निःसाणः शार्ङ्गिणोदितः। चार्मणेनास्य कोणेन सद्वितीयस्य वादनम्। दृढशब्देन भीरूणां भिनत्ति हृदयान्ययम्। स्यादस्माद्युद्धवीराणां रोमाञ्चोपचितं वपुः।. આવર્યાં [आ+वृ]–છવાયાં, વ્યાપ્ત થયાં. મદનભેર–મદ ઊપજાવનારી ભેરી. સરખાવો મદનબાટ, મદનસારિકા વગેરે. પ્રાશસ્ત્યના ભાવથી 'મદન'ના ઉપયોગ સાથે સરખાવો રાય, રતન,માણેક, બાવન, બ્રહ્મ, પારસ વગેરેનો વપરાટ. संगीतरत्नाकरમાં ભેરીનૂં લક્ષણ નીચે પ્રમાણે છેઃ- वितस्तित्रयदैर्घ्या स्याद् भेरी ताम्रेण निर्मिता। चतुर्विंशत्यङ्गुले च वदने वलयान्विते। तस्याः सवलये चर्मच्छन्न छिद्रसमन्विते। रज्ज्वा नियन्त्रिते गाढं मध्ये सूत्रेण बन्धनम्। दक्षिणस्थेन कोणेन वामहस्तेन ताडनात्। उद्भटो भवति ध्वानो गम्भीरोऽरिभयंकरः। तकारः पाटवर्णोऽस्यां मुख्यो निःशङ्ककीर्तितः।. ભાર પ્રાહારિ પીડિયા૦–લાદેલા ભારને લીધે અને ઉપર પડતા મારને લીધે પીડાતાં ઊંટ

[ દાસેર, સં. दासेरक ] ગાંગડે છે [ કલકલિ ]. ઘંટઘૂઘર–હાથીના ઘંટ અને ઘૂઘરમાળ [ઘૂઘર, घर्घरिका]. કાહલ [સં. काहला]–એક પ્રકારનું સુષિરવાદ્ય. એનું લક્ષણ संगीतरत्नाकरમાં આ પ્રમાણે આપ્યું છેઃ–ताम्रजा राजती यद्वा काञ्चनी सुषिरान्तरा । धत्तूरकुसुमाकारवदनेन विराजिता । हस्तत्रयमिता दैर्घ्ये काहला वाद्यते जनैः । हाहूवर्णवती वीरविरुदोच्चारकारिणी ।. હીસાર [સં. हेषारव]–હણહણાટ. વારતા નવિ પ્રીછીઇ–કોઈએ કોઈનું કહ્યું [વારતા] સમજાતું નથી [નવિ પ્રીછીઇ], અર્થાત્ સંભળાતું નથી. ચીત્કાર–હાથીની ચીસ. દિગ્વિજય વ્યાપાર–દિગ્વિજયના કાર્યમાં. દિસ–દિશાઓ. રજપટલ–ગરદ ઊડતી હતી તેનો જથો. ભોમિ–ભૂમિ, પૃથ્વી. રજ [સં. रजस्]–સંસ્કૃતની પેઠે અહીં નપુંસક લિંગે છે. વિશ્રમિ–વીસમે છે; ઠરે છે. સુભટોના પરસેવે, ઘોડાની લાળે અને હાથીના મદજળની ધારે તે રજ ભીંજાય છે, એટલે આંધી શમે છે અને અંધકાર મટી જાય છે. અતિશયોક્તિ અલંકાર. પૃથક્–નોખા, ભિન્ન. લેશુ ઠામ–ઠામુકા લેશો. ધીશ [સં. अधीश]–રાજાઓ. આરંભના સ્વરના લોપ બાબત સરખાવો સં. अध्यर्ध, હિં. દેઢ, ગૂ. દોઢ; સં. उदधि, ગૂ દધી; સં. उपविश् જૂ. ગૂ. बइस અ. ગૂ. બેશ. રીસ–ક્રોધ. ભગીરથ, દશરથ, માંધાતા, ભરત અને દિલીપ વિશે જુઓ નર્મકથાકોષ.

પૃષ્ઠ ૭૭

૧–૨૫ જિમ પિતા કેરે બાલ–જેમ બાળક બાપને વશ રહે છે તેમ. જેણી. દિશિ તે ચાલિઇ૦–જે દિશા ભણી સેના જાય છે તે દિશાના રાજાઓ ભયથી દિઙ્મૂઢ બની જાય છે; સમસ્ત પૃથ્વી તારે હાથ હોવાથી ક્યાં નાસવું તેની તેમને સૂઝ પડતી નથી. દૃષ્ટિ કરિ તું૦–તૂં જે ભૂમિ સામે દૃષ્ટિ કરે છે તે ભૂમિના રાજાઓ ભયથી પાતાળમાં ગરી જવાનું કરે છે. આ બે પંક્તિઓમાં દિશા અને ધરા શબ્દમાં ઉપાદાન લક્ષણા છે. માહાભારતના સૈન્ય જેવું૦–જુઓ મૂલ अपरिमितबलभराक्रान्ता मन्ये स्मरति महाभारतबलसमरसंक्षोभस्याद्य क्षितिः ।. ઇંદુ સરખા અતિ ઉજ્જવલ ગગન થાપી તેહ,–લેખકદોષ જણાય છે. મૂળ જોતાં અને પ્રસંગ વિચારતાં 'ઇંદુ સરખાં અતિ ઉજ્જવલ ગગન થાપી દેહ' [ આ ચંદ્ર જેવાં અતિશય ઊજળાં ધજાનાં ઝુંડ ગગનમાં પોતાના દેહ થાપી અર્થાત્ ઊંચે ચડી આકાશને છાઈ લે છે ] એવો પાઠ લેવાની જરૂર છે. આ અને પછી આવનારી કડીમાં 'તે' શબ્દ સં, तावत् અને જૂ. ગૂ. તાં શબ્દની પેઠે પાદપૂરક છે. ધરા સહસ્રશકલ

તે થાય–પૃથ્વીના જાણે હઝારો કડકા થઈ જાય છે. જર્જરિત થઈ નિ જાય–તૂટી જાય છે. સમસ્ત ક્રિયાપદ 'થઈ જાય' ની વચ્ચે આવેલ અર્થપોષક અવ્યય નિ બાબત જુઓ પૃષ્ઠ ૬૬, પંક્તિ ૨૨ ઉપરની અને પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫ ઉપરની સમજૂતી. તૃણમઇ [સં. तृणमय] મંદિર–ખડના પૂળાના માંડવા. સ્પર્શહ્રાસ [સંપ્રસારણ] વિધાનથી યકારનો ઇકાર. તોરણ–કમાન. દ્વારિ–દરવાજે. પટમંડપ–તંબુ. હર્ષ રાજા રાજ્યમાં ફરવા નીકળતો ત્યારે તેના મેલાણ [શિબિર] માટે આવી જ ગોઠવણ કરવામાં આવતી હતી. ક્રિયા સઘલી તિહાં કરી૦–દરબાર ભરવો, રાજા રાણા અને તેમના એલચીની મુલાકાત લેવી, સરપાવ આપવો વગેરે રાજકાર્ય જેમ રાજા તારાપીડ પોતે સવારીએ નીકળતા, ને કરતા તેમ યુવરાજ ચંદ્રાપીડે પણ યથાસ્થિત કર્યાં. નીગમ્યુ–ગાળ્યો, વટાવ્યો. મોદ–આનંદ. તાલાવેલી ઉદ્વેગ, જીવ તળે ઉપર–તલપાપડ થવો તે. ત્રિયામા–રાત્રિ. કુથ–ગલીચો. મહીહ મુઝારિ–ભોંય. સંબંધાર્થ હ પ્રત્યયની ઉત્પત્તિ માટે જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૮ ઉપરની સમજૂતી. વપરાટ બાબત જુઓ વિમલ પ્રબંધ।૨।૫૦। શ્રીમાલહ ધણી।, ૩।૧૬૮। મનહ મનોરથ। વગેરે. પ્રશંસા સૂતુ કરિ છિ અતિ સુકોમલ માત–તે સૂતો સૂતો ઘણા કુમળા [અર્થાત્ પ્રેમાળ] મનનાં માતુશ્રીનાં વખાણ કરે છે.

## પૃષ્ઠ ૭૮

૧–૨૫ આલાપ–વાતચીત. વિરહ–વિજોગ. વીર વિખ્યાત,–આ ભાલણના સમયની પ્રબંધની સામાન્ય પરિભાષા છે; જુઓ कान्ह. प्र.।१३५। बहु वीर वख्यात बदीउ।. ધરા–પૃથ્વી. જાજરી [સં. जर्जर]–ખૂંદી નાંખેલી, ક્ષીણ. ચૂર્ણ–ચૂરેચૂરા. જે સદાઇ જલપૂર્ણ–જાણે સાગર ભર્યો પડ્યો હોય એવી, સમુદ્ર જેવી. વિષમ કંટક–કાંટા રૂપે સાલનારા ક્રૂર લૂંટારુઓ. ભીત–ભય પામેલા, વધારે બળિયાથી ફફડતા. અભિષેક કરતુ–ફરી રાજગાદીએ સ્થાપતો. અખંડ–હમેશ. વાસતુ–વસાવતો, નવાં શહેર સ્થાપી વસ્તીવાળો બનાવતો. ધર્મના આરંભ થાપતુ–વાવ, કૂવા, સરોવર, નદીઘાટ, ધર્મશાળા વગેરે ધર્મનાં કામ ચાલુ કરી તેમના હમેશના નભાવને માટે કાયમ બંદોબસ્ત કરતો. વિપ્રનિં સ્થિર થાપતુ૦–બ્રહ્મપુરી [આશ્રમ] બંધાવી અને ગામ આપી બ્રાહ્મણોને બીજેથી બોલાવીને વસાવતો. હેમકૂટ પર્વત નિકટ૦–હેમકૂટ અલકાની પાસેના કૈલાસની દક્ષિણે અને બદરિકાશ્રમ પાસેના ગંધમાદન પર્વતની ઉત્તરે છે. કિરાત–કૈલાસ તરફના ડુંગરી લોક. પૂર્વસાગર તીર–મૂળમાં નાતિ-

विप्रकृष्टं पूर्वजलनिधेः એમ છે. પુરાણના ભૂગોળવર્ણનમાં હિમાલયને પૂર્વસમુદ્ર અને પશ્ચિમસમુદ્રને અડતો કહ્યો છે. એ મતને અનુસરી 'પૂર્વસાગર તરફ [તીર]' એમ ઉપર લખ્યું જણાય છે. ભેટણાં–ભેટ, નજરાણાં. દેશ સઘલા શુદ્ધ કીધા–કંટકરૂપ ચોર અને લૂંટારાને વીણી વીણીને મારી નાંખ્યા અને બધા દેશોમાં શાંતિ સ્થાપી; જુલમગાર ધાડપાડુ જાતોના વાસને લીધે જે દેશ ગોઝારા કહેવાતા હતા, તે પણ દુષ્ટોને શાસન કરી દિલ ઠરે એવા કર્યા.

પૃષ્ઠ ૭૯.

૧–૨૫ કામ–દિગ્વિજયકાર્ય. વિસ્તરી–વિસ્તાર પામી, આગળ વધી. મૃગયા–શિકારે. કિંનર–અર્ધ મનુષ્ય અને અર્ધ પશુની આકૃતિના પ્રાણી. મિથુન–જોડું. અપૂરવ તે દરશન ભણી–તેનો દેખાવ કોઈ દહાડો ન જોયેલો એવો હોવાને લીધે. 'ભણી' માટે જુઓ પૃષ્ઠ ૨૨, પંક્તિ ૧૫ ને પૃષ્ઠ ૪૦, પંક્તિ ૧૬. પાગિ પાગિ–પગલે પગલે. દૂર દેશ ચાલ્યુ–તે વનપ્રદેશે [દેશ] ઘણો વેગળો નીકળી ગયો. પંનર જોજન વહી આવ્યુ–સાઠ ગાઉ વટાવી દીધા, કાપી નાંખ્યા. વાલી દૃષ્ટિ તદા–તે વખતે પહેલવહેલું પાછું વાળીને જોયું. દૃઢ કરી–મજબૂત, ખુબ જોરથી ચપસીને. અશ્વ આપણિ શરીર–ઘોડાને અને પોતાને શરીરે. સ્વાર્થવાચક આપણ સર્વનામનૂં આપણૂં સંબંધાર્થ રૂપ છે; જુઓ પૃષ્ઠ ૮, પંક્તિ ૫ ઉપરની સમજૂતી. આયાસ–શ્રમ, મહેનત. બાલબુદ્ધિ જાૂઠુ વિશ્વાસ–હવણાં પકડૂં છું, આ પકડ્યું, એવી મેં બાળકના જેવી ખોટી અટકળ [બુદ્ધિ] બાંધી અને તે અટકળ ઉપર મિથ્યા વિશ્વાસ રાખ્યો. મિથ્યા શ્રમ મિ કીધુ અનર્થ–મેં નિષ્ફળ શ્રમ કર્યો અને સદર્થ સાધવાને બદલે અનર્થ આદર્યો. કીધુ પદ દીપદેહલી ન્યાયે શ્રમ અને અનર્થ બંનેનો સંબંધ સાચવે છે. વિપ્ર કાજ નુહુતૂં કાંઈ ધર્મ–આ વિપ્રકાર્ય પણ ન હતૂં અને ધર્મકાર્ય પણ ન હતૂં. ક્ષત્રીનૂં કર્મ–હિંસક પ્રાણીનો નાશ કરવારૂપ ક્ષાત્રકર્મ. ગુરુ દેવનૂં કાજ–ગુરુકાર્ય ને દેવકાર્ય. રડવડિ–રખડયો. ગૂજરાતી મૂળ રડ [સં. रट् ૧, આ.] ઉપરથી દ્વિર્ભાવવિધાનથી રડવડ મૂળ થયૂં છે; રવડ પણ વપરાય છે. જુઓ પૃષ્ઠ ૪૭, પંક્તિ ૧૯, પરવર ઉપરની સમજૂતી. પરિવાર–રસાલો. અશ્વમુખ બિહિનિ અણસરી૦ કિંનરના જોડાની પૂંઠે થઈ મેં ભારે મૂર્ખામી કરી. વાટપંથ સેના નવિ લહૂં–રસ્તો કયો ને સેના ક્યાં છે તે હું જાણતો નથી. વનવગડો, પૈસોટકો, ટાળટીખળ, કાદવકીચડ, ધનદોલત વગેરેના જેવૂં વાટપંથ એક જ અર્થના શબ્દોનૂં જોડકૂં છે.

પૃષ્ઠ ૮૦

૧–૨૪ પૂઠિ–પૂંઠે. સીમાથી પછી,–અપાદાનવાળી સંસ્કૃત રચના; જુઓ પૃષ્ઠ ૬૯, પંક્તિ ૨, 'સેવાથી ચૂકિ નહીં,' ઉપરની સમજૂતી. નિર્માનુપ–મનુષ્યની વસ્તી વગરનો પ્રદેશ; વિશેષણનો નામ તરીકે પ્રયોગ. માહારિ પ્રયાણ–મારે જવું છે, મારે જવાનું છે. 'માહારૂં પ્રયાણ' ન લખતાં કવિ 'માહારિ પ્રયાણ' લખે છે, તે ઉપરથી સમજાય છે કે સંસ્કૃત ક્રિયાવાચકનામ તરીકે નહિ પણ ગૂજરાતી સામાન્ય કૃદંત તરીકે તે 'પ્રયાણ' નો ઉપયોગ કરે છે. જાણું [જવૂં] બદલે પ્રયાણના ઉપયોગ સાથે સરખાવો વિરાજિઉ બદલે વિરાજિત [પૃષ્ઠ ૭૫, પંક્તિ ૯'] શબ્દનો પ્રયોગ. અર્વાચીન ગૂજરાતીમાં સં. तव्य પ્રત્યય ઉપરથી નીપજેલા વૂં પ્રત્યય વડે સામાન્ય કૃદંત બને છે; જૂની ગૂજરાતીમાં સં. अन પ્રત્યય ઉપરથી ઊતરી આવેલા ણું પ્રત્યય વડે પણ તે બનતો હતો. અર્વાચીન હિંદી, સિંધી અને મરાઠીના સામાન્ય કૃદંતનાં करना करणु करणें વગેરે રૂપમાં આ પ્રાચીન પ્રત્યય સચવાઈ રહ્યો છે. 'માહારિ પ્રયાણ' સાથે સરખાવો હિંદી मेरे जाना है. પ્રાણ કરી–પરાણે, જોર કરીને. દૂર્વાંકુર–ધ્રોની ડૂંખો. થાકુ,–ગૂજરાતી થાક મૂળ પ્રાકૃત थक्क [બેસવૂં] ઉપરથી ઊતરી આવ્યૂં છે. તેની સાથે સંબંધ ધરાવતા પ્રાકૃત थत्तिअનો અર્થ વીસામો થાય છે. પ્રાકૃત थक्कल्ल પગ પ્હોળા કરી બેઠેલો એવા અર્થમાં વપરાય છે. ત્રણે પ્રાકૃત શબ્દની ઉત્પત્તિ મૂળે સં. स्था ધાતુ ઉપરથી છે. નીઝરણ [સં. निर्झर ના, પ્રા. णिज्झर ક્રિ.]–ઝરણ, ઝરો. સંસ્કૃત निर्झर, झर વગેરે શબ્દો વ્યુત્પત્તિએ સં. क्षर् ધાતુ સાથે જોડાયલા છે. પખાલૂં [प्र+क्षल् ૧૦]–ધોઈ. હાલ આ ક્રિયાપદ પૂજનના સંબંધમાં વપરાય છે. તુખાર–ઘોડો. ફારસી તવારિખમાં જેને તોખારિસ્તાન કહે છે, તેનૂં અસલ નામ तुषार છે; જુઓ बृहत्संहिता. ત્યાં બારે માસ હિમ [तुषार]પડે છે ને બરફનાં તોફાન થાય છે, તેથી તેનૂં નામ तुषारस्थान કિંવા તુષાર પડયૂં જણાય છે; જુઓ Watters' Yuan Chuang. લોહદ્વાર [Iron Pass] અને બામિયન વચ્ચે આ મુલક આવ્યો હતો. તે તરફનો ઘોડો તે तुक्खार કહેવાયો; જુઓ अ. को. । ૨૮।૪૬। ઉપર ક્ષીર સ્વામીની ટીકા वनायुजादिषु देशेषु एते जाता हयविशेषाः । एवं तुक्खारादयोऽपि ।. સરખાવો सिन्धु [સિંધ] ઉપરથી सैन्धव [ઘોડો]. અન્વેષણ–શોધ, તપાસ. અરુડપરુડ–આસપાસ. અરુડુ [સં. आरात् પાસે]ના દ્વિર્ભાવથી થયેલૂં રૂપ; સરખાવો ઓળખીતાપાળખીતા, ઝોળીપોળી, ઝટપટ વગેરે, અને પૂરીબૂરી અથાણૂંબથાણૂં વગેરે. કદાચ

આ ક્ષેપક સં. प्र ઉપરથી ઊપજ્યો હોય; સરખાવો યુક્તિપ્રયુક્તિ. જલાશય –નવાણ. મારગ માંહિ પ્રયાણ–જવાના મારગમાં. ઇંધાણ [જૂ. ગૂ. અહિનાણ, પ્રા. अहिण्णाण, સં. अभिज्ञान]–નિશાની, એંધાણ, એંધાણી. એ શબ્દ ધૂળધાણી[ ધૂળ+એંધાણી ]માં ઓળખાય નહિ એવો ભળી ગયો છે. જાલ–જથો. કર્દમ [સં.]–કાદવ. બહુ પ્રચુર–પુષ્કળ. બંને પર્યાયો છે; સરખાવો અતિ ઘણું, અને જુઓ પૃષ્ઠ ૭૯, પંક્તિ ૨૫, 'વાટપંથ' ઉપરની સમજૂતી. પોયણ–પોયણાં. કુમુદ–કમળ. કલ્હાર [સં कह्लार]–રાતાં કમળ સ્તવક–ગુચ્છ. થોક, થોકડો, ધોકણુંશબ્દ સં. स्तवक ઉપરથી થયા છે. જથા [यथा]–જેથી, કેમકે. સર્વથા–પૂર્ણપણે, પૂરેપૂરો. ગ્રીવા–ડોક. અશ્વારૂઢ–ઘોડે ચડેલા કુમારે. મણશિલશિલા દલી૦–હાથીએ રેમત[वप्रक्रीडा]માં દંતુશળનો પ્રહાર કર્યાથી ડુંગરની બાજુમાંથી મનશિળનાં ગચ્છાં ભેદાઈ તેમાંથી રજ વેરાઈ સરોવરની પાળ [તટપ્રાંત] રતૂમડી [कपिल] બની હતી. મૂળ સાથે સરખાવતાં અને વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં 'પીત' [ પીળું ] ને સ્થાને 'કપિલ' [ રતૂમડું ] વાંચવાની જરૂર છે. મનશિળ [સં. मनःशिला, જૂ. ગૂ. મણશિલ] રતૂમડા રંગે હોય છે. હરતાળ [ Yellow orpiment ] અને મનશિળ [ red arsenic] હિંદુસ્તાનનાં ખનિજ દ્રવ્ય છે; ને તે સોમલની જાતનાં છે.

પૃષ્ઠ ૮૧

૧૬ પાષાણભેદ–એક વનસ્પતિ છે. તે પત્થર ભેદીને પથરાય છે; તેથી અહીં તેની મંજરી પત્થરમાં કોતરીને બેસાડ્યાની ઉત્પ્રેક્ષા કરી છે. એ પથરીના રોગની દવામાં વપરાય છે. કારંડવ–જળકૂકડા. ચક્રી–ચકવાક; જુઓ મેદિની કાપ. સોપાન–પગથિયાં. રચનાઅતિશિ [रचनातिशयः]–રચનાની અપૂર્વતા, અલૌકિક રચના; સ્પર્શહાસ સાથે પરપ્રધાન યોગ. ત્રઇલોક્યલક્ષ્મી–ત્રિભુવનની શોભાની અધિષ્ઠાત્રી દેવી. મધુકરગીતિ–ભમરાના ગાન સહિત, ભમરાના ગુંજારવવાળાં; સાહચર્યાર્થે તૃતીયા. કામાતુર કરિ–વિહારની ઉત્કંઠાથી વિહ્વળ બનાવે છે. ઉદ્દીપનસામગ્રીનો અતિશય શૃંગારની અભીપ્સિત જમાવટની ભૂમિકા તરીકે નિરૂપિત છે. જાણી ઉદધિસ્પર્ધા કરિ–જાણે સમુદ્રથી અર્થાત્ સમુદ્રના મોજાથી સરસાઈ કરતા હોય તેમ. ઠાર [પ્રા. ठहो]–સ્થાન; પ્રાકૃત અનુસાર પુંલ્લિંગ. જાહિ સકલ ભુવન જલ૦–જુઓ મૂળ मन्ये यत्तत्सलिलमयम्...आदौ भुवनममूत् तदिदं पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् ।. મ્યલી નિ–સંકોચાઈને. સં. मिल् ધાતુ ઉપરથી સ્પર્શ વિધાનથી જૂ. ગૂ. મ્યલ મૂળ થયું છે. નિરમિયૂં–થયૂં, બન્યૂં.

૧૭–૨૩ આપિ–પોતે, પંડે. સં. आत्मन् ના. ઉપરથી થયેલું જૂનું સ્વાર્થે સર્વનામ. આપસઆપસ, આપઆપણું, આપાપર, આપસમાન, આપકર્મી, આપઘાત વગેરેમાં એ અદ્યાપિ દૃષ્ટિએ પડે છે. જુઓ પૃષ્ઠ ૩૪, પંક્તિ ૨૧ અને પૃષ્ઠ ૫૮, પંક્તિ ૧૭ ઉપરની સમજૂતી. લુઠ્યુ મહી માણ–ભોંય જરાક [માણ; સં. मनाक्] આળોટ્યો; અર્થાત્ સહેજ ભોંય આળોટી બીજે જ ક્ષણે ખડો થઈ ગયો. પખાલ્યુ–ન્હવરાવ્યો. તુરી [સં. त्वर् ઝડપથી જવું] –ઘોડો; સરખાવો સં. तुरग. तुरंग. ત્વરિત ગતિના સંકેતથી વિમળપ્રબંધમાં ઘોડાને માટે 'ચપલ' પર્યાયરૂપે વાપર્યો છે. છાયા ખરી...બાંધ્યુ–ખરી, ઘટ્ટ છાયામાં બાંધ્યો. હરિ તરણ [हरित तृण]–લીલું ઘાસ. ગાહ્યું [સં.अवगाहितम्]–તેના વડે પાણીની અંદર ઊતરાયું; તે હાથીની પેઠે પાણીમાં પેસી ન્હાલ્યો. ઉપસર્ગ अव ખરી પડવા બાબત પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૩, 'વધારી' ઉપરની સમજૂતી જુઓ. તૃપાતુર–તરસથી વ્યાકુળ બનેલો.

## પૃષ્ઠ ૮૨

૧–૨૪ હૃદિ ધરિઉ અંબુજ સમૃણાલ–તેણે દાંડા [મૃણાલ] સોતું કમળ લેઈ પોતાની છાતી ઉપર રાખ્યું. પાઠ સુધારી લેવા વીનતી છે. અસલમાં 'ધરિ અંબુજ સુ મૃણાલ' છે. પરંતુ આગળ પાછળ ભૂતકાળની રચના વાપરી છે, તે જોતાં વર્તમાન ધરિ બરાબર નથી. વળી 'દાંડા સહિત કમળ' ના અર્થમાં 'અંબુજ સિઉ મૃણાલ' કે 'અંબુજ સમૃણાલ' જોઇયે. પ્હેલા પાઠથી માત્રા વધી પડે છે, તેથી બીજો લીધો છે. આસન વાલી–સ્વસ્થપણે. પિંડલ [સં. पिण्ड+ल]–વાળેલું, સંકેલેલું. સરખાવો પિંડાળો, ગોળોપિંડાળો. મસ્તક ઉપરિ–માથું મેલવાને ઠેકાણે, ઊસીસાને સ્થાને. ઊક્રસ–ઊલટાવેલા, ફેરવેલા. વ્યુત્પત્તિ બાબત જુઓ પૃષ્ઠ ૬૧, પંક્તિ ૧૦ ઉપરની સમજૂતી. ગ્રીવા ઊક્રી રહ્યુ સાંભલિ શ્રવણિ ધરી–વાળેલી ડોકે અર્થાત્ ડોક વાળીને શ્રવણ વડે અવાજ ઝડપી લેઈ [ધરી] રહ્યો રહ્યો સાંભળે છે. અમાનુપ–અલૌકિક. યંત્રી–વીણાનું. સંબંધાર્થે પ્રત્યય લુપ્ત. યુત રીતિ–સંગીતશાસ્ત્ર અનુસાર, નિયમબદ્ધ. જિહાંથી ગીતપ્રવાહનું પૂર,–મૂળ સાથે સરખાવતાં 'કિહાંથી' પ્રશ્નાર્થે વાંચવાની જરૂર છે. બકુલ એલચી...રુત ભૃંગ–પવનમાં બોરસલી, એળચી અને સર્જ [સાલ] ના ફૂલનો સુવાસ આવે છે અને ભમરાઓનો ગુંજારવ [રુત] સંભળાય છે. શૂન્ય–નિર્જન સ્થાનમાં આવેલું. ગૂઢ–ઝાડીમાં ઢંકાયલું. પાખલિ પાદપિ આવર્યું–ચારે બાજુએ [પાખલિ] ઝાડ વડે [પાદપિ] તે ઘેરાયલું હતું. રહિયાં

નમ્ય–નમી રહ્યાં હતાં, લચી રહ્યાં હતાં. નમ્યં રૂપની સિદ્ધિ બાબત જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫ ઉપરની સમજૂતી. સુધાધવલ–છોઈ લીધાથી ધોળૂં. શાખામૃગ–વાંદરાં. નાગવલ્લી–નાગરવેલ. પરવાળી અંકુર અતિ રક્ત........અતિ વ્યક્તિ–ઝાડના અનેક નવા ફૂટેલા પલ્લવો [ અંકુર ] બહુ જ સ્પષ્ટ [ વ્યક્તિ ] પરવાળી [ સં. प्रवाल ] ના અંકુર જેવા અત્યંત રાતા જણાય છે.

પૃષ્ઠ ૮૩

૧–૮ પ્રકાશિ–ખાસ કરીને. કેતક–કેવડાના ફૂલના દોડા. આંદોલન થાય [ आन्दोल्यन्ते ]–પવનમાં ડોલે છે. ક્રિયાવાચક નામ સાથે સ્થિત્યર્થ ક્રિયાપદ જોડાઈ નામગમ્ય ક્રિયાનો અર્થ થાય છે; ઉદા. સભા વિસર્જન થઈ. આવા રૂઢ પ્રયોગમાં સ્થિત્યર્થ ક્રિયાનો અન્વય સંસૃષ્ટ ક્રિયાવાચક નામ સાથે ન થતાં સંસૃષ્ટિબોધ્ય ક્રિયાના કર્તા સાથે થાય છે. આ રીતે પૃષ્ઠ ૬૫, પંક્તિ ૨૪ માં સંસૃષ્ટિબોધ્ય ક્રિયા અભિપ્રેત હોવાથી ‘ નિશા અવસાન થઈ’ કહ્યૂં છે. અસંસૃષ્ટ સ્થિતિમાં ‘ નિશાનૂં અવસાન થયૂં ’ એમ કહેવૂં પ્રાપ્ત થાય. સરખાવો तरुर्भस्मीभूतः । અને तरोर्भस्म भूतम् ।. જુઓ પૃષ્ઠ ૮૫, પંક્તિ ૫, ‘ હિઇ બંધ કર્યુ ’ ઉપરની સમજૂતી. ધૂલિ–પરાગ, ફૂલમાંની રજ. કેવડાનો પરાગ રાખોડી રંગનો હોય છે ને તે પુષ્કળ જથામાં થાય છે. તેનાથી ચંદ્રાપીડનૂં શરીર છવાઈ ગયાથી ભસ્મવતની ઉત્પ્રેક્ષા કરી છે. મંડપિકા–ચોકી. મુક્તાશિલા–એના પર્યાય તરીકે नागानन्द । १ । श्लो. ८ । માં मौक्तिकशिला અને हर्षचरित । उच्छ्वास २ । માં मुक्ताशैल તથા मुक्ताशैलशिला મળી આવે છે. છેલ્લા શબ્દનો कादं. । पृ. १२८, २१३ । पं. १०, २२ । માં પણ ઉપયોગ કર્યો છે. અહીં તેનો સ્ફટિકથી વ્યતિરેક કર્યો છે. हर्षचरितનો ટીકાકાર શંકર मुक्ताशैलस्य श्वेतपाषाणस्य એમ લખે છે. એ બધૂં વિચારતાં મુક્તાશિલા તે કદાચ ધોળો આરસપ્હાણ હોય. પંકજ–કમળ. નામ ચતુર્મુખ છિ૦–મૂળમાં चतुर्मुख વિશેષણ છે; ભાલણ વિશેષનામ તરીકે વાપરે છે.

૯–૨૩ સન્મુખ દક્ષિણ...તથા–બાણનૂં દક્ષિણ તરફનૂં મ્હો જેથી સન્મુખ રહે એવી રીતે તે શંકરની પાસે બેઠી હતી; અર્થાત્ ઉત્તરાભિમુખ બેઠી હતી. બ્રહ્માસન–ધ્યાનયોગ વિશે વાળેલૂં આસન; જુઓ ઑ.को.।२।७।३९।. પાંડુર–ધોળૂં. ઊજળૂં. કાયકાંતિ અતિ૦–જાણે મંદિરને ધોળી લેતી હોય તેવી રીતે તે શરીરની કાંતિ ચારે તરફ ધરતી હતી, અર્થાત્ ફેલાવતી હતી. પૃથક થકી તે ભાસિ નહીં–તેનૂં શરીર એવૂં ઉજળૂં હતૂં કે મંદિરની સ્ફટિકની

ભીંત પાસે તે બેઠી હતી તેની સાથે તે એકરૂપ થઈ જઈ વાસ્તવિક રીતે નોખી છતાં [ પૃથક્ થકી પૃથક્ स्थिता अपि ] જોનારની દૃષ્ટિએ નોખી કળાતી ન હતી; એ તો જાણે સ્ફટિકભિત્તિના ગર્ભમાં જ હોય એમ લાગતૂં હતું. આથી એના વિશે દર્પણગત પ્રતિબિંબની અને શ્વેત સૂક્ષ્મ વસ્ત્ર વેષ્ટિત મૂર્તિની ઉત્પ્રેક્ષા કરે છે; જુઓ મૂળ स्फटिकगृहगतामिव विमलचेलांशुकाच्छादितामिव आदर्शतलसंक्रान्तामिव. પ્રતિભાસ–પ્રતિબિંબ, આભાસ. આચ્છાદ્યૂં–વીટેલૂં. વાસ [ સં. वासस् ]–વસ્ત્ર. પરગટી–પ્રગટ થયેલી, મૂર્તિમાન, પ્રત્યક્ષ. હિમાચલતટી–હિમાચળ પર્વતની [બરફથી ઢંકાયલી] કરાડ. રિદ્ધિ [સં. ऋद्धि ]–રૂપસંપત્તિ. સામાન્ય રીતે રિદ્ધિ ધનના સંબંધમાં વપરાય છે; અહીં તે લક્ષ્મીના પર્યાય તરીકે વાપરેલ છે. કાર્તિકેય કેરી તપક્રિયા–અખંડ બ્રહ્મચર્યના નિષ્કામ સાત્ત્વિક તપની સર્વોત્કૃષ્ટ પવિત્રતાને અનુલક્ષીને આ ઉત્પ્રેક્ષા યોજી છે. વૃષભ–નંદિ. પ્રિયા પ્રભા–મનોહર કાંતિ. નંદિ તેની અલૌકિક કાંતિને લીધે શંકરને પ્રિય હતો. મુનિજન ધ્યાન તણી સંપદા–મુમુક્ષુ મુનિઓ તપોવનમાં નિરંતર શંકરનૂં ધ્યાન ધર્યા કરે છે, તે વિશુદ્ધ ધ્યાનની સમગ્ર સમૃદ્ધિ જાણે દેહ ધારણ કરી શંકર ભગવાન પાસે આવી હોય તેવી તે દેખાતી હતી. અમૃતફીણ પિંડ થઈ જડી–અમૃતના ફીણના પેંડામાંથી [ પિંડ થઇ ] જાણે પ્રાપ્ત થઈ હોય, બની હોય ! અહીં 'થઈ' પાઠને સ્થાને પ્રભવના અર્થમાં 'થઇ' [ અર્વા. ગૂ. થી] વાંચવાની જરૂર છે. મુક્તાફલ ચૂરિ–મોતીના ભૂકાથી. આ બધી ઉત્પ્રેક્ષાઓ મહાશ્વેતા નામની સાર્થકતા બતાવવા માટે છે.

પૃષ્ઠ ૮૪

૧–૨૪ રજત તણી ખરી–સાચેસાચી રૂપાની બનાવલી. કેતકગર્ભે નીપાયુ કાય–તેનો દેહ કેતકીના ગર્ભની પાંખડીઓનો જાણે બન્યો હતો [ નીપાયુ, પ્રા. णिप्पाइओ, સં. निष्पादितः ]. અહીં કાય શબ્દ સંસ્કૃતવત પુલ્લિંગે વાપર્યો છે. ધરતી સ્કંધલગ્ન૦–વીજળીના પુંજ [ છટા ] જેવી રતાશ પડતી તેજસ્વી જટા તે ધારણ કરતી હતી. તે એના ખભા ઉપર પથરાતી હતી અને થોડા વખત ઉપર કરેલા સ્નાનને લીધે બાઝી રહેલા જળકણથી તે શોભતી હતી. દ્યુતિ–કાંતિ. ખંડશશી–અધૂરો, બીજનો ચંદ્રમા. પશુપાલ–મહાદેવ. જ્યોત્સ્ના–દાંતનૂં ચંદની જેવૂં તેજ. સ્નાન કરાવિ–પયસ્નાન કરાવે છે, દૂધે ન્હવરાવે છે. ધાત્રી–આમળી. ધાત્રીફલમાનિ૦–તે આમળાના માપે

લીધેલાં મોતીની સેરોનો સુંદર ગંઠો કંઠે ધારણ કરતી હતી. કંઠના ઘરેણાના અર્થે ગંઠિ શબ્દ કંઠીનૂં રૂપાંતર છે; સરખાવો કાળીગાંઠી [ સં. कल्य સુંદર; कण्ठिका કંઠી ]. કંઠો, ગંઠો એ કંઠી, ગંઠી ઉપરથી ઘડાયલાં પુલ્લિંગરૂપ છે. પીન–પુષ્ટ. સુશંભુ–પરમ સુખ [ શં ] આપનાર, પરમ મંગળ. ગલિ હાર ગંગાનિ૰–ગળેથી મોતીનો હાર જે લટકતો હતો તે રૂપી ગંગાને બે કાંઠે રૂપાળા [ સુશરીર ] હંસ [ ચાંચ પાંખમાં ખોસી] બેઠા હોય તેવા તે સ્તન દેખાતા હતા. કલ્પલતા વનકલનૂં૰–કલ્પવૃક્ષની ડાળી[ લતા ]એ બારીક વસ્ત્ર વલ્કલભૂત [ વનકલનૂં ] લટકે છે તે ઉત્તરીય તરીકે [ ઉત્તરી કરી ] તેણે ઓઢયૂં હતૂં. બ્રહ્માસન કીધિ......શુભ્ર નિતંબ–આસન વાળ્યાને લીધે ઊલટાવેલા [ ઉત્તાન] પગનાં તળિયાંની રતાશ [ રાગ] જે જણાઈ આવતી હતી તેના આભાસથી [ તેણિ પ્રતિબિંબ] નિતંબે ધારણ કરેલૂં ધોળૂં રેશમી વસ્ત્ર રાતૂં દેખાતૂં હતૂં. અહીં અધરવાસનૂં વર્ણન છે. પૂર્વે નોંધેલા વીણી [ પૃષ્ઠ ૫૪ પંક્તિ ૨૦ ] અને હસ્તીણી [ પૃષ્ઠ ૬૧ પંક્તિ ૧૭ ] પ્રયોગમાં જે સંબંધાર્થે પ્રત્યય [ જુઓ પૃષ્ઠ ૫૪, પંક્તિ ૨૦ ઉપરની સમજૂતી] વાપર્યો છે, તે જ અહીં તેણિ રૂપમાં કરણાર્થે ઇ પ્રત્યય સાથે મળીને રહેલો છે. સેવિ એણી પિરિ યૌવંન જાણી શિષ્ય–જુઓ મૂળઃ–यौवनेनापि...निर्विकारविनीतेन शिष्येणेवोपास्यमानाम् ।. દંતઘટિત–હાથીદાંતની બનાવેલી. રાગ રાગિણી ભેદ પ્રવાદ–રાગ રાગિણીના પ્રકાર વાદ્યમાં ઊતારવા [ પ્રવાદ ]ની સાથે. સાહચર્યાર્થે પ્રત્યય લુપ્ત. પ્રવાદ સં. वादित्र, वाद्य, वादन સાથે અને ગૂ. વાજંત્ર, વાજૂં, વાજવૂં, વજાડવૂં સાથે સંબંધ ધરાવે છે. તાનમંડળી–ઓગણપચાસ પ્રકારનાં તાન. ગંધર્વ વિદ્યા–સંગીતકળા. એ ગંધર્વોની કુળવિદ્યા છે, તેથી કરીને તે ગંધર્વવેદ અને ગંધર્વવિદ્યા નામ પામે છે. રૂપિ તેહિ સમતા અણસરી–તેના રૂપ સાથે તે પૂતળીઓ સરખાપણૂં [ સમતા ] ધારણ કરતી હતી. જૂ. ગૂ. અણસર [ સં. अनु+सृ ] મૂળ સાથે સરખાવો અર્વા. ગૂ. અણસાર, અણસારો. નાના તાલમાન અનુભવિ–વિવિધ તાળથી ગાય છે. નીલકંઠ–મહાદેવ. સમુદ્રમંથન પ્રસંગે નીકળેલા વિષનૂં પાન કરતાં બાઝેલી રેખાથી શંકર નીલકંઠ કહેવાય છે. વનકરી–વનના હાથી. સુરસરિતા–મંદાકિની, આકાશગંગા. નિર્મળ ચિત્ત જાણી સાગર પૂરણ વિત્તિ–સમુદ્રનૂં ધન [ વિત્ત ] જે ચૌદ રત્નો, તે વડે જ્યારે તે પૂર્ણ હતો, અર્થાત્ જ્યારે તે વલોવાયલો ન હતો, ત્યારે જેવો તે પ્રસન્ન [ વગર ડોળાયલો ] હતો તેવી તે અંતરમાં પ્રસન્ન [ નિર્મલ ] હતી. નિરાલંબ જાણી બૌદ્ધ બુદ્ધિ [ મૂળ बौद्ध-

बुद्धिमिव निरालम्बनाम् ]–જેમ શૂન્યવાદી બૌદ્ધ સિદ્ધાંત જગતના અધિષ્ઠાન તરીકે બ્રહ્મ જેવો કોઈ સત્પદાર્થ સ્વીકારતો નથી અર્થાત્ નિરાલંબ છે, તેમ તે પણ કોઈનો સંગ [ આલંબ] ન સ્વીકારી એકલી રહેતી હતી. નિરાલંબ–(૧) નિઃસંગ; (૨) શૂન્યવાદી. જાણી પૃથ્વી સરવિ સિદ્ધિ–પ્રભુસિદ્ધિ, મંત્રસિદ્ધિ અને ઉત્સાહસિદ્ધિ એ ત્રણ સિદ્ધિએ પૃથ્વી અર્થાત્ પૃથ્વીની પ્રભુતા સંયુક્ત હોય છે, તેમ તે યોગની સર્વે સિદ્ધિએ સંયુક્ત હતી.

પૃષ્ઠ ૮૫

૧–૮ નિર્મત્સર–મત્સર વગરની. મમતા સ્પર્શિ નહિ લગાર–આ ને મારૂં એવી સમજનો લેશમાત્ર પણ સ્પર્શ તેનામાં ન હતો. વિઇ જાણીઇ વર્ષ અઢાર અમાનુષ માટિ–તે ગંધર્વકુમારિકા હોવાને લીધે [ અમાનુષ માટિ ] એની ઉમ્મર [ વિઇ ] પરખી શકાતી ન હતી; પણ એ આશરે અઢાર વર્ષની હોય એમ લાગતું હતું. પાશુપત વ્રત–ભસ્મસ્નાન, ભસ્મશય્યા, ઉપહાર, જપ અને પ્રદક્ષિણા એ પાંચ અંગવાળું પાશુપતદર્શનમાં કહેલું વ્રત. ઉપહારના છ પ્રકાર ગણાવ્યા છે. તેમાંનો એક ગીત છે; એ અહીં અભિપ્રેત છે. વિશેષ માહીતી માટે જુઓ सर्वदर्शनसंग्रह. દેહ–જાતે. નાદમગ્ન–વીણા વગાડવામાં એકતાર થઈ ગયેલી. એક નારિ–સર્વોત્તમ, અદ્વિતીય સ્ત્રી; સરખાવો એક્કો. હિઇ–હય; સરખાવો ‘વય’ ને માટે ‘વિઇ’, પંક્તિ ૨. સ્પર્શનાશ અને તેની અસરથી પૂર્વસ્વરનો વિકાર. હિઇ બંધન કર્યું–ઘોડો બાંધ્યો; સરખાવો ‘સભા વિસર્જન કરી’ જેવા રૂઢ પ્રયોગો. જુઓ વળી પૃષ્ઠ ૧૨, પંક્તિ ૧, કાંઈ કીધૂં ભક્ષ; પૃષ્ઠ ૩૨ પંક્તિ ૨, ફલ કરાવી ભક્ષ; પૃષ્ઠ ૬૬, પંક્તિ ૨૧, ભક્ષ્ય ભોજન કર્યાં સહી. આંદોલન થવૂં [ પૃષ્ઠ ૮૩, પંક્તિ ૩ ] એ અકર્મક રચનાને જવાબ આપતી બંધન કરવૂં એ એ સકર્મક રચના છે. જુઓ પૃષ્ઠ ૮૩, પંક્તિ ૩ ઉપરની સમજૂતી. મીટિ ભરી–નેત્ર વિકાસી તેમાં જાણે સમાવતો હોય તેવી રીતે. વિકલ્પ કરિ–વિચાર કરે છે.

૯–૨૪ અણચીંતવ્યુ આણી ભોગ મેલિ દૈવ૦–અહો દૈવ દયા કરીને સ્વપ્નામાં ન હોય એવૂં [ અણચીંતવ્યુ ] સુખ [ ભોગ ] આણી મેળવે છે [ મેલિ ]. નિર્જન–નિર્માનુષ [જુઓ પૃષ્ઠ ૮૦, પંક્તિ ૩ ઉપરની સમજૂતી]. દુઃખ માત્ર–થાક વગેરેનૂં સઘળૂં દુઃખ. માનુપનિ દુર્ગમ સંચાર–દેખીતી પુનરુક્તિ છે. દુર્ગમનો દુર્લભ અર્થ લેઈ નિર્વાહ કરવો પડે છે. પ્રીત–આનંદિત, પ્રસન્ન. પ્રાસાદ–મંદિર, દેવળ. મોહન–મોહ ઊપજાવે એવી. સુંદરતા અનોપમ મટિ–ઉપમા

આપી ન શકાય એવું આનૂં રૂપ છે તેથી કરીને. 'મટિ એ માટિનૂં રૂપાંતર છે. મિલકતના અર્થના માત્રા અને અર્થ શબ્દ ઉપરથી સંસ્કૃતમાં અર્થ ઉત્તર પદથી થતો ચતુર્થીતત્પુરુષ અને ગૂજરાતીમાં માટે [ જૂ. ગૂ. માટિ, મટિ ] નામયોગી થાય છે. સંસ્કૃત ચતુર્થીતત્પુરુષમાં ઉત્તરપદ તરીકે વપરાતા બીજા બે શબ્દ હિત અને રક્ષિત છે, તે પૈકી પહેલાના પર્યાયરૂપે સારૂ નામયોગી ગૂજરાતીમાં અને બીજાની વિકૃતિરૂપે રહિઇં, રહઇં 'જૂની ગૂજરાતીમાં જોવામાં આવે છે. ઉત્પતિ [ સં. उत्पत्त् ]–ચડી જાય. શા કારણ ભણી–શા કારણને લીધે, શાથી. તપસ્યા–તપશ્ચર્યા, તપ કરવૂં તે.

પૃષ્ઠ ૮૬

૧–૨૪ સ્તંભ અણુસરી–સ્તંભ આગળ જઈને; સરખાવો અનુસર પુરીમ્ '। મે. દૂ. । ૧ । ૩૦ ।. 'સૂંતિઇ ગાનિ પૂછૂં પરિ' કરી–ગાન પૂરૂં થતાં હૂં જુક્તિથી પૂછૂં એવો વિચાર કરીને. ખંડોક્તિ બાબત જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૩ ઉપરની સમજૂતી. જૂ. ગૂ. સૂંત, અર્વા. ગૂ. સોંત મૂળ સં. समाप्त ઉપરથી થયૂં છે. વીણા મૂક શબ્દ–વીણાનો અવાજ બંધ પડ્યો, વીણા મૂગી થઈ ગઈ. જાણી દૃષ્ટિઇ દુઃખ ટાલતી–મૈત્રી અને મુદિતા ભાવના અહીં દૃષ્ટિએ અભિપ્રેત છે. ક્ષાલતી–ન્હવરાવતી, પવિત્ર કરતી. પાતક–પાપ. સુખિઇ આવ્યા–ભલે પધાર્યા ! સં. स्वागतम्નો અનુવાદ છે. માહાભાગ [ महत् મોટૂં ભાગ ભાગ્ય]–ભાગ્યશાળી, સુકર્મી. વિવેકનૂં વચન છે. સાચવીઇ [સં. सत्यापय પાળવૂં ]–પળાય, પળાશે. અતિથિનુ ધર્મ–અતિથિ પ્રત્યેનૂં કર્તવ્ય, મહેમાનદારીની ફરજ: અનુગ્રહ માન્યુ મનિ વાત–તે અમાનુષ સ્ત્રીએ તેની સાથે વાત કરી તે તેણે મનથી મોટી કૃપા ગણી. કામ–સ્ત્રી. સં. મામિનીનો પર્યાય મામા હોવાથી દેખાદેખી કામિનીનો પર્યાય કામા ઘડી કાઢયો જણાય છે. કૃશોદરી, કૃશકટી–પાતળૂં પેટ અને પાતળી કેડ એ સ્ત્રીનૂં ભૂષણ ગણાય છે. કોએક અદ્દભુતરૂપ અપાર–આ કોઈ અલૌકિક સ્ત્રી છે. કોઈ શબ્દમાં ક પ્રત્યય ઊમેરાઈ કોઇકિ રૂપ થયૂં છે; સરખાવો કેટલાક, કદીક, ક્યારેક વગેરે. કોઇકિનૂં બીજૂં રૂપ કોએક છે. એમાં ઉત્તરપદ 'એક' હોવાની ભ્રાંતિ ઉત્પન્ન થઈ જણાય છે. તેને લીધે કેટલાકને બદલે કેટલાએક, કદીકને બદલે કદીએક એવાં નવાં રૂપ ઊભાં થયાં છે, અને વીશેક, હઝારેક વગેરેમાં જોવામાં આવતો 'આશરે'ના અર્થનો 'એક" પ્રત્યય પણ રૂઢ થયો છે. લજ્જાબંધ–શરમને લીધે સંકોચ. વિસ્તાર પોતાનુ કહિશિ પ્રકાર–તે પોતાની હકીકત

[ પ્રકાર ] વિસ્તારીને કહેશે. પદશતમાત્ર વલંતાં—લેખકદોષ જણાય છે. મૂળમાં पदशतमात्रमिव गत्वा છે, તે જોતાં વલંતાંને ઠેકાણે પલંતાં વાંચવાની જરૂર છે. જાણી શૂં આથમિઉ દિન—તમાલવૃક્ષનું થડ કાળૂં હોય છે; જુઓ અ. को. । २ । ४ । ६८ । कालस्कन्धस्तमालः स्यात् ।. આથી તમાલના વનનાં કાળાં થડોના દેખાવમાં દિવસ આથમતાં થતા અંધકારની ઉત્પ્રેક્ષા કરી છે. પુષ્પિત પાદપ; અલિ ઝંકાર—ઝાડ ફૂલે ફૂલ્યાં હતાં; તેમાં ભમરાનો ગુંજારવ થતો હતો. કોમલ—સુંવાળો. ગુહા સુપ્રમાણ—સારી લંબાઈ પ્હોળાઈ અને ઊંચાઈની ગુફા. યોગપટ્ટ—पद्मपुराणના कार्त्तिकमाहात्म्यના બીજા અધ્યાયમાં योगपट्टનું સ્વરૂપ નીચે પ્રમાણે આપ્યૂં છે:—पृष्ठजान्वोः समायोगे वस्त्रं वलयवद् दृढम् । परिवेष्टय यदूर्ध्वज्ञुस्तिष्ठेत् तद् योगपट्टकम् ॥. વિશાખા[સં. विशाखिका] લ્હોડાની આંકડીવાળી વાંસની લાકડી; જુઓ ह. च. । ४ । शिखरनिखात कुब्जकालायस कण्टकेन वैणवेन विशाखिकादण्डेन...विराजमानम् ।. ટીકાકાર ભાનુચંદ્ર લ્હોડાની ગેડી અર્થ લે છે. નાલિકેરીફળ કેરૂં પાત્ર—નાળિયેરની કાચલીની વાટકી. ઉપાનહયુગ્મ— બે પાવડીઓ. મૃદુમાત્ર—કેવળ મૃદુ, લગારે ખૂંચે કે લાગે નહિ એવૂં; સરખાવો स्वल्पमात्र.

પૃષ્ઠ ૮૭

૧–૨૪ અલાબુ—તુંબડૂં. તે ભસ્મ ભરી રાખવાને માટે હતૂં. ભિક્ષા-કપાલ—મોટા વાટકા જેવાં ભિક્ષાનાં પાત્ર. સાથરુ મૃદુ પરવાલ—કૂંળી કૂંપળોનો સાથરો. લહ્યુ—ઓળખ્યો, જાણ્યો. સં. उप+लक्ष ઉપરથી ગૂ. લહ મૂળ ઊતરી આવ્યૂં છે. ઉપસર્ગ ખરી પડવા બાબત સરખાવો ગાહૂં [ પૃષ્ઠ ૮૫, પંક્તિ ૨૨ ] અને જુઓ પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૭ ઉપરની સમજૂતી. પર્ણપુટ—પડિયો. આ ગૂજરાતી પર્યાય પર્ણપુટ ઉપરથી જ બન્યો છે. અર્ઘોદક—આતિથ્ય સ-ત્કારમાં અતિથિના હાથમાં ચંદન પુષ્પ સહિત પાણીની અંજળી આપવામાં આવે છે તે. એ શ્રમ કિશુ [ कीदृशोऽयं श्रमः]—આ તસદી શા માટે લો છો ? અમ મનિ સંતોષ જ વશુ—મારૂં મન તો ક્યારનૂં એ સંતુષ્ટ થયૂં છે. અવ-લોકન—દર્શન. અઘમર્ષણ—ऋग्वेदના દશમા મંડળનૂં એકસોનેવુમૂં સૂક્ત. એ જપ્યાથી સર્વ પાપનો નાશ થાય છે. ઇવ—માફક, પેઠે. પાવન—પવિત્ર કરનારૂં. અતિથિક્રિયા—અતિથિના પૂજનનો વિધિ. સુકોમલ શિલાતટી—સૂંવાળા પત્થ-રની છાટ. તૂષ્ણી [ સં. तूष्णीम् અવ્ય. ]—બોલ્યાચાલ્યા વગર, મૌન. સત્યા-ર્થ—ખરી હકીકત. તડાગ—સરોવર. વિશ્રમતાં—વીસામો લેતાં. એકાંતિ—એક

છેડાથી માંડીને. અંબુજનયની–કમળના જેવા નેત્રવાળી. ભિક્ષાકપાલ લેઈ ચાલી તરુ પાસિ–નિર્જન વનમાં ભૈક્ષ્યચર્યાનો નિર્વાહ શી રીતે થતો હતો એ શંકાના સમાધાનમાં કવિ કહે છે કે વૃક્ષો તેને ભિક્ષા આપતાં હતાં. વૃક્ષથી તે ફળ તોડતી નહિ; તે તો માત્ર ભિક્ષાપાત્ર ધરતી; એટલે તેમાં ફળ આવીને પડતાં હતાં. પિકવયણી–કોકિલ [ પિક ] ના જેવી જેની બોલી [ વયણુ, સં. वचन ] છે એવી. આફણીઇ–પોતાની મેળે, આપોઆપ. સં. आत्मन् ઉપરથી પ્રા. अप्पुणो [જુઓ હૈ. व्या. । ૮ । ૨ । ૨૦૧ ।] અવ્યય स्वयम् અર્થમાં થયો છે, તે ઉપરથી જૂ. ગૂ. આફણીઇ, ગૂ. આફણીએ શબ્દ ઉપજી આવ્યા છે; સરખાવો પ્રા. आपुण्ण [ સં. आपूर्ण ] ઉપરથી अप्फुण्ण [ दे. ना. मा. । ૧ । ૨૦ । ]. આફુરો [ જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવું ૧૯, આફુરો જાશે રોગ ] શબ્દ પણ એ જ મૂળનો છે. જેમ स्वतः અવ્યય ઉપરથી પોતે સર્વનામ થયું છે, તેમ પ્રા. अप्पुणो અવ્યય ઉપરથી આફણી નામ [ સ્ત્રી;] થયું જણાય છે. આફણીએ અને આફુરો બંને શબ્દ હાલ વપરાતા બંધ પડ્યા છે. અરોગુ [ પ્રા. आरोग्ग ક્રિ. ]–જમો; જુઓ દે. ના. મા. । ૧ । ૬૧ ।. રાજભોગ–રાજવળાનું ભોજન.

## પૃષ્ઠ ૮૮

૧–૧૪ અચેતન મૂઢ–જડ અને તે કારણથી જ્ઞાન રહિત. અનુગ્રહ–કૃપા. પ્રભાવ–મહિમા, અદ્ભુત શક્તિ. નિર્વાણ [ સં. निर्वाण પરમસુખ ]–ભલી રીતે, સારી રીતે, પૂર્ણપણે. નિર્માણ સાથે ભ્રાંતિથિ નક્કીપણાનો અર્થ પણ રૂઢ થયો છે. નીઝર [સં. निर्झर, પ્રા. निज्झर]–ઝરો. સ્વાદુ–લહેજતદાર. ફળ ભક્ષ કરીને,–જુઓ પૃષ્ઠ ૬૭, પંક્તિ ૬ ઉપરની અને પૃષ્ઠ ૮ પંક્તિ ૫ ઉપરની સમજૂતી. સંધ્યોચિત કર્તવ્ય તાં કીધું–બાઈએ સંધ્યાકાળનું નિત્યકર્મ કરી લીધું. બીઠાં બેહૂ એકાંતિ સમીપિ શિલાતલ સુંદર–તે બે જણુ સુંદર પથરાના પટમાં અલગ [એકાંતિ] પણ બહુ છેટે નહિ [સમીપિ] એમ બેઠાં.

૧૫–૨૪ આશાસુ [ સં. आश्वासः ]–સંકોચ જતો રહી વિશ્વાસ ઉપજવો તે. સેહેજિ મૂરખ–મનુષ્યપણાને લીધે સ્વાભાવિક રીતે અણસમજુ. મર્યાદા નવિ જાણિ–મર્યાદા ઓળંગે છે; જુઓ મૂળ उपजनयति...प्रसादलवो ...प्रागल्भ्यम् ।. થોડિ મિલણિ પ્રેમ આણિ–જુઓ મૂળ अणुरप्युपचारपरिग्रहः ...प्रणयमारोपयति ।. કરેવા–કરવાને; જુઓ પૃષ્ઠ ૩૧, પંક્તિ ૧૩, 'પામેવા નિ' ઉપરની સમજૂતી. ખેદ–શ્રમ. જુ મનિ ભાવિ–જે મનને ગમે, જો તમને

રુચે તો. સનાથ કીધૂં–પનોતું, મોટૂં બનાવ્યૂં. ગુહ્યક–ગંધર્વ અને યક્ષ જેવી એક દિવ્યાદિવ્ય જાતિ. એઓ કુબેર ભંડારીના નિધિના રક્ષક છે. વ્રત–પાશુપત વ્રત.

પૃષ્ઠ ૮૯

૧–૨૪ કિહાં ઇંદ્રી શમી રહ્યાં અનુપ–અહો! ઇંદ્રીઓ કેવી અનુપમ રીતે ઉપશમ પામેલી છે, કેવી નિર્વિકાર ને શાંત બનેલી છે! જૂની ગૂજરાતીમાં સંસ્કૃત इन्द्रिय [નપું.] સાથેનો ગૂજરાતી ઇંદ્રી શબ્દનો સંબંધ સ્મરણમાં તાજો હોઈ એ તદ્ભવ શબ્દ નપુંસક લિંગે વપરાતો હતો. વખત જતાં સ્મરણ ઘસાઇ જઈ તદ્ભવ ઇંદ્રી ઇકારાંત હોઈ સ્ત્રીલિંગે વપરાયો. એ વડૂં શૂં છિ કામ દિવ્ય મનોહર૦–જ્યાં સિદ્ધ સાધ્ય વગેરે સુખે તપ કર્યા કરે છે એવા મનોહર દિવ્ય આશ્રમો અનેક છે, તે મૂકીને તમે અહીં એકાંતમાં તપ કરો છો તેનૂં શૂં કારણ?–શો મહાન અર્થ સાધવો છે? આવા એક મલયાચલ ઉપરના સિદ્ધોના આશ્રમના વર્ણન માટે જુઓ नागानन्द । १ ।. એકમનાં [સં. एकमनस्]–સાવધાન થઈને, એકાગ્ર ચિત્તથી. હૃદયશુદ્ધિ...અથવા લોચનની ઉજ્જ્વલતા...શકિ૦–સ્ત્રી અમાનુષ હોવાથી તેનાં આંસૂ સ્વચ્છ હતાં; એ સ્વચ્છતાને લીધે હૃદયની શુદ્ધતા જાણે નેત્રદ્વારા ઊભરાઈ જતી હોય અથવા નેત્રની ઉજ્જ્વળતા જાણે વહેતી હોય, એ ઉત્પ્રેક્ષાનો ઉપયોગ કર્યો છે. મુખ મીલી–મ્હો બીડીને. વિસ્મય પામ્યુ જોય–જોઈને [જોય] ચકિત થયેલો. વ્યસન–દુઃખ, સંકટ. કોડિક મર્મ–કરોડો મર્મના અર્થાત્ ખરેખરા ઉપાયો, રામબાણ ઇલાજો. કોડિક રૂપની સિદ્ધિ બાબત જુઓ પૃષ્ઠ ૮૬, પંક્તિ ૧૬, કોએક ઉપરની સમજૂતી. આકૃતિ દેહ–દિવ્ય દેહ અને અદ્ભુત આકૃતિ, અમાનુષ અવતાર અને અલૌકિક રૂપ. શરીરધર્મ સહુનિ સંતાપિ૦–હર્ષ શોક મોહ વગેરે શરીરના ધર્મ છે તે સૌ શરીરધારીને સંતાપે છે. સુખદુઃખ ગતિ બલવંત, દ્વંદ્વધર્મ૦–ટાઢ તડકો વગેરે ધર્મની પેઠે સુખદુઃખનૂં જોડૂં [દ્વંદ્વ] છે, તેની પ્રવૃત્તિ [ગતિ] જબરી છે. ગમે તેવી ઊંચી ભૂમિકાએ પ્હોંચ્યો હોય [મહંત થાઇ], તોપણ સુખદુઃખ તેની ખબર લે છે.

પૃષ્ઠ ૯૦

૧–૧૦ પડઘાઇ [સં. प्रतिघात]–આઘાતથી. વસુધા ચાલી ન જાઇ–પૃથ્વી ચલાયમાન થતી નથી, ડોલતી નથી. અપરાધી સરિખુ–જાણે પોતે

કંઈ અપરાધ કર્યો હોય એમ ઝંખવાણો પડેલો. ક્ષાલેવા-ધોવા. અંજલીઇ-ખોબો ભરીને. આપણા-પોતાના. શોક ન કીજિ-શોક ન કરો. કીજે રૂપ હાલ પણ કવિતામાં વપરાય છે. વ્યવહારમાં એ કર્તરિ [active] આજ્ઞાર્થ બીજા પુરુષનૂં માનાર્થે બહુવચનનૂં રૂપ છે. પરંતુ વ્યુત્પત્તિએ કીજીઇ, કીજિ અકર્તરિ [passive] વર્તમાન ત્રીજો પુરુષ એકવચન છે. અપભ્રંશ દ્વારા આવેલા કીજ મૂળને જૂનો અકર્તરિ પ્રત્યય ઈ લાગીને એ બન્યાં છે; જુઓ પૃષ્ઠ ૪૨, પંક્તિ ૨૧, કીજીઇ ઉપરની સમજૂતી. લીજિ, લીજે રૂપો લે મૂળને અકર્તરિ પ્રત્યય ઇજિ લાગીને બન્યાં છે. સરખાવો પીજે, દીજે, ભણીજે વગેરે. આ બે જૂના અકર્તરિ પ્રત્યય બાબત જુઓ પૃષ્ઠ ૨૦, પંક્તિ ૧૬, જાણીઇ ઉપરની સમજૂતી. વ્યુત્પત્તિએ અકર્તરિ રૂપ છતાં વ્યવહારમાં કર્તરિ તરીકે તેમના વપરાટ બાબત પૃષ્ઠ ૫૫, પંક્તિ ૧૪, આવીઇ ઉપરની સમજૂતી જુઓ. કરિ માર્જન-લૂછે છે, લ્હુએ છે. બાષ્પ-આંસૂ. વાણી કરી પ્રકાશ-મુખ બહાર [પ્રકાશ] બોલ કાઢે છે, વૈખરી વાણીએ બોલે છે, કહે છે.

૧૧-૨૪ તહ્મો શૂં સાંભલશુ-તમે સુખિયા જીવ શી રીતે સાંભળી શકશો? અર્થાત્ તમારાથી સંભળાય એમ નથી. મર્મ-માર્મિક, મર્મભેદક વૃત્તાંત. વૈરાગ્યવારતા-વૈરસ્ય ભરેલી, દુઃખદાયક હકીકત. રાગ એટલે રસ, તેથી ઊલટો તે વૈરાગ્ય. લેશ-ભાગ. શોક કથાઇ-હકીકતથી [કથાઇ] શોક થશે. દેવસદન-દેવોનો વાસ, દેવોનૂં નિવાસસ્થાન. કન્યકા-જવાન, નિત્યયૌવનવાળી સ્ત્રી. મારુત-પવન. અર્ક-સૂર્ય. સોમ-ચંદ્ર. સૌદામિની-વીજળી. મૃત્યુ-યમરાજા, ધર્મરાજા. વિવેક-વિવેકથી, વિગતથી. અપ્સરાનાં બે કુળ જન્મના કારણે કરીને દક્ષ પ્રજાપતિની બે કન્યકાથી, બે સમુદ્રમંથનના પ્રસંગે અમૃતથી ને જળથી, બે કામ અને ભોગની વાસનાના પ્રાધાન્યે કરી કામદેવ અને પૃથ્વીથી, ચાર શુચિતાને અનુલક્ષીને બ્રહ્માના મનથી પવનથી ધર્મરાજાથી અને વેદથી તથા બાકીનાં દિવ્ય તેજની વિભૂતિને લીધે સૂર્ય ચંદ્ર અગ્નિ અને વીજળીથી પ્રગટેલાં કહ્યાં છે.

## પૃષ્ઠ ૯૧

૧-૨૪ દક્ષ પ્રજાપતિની મુનિ અને અરિષ્ટા નામે પુત્રીઓ કશ્યપ ભગવાનને પરણી હતી, તેમનાથી બે ગંધર્વોનાં બે અને અપ્સરાઓનાં કુળ પ્રગટ્યાં. ઊપાયાં-ઊપજાવાવાં, ઊપજ્યાં. અપાર-બ્હોળાં. બેહ,-સંસ્કૃત દ્વિ

ઉપરથી બિ, બિહૂ, બેહ, બેહુ, બે, બેઉ અને પ્રાકૃત विण्णि ઉપરથી બંને, બન્ને શબ્દ થયા છે. ચિત્રસેન—એ એક પરાક્રમી ગંધર્વ હતો. એક વખત દ્વૈતવનમાં એ ક્રીડા કરતો હતો. ત્યાં દુર્યોધન વિહાર અર્થે આવી ચડચો. તેણે ગંધર્વોને વન ખાલી કરી જવાનું કહ્યું. ગંધર્વોએ ગણકાર્યું નહિ. તે ઉપરથી બંનેની વચ્ચે યુદ્ધ થયું. તેમાં કૌરવો હાર્યા અને દુર્યોધન વગેરે કેદ પકડાયા. યુધિષ્ઠિરની આજ્ઞાથી અર્જુન તેમની વ્હારે ચડચો. તેણે ચિત્રસેનને હરાવી દુર્યોધન વગેરેને છોડવ્યા. ચિત્રસેન ત્યારથી અર્જુનનો મિત્ર થયો. જુઓ મ. મા. । वन. । घोषयात्रापर्व । ગંધર્વનું અધિપતિપણું આપ્યું—ઇંદ્રે ચિત્રરથને ગંધર્વોનો રાજા બનાવ્યો. મૂળમાં ચિત્રરથ પોતાના ભુજબળથી ગંધર્વોનો રાજા બન્યો એમ છે. અતર્ગત પ્રેમ—હૃદયની પ્રીતિ. વરતિ [સં. वृत् ૧ આત્મ. હોવું]—છે. ભારતવર્ષ—ભરતખંડ. પુરાણમાં જંબુદ્વીપના નવ ખંડ કહ્યા છે. તેમની હદ હિમવાન, હેમકૂટ, નિષધ, મેરુ, નીલ, શ્વેત, શૃંગવાન અને ગંધમાદન પર્વતની આડથી બાંધેલી છે. તે તે ખંડને તે તે પર્વત અનેક નદીઓ વડે પાણી પૂરૂં પાડે છે. એ રીતે પાણીના વર્ષણથી ખંડને વર્ષ સંજ્ઞા મળી છે; અને ખંડોને જુદા પાડનારા પર્વત વર્ષ-પર્વત કહેવાયા છે. કિંપુરુષગિરિ—કિંપુરુષવર્ષનો પર્વત હેમકૂટ. કાનન [સં.]—વન. અચ્છોદ નામિ ઇ સર૦—તેણે આ અચ્છોદ [સં. अच्छ નિર્મળ; उदन् પાણી] નામે, મનુષ્ય જ્યાં જઈ શકે નહિ એવું [અગમ્ય] સરોવર ખોદાવ્યું છે. ભવાનીપતિ—ભવ એટલે શંકર, તેમનાં પત્ની ભવાની તે પાર્વતી, તેમના પતિ તે શંકર ભગવાન. આ શબ્દનો બાણભટ્ટે તેમ જ ભવભૂતિએ [ જુઓ म. वी. च. ] ઉપયોગ કર્યો છે. તેમાં મમ્મટાચાર્ય विरुद्धमतिकृत નામે દોષ કાઢે છે તે કદી સતીના સંબંધમાં અસંભવિત ગણી ન લેઇયે, તોપણ ગૌરવદોષ તો ઊભો રહે છે જ. તુંબુરાદિ માંહાં જ્યેષ્ઠ—તુંબુરુ આદિ છ ભાઈઓમાં સૌથી મોટો. તુંબુરુ ગંધર્વવિદ્યામાં પરમકુશળ અને પ્રસિદ્ધ હોવાથી તેનું નામ આગળ કર્યું છે. હાહા હૂહૂ નામો સામગાનથી, તેમ તુંબુરુ નામ વીણાના મોટા તૂમડા [तुम्ब] ઉપરથી પડ્યું જણાય છે. પટ્ટાભિષેક [સં. पट्ट પીઠ અર્થાત્ ભદ્રપીઠ કિંવા સિંહાસન; अभिषेक]—રાજ-ગાદીએ બેસાડવાની ક્રિયા. સરખાવો પટરાણી, પાટવી કૂંઅર, પાટોધર, રાજ-પાટ વગેરે. અમૃતમય આકાર—જેમનો દેહ [આકાર] અમૃતમય હતો. અભિધાન—નામ. ગૌરી—પાર્વતી.

પૃષ્ઠ ૯૨

૧–૨૫ અનપત્ય માટિ—પોતે સંતાન રહિત હોવાને લીધે. અનપત્ય

[બહુ વ્રીહિ]-જેને છૈયૂં છોકરૂં [અપત્ય] ન હતૂં એવા [હંસ]. મ્હાહાનુભાવ-પ્રભાવશાળી. અત્ય [સં. अतिની સ્પર્શવિધાનથી થયેલી વિકૃતિ]-બહુ. લક્ષણ રહિત-સારાં લક્ષણ વગરની. ભાજંન [સં. भाजन]-સ્થાન. અંકિ અંકિ ગંધર્વેનિ બીસૂં- વ્હાલી વીણાની પેઠે ગંધર્વો મને ખોળેથી હેઠે મૂકતા નહિ; એક રમાડી રહે કે બીજો લે એમ વખાણી વખાણી રમાડતા. શૈશવ [સં. शिशु બાળક; अ ભાવવાચક પ્રત્યય]-બચપણ. શુભ દેશ-સારૂં સ્થાન. વસંત મધુમાસનિ૦- વસંતમાં જેમ મધુમાસ, મધુમાસમાં જેમ નવપલ્લવ, નવપલ્લવમાં જેમ પુષ્પ, પુષ્પમાં જેમ મધુપ અને મધુપમાં જેમ મદ પ્રવેશ કરે, તેમ સર્વ અવયવ જેના સુંદર ખિલ્યા હતા એવા મારા દેહમાં યૌવને પ્રવેશ કર્યો [પદ કીધૂં]. મધુમાસ-ચૈત્ર. નવપલ્લવ-નવી કૂંપળો. મધુપ-ફૂલનૂં મધ પીનારા ભમરા. અવેવ સુંદર-સુંદર અવયવના, સુંદર અવયવવાળા [દેહે]. ઋતુરાજ રાજતિ-વસંત ખિલ્યો છતાં; सति सप्तमी [જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૩ ઉપરની સમજૂતી]. પુષ્પિત-ફૂલવાળૂં. મારુત-પવન. કામુક-પ્રેમી, કામી પુરુષ. કામિનીરિ મુખનિ૦-સ્ત્રીના મ્હોની મદિરાના કોગળે સીંચાયા છતાં બોરસલીનાં ઝાડને ફૂલનો ફાલ આવે છે. સંબંધાર્થે રકાર બાબત જુઓ પૃષ્ઠ ૫૫, પંક્તિ ૨૧ ઉપરની સમજૂતી. વૃક્ષોનાં દોહદના સંબંધમાં જુઓ પૃષ્ઠ ૩૭, પંક્તિ ૧૧ ઉપરની સમજૂતી. વિષાદ-શોચ. ભાવિ-ભાવથી, ભાવ સાથે. સ્નાન કરિવિ લાગી-સ્નાન કરવામાં પ્રવૃત્ત થઈ. શિવ ગૌરીનૂં સ્થાનક-સરોવરમાં સ્નાન કરવા આવેલાં પાર્વતીએ એક શિલા ઉપર શિવનૂં ચિત્ર દોર્યૂં હતૂં તે પવિત્ર સ્થાન; જુઓ મૂળ अत्र च स्नानार्थमागतया भगवत्या पार्वत्या तटशिलातलेषु विलिखितानि...त्र्यम्बकप्रतिबिम्बकानि।. ગૌરીનૂં એ કર્તરિ સંબંધાર્થ પ્રત્યયનો દૃષ્ટાંત છે. ઘડેલી મૂર્તિ વગર ન્હાની દેરડી બાંધીને, વૃક્ષના મૂળમાં સિંદૂર ચડાવીને, કંકૂના ચાંલ્લાવાળો પથરો ઊભો કરીને અને એવા બીજા પ્રકારે દેવાદિકની સ્થાપના જ્યાં કરી હોય તે અત્યારે પણ થાનક કહેવાય છે. વાઇ-પવનમાં.

## પૃષ્ઠ ૯૩

૧-૨૩ જણ્યા સમંધ-જનમવાથી માંડીને, જનમભરમાં. જેણિ સ્પર્શિ ઘ્રાણ ઇંદ્રીનિ૦-જે અપૂર્વતાના કારણથી [જેણિ] નાકના જ્ઞાનતંતુઓને સ્પર્શ કરી તે ગંધ ઘ્રાણેંદ્રિયને અત્યંત સુખ ઊપજાવતો હતો. હર હુતાશન બાલ્યા કામનિ શોક-મહાદેવે ત્રીજા નેત્રના અગ્નિથી બાળીને ભસ્મ કરેલા કામદેવના [મરણના] શોકથી. શિવનિ વશ કરેવા-મહાદેવની અનન્ય પ્રીતિ સંપાદન

કરવા, પૂર્વદેહે કરેલા અપરાધનો ક્રોધ શમાવી શંકરની સંપૂર્ણ મહેરબાની મેળવવા. સુવાસના કારણથી ઋષિકુમારમાં વસંતની અને રૂપના કારણથી કામની ઉત્પ્રેક્ષા કરી છે. પ્રભા–કાંતિ. કનકવર્ણ–સોનાના રંગનું. ભમિ–ભમર. જુઓ પૃષ્ઠ ૪૮, પંક્તિ ૨૯ ઉપરની સમજૂતી. કમલદલ લોચન–આંખો કમળની પાંખડી જેવી હતી. હીસિ [સં. हृष् પ્રા. हिस्स]–હર્ષ પામે છે. આયત તુંગ–લાંબી અને ઊંચી. નિર્મલ–દોષ રહિત. અતિશિ અરુણ...સકયૂ દેહ–મૂળ સાથે સરખાવતાં અને ઔચિત્ય વિચારતાં આ કડી નીચે પ્રમાણે વાંચવાની જરૂર છે. 'અતિશિ અરુણ અધરની ઉપમા જાણી યૌવન રાગ એણિ સ્થાનકિ થઈ રહ્યુ છિ દેહિ ન લહી લાગ'. રાગ–(૧) આસક્તિ, પ્રેમવિકાર; (૨) રતાશ. થઈ રહ્યુ છિ–સ્થિતિ કરીને રહ્યો છે. મુહસરિ [સં. મુખ અને શ્રી]–મુછ. અલિ–ભમરો. બ્રહ્મસૂત્ર મૃણાલતંતુ જિમ–તેનૂં જનોઈ કમળના દાંડાના તાંતણા જેવૂં જણાતૂં હતૂં. તેજ તણૂં તાં સદ્મ–તે તેજનૂં ધામ [સદ્મ] હતો. અક્ષમાળા–જપ માટે મણકાની માળા. દેવનાં આંસૂ પારદર્શક ને નિર્મળ હોય છે, તેથી રતિનાં અશ્રુબિંદુની જપમાળા બનાવ્યાની ઉત્પ્રેક્ષા કરી છે. નિમ્ન–ઊંડી. રોમરાજિ–રોમાવળી. કૃષ્ણ–કાળી. મુંજમેખલા–મુંજની દોરીની મેખળા. બ્રાહ્મણ બ્રહ્મચારીને મુંજની દોરીનો કંદોરો રાખવાનું શાસ્ત્રમાં કહ્યું છે. આથી અત્યારે પણ જનોઈ દેતાં બ્રાહ્મણોમાં બટુકને મુંજની મેખળા પહેરાવવાનો રીવાજ છે.

પૃષ્ઠ ૯૪

૧–૧૧ પહેલી ઉત્પ્રેક્ષા બ્રહ્મચારિવેષના સંબંધે, બીજી વ્રતના સંબંધે, તે પછીની ત્રણ બ્રહ્મતેજના સંબંધે અને છેલ્લી તેના વિનય આદિ ગુણના સંબંધે કરી છે. ધર્મ તણૂં યૌવન આકારિ–જાણે સાક્ષાત નવયૌવન ધર્મ હોય! સરસ્વતી જાણીઈ વિલાસ–સરસ્વતીનો વિલાસ જે વાઙ્મય તે જ જાણે મૂર્તિમાન હોય! સંકેતવાસ–મળવાનૂં ઠેકાણૂં, સંકેતસ્થાન. શ્રુતિઓ સમસ્ત તેને શોધતી આપી હતી. ચૌદે વિદ્યાઓ તેને વરી હતી. સર્વ ગુણનૂં તે આશ્રયસ્થાન [ગતિ] હતો. દેવનિ–દેવને માટે; તાદર્થ્ય રૂપ છે. પાત્રી–પત્ર ભરીને ફૂલ. કુસુમમંજરી–ફૂલની ડાંખળી. એ કુસુમમંજરી વિશે પાંચ ઉત્પ્રેક્ષા યોજે છે. ભણી–લીધે. સ્મિત–મ્હો મલકાવવૂં તે, મધુર હાસ્ય. વનલક્ષ્મી–વનની શોભાની અધિષ્ઠાત્રી દેવી. મધુમાસ–વસંત. લીલા–મધુર કૃતિ, રસમય સૃષ્ટિ. સુરત–ક્રીડા. શ્રમજલકણિકા–થાકથી વળેલા પરસેવાનાં ટીપાં. મન્મથધ્વજ ચિહ્ન અણુસરી–તે કામદેવની ધજાનાં ચિહ્ન ધારણ કરતી હતી [અણુસરી],

અર્થાત્ જાણે કામદેવની વિજયપતાકા હોય તેવી દેખાતી હતી. સુધા-અમ્રત. નવિ દીઠી...અનુમાનિ કલી-જોકે મેં તે મંજરી કદી આંખે દીઠી કે કાને સાંભળી ન હતી, તોપણ ગંધ ઉપરથી અનુમાને જાણી ગયો કે જેનો વાસ આવતો હતો તે મંજરી આ જ.

૧૧-૨૪ વિધાતા-બ્રહ્મા. માયામિ મકરધ્વજ-પ્રથમ કામદેવ ઉત્પન્ન કર્યો હતો તેનાથી જુદો કારમો [માયામિ] કામદેવ. કારણરૂપ [સં. कारणा પીડા]-પીડારૂપ, દિવ્ય રૂપ વડે દમનાર. ગૂજરાતીમાં સંસ્કૃત कारणा અને कारण વચ્ચે ગોટાળો થઈ આ શબ્દ ઉત્પન્ન થયો જણાય છે. કુણ જોગ અહીં-આ મારે એનો મેળાપ [જોગ] થવો શો? મન્મથપરવશ-કામથી વિહ્વળ. દેવેશ-અહો મારા પરમેશ્વર! કુલકુમારીનિ એ લાજ-કુલકન્યકાને આ લાજવાનું, શરમાવાનું કહેવાય. મુખ ન ત્યજૂં તે તણૂં-તેના મ્હો ભણીથી હું મારી દૃષ્ટિ વાળી શકતી નથી. જાણી કુણિઇ થંભી-જાણે કોઈ દિવ્ય સત્ત્વે સ્તબ્ધ કરી રાખી હોઉં.

પૃષ્ઠ ૯૫

૧-૨૫ જાણીઇ શૂં મદન શીખવી અથવા યૌવન વિદ્યા નવી-જાણે કામદેવે અથવા તો યૌવને મને નવી વિદ્યા પઢાવી હોય અને તેને લીધે તે તે ભાવ આપોઆપ પ્રકાશિત થતા હોય. અહીં વિદ્યાએ કરીને સ્તંભ નામે સાત્ત્વિક ભાવ અભિપ્રેત છે. ઇંદ્રી નાંખિ...રહી સંગ-'અહો આ મુનિકુમાર મારી ઇંદ્રિયોને મોહપાશથી ખેંચે છે અને 'શ્વાસની સાથે હૃદય પણ તાણી લે છે! તેની સાથે કામદેવ જાણે પૂંઠેથી ઠેલે છે!' એવૂં મનમાં વિચારતી હૂં તેની પાસે છેક નજીક સ્તબ્ધ થઈ ઊભી. સંગ-છેક નજીકમાં. કુચસુખ ફરકિ... લજ્જા નીસરી-જુઓ મૂળ साभिलाषं हृदयमाख्यातुकाममिव स्फुरितमुखमभूत् कुचयुगलम् । स्वेदलवलेखाक्षालितेवागलल्लज्जा ।. કાયયષ્ટિ-લાકડી જેવૂં પાતળૂં અંગ. જાણી ત્રસ્ત મનોભવપ્રાહાર-જાણે કામદેવના મારથી ફફડતી હોય તેમ. આલિંગનલાલસ...પ્રેમ રહુ નીસરી-ભેટવાને આતુર બનેલા બધા અંગે રંગ ભેર રૂઆં ઊભાં થયાં; જાણે કે તેનૂં અદ્ભુત રૂપ જોવાને માટે હૃદયમાં પ્રગટેલો પ્રેમ જ રોમાંકુરરૂપે બહાર નીકળતો હોય. મૂળનો તર્ક મનોહર રીતે બદલી નાંખ્યો છે. છંડાવ્યૂં માહારૂં મન ઠામ-મારૂં મન ઠામૂકૂં હર્યૂં, મારૂં ચિત્ત ચોર્યૂં. મકરકેતુ-કામ. વિડંબિ-હેરાન કરે છે, સતાવે છે. સંકેલી ન સકૂં આકાર જે કીધા મન્મથિ વિકાર-કામદેવ જે વિક્રિયા મારામાં ઊપજાવે છે

તેનો બહાર દેખાવ [આકાર] હું ટાળી શકતી નથી, રોકી શકતી નથી. વિકાર અને આકારનો ભેદ ધ્યાનમાં લેવો. જિહાં થાપ્યુ નથી અતિ માર–જ્યાં લગી કામની સત્તા મારા ઉપર હદ પાર જામી નથી. મૂળનો તર્ક બદલ્યો છે. કામાતુર મુઝ જોઈ–મને [મુઝ] કામાતુર દેખી. પ્રાકૃતમાં मज्झ, तुज्झ ષષ્ઠી વિભક્તિનાં એકવચનનાં રૂપ છે. એ રૂપો પાલી मय्हं અને तुय्हं સાથે સંબંધ ધરાવે છે. પાલીમાં એ બોલ ચતુર્થી તેમ જ ષષ્ઠીમાં વપરાય છે. મૂળ સંસ્કૃતમાં તેમના પૂર્વજ मह्यम् અને तुभ्यम् ચતુર્થીમાં જ વપરાય છે. એ પ્રાચીન બોલના વંશજ મુઝ તુઝ જૂની ગૂજરાતીમાં કર્મના અને સંબંધના અધિકારે વપરાયા. પાછળથી ભ્રમ દૂર કરવા નિ કિંવા ને પ્રત્યયના ઉમેરાથી કર્મના અધિકારનાં રૂપ જુદા ઓળખાવવામાં આવ્યાં; સરખાવો પ્રા. मह, तुह ઉપરથી મુહનિ તુહનિ વગેરે.

**પૃષ્ઠ ૯૬.**

૧–૨૬ ખેવ [સં. क्षिप्र, પ્રા. खिप्प]–જલદી, તત્કાળ. પૂજની [સં. पूजनीय]–પૂજવા લાયક. ભૂદેવ–બ્રાહ્મણ. પંચબાણ–કામદેવ. કેટલાકના મતે અરવિંદ, અશોક, આંબામોર, નવમાલિકા અને નીલોત્પલ, બીજાના મતે સંમોહન, ઉન્માદન, શોષણ, તાપન અને સ્તંભન એ કામદેવનાં પાંચ બાણ છે; બીજા વળી બીજાં જ પાંચ ગણાવે છે. ધૂજિ કચલટ૦–વિહ્વળ ચિત્તથી મેં તેને જતાં જતાં સન્મુખ રહી નમસ્કાર કર્યા, જે દરમ્યાન વાળની એક લટ નમી પડી ગાલે ફરકતી હતી. આગલિ ભાવી જેણિ૦–ભવિષ્યમાં [આગલિ] વિધિએ નિર્માણ કરેલું [ભાવી] થવાનું હતું અને મારા ભાગ્યમાં આ દુઃખનો પ્રકાર ઉદય થવાનો હતો, અર્થાત્ આવું દુઃખ આવી પડવાનું હતું તેથી કરીને. સંગતુ સંચ–કામ વાસનાનો ચાળો [સંચ]. કુસુમમંજરી દીસિ૦–મૂળ સાથે સરખાવતાં અને ઔચિત્ય વિચારતાં અહીં નીચે પ્રમાણે વાંચવાની જરૂર છેઃ 'કુસુમમંજરી સ્વેદિ કર્ણિ; કંપિ સ્ફટિકમાળ આભર્ણ.' તેના કાને સ્વેદના બિંદુએ કરીને જાણે બીજી પારિજાતની મંજરી પહેરેલી હોય તેવું જણાતું હતું; વળી સાત્ત્વિક કંપે કરીને જાણે બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થયાથી સ્ફટિકની માળા તેના હાથમાં કંપતી હતી. કામ કળા ગતિ મતિ વિખ્યાત૦–કામકળાના અનેક પ્રયોગ [ગતિ] અને સિદ્ધાંતો જે પ્રસિદ્ધ છે તે કામદેવ પોતે જ ગુરુ બનીને શીખવે છે; અથવા તો આપોઆપ [આફણીઇ] સ્ફુરે છે. અણપ્રીછ્યા [સં. प्रत्यति, પ્રા. पच्चेइ, જૂ. ગૂ. પ્રીછઇ]–અજાણ્યા. મદિરામદિ

ગ્રહી–દારૂના ઘેને જડ બનેલી. નિદ્રાજડ–ઊંઘના ધારણથી ભારે બનેલી. એહવૂં ચતુરપણૂં...સર્વથા–જિહ્વા[રસના]એ જે અભિલાષ વાણી વડે કહ્યો નથી તે હ્રદયમાં જેવો સ્ફુરી રહ્યો છે તેવો પૂરેપૂરો નેત્રોએ ભાખવો, એ ચતુરપણૂં તે ક્યાંથી પ્રગટ્યૂં? જુઓ મૂળ कुतश्चेदमति नैपुण्यं यच्चक्षुर्वचनाक्षरमेवमन्तर्गतोऽभिलाषः कथ्यते*। વિમાંશી અંતર૦–એ રીતે હૂં સ્વગત [અંતર] વિચાર કરતી હતી તે દરમ્યાન જ મને એના સંબંધમાં [તહીં] વાત કરવાનો એક પ્રસંગ [અવસર] મનથી સૂઝ્યો. રૂપ વિશાળ–બહુ રૂપાળો. અતિ પર યૌવન–જેનૂં જોબન ઘણૂં મનોહર લાગે છે. માહાભાગ–ભાગ્યશાળી. ત્રિભુવનખ્યાતકીર્તિ–જેનો જસ ત્રણે લોકમાં જાણીતો છે એવો, જગજાણીતો. દિવ્યલોકનિવાસીભૂપ–પૃથ્વી ઉપરના તો શૂં પણ સ્વર્ગ [દિવ્યલોક] માં રહેનારા મુનિઓનો રાજા, અર્થાત્ દેવર્ષિમાં પણ શ્રેષ્ઠ. પૂર્વ પંક્તિના મુનિ શબ્દનો અહીં આક્ષેપ કરવાનો છે. નલકૂવર–કુબેર ભગવાનનો પુત્ર. એ અલૌકિક રૂપને માટે પ્રખ્યાત છે.

પૃષ્ઠ ૯૭.

૧–૧૨ અંબુજ, પંકજ–કમળ. જે તેજ પ્રકાશિ–જે કાંતિ વડે પ્રકાશે છે, જેનૂં ઝળહળતૂં રૂપ છે. પ્રકાશિ પાઠ કલ્પિત છે. કર મુખિ દેઈ૦–અહીં મદ નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે. જૃંભા–બગાસાં. મન્મથવિકૃત–કામવિકારવાળૂં. કાંત સુરતાંત સુખ–સમાગમપર્યંત ઇચ્છિત સુખ. તેથી ઊપાયુ સુત તંન–એ કમળથી પોતાના પેટનો પુત્ર ઊપજાવાયો, એ કમળરૂપ ગર્ભસ્થાનથી લક્ષ્મીનો માનસ પુત્ર પ્રગટ્યો. કરિ ઊચલિ–ઊંચા કરેલા [ઊચલિ] હાથમાં. જાતકર્મ–નાળ વધેરતા પહેલાં નવા જનમેલા બાળકને કરવાનો સંસ્કાર. વિઈ હોઇ [वयसि भूते]–ઉમ્મર થયે, અર્થાત્ જનોઈ દેવાની ઉમ્મર થયે. ઉપવીત–ઉપવીતસંસ્કાર.

૧૩–૨૪ અર્ણવ–સમુદ્ર. પાદપ [पाद મૂળ; पा પાણી પીવૂં]–ઝાડ. તતખેવ [तत् તે; क्षिप्र મુહૂર્તનો પંદરમો ભાગ]–તત્કાળ. અવતંસિ ધરી–કાનના ઘરેણા તરીકે [અવતંસિ] યોજી છે, કાને સોહાવી છે. યદપિ વ્રતનિ એહ વિરોધ–જોકે એનો વ્રતને વિરોધ છે, જોકે એ બ્રહ્મચર્યવ્રતની વિરુદ્ધ છે. તુઝ–

---

* મૂળમાં अन्तर्गतो हृदयाभिलाष: પાઠ છે, તે પુનરુક્તિથી દૂષિત છે. કાંતો अ तर्गत: ન જોઇયે અથવા તો हृदय ન જોઇયે. આથી ઉપર આપેલા ઊતારામાં हृदय શબ્દ તજી દીધો છે.

તને. બોધ–સમજ, સમજી લે. કીજિ–કરિયે. પાસિ [ સં. पार्श्व બાજુ] બાજુએ, બાજુએ થઈને. અધિદેવ્યા [સં. अधिदेवता]–અધિષ્ટાત્રી દેવી; સરખાવો કુળદેવ્યા. મધુમાસની લક્ષ્મી–વસંતની પુષ્પસમૃદ્ધિની અધિષ્ટાત્રી દેવી. વનમાલા–ઢીંચણ સૂધી પ્હોચતી વનફૂલ વગેરેની માળા. નિર્મલા–ઉજ્જવળ. ચૂતાંકુર–આંબાની કૂંપળ. પુષ્પાસવિ મત્ત–ફૂલમાંના માદક રસથી જેની આંખમાં કેફની ખુમારી ભરાઈ છે એવી. મદભરી–યૌવનમદવાળી. પ્રણમી–નમસ્કાર કરીને. ત્રિભુવનસુંદર–ત્રણે લોકમાં સૌનાં મન હરે એવો. સ્વામી–પ્રભુ.

પૃષ્ઠ ૯૮

૧–૧૪ લજ્જા સ્યલી–લજ્જા પામી, શરમાઈ. ઉવેખી તેહનિ–તેનું કહેવું કાન તળે કાઢી નાંખી. પાછી નારી વલિ તે જિહાં,–મૂળનો તર્ક બદલ્યો છે; તેમાં તો तामनुयान्तीमालोक्य છે. પ્રેમ તણી જૂઉ નિ વાત–તે પ્રેમ આણીને કહે છે તે ધ્યાનમાં લો ને. રાજિત છિઇ જથા દેહ વર્ણિ–તેનો દેહ વાને ગૌર શોભતો હતો, તેવી તે મંજરી પણ શોભતી હતી. નિર્ધાર [સં. निर्धारय નક્કી કરીને સમજ]–નક્કી. ક્રિયાપદનો અવ્યય તરીકે ઉપયોગ; સરખાવો અવધાર કે અવિધાર [સં. अवधारय]. જુ સુગંધિએ છિ મંજરી–જો આ મંજરી મનપસંદ વાસવાળી લાગે છે, જો આ મંજરીનો વાસ તને ગમે છે; જુઓ મૂળ यदि रुचिरसुरभिपरिमला गृह्यतामियम् ।. દ્વિજદેવ–માન્ય દ્વિજ. ગુરુદેવ, બ્રહ્મદેવ [બ્રાહ્મણના અર્થમાં] વગેરેમાં દેવ પૂજ્યતાનો ભાવ ઉમેરે છે. મુદા–ખુશીથી [મુદાઇ]. ભ્રમર તણો ગુંજારવ હોય પ્રારથના રિતુસંગમ સોય–સમાગમ[ રિતુસંગમ; સં. ऋतुसंगम ]ને માટે જાણે મુનિકુમારની વતી પ્રાર્થના કરતા હોય તેમ તે મંજરી ઉપર ભમરા ભણભણતા હતા. સોય–તે. કરતલ–હાથની સપાટી, આંગળીનાં ટેરવાં. જાણી બીજૂં પુષ્પ પરધાન પારિજાતનૂં આવ્યૂં કાન–કાને અવતંસ પહેરવાને સ્થાને [પરધાન; સં. परिधान] બીજી પારિજાતની મંજરી ધારણ કરી હોય એવૂં તેના હાથના સ્પર્શે થયૂં; અર્થાત્ કાન પાસેનો ભાગ રોમાંચિત થયો; જુઓ મૂળ अपरमिव पारिजातकुसुमम-वतसस्थाने पुलकमासीत् '. સ્પર્શ થયુ ઋષિ મુઝ કપોલ–ઋષિકુમારને [ઋષિ] મારા ગાલનો સ્પર્શ થયો. આગળ પૃષ્ઠ ૧૦૮, પંક્તિ ૨૧ માં રાજા રાજકુમારને માટે વાપર્યો છે, તેમ અહીં લાક્ષણિક ઋષિ શબ્દ બ્રહ્મતેજના ધ્વનિ સાથે ઋષિકુમારને માટે છે. લોલ–કંપિત. કરિથી અક્ષમાલા તે પડી, જાણી નહિ, લજ્જાઇ જડી–તેના હાથમાં માળા હતી તે લજ્જાએ જડાયલી અર્થાત્ લજ્જા

સાલત ગરી પડી, તે એણે જાણી નહિ. જેને લાજમર્યાદા છે, તે વિકાર રોકે છે; મુનિકુમાર સાત્ત્વિક કંપને વશ થયો હતો, એટલે લજ્જા ખોઈ બેઠો હતો; એ કંપને લીધે તે માળા પણ ખોઈ બેઠો અને તે એના જાણ્યામાં પણ આવ્યું નહિ. જોડવાના અર્થના જડ મૂળ સાથે સરખાવો કચ્છી જુડ, ગૂજરાતી જોડ. આનંદ આણુ–આનંદ આણીને, આનંદ સાથે; જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૫, નમ્ય ઉપરની સમજૂતી. અપૂરવ થ્યુ બીજુ હાર૦–મોતીના હારની સાથે જેના જેવું આહ્લાદપણું કદી પણ પૂરવે અનુભવ્યું ન હતું એવો બીજો અપૂર્વ હાર તે થઈ પડ્યો. એહ સમિ ઇ થયું જદા–જ્યારે આ [ઇ] અક્ષમાળાનો વૃત્તાંત એ પ્રસંગ દરમ્યાન [એહ સમિ] બન્યો. થયું અને જદા વચ્ચે છિ શબ્દ છે, તે વધારે પડતો છે; તેથી અહીં તેને તજી દીધો છે. અપૂરવ–નવી, જંગલમાંથી નવી પકડેલી. પીડી–વચનના અને અંકુશના પ્રહારે પીડાયલી છતાં. સાર–સારાંશમાં, સંક્ષેપમાં, ટૂંકામાં કહેતાં.

પૃષ્ઠ ૯૯

૧–૨૪ લાવણ્ય અમૃત પંક બુઝારિ૦–જાણે લાવણ્ય રૂપી અમૃતના કાંપમાં કળી ગઈ હોઉં, અથવા તો મુખ રોમાંચિત થયું હતું તે રોમ રૂપી કાંટાના જાળનું જે વન તેમાં જાણે ગુંચાઈ ગઈ હોઉં, અથવા તો કામના બાણે વીંધાઈ સતી ગતિ રહિત બની હોઉં, અથવા તો મુનિકુમારના સૌંદર્ય રૂપી દોરના બંધથી જાણે ચારે કોર બંધાઈ હોઉં. પ્રાણિ–એણે મારી દૃષ્ટિ ખેંચી લેઈ. દારક–પુત્ર. પ્રેમનુ કોપ–અંદરખાને પ્રેમ છતાં ઉપરથી કોપ. ક્ષુદ્ર–તુચ્છ, પામર મનુષ્ય. ધીરજધંન–ધૈર્ય રૂપી ધન. વાલુ મંન–મન પાછું વાળ. વ્યગ્ર થઈ રહિવૂં શા માટિ–તું કેમ આમ બાવરો બને છે? કિહિથી–ક્યાંથી, કેમ. અદ્ય–આજ પ્રકાશ–ખુલ્લી રીતે. અપૂરવ–પૂરવે કદી પણ ન થયેલો એવો, નવતર. ઇંદ્રીનું વિનાશ–આંખ કાન વગેરે છતી ઇંદ્રીઓએ તે ન હોય તેવી સ્થિતિ. લાજ–લાજમર્યાદા. મનશાંતિ–સંયમ, ક્ષોભ ન પામવાપણું. એકાંત–અચળ, દૃઢ. ઇંદ્રીનિગ્રહ–ઇંદ્રીઓ કબજે હોવાપણું, યમ. કુળક્રમ પામ્યૂં–કુળમાં પરાપૂર્વેથી પળાતું આવેલું. રાગ બુદ્ધિ નહિ લેશ–જેમાં રાગ એટલે આસક્તિનો અંશ [લેશ] પણ નથી એવું ડહાપણ [બુદ્ધિ]. વિષયવિમુખ–ઇંદ્રિયસુખના સામું ન જોનારૂં. શાસ્ત્રપ્રબોધ વચંન–ઉત્તમ બોધવાળાં શાસ્ત્રોનાં વચનો, અથવા શાસ્ત્રોનાં વચનોનો ઉત્તમ બોધ કિહાં તે ગમતુ નહિ જે ભોગ–ભોગમાત્ર ગમતો નહિ તે ક્યાં, અર્થાત્ સર્વ ભોગ પ્રત્યેની અપ્રીતિ ક્યાં? કિહાં ગયુ

જે સાધ્યુ યોગ–ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવા રૂપ જે યોગ તેં સાધ્યો છે તે ક્યાં ગયો? વિપરીત–ઊલટું, મિથ્યા. ભ્રમ–ભ્રમિતપણું, ઉન્માદ. ગુરુકુલવાસ–ગુરુને ઘેર રહેવું. બ્રહ્મવિચાર–વેદ [બ્રહ્મ] વિદ્યા, આત્મજ્ઞાન. કામિની મ્યલી–સ્ત્રીને હાથ ગયેલી.

પૃષ્ઠ ૧૦૦

૧–૨૪ અંશ–અંશમાત્ર, લેશમાત્ર, જરાક, કંઈક. પૂર્વે પૃષ્ઠ ૪૦ ની પંક્તિ ૨૦–૨૧ ની કડીમાં અંશ શબ્દ વાપર્યો છે તે પણ 'કંઈક' અર્થમાં વધારે સંભવે છે. 'રાતાં કમળ ઉપર જાણે કામદેવના કલહંસ બેઠા હોય, તેવાં કંઈક લાગતાં ઝાંઝરો કમળ જેવા પગે કેમ પહેર્યાં નથી?' એવો એ કડીનો અર્થ લેઈ શકાય. જમ ચુંબન કરવા નિ૰–તેના ઓઠ, ઉપરથી ગુસ્સો જણાવતા હોય તેમ, પરંતુ અંદરખાને ચુંબન કરવાની આતુરતા જણાવતા હોય તેમ, ફરકતા હતા. સરખાવો ચુંમન ફેંકવાની પશ્ચિમની પ્રેમચેષ્ટા. પ્રસન્ન મુખ ચંદ્ર૰–પંક્તિ ૩ માં કહ્યા પ્રમાણે ભમર ચડાવી ગુસ્સાનો ડોળ એણે કર્યો ખરો, પણ તે ક્ષણે મુખાકૃતિ ઉપર તો પ્રસન્નતાનો ભાવ જ છવાઈ રહ્યો હતો. અહીં ત્રણ પંક્તિમાં કૃત્રિમ કોપ અને અકૃત્રિમ રતિની શબલતા બહુ મનોહર રીતે પ્રદર્શિત કરી છે. વૈખરી–વાણી. ચપલા–ધીટ, નિર્લજ્જ સ્ત્રી. શૂન્યહૃદય–જેનું ચિત્ત ઠેકાણે ન હતું એવો, ભાન ભૂલેલો. મદન મહોત્સવિ પુષ્પાંજલી તિમ–કામદેવના મહાન ઓચ્છવમાં, અર્થાત્ નાટયારંભમાં જાણે પુષ્પાંજલી અર્પતી હોઈ તેમ; જુઓ મૂળ मकरध्वजलास्यारम्भलीलापुष्पाञ्जलिमिव. નાટયના આરંભે પૂર્વરંગના પૂજનને અંગે પુષ્પાંજલિ બાબત જુઓ भरतनाटयशास्त्र. અહીં નૂતન કામવિકારના થનથનાટને ઓચ્છવ કિંવા નાટયારંભનું રૂપક આપ્યું છે. ઓચ્છવમાં કૃષ્ણલીલા કે રામલીલાનું નાટય આગળ પડતો ભાગ ધરાવે છે, તેના તાદાત્મ્યથી ઉત્સવ શબ્દ નાટયના અર્થમાં વપરાયો છે. નાથ–પ્રભુ, બ્રહ્મદેવ. સ્વેદ–મુનિકુમારના હાથના સ્પર્શથી થયેલો સાત્ત્વિક પરસેવો. તીરથ–અચ્છોદ સરોવરનો બાંધેલો ઘાટ, ઓવારો. વાલીઇ–વળાય. પગલાં ચાલીઇ–પગલાં ભરાય છે. પમાડે ધિરિ–હું ઘેર અણાઈ. શું છૂં હૂં તિહાં૰–શું હું અચ્છોદ સરોવર ઉપર છું કે એકલી ઘેર આવી છું, ક્યાં છું? તૂષ્ણી કરિ નિ–મૌન ધરીને. કુહુનિ–કોઈને. કિ રોઊં કિ ન રોઊં, દુઃખ કિ અથવા સુઝનિ શૂં સુખ–જુઓ મૂળ किं रोदिमि, किं न रोदिमि। किं दुःखमिदं, किं सुखमिदम्। પાહુઈ–નરસી, કુત્સિત; જુઓ कान्हडदेप्रबन्ध, ૪, ૧૮૪, लोमि

क्रदइ पाडुआं कर्म. ગૂજરાતી મૂળમાં ઉ પ્રત્યય ઊમેરાઈ વિશેષણ બને છે; ઉદા. સમજુ, બોળુ, ધાડપાડુ; ડોળઘાલુ. એમાં સ્વાર્થ પ્રત્યય ભળી જૂની ગૂજરાતીમાં પાડ મૂળ ઉપરથી પાડુઉ વગેરે અને અર્વાચીન ગૂજરાતીમાં ગાઠ મૂળ ઉપરથી ગાઠુઓ [જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવું ૧૧, અલ્યા ગાઠુઓ થઈને શું ગાઠો?] વગેરે બોલ નીપજ્યા છે. પાડુઉ સાથે સરખાવો સં. पातक, पातुक.

પૃષ્ઠ ૧૦૧.

૧-૨૪ કુમારીપુર-કૂંવરીને રહેવાનો અંતઃપુરનો ભાગ. પ્રાસાદ-રાજમહેલ. ગવાક્ષ-ગોખ, બારી. વિષાદ-ચિંતાતુર સ્થિતિ, સોસના. દેશ-સ્થાન, પ્રદેશ. અન્ન ઉદક સવિ આહાર-અન્નજલાત્મક સઉ આહારના પદાર્થ, અથવા ખાવા પીવા રૂપ સર્વ ભક્ષણકર્મ. પૂરણ ઇંદુકલા વિસ્તરી-જાણે ચંદ્રની પૂરેપૂરી સોળે કળા ત્યાં પ્રકાશી રહી હોય, તેમ તે દિશા વ્હાલી લાગતી હતી. સાર-ભલી રીતે. તેહની પ્રીતિઇં ધરિઉ મૌન મન્મથમારી અંતર શૂન્ય-તે મુનિકુમાર ઉપરના પ્રેમને લીધે જાણે મુનિવ્રત ધારણ કર્યું હોય તેમ કામદેવ વડે હૃદયે હણાઈ છતાં હું સુમ્મ [શૂન્ય] થઈને બેઠી હતી. પાસિની પિરિ યદ્યપિ દૂરિ-તે મુનિકુમાર અને હું જોકે એક એકથી દૂર હતાં તોપણ હું તેની પાસે હોઉં ને સહવાસથી જેવી આસક્ત બનૂં તેવી આસક્ત બની હતી. સૂર-સૂર્ય. સાગરવેલા-સમુદ્રની ભરતી. સોમ-ચંદ્રમા. વ્યોમ-આકાશ. જીવિતનુ આધાર-જીવ ટકાવી રાખનાર. રોમોદ્‌ગમ-રૂઆં ઊભાં થવાં, રોમાંચ. કપોલ-ગાલ. અંતર્ગત દેહ-શરીરની અંદર [અંતર્ગત]. અભિધાન-નામ. સ્નાનિ-ન્હાવામાં. આશ્વાસન-ધીરજ, ધારણ. શનિ શનિ શૂં-ધીરે રહીને, ધીમેથી. शनैः અવ્યયમાં તૃતીયાંત નામની ભ્રાંતિથી સાહચર્યાર્થ શૂં [સં. समम्] નો ઊમેરો થયો જણાય છે. વિખ્યાત-ખ્યાતિવાળા. પુષ્પમંજરી મેહેલી ધીરિ-તે એમાંથી જેણે ધીરેથી તમારે કાને પારિજાતની મંજરી આરોપી હતી. મુઝ પૂઠિથી [मम पृष्ठे स्थितः लग्नः]-મારી પૂંઠે લાગુ રહ્યો છતો, મારી પૂંઠે ને પૂંઠે રહીને. વનપાલી પરવર્યું-વનોની હારમાં થઇ લપાતો લપાતો આવ્યો.

પૃષ્ઠ ૧૦૨

૧-૨૪ મહૂરત-ક્ષણ, પળ. જાચિ જિમ-જાણે પ્રાર્થના કરતો હોય,

વીનવતો હોય તેમ; અર્થાત્ આજીજી સાથે. ચપલ–ધૃષ્ટ, નિર્લજ્જ, સ્વચ્છંદી. થઈ એકિ મંનિ–એક ઇચ્છા[મન]એ ઉપલક્ષિત થઈને, એક જ મનકામનાવાળો થઈને, એક જ વાત મનથી ઝંખાતો. 'મન' શબ્દ અહીં મનકામના, ઇચ્છા, ઝંખના એવા લક્ષ્ય અર્થમાં વપરાયો છે. અંજલી કીધી–હાથ જોડયા. કેહી માત્ર–શું વજન [માત્રા] ધરાવતા, શી ગણતરીના, શા હીસાબના. અમૃતની વૃષ્ટિ–અમીના વરસાદરૂપ, અમીની હેલી રૂપ, અમી વરસાવતી [દૃષ્ટિ]. જિમ કો પ્રાણ તણી દાતાર–જાણે હૂં કોઈ જીવિતદાન આપનારી હોઉં. રખિ–ઋષિ, અર્થાત્ ઋષિકુમાર. હૂતુ વૃક્ષ–સંસ્કૃત પ્રમાણે અહીં વૃક્ષ શબ્દ પુલ્લિંગે વાપર્યો છે. નીચોયુ [સં. निश्च्योतितः, અપ. निच्चोइउ]–દબાવીને વહેવરાવ્યો. વનકલનુ ખંડ કરી–વલ્કલનો ચીરો ઊતારી. શુભ્ર અખંડ પટ્ટિકા–ધોળી સળંગ ચીંદરડી [ઉપર]. દક્ષિણ–જમણો. ટચિ આંગલી–ટચલી આંગળીએ. મનની રલી–મનના ઉલ્લાસથી. સૂંપૂં છું–સમરપૂં છૂં. પ્રૂઢ–પ્રૌઢોક્તિવાળી. ગાહા [સં. गाथा]–સંસ્કૃતમાં લખેલી આર્યા, જેના અર્થનો ગૂજરાતીમાં દુહો આપ્યો છે. મુક્તાલતા–એકાવળી. બિસ શી–કમળના દાંડા જેવી ધોળી. હરીજિ–હરાય. જેમ કોઈ કમળનાળ આપી લોભી હંસને દૂર હરી જાય, તેમ તૂં એકાવલી આપી [દેખાડી] મારા લોભી મનને દૂર હરી ગઈ છૂં. મૂળનો શ્લેષ ભાલણે તજી દીધો છે. હંસ કમળનાળનૂં ભક્ષણ કરે છે. મોતી પણ તેનો ચારો છે એવી કવિ પ્રસિદ્ધિ છે.

પૃષ્ઠ ૧૦૩

૧–૨૪ વાંચી નિ હૂં પામી૦–જાણે તે પોતે જ મળ્યો હોય ને તેની સાથે વાર્તાલાપનૂં સુખ પામી હોઉં, તેવો મને તે પત્રિકા વાંચી આનંદ થયો. વિનોદ–રસભર્યો વાર્તાલાપ. હિત–ઈહિત, ઇષ્ટ, હારદ, મતલબ. અસ્તંગત–સમાપ્ત. રક્તભાવ–રતાશ. પટ્પદ [સં. षट् છ; पद પગ] ભમરો. પંકજ મધ્યે જાય–બીડાતા કમળમાં અંતરાય છે, પૂરાય છે. 'મધ્યે જા' અહીં ગત્યર્થ નથી, પણ સ્થિત્યર્થ અંતરામણના ભાવમાં છે. કોલાહલ–કલબલાટ. રવિ આથમતિ–સતિ સપ્તમી નામે ખંડોક્તિ. કોક–ચક્રવાક, ચકવો. જઈ આવી–આવી જઈ, એકદમ આવીને, વેગે આવીને. સંગિ હૂંતુ વિદ્યારથી–જોડે [સંગિ] જોયેલા બે બ્રહ્મચર્યધારી [વિદ્યારથી] મુનિકુમારોમાંથી [એક]. હૂંતઉ, હૂંતુ એ જૂની ગૂજરાતીમાં અપાદાનનો અર્થ બતાવવા વપરાય છે; જુઓ મુગ્ધાવબોધ, ખંડક ૫, जेह तउ, हूंतउ, थउ, थकउ इत्यादि बोलिवइ जेह वस्तुनइं परित्याग

सूचीइ ते अपादान; જુઓ વળી कान्हडदेप्रबन्ध, ખંડ ૨, કડી ૭૮, पाटण हूंतु खान तेडाव्युं, અને विमलप्रबन्ध, ખંડ ૪, કડી ૯૨, आविउ विमलकुमर मल्पतु जांणि सींह गफा मांहि हूंतु. જેવી રીતે જૂના थउ थकउ વિકારી પ્રત્યય ઉપરથી ચાલુ થી થકી અવિકારી પ્રત્યય ઉત્પન્ન થયા છે, તેવી રીતે ઉપરના અપાદાનાર્થ અનુગ ઉપરથી અવિકારી હૂંતિ અનુગ થયેલો જૂની ગૂજરાતીમાં મળી આવે છે; જુઓ આનંદકાવ્યમહોદધિ, મૌક્તિક ૧, પૃષ્ઠ ૩, પંક્તિ ૧, *પરભવ હૂંતિ જે થરહરિ. જૂની હિંદીએ અવિકારી હૂંત ઉપજાવ્યો છે; જુઓ प्रथीराजरासु, केतोक दूर अजमर हूंत. આ અપાદાનાર્થ અનુગ સંસ્કૃત વર્તમાન કૃદંત भवन्, પ્રાકૃત होन्तो, અપભ્રંશ होन्तउનો નીપજ્યો છે. હેમાચાર્યના સમયમાં એ અપાદાનનો ભાવ બતાવવા વપરાતો જોવામાં આવે છે; જુઓ हे. व्या.। ૮।૪।૩૫૫। वृत्ति। जहां होन्तउ, तहां होन्तउ, कहां होन्तउ आगओ।; જુઓ વળી હેમાચાર્યકૃત कुमारपालचरित। ૮।૨૬. અહીં હજુ તે વર્તમાન કૃદંત જ લેખાય છે. એ સ્વરૂપ ચૌદમા પંદરમા શતકમાં ભૂલી જવાયું અને होन्तउ અપાદાનાર્થ અનુગ તરીકે વપરાયો. સરખાવો બંગાળી અવિકારી અપાદાનાર્થ हइते. મિ સાંભલિઉં૦–મેં મુનિકુમારનૂં નામ સાંભળ્યૂં કે મારે સ્થાનકે છતાં પણ જાણે તેના સામી ગઈ, મારો જીવ બારણે મુનિકુમાર હતો ત્યાં ઊડીને ગયો; જુઓ મૂળ अहं तु मुनिकुमारकनामग्रहणादेव स्थानस्थितापि गतेव द्वारदेशम्। બકી સં વચ્]–કહી. જૂની ગૂજરાતીમાં બક મૂળનો યદ્વાતદ્વા બોલવૂં એવો વિશેષ અર્થ નીપજ્યો ન હતો. ઇચ્છા વિના ઇ–તેની મરજી ન હતી તે છતાં એ અણપાથરી–ગલીચો કે આસન બિછાવ્યા વગરની. પાસિ અનુચરી–મારી પાસે દાસી તરલિકા બેઠી. દક્પાતિ મિ અભિપ્રાય જાણ્યુ જ્ઞાનિ–મુનિકુમારે આંખનો અણસારો [દક્પાત] કર્યો, તેથી હૂં મારી સમજ [જ્ઞાન] થી તેનો અભિપ્રાય જાણી ગઈ.

પૃષ્ઠ ૧૦૪

૧–૨૫ કિહાં એ વનિ ફલ મૂલ આહાર વનકલ તાપસનુ વિવિહાર [કલ્પિત પાઠ]–વનમાં ફળ મૂળ ખાઈને રહેવૂં અને વલ્કલ પહેરવાં એ તાપસની રહેણી ક્યાં ? દુર્લભ દેવલોકિ નિર્ધાર–દેવલોકમાં અર્થાત્ સ્વર્ગના દેવર્ષિઓમાં જે ભાગ્યે જ મળી આવે છે. અણુમિલતૂં–અજુગતૂં, અઘટતૂં; મૂળ अनुपपन्नम्.

---

* છાપેલો પરાભવ પાઠ ખોટો છે. તેથી કલ્પિત પરભવ પાઠ લીધો છે.

હાસ્યાસ્પદતા પમાડિ ઇશિ [કલ્પિત પાઠ]–પરમેશ્વર હાસ્યપાત્રની દશાને પમાડે છે, હાસ્યાસ્પદ બનાવે છે; જુઓ મૂળ उपहास्यतामीश्वरो नयति । વનકલ જટા શબ્દોએ કરીને બ્રહ્મચર્યવ્રત અભિપ્રેત છે. વિખ્યાત તે જ્ઞાન શીલ અને તપનું વિશેષણ છે. ધર્મઉપદેશકથાઇ ધર્યૂં દીસિ સરવ વિડંબન કર્યૂં–ધર્મોપદેશની કથાથી જે કંઈ એણે મેળવ્યું હતું [ધર્યૂં], તે સૌને અત્યારે એણે વગોવ્યૂં વિડંબન કર્યૂં એમાં સંસૃષ્ટિઓધ્ય ક્રિયા લેવાની છે; જુઓ પૃષ્ઠ ૮૩, ૮૫, પંક્તિ ૩, ૫ ઉપરની સમજૂતી. પ્રતિક્રિયા–અનિષ્ટ અટકાવવું, અનિષ્ટનું નિવારણ. જેણિથી–પ્રત્યયની પુનરુક્તિ છે; તે येन [उपायेन] स्थितन, येन सता એવો અર્થ કાઢી દૂર કરી શકાય. કારણ કાંઈ નથી તે સતિ–મૂળ જોતાં 'શરણ કાંઈ નથી તે સતિ એવો કલ્પિત પાઠ લેવાની જરૂર છે. તે સતિ–આ કામવિકાર પ્રગટ્યો છતાં. રાખેવા કાજ–બચાવવાને. પ્રાણ આપણા દીજિ આજ–આજ મારાથી પોતાના પ્રાણ પણ અપાય, હૂં જીવ પણ અર્પૂં; અર્થાત્ ગમે તેવૂં સાહસ કરૂં. દીજિ રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૯૦, પંક્તિ ૫ ઉપરની સમજૂતી. હું અતિ ચિંતાતુર થઈ રહૂં–કેમકે મારા મનમાં એના માટે બહુ ફિકર થાય છે. પુષ્પવિચય ત્યજી–ફૂલ વીણવાનૂં મૂકી. નિદાન–નક્કી. વૈદ્યવિદ્યામાંથી આ અર્થ ઊપજી આવ્યો છે. આતુર–ઉત્સુક, ફિકરમંદ. મિઇ વિચાર માંડ્યુ–મેં કંઇ કંઇ વિતર્ક કરવા માંડ્યા; જુઓ મૂળ अपयातायां च भवत्यां...किमयमिदानीमाचरतीति संजातवितर्कः।. ચિંતા પામ્યુ મંનિ વિકાર–મનમાં ચિંતા વિકાર પામ્યો. ચિંતાતુર થયો. શૂં ભય લાગુ મન્મથભંગિ ગયુ કામિની કેરિ સંગિ–કામદેવથી પરાભવ [ભંગ] નો શૂં એને ભય પેઠો હશે અને તેથી તે એ સ્ત્રીની સાથે શું ગયો હશે? નથી આવતુ મુઝ દર્શન–મને મ્હો દેખાડતો નથી. આતુર–વિહ્વળ. વિકલ્પ–તરેહ તરેહના વિચાર. અકલ્પ–અસમર્થ, લાચાર. તે વિણદીઠિ–તેને ન જોયાથી. વિણ ગૂજરાતીમાં નિષેધાર્થ પુરોગ તરીકે વપરાય છે. અપઘાત [કલ્પિત પાઠ]–અપમૃત્યુ થાય એવું કાર્ય.

**પૃષ્ઠ ૧૦૫.**

૧–૨૫ મૂઢ–બાવરો બનેલો. નદીપુલિન–અચ્છોદ સરોવરનું પાણી ઊભરાઈ જે નદી બની હતી તેમાં પડેલા બેટ. વાટિકાવીથી–શિવાલયને લગતી વાડીઓની ગલીકૂંચીઓ. તરુપુંજ–ઝાડી. લતામંડપ–વેલના માંડવા. ચંદનતલ–સુખડના ઝાડની નીચેની બેઠકો. ગહન સરતટકુંજ–સરોવરના કાંઠાનાં ઘટ્ટ

કુંજગૃહો. મૂળમાં અહીં *तरुगहनानि चन्दनवीथिका लतामण्डपान् सरःकूलानि च એટલું જ છે. લાધિ નહીં–જડતો નથી, જડયો નહિ. શ્રાંત થ્યાં થાક્યાં. લતાગહન–વેલોનો ખીચોખીચ માંડવો. ત્રિગુણ સમીર–મંદ, સુગંધિ અને શીતળ પવન. જિમ કુણિ સ્તંભ્યુ હુઇ–કોઈ સત્ત્વે જાણે શરીરમાં પ્રવેશ કરી સ્તબ્ધ એટલે ચેષ્ટારહિત બનાવ્યો હોય તેમ. જ્યારે કોઈ માણસ એકાએક અવાચક થઈને પડે છે ને હાથ ત્યાં હાથ ને પગ તાં પગ રહે છે, ત્યારે ભોળાં માણસો એને દેવ દેવી કે ભૂત પ્રેતની ઝપટ લાગી કહે છે. નિદ્રાસુપ્ત–ઊંઘતો. ઉપરમ કે વિશ્રામ–જાણે એનૂ મરણ થયૂં હોય ને તેથી એનાં અંગ મૃત બન્યાં હોય, અથવા તો તે થાકીને લોથ થઈને પડયો હોય. અહીં 'હુઇ' ક્રિયાપદ અધ્યાહાર છે. તાલી લાગી હુઇ જાણી યોગ સમાધિ–યોગસમાધિમાં જાણે એકતાર બન્યો હોય. જડ થયુ હુઇ–અચેતન બન્યો હોય. મન્મથ–(૧) કામ દેવ; (૨) કામવિકાર. પાંડુમુખ [पाण्डु ફીકું; मुख]–હૃદયગત ચિન્તાથી જેનૂં મ્હો ફીકૂં છે એવો. સાનુરાગ–(૧) રતાશયુક્ત; (૨) પ્રેમયુક્ત. શૂન્ય અંતઃકરણ-થી–હૃદયે શૂન્ય બનેલો. સરખાવો अक्ष्णा काणः ।. થી પ્રત્યય અહીં કરણના અધિકારમાં વપરાયો છે. પરભાગ–અત્યંતપણે. કરણાર્થે પ્રત્યય લુપ્ત. પ્રગટ મન્મથ નથી થાતુ૦–મનસ્તાપ નામે કામદશાના અંતસ્તાપના સંબંધમાં આ ઉત્પ્રેક્ષા છે. અભ્યંતરિ–ભીતર, હૃદયમાં.

પૃષ્ઠ ૧૦૬

૧–૨૪ ક્ષોભ–વિહ્વળપણૂં. લીન થઈનિ રહ્યાં છે–ગળી ગયેલ છે; સર-ખાવો ચાલુ પ્રયોગ ગુડા ગળી જવા, ગાત્ર ગળવાં. અનીશ [अन् નહિ; ईश સમર્થ]–સંતાપ સહેવા અસમર્થ; જુઓ મૂળ असह्यमंतापतंत्र`सप्रलीनैरिव. મન્મથજ્વલન–કામાગ્નિ. પ્રભા–કાંતિ. તિલક–આડ, ચર્ચા. મદનનુ મોહન મંત્ર–કામદેવ જેનો દેવતા છે એવો વશીકરણનો મંત્ર. અલિ જપિ છિ–યજમાનની વતી વરેલા બ્રાહ્મણો જેમ જપાદિક કર્મ કરે છે, તેમ મુનિકુમારની વતી ભમ-રાઓ વશીકરણ મંત્ર સાધે છે. આ રીતે ભમરાઓમાં કામદેવના અંતરંગ ઉપાસક [Priests]ની ભાવના રહી છે. કંદર્પ–કામદેવ. પુષ્પરજ–ફૂલનો પરાગ. તૂર્ણ–જલદી. સુભગ–સુંદર, મનોહર. પ્રમાણ એ પ્રમાણે, એ મિસલે દેહાંતર–બીજો દેહ, બીજો જન્મ. ભૂતાવેશ–ભૂત શરીરમાં પેસવૂં તે. જડ–શુદ્ધિ રહિત,

* ઉપલબ્ધ પાઠ तरुलतागहनानि છે. પરંતુ लतामण्डपान् પૃથક્ કહેલ છે; તેથી અસ્થાને ઊમેરાઈ બેવડાયલો लता શબ્દ તજી દીધો છે.

લાકડા જેવી. ગ્રહિ ગ્રસુ છિ—પીડાકારક સત્ત્વે વળગી ઘેલો બનાવ્યો છે; જુઓ પૃષ્ઠ ૫૮, પંક્તિ ૨૦, ગિહિલી ઉપરની સમજૂતી. બધિર—બહેરો. મૂક—મૂગો. જાણીઇ પરવશ હુઇ—કોઇએ ભુરકી નાંખી હોય તેને લીધે એને જ દેખે, એવો જાણે બન્યો હોય તેમ. મૂળમાં परायत्तचित्तवृत्ति છે તે ઉપરથી આ ઉત્પ્રેક્ષા ભાલણે યોજી જણાય છે. જાણીઇ કાંઇ ચૂક—જાણે પોતાને જ ચૂકી ગયો હોય, પોતાને જ ન ઓળખતો હોય, અર્થાત્ હોલેદિલ બન્યો હોય તેમ. વિષાદ—ખેદ. ચિંતા—ચિંતન, વિચાર. ઊપજિ કિમ આહ્લાદ—શી રીતે સુખ થાય, એને સુખ થવાનો ઉપાય શો ? વિમાસી [સં. वि+मृश्]—પૂરો વિચાર કરી. શનિ શૂં—ધીમે રહીને; જુઓ પૃષ્ઠ ૧૦૧, પંક્તિ ૧૭ ઉપરની સમજૂતી. ઊપાઇ—ઊપજાવીને.

## પૃષ્ઠ ૧૦૭

૧–૨૪ લાજતુ વિહ્વલ અક્ષર—લજ્જાથી વિકળ બનેલી વાણીએ; જુઓ મૂળ लज्जाविशीर्यमाणाक्षरम् ।. લાજતુ એ વર્તમાન કૃદંત પણ થઈ શકે અને નામ પણ થઈ શકે. મૂળ અપાદાનાર્થે તઉ પ્રત્યય [જુઓ मुग्धावबोध, ખંડક ૫] અહીં તુ રૂપે કરણના અધિકારમાં વપરાયો છે. એ સંસ્કૃત तस् ઉપરથી ઊતરી આવ્યો છે. પ્રાકૃતમાં तो, दो, त्तो રૂપે તે જોવામાં આવે છે. मुग्धावबोधમાં અને તેના જ સમયની अजितशान्तिस्तवની નનામી ગૂજરાતી અવચૂરિમાં તઉ રૂપ મળી આવે છે. તુ રૂપ કર્મણ મંત્રી કૃત सीताहरणમાં દૃષ્ટિગોચર થાય છે; જુઓ કડી ૭૦, मरण [=मरणि] नवि बीहीइ अन्धकूपतु कहीइ. ગદ્ય शुक-बोहोत्यरी [જુઓ જૂનાં ગૂજરાતશાળાપત્ર]માં પણ એ રૂપ બહુ વાપર્યું છે; જુઓ તુલાગ્રાહી વણિકની વાત, कुंडिननगरि भूधर वणिकपुत्र, तेहनि पुण्यना क्षयतु धननु क्षय हौउ।. અર્વાચીન ગૂજરાતીમાં એ અદૃશ્ય થાય છે; પરંતુ તેની સહોદરી હિંદીમાં એ तें રૂપે અદ્યાપિ દેખા દે છે. પ્રતીકાર—નિવારણનો ઉપાય. વ્યક્તિ [અવ્યય; જુઓ પૃષ્ઠ ૧, પંક્તિ ૫, પ્રથમિ ઉપરની સમજૂતી] —સ્પષ્ટ, સ્પષ્ટતાથી. અવધારિ—વિચાર કર. રહસ્ય—પરમ સત્ય, ગૂઢ તત્ત્વ, મર્મ. આચાર—આચરણ. નિંદિત—વખોડી કાઢેલો. વિટ—લફંગો; જુઓ મેદિનીકોશ. વલ્લભ—વ્હાલો, ગમતો. ધર્મબુદ્ધિ ઊપાય [धर्मबुद्धिमुत्पाद्य, धर्मबुद्धिं कृत्वा, धर्मबुद्ध्या]—મનથી ધર્મ સમજીને. ઊપાય [કલ્પિત પાઠ]—ઊપજાવીને. કૃષ્ણાગર [સં. कृष्णागुरु]—એક જાતનું હલકું સુગંધવાળું લાકડું. મલયાગર તે ધોળું ચંદન અને કૃષ્ણાગર તે કાળું અગર. અગર કપૂર અને બીજાં ગંધદ્રવ્યની

ધૂપસળી બને છે, તે અગરબત્તી [अगुरुवर्ति] કહેવાય છે. ભૂચર સર્પમાં અંતરિક્ષચર ધૂપની ભ્રાંતિ અત્યંત મૂઢતા બતાવે છે. ભિ કહી બહુ બહુ કથા ઇતિહાસ–મેં બહુ બહુ વાતો વિગતથી કહી. કથા શબ્દ અહીં 'વાતો, કથનો' એવા અર્થમાં છે. ઇતિહાસ [સં. इति+ह+हास]–સાંભળ્યા પ્રમાણે ખરેખરૂં વિગતવાર વર્ણન એવો મુખ્ય અર્થ; તે ઉપરથી અહીં ગૌણ અર્થ વિગતથી વર્ણવીને, વિસ્તારીને. પ્રીછવ્યુ પ્રીછિ નહીં–સમજાવ્યો સમજ્યો નહિ. હઠિ–બળ કરતાં પણ. સ્થાન આવિઇ નહીં–ચલિત, ભ્રમિત થયૂં છે તે ઠેકાણે આવતૂં નથી. પ્રતીકાર–મૂળ અર્થ નિવારણનો ઉપાય; તે ઉપરથી અહીં અર્થ ઉપાય.

## પૃષ્ઠ ૧૦૮

૧–૨૫ સજળ–પાણીવાળાં, ભીનાં. આણી કરી,–આ બેવડા સંબંધક અવ્યય કૃદંતમાંનો ઉપહિત 'કરી' અંશ પ્રસ્તુત આનયન ક્રિયાની પૂર્ણતા બતાવે છે. હૃદિ–છાતીએ. પ્રવાલ–કૂંપળ. દહન કરિ અનંગ–કામાગ્નિ દાહ કરતો હતો; એનૂં શરીર કામાગ્નિએ ધીકી રહ્યૂં હતૂં. શુષ્ક થ્યાં–સૂકાઈ ગયેલાં. નૂતન–નવા. ઉશીર [નપું.]–વીરણના વાળા. તત્ર–ત્યાં. કીહિ કર્મિ–કયા કર્મે. ધર્મ–ધાર્મિક આચરણ, ધર્મકૃત્ય. સહાય–સોબતી, મદદગાર. સંઘાતિ–સમાગમમાં, સાથે. અકર્મ–ન કરવાનૂં કામ, વર્જ્ય કર્મ. કુકર્મ–કુત્સિત, નિંદ્ય કર્મ. અકર્મ કુકર્મનો ભેદ ધ્યાનમાં લેવો. જુગતૂં હુઇ તે–એની પ્રીતિ પ્રમાણી, અથવા તો મારા આવ્યાની લાજ રાખી, અથવા તો તારા ઘરની લાયકી લક્ષમાં લેઈ ઘટિત લાગે તે કર. સાંભલિ રાજા–રાજા, રા, રાઇ વગેરે પ્રતાપના અતિશયના ધ્વનિ સાથે રાજકુમારના અર્થમાં છે. લજ્જા નમૂં વદન–મારૂં મુખ લાજથી નીચૂં નમ્યૂં; મેં લજ્જા ભેર નીચૂં જોયૂં.

## પૃષ્ઠ ૧૦૯

૧–૨૫ હર્ષાશ્રુધારા–હર્ષનાં આંસૂની ધાર. વારૂં કર્યૂં–સારૂં કર્યું. અદ્ભુત–મોટા. નિર્વાણ–નિરાંતે, સંશયના અજંપા રહિત, નક્કી. વાત કપિંજલ તે સાંભલી–કપિંજલ તે ખબર [વાત] સાંભળીને [પીડા પામ્યો]. અલગુ [સં. अलग्नः, અપ. अलग्गु]–અલગ, એકલો [alone]. વિવિહાર [સં. व्यवहार]–વિલંબ થવારૂપ બનાવ. મિત્રપ્રાણરક્ષણદક્ષિણા૦–મારા મિત્રના પ્રાણ બચાવવા રૂપી દક્ષિણા તમારી પાસે માગવાને આ હૂં હાથ જોડૂં છૂં; અર્થાત્ આ હૂં હાથ જોડી તમારી પાસે મિત્રને જીવિતદાન આપવાની દક્ષિણા માગૂં છૂં. સંકેત–

યોજના, એત. સુણવા કામ–સુણવા કાજે, સાંભળવાને. કવિતામાં 'કાજે'ના અર્થમાં પર્યાયભૂત 'કામ' વપરાય છે. સંમર્દ–ભીડ. કનકની કરિ લાકડી–હાથમાં સોનાની છડી સાથે. સાહચર્યાર્થે પ્રત્યય લુપ્ત. વિવેક–વિવિક્તપણે, નોખાં નોખાં.

પૃષ્ઠ ૧૧૦

૧–૨૪ દુહલિ–મુશ્કેલીથી. પરિવાર–દાસદાસીનો રસાલો. વડી વાર–લાંબો વખત, બહુ વાર. પૂછિઉં...જોઈ જુક્તિ–મને જોઈને જુક્તિથી પૂછ્યું. વ્યક્તિ–વિગત. ગતિ-દશા. બોલી નિ સકતી નથી–હું બોલી શકતી નથી. પાદપૂરક 'નિ' વિશે જુઓ પૃષ્ઠ ૨૯, પંક્તિ ૨૨ ઉપરની સમજૂતી. શીખામણ સાચી કહુ–ખરી સલાહ આપો. કુલકાણિ–કુળની ખ્યાતિ, પ્રતિષ્ઠા. સંસ્કૃત ख्या ધાતુ ઉપરથી ख्याति, તેમ ગૂજરાતી કહ મૂળ [સં. कथ्] ઉપરથી કાહાણિ, કાણિ થયેલ છે. સરખાવો હિંદી कुलकानी. નિ લોકલજ્જા હાણિ સદાચાર ઉલંઘીઇ–અને લોકલાજની હાનિએ અર્થાત્ લોકલાજ વીસારીને સદાચાર તજિયે. જશની રાશિ–સારી નામનાનો જથો; જમાવેલી સારી નામના. સંસ્કૃતમાં राशि શબ્દ પુલ્લિંગે વપરાય છે; અહીં તે સ્ત્રીલિંગે વાપર્યો છે. જઈ પાણિ ગ્રહીઇ પાસ–પાસે જઈ અર્થાત્ સામે પગલે એને જઈ મળી પરણું. ગુરુજનનિ લોપ્યા ભણી–વડીલની ઉપરવટ થવાને લીધે, માવિતરની મર્યાદા તોડ્યાને લીધે. અહીં લોપ મૂળ મર્યાદા તોડવાના અર્થમાં છે. વિરહિ જિ મરિ–વિયોગને લીધે જ [જિ] એ મરી ગયાથી. પણિ–પણ, વળી. પ્રસંગ–મુલાકાત, સમાગમ. વિદ્રુમ–પરવાળાં. વિરહકર–વિયોગની વેદના ઉત્પન્ન કરનારો. વિરહ શબ્દ અહીં વિરહવેદના માટે છે.

પૃષ્ઠ ૧૧૧

૧–૨૬ કુપિત રોહિણી૦–જુઓ મૂળ रतिकलहकुपितरोहिणीचरणालक्तरसलाञ्छितमिव. વિધુ–ચંદ્રમા. શીતકર [સં. शीत શીતળ; कर કિરણ] –ચંદ્રમા. રશ્મિ–કિરણ. બિસમાલા–કમળના દાંડાના હાર. તુહિ યિ [કલ્પિત પાઠ]–તોયે પણ. આપણ જઇઇ–આપણે જઇયે. અરથ–મતલબ, ઇચ્છિત વસ્તુ. જુ વલ્લભ છીવાડીઇ૦–જો વ્હાલાને છીવાડવા હોય, તો સંકલ્પવિકલ્પ શા? જો પોતાના મનથી [સ્વિઇ, સં. स्वयम्] તેને જઈ મળવું હોય, તો ઢીલ શા માટે [શા ભણી] કરવી? આ મનોહર કલ્પના બાલણની પોતાની છે; જુઓ મૂળ. વિહ્વલ અંગ પ્રવાલ–વિકળ બનેલાં કૂંપળ જેવાં કોમળ અંગોએ

[ધ્રૂજતી ઊભી થઈ]. ઉપમાવાચકનો અને કરણાર્થે પ્રત્યયનો લોપ છે. મતિ–ઠરાવ, નિર્ણય, નિશ્ચય. ઉદય થાતિ ઇંદુ–सति सप्तमी નામે ખંડોક્તિ અને ક્રિયા-સંસૃષ્ટિ. સાંચરિ છિ સમય સ્થાનકિ જોડિ–ઠરાવેલે સમયે જાય છે અને ઠરાવેલે સ્થળે જાય છે, બંને જોડે કરે છે; અર્થાત્ સમય અને સ્થળ જોડે સાચવે છે.

## પૃષ્ઠ ૧૧૨

૧–૨૪ સંકુલ–ભીંડવાળા. ધૂપ અગર ઊખેવિ છિ–ક્રીડાગૃહોમાં અગરનો ધૂપ કરે છે. સકર્મક ઊખેવ સંસ્કૃત उत्क्षिप् ઉપરથી થયેલ છે. અક્ષર ઊલટ સૂલટ થઈ ઊવેખ મૂળ પણ ગૂજરાતીમાં ઊભું થયું છે. પ્રેમાનંદ બંને રૂપ વાપરે છે; જુઓ સુદામાચરિત્ર, કડવું ૭, સત્યભામાજી અગર ઊખેવે રે, અને નળાખ્યાન, કડવું ૨૪, અગર ધૂપ ત્યાં ઊવેખે. સુખિત રહિ ચકોર–ચકોર પક્ષી સુખિયાં થઈ રહે છે, સુખી થાય છે. ચકોર ચંદ્રનીનું પાન કરે છે ને આનંદ પામે છે. અસલમાં દુખિત રહિ ચકોર એવો પાઠ છે. પરંતુ ચંદ્રિકાથી ચકોરને તો સુખ થાય છે. ચંદ્રના ઉદયથી દુઃખ થાય છે તે તો ચક્રવાકને. આથી પાઠ અહીં ફેરવી લીધો છે. ચંદનચર્ચિત ધૂપધૂસર વેપ ઉત્તમ કીધ–ચંદનની ચર્ચાથી અને ધૂપના સુવાસથી વેપ અચ્છી રીતે શણગાર્યો હતો. ધૂપધૂસર–ધૂપનો પટ બેસાડવાથી કંઈક શ્યામ. પ્રાસાદ–રાજમહેલ. મધુકર–ભમરા. નીલ અંબર–કાળી સાડી. પ્રમદવન–રાજાના અંતઃપુરને લગતો બાગ. પાછલિ દ્વારિ–પાછલે બારણેથી. બાહ્ય–બહાર. પરિજન સંઘાતિ કાંઈ કૃત્ય [परिजनसंघातेन किं कृत्यम्]–દાસદાસીના સમૂહ[સંઘાત]નૂં શૂં [કાંઈ] કામ છે? હાલ આપણે 'સંઘાતિ કૃત્ય' કહેતા નથી, સંઘાતનૂં કામ કહિયે છિયે. કરણાર્થ પ્રત્યયવાળી સંસ્કૃત રચના હવે વપરાતી નથી. જૂ. ગૂ. પ્રશ્નાર્થ કાંઈ સંબંધે જુઓ જૂની લોકકવિતા, અવસરચૂકા મેહુલા, વૂઠી કાંઈ કરેશિ? સરખાવો વળી મારવાડી कांइ. જુઓ વળી हे. व्या. ।८।४।३६७। किमः काइकवणौ वा। અને અપભ્રંશનાં ઉદાહરણો कांइ न दूरे देक्खइ, कालक्खेवें कांइ, कांइ अहोमुहु तुज्झु. ધનુપ સાંધી–પણછ ચડાવી. તાણિ છિ–'બીહો નહિ, ચાલો બેધડક' એવા ભાવથી આગ્રહ સાથે સ્વભાવભીરૂ સ્ત્રીને ખેંચે છે. અનુરાગ અવલંબન છિ–પ્રેમ અબળાને ટકાવી રાખે છે. પગિ પગિ–પગલે પગલે, ડગલે ડગલે. પૂઠિ લજ્જા કીધી છિ–જેમ વળાવામાંથી એકને પાછળ રાખે, તેમ લજ્જાને પાછળ મૂકી છે. હદિ [સં. हृदय]–હઇયૂં. આગિ [સં. अग्रे, અપ. अग्गि]–આગળ, મ્હોરે. બાહ્ય પરિજનસંઘાતિ કાંઈ–આ ચાર

કવિની નર્મોક્તિ છે. એ ઈંદુ ઝાલી કેશ મુઝ આગલિ૦–આ ચંદ્રમાને ચોટલી ઝાલીને મારી આગળ લાવ ને પૂરી રાખ, અર્થાત્ કેદ કર [રાખુ]; એ ઓછો તપતો નથી, એટલે કે અત્યંત તપીને એ મને બાળે છે. ઉપચાર–સારૂં લગાડવાની ચેષ્ટા. સ્વેદલવ–પરસેવાનાં ટીપાં. એ કરિ છિ ઉપચાર સ્વેદલવ નિ૦–આ પાંચ તરલિકાના મ્હોનાં વિનોદવાક્યો છે. કેતકીરજિ શ્વેત થ્યા તે પાગ દીઠ અપાર–મારગમાં કેવડાની રજના થર બાઝ્યા હતા, તેને લીધે મારા પગ અત્યંત ખરડાઈ ધોળા બનેલા મેં જોયા.

## પૃષ્ઠ ૧૧૩

૧–૨૩ નમિત રુદંન–નીચા સ્વરથી રડવૂં તે. એ શૂં ઘટિ–આ શૂં સંભવે છે. આ શૂં હશે ? વેગિ વહી નિ–ઝડપથી પગ ચલાવીને. પ્રગટ–સ્પષ્ટ. વેગલા રહ્યા માટિ–જ્યાંથી રુદનનો સ્વર આવતો હતો તે સ્થળ વેગળૂં હોવાના કારણથી. માહા નિશા ભણી–મધ્યરાત્રિ હોવાને લીધે. મનુષ્યતુ જેણિ નહિ સંચાર–મનુષ્યની આવજા ન હતી તેથી. સુણીઇ–સંભળાય છે, સંભળાતો હતો. પડવડુ–સ્પષ્ટ. સંસ્કૃત प्रकट, પ્રાકૃત पअड ઉપરથી અંત્ય ડકારના દ્વિર્ભાવના યોગે વ ઉમેરાઈ જૂની ગૂજરાતીમાં પડવડુ શબ્દ થયો છે; સરખાવો સં. आश्वासना, ગૂ. આસનાવાસના, સં. अस्पष्टम् ગૂ. અષ્ટમપષ્ટમ વગેરે. આક્રંદ–રુદન, વિલાપ. હા હા હણ્યુ હૂં બાલિઉ૦–અરે! મારો જીવ જતો રહે છે! મારે અંગે લાહ્ય લાગે છે! અહીંથી કપિંજલનો વિલાપ શરૂ થાય છે. મૂલ છેદાણું–જુઓ મૂળ उच्छिन्नोऽस्मि. પિશાચનૂં કામ–જીવ લેવારૂપ અઘોર કૃત્ય. પિશાચ જેને વળગે છે, તેનો જીવ લે છે. વિણસાડિઉં [સં. विनश् ઉપરથી]–વણસાડ કર્યો, બગાડ્યૂં. જે [અવ્યય]–જેથી, કે. પાપિયા–ભૂંડા પાપી. અલ્પાર્થ પ્રત્યય તિરસ્કાર બતાવે છે. અછિ–છે. વિશાલ–મોટૂં. અનિલ–પવન. ભલૂં કર્યૂં–વક્રોક્તિ છે. વિપરીત લક્ષણાથી મહા ભૂંડૂં કર્યૂં એવો અર્થ નીકળે છે. તુઝ કાજ સીધૂ [સં. तव कार्यं सिद्धम्, અપ. तुज्झ कज्ज सिद्धउं]–તેં જે ધાર્યૂં હતૂં તે કર્યૂં!

## પૃષ્ઠ ૧૧૪

૧–૨૪ લાજ–આબરૂ, પ્રતિષ્ઠા. સરસ્વતી વિધવા થઈ૦–જુઓ મૂળ हा तपः निराश्रयमसि, हा सरस्वति विधवासि, हा सत्यमनाथमसि, हा सुरलोक शून्योऽसि । ફોક [પ્રા. फुक्का; જુઓ દે.ના.મા.]–મિથ્યા, નિર્જીવ. મુહિ પડખિઇ–મારી વાટ જો, મારે માટે થોભ. જૂ. ગૂ. પડખ સં. प्रतीक्ष् ઉપરથી

છે; સરખાવો સં. परीक्ष् ગૂ. પરખ, સં. निरीक्ष् ગૂ. નિરખ. નિષ્ઠુર–કઠોર હૃદયનો. ધીર–ડાહ્યો. કહીઇ–ક્યારે પણ. અંધ બધિર તાં હૂં થયુ, ચાલિ નહિ ચરણુ–મારી જ્ઞાનેંદ્રી અને કર્મેન્દ્રી જડ બની ગઈ છે. જાસુ દેઈ છેહ–મને દગો દેઈ શૂં તૂં જાઇશિ જ ? જાસુ–તમે જશો, તૂં જાઇશિ. સંસ્કૃત छिद् ધાતુનો એક અર્થ નુકસાન કરવું, દગો દેવો એવો થાય છે; જુઓ अमरुशतक, શ્લોક ૯૧, किं नश्छिन्नम् અને शारीरकभाष्य, न नः किंचिच्छिद्यते. તે ઉપરથી छिद्वर શબ્દ ધૂર્તના અર્થમાં મળી આવે છે. ગૂજરાતી છેતર મૂળ સંસ્કૃત छित्वर [ધૂર્ત] ઉપરથી છે, તેમ જ છેતરપંડી નામ. આ સંબંધે કરીને ગૂજરાતી છેહ શબ્દમાં છળવાનો અર્થ આવ્યો છે. ઘુ નિ પ્રતિવચંન–મારી સાથે વાતચીત કર ને, બોલ ને. મનની વાત–અંતરમાં ગુપ્ત રહેલી વાત, ગૂઝ. શોકિ કલ્યૂં –જેમ કોઈ કળણમાં કળી જાય, તેમ જ મારૂં આખૂં અંગ શોકમાં ગરી ગયૂં. વલગિ વસ્ત્ર વૃક્ષનિ ડાલિ–આવેશને લીધે મહાશ્વેતાને કપડાંનૂં પણ ભાન ન હતૂં એમ બતાવવાને આ વાક્ય છે. વિષમ–પથરાને લીધે ખડબચડી ને નીચીઊંચી. જિમ કો ઊપાડી લેઈ જાય તિમ–મહાશ્વેતા તદન બાવરી બની ગઈ હતી, છતાં તે અનેક મુશ્કેલીમાં અતિ ત્વરાએ સંકેતસ્થાને પ્હોચી ગઈ; તે ઉપર આ ઉત્પ્રેક્ષા છે. અહીં આવેગ નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે. મણિશિલા કરિ શીત–ચંદ્રકાંત મણિની શિલા ચંદ્રનાં કિરણના સ્પર્શે જળ ટપક્યાથી શીતળ બનેલી જોઈને; જુઓ મૂળ शिशिरशीकरासारस्राविणि शशिमणिशिलातले.

## પૃષ્ઠ ૧૧૫

૧–૨૫ મુનિ–મુનિકુમાર. મુનિ જેટલી પ્રૌઢતાનો ધ્વનિ કરાવવા મુનિ-કુમારને સ્થાને લાક્ષણિક મુનિ શબ્દનો ઉપયોગ કર્યો છે; સરખાવો રાજકુમારને બદલે રા, રાય, રાજ, રાજા વગેરે અને ઋષિકુમારને બદલે ઋષિ. યોગાભ્યાસ–સમાધિ. ધ્યાની–ધ્યાનસ્થ. નિઃશ્વાસ–જેણે પ્રાણાયામથી શ્વાસ રૂંધ્યો છે એવો, પ્રાણાયામ કરતો. અષ્ટાંગ યોગનાં પ્રાણાયામ અને ધ્યાન અંગ છે. અથવા... નિશ્ચેત રહી–જુઓ મૂળ मन्मथव्यथासहानसून् स्वयमिवोत्सृज्य निश्चेतनतासुख-मनुभवन्तम् । અસુ–પ્રાણ. નિશ્ચેત–સંજ્ઞારહિત, ચેતનારહિત. શયન કર્યૂં છિ મન વિશ્રામ૦–મને હવે કામદેવ શૂં કરનાર છે એવી મનમાં નિરાંતથી જાણે લાંબો થઈને સૂતો છે. અરુણ જલજ–રક્ત કમળ. તરુણ–તાજૂં, ખિલેલૂં. તાહારિ વલ્લભ ખીજુ કાય રીસાવી૦–મૂળનો તર્ક કવિએ બદલી નાંખ્યો છે.

વક્રૌચિત્યને અવલંબી ભાલણે પુંડરીકના વિશે મહાશ્વેતા પ્રત્યે અસૂયાનું નિરૂપણ કર્યું છે. કામમંત્ર–જેનો કામદેવ દેવતા છે એવો વશીકરણમંત્ર. અભ્યાસ–ફરીફરીને જપવાથી, જપથી. કરણાર્થે પ્રત્યય લુપ્ત.કઠિણ પાષાણ–પત્થર જેવું કઠણ. ઉપમાવાચક લુપ્ત. મનિ વિશ્વાસ ન આવિ સતિ–તે છતાં એ મરી ગયો છે એવું મારૂં મન માની શકતું ન હતું. અસંભાવિત કારણ મરણ–કેમકે મરણ થવાનું કારણ કંઈ કલ્પી શકાતું ન હતું, મરણ થવાનો સંભવ કંઈ જણાતો ન હતો. વિકલ–અચેત, જડ. કરણ–અંગ. હાહાકાર–હાયહાયના ઉચ્ચાર. હા અંબ માતા પારવાર–અહીં મૂળમાં हा अम्ब हा तात हा सख्यः છે તે જોતાં 'હા અંબ! હા તાત, પરિવાર!' વાંચવાની જરૂર છે. એક પ્રતમાં हा अम्ब हा मातः हा सख्यः પાઠ મળી આવે છે તે ભ્રષ્ટ છે. પરિવાર–તેનાતની સખીઓ. જીવન–જીવતર. એકલાં મેહેલાં–તું મને એકલી મેલે છે. એકલાં એ અવિકારી અવ્યયરૂપ છે. હાલ વિકારી રૂપ એકલી વાપરિયે છિયે. જુઓ પૃષ્ઠ ૬, પંક્તિ ૫, વેગલાં ઉપરની સમજૂતી. મેહેલિ[મેલે]ના પર્યાયભૂત મેહેલાં રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૨૯, પંક્તિ ૨૦, મેહેલીશિ ઉપરની સમજૂતી. એ રૂપ પ્રેમાનંદ વાપરે છે; જુઓ નળાખ્યાન, કડવું ૧૨, ભૂંડા! એમ શું મુને નિર્ભ્રંછો? એનું જૂનું રૂપ લાવણ્યસમયે વાપર્યું છે; જુઓ વિમલપ્રબંધ, ખંડ ૧, કડી ૧૯, તાહારી પરિ તૂંહ જિ લહઈ; ખંડ ૩, કડી ૧૦, રલઈ તૂંહ નિ તાં ઘર ભરઈ વગેરે. યાતના–દુઃખ. જુગ સહસ પ્રમાણ–હઝાર જુગ જેટલો. દેખાડીઇ, જીવાડીઇ–દેખાડિયે, જીવાડિયે; દેખાડ, જીવાડ. રૂપ માટે જુઓ પૃષ્ઠ ૧૦, પંક્તિ ૧૬, જાણીઇ ઉપરની અને પૃષ્ઠ ૫૫, પંક્તિ ૧૪, આવીઇ ઉપરની સમજૂતી. અનન્યશરણ–જેને બીજા કોઈની ઓથ નથી એવી. મન્મથમારી–કામદેવે જેને હાલહવાલ કરી છે એવી; જુઓ મૂળ मदनपरिभूतास्मि।. નિર્બાધ [બહુવ્રીહિ]–જેણે કરીને દુઃખ [બાધા] દૂર થાય એવી [દયા].

## પૃષ્ઠ ૧૧૬

૧–૨૫ અનુકૂલ સેવકનિ૦–તમને અનુકૂળ થવા અને તમારી સેવા ઉઠાવવા મેં માબાપ અને ઘરબાર તજ્યાં છે તે છતાં એ મને તજી જતાં તમે કેમ અદ્યાપિ લોકાપવાદથી બીહીતા નથી? જુઓ મૂળ दासजनमकारणात् परित्यज्य व्रजन् न बिभेषि कौलीनात्।. બીહું બદલ બીહુ વાંચવા વીનતી છે; અસલમાં બીહું છે. તહ્યો વાહિયા મંદભાગિણી–આ મંદભાગિણીએ તમને વાહ્યા! સતિ–તે છતાં. પિરિ–આ પ્રકાર, આ હાલ. ધરિ શૂં છિઇ કામ–રચના

બાબત જુઓ પૃષ્ઠ ૧૧૨, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી. આપ–શરીર. કપોલિ હૃદિ–પુંડરીકના ગાલે અને એની છાતીએ. કંઠિ હાથ ઘાલૂં–કોટી કરૂં. દહૂં–દહ્યું, દગ્ધ બન્યૂં હતૂં. હૂતી [સં. भूत]–હતી. સ્વામિ–પ્રભુ, મહારાજ. કિહીઇથાં ઊપનાં–ક્યાંથી એ પ્રગટ્યાં, ક્યાંથી એ બોલાયાં. કિહીઇથાં તે વિકારી અને કિહીઇથી અવિકારી રૂપ કિહીઇ ઉપરથી બનેલ છે. માયાની પીડિ–મહાશ્વેતા સાથેની માયાને લીધે પીડા પામી. તેહ તણૂં વનકલ ઉત્તરી૦–જુઓ મૂળ अश्रुजलार्द्रेण च तदीयेनैवोत्तरीयवल्कलप्रान्तेन...वीजयन् संज्ञां ग्राहितवान् ।. ઉતપાત–મહાન અનર્થ.

## પૃષ્ઠ ૧૧૭

૧–૨૩ સંભારુ–સંભાર્યો, યાદ દેવરાવ્યો. આકુલી–વ્યાકુળ. બકુ–કહો, વર્ણવો. વૈરાગિ–વૈરાગ્યથી, જીવતર ઉપર કંટાળાથી. કસ્યા [સં. कर्षिताः]–ક્લેશ પમાડાયા. જમજંન–જમના દૂત [જંન]. દુઃખિ દહ્યું તન નહીં તુ વારતા કરતાં શૂં બલિ–જે પ્રત્યક્ષ દુઃખે બળી ખાખ ન થયૂં, તે દુઃખની વાત કરતાં શૂં બળવાનૂં હતૂં? એથો અધિકી કથા કઠોર સુણી ન જાઇ કિહિતાં શી ઓર–તમે કહો છો કે 'હૂં઼ઇ એ સાંભલી નવિ સકૂં'; પરંતુ મેં જે દુઃખની વાત કહી તેથી અધિક દુઃખની બીજી [ઓર, સં. अपर] શી વાત હોઈ શકે કે જે સાંભળી જાય નહિ? વજ્રપાત–વજ્રનો ઘા. જે નવિ કલી જાય–જે કલ્પી પણ ન શકાય, અચિંત્ય. તે ધાર્યાનૂં કારણ–તે સહી રહ્યાનો ભેદ. પ્રૂઢ–મહાન આશા મૃગતૃષ્ણાજલ જિમ૦–જેમ ઝાંઝવાંનૂં જળ જોઈ માણસ દોહલે જીવે છે તેમ હૂં આશાએ જીવૂં છૂં. પીઆર હુઇ જિમ ભાર૦–તે વખતથી [ત્યાહાર પૂઠિ] બીજાએ આપણે શિર ભાર મૂક્યો હોય ને તે ઊપાડવો પડે તેમ આ શરીર હૂં ધારણ કરી રહી છૂં, જે મારી જાતને ઉપકાર કરવા નકામૂં છે; અર્થાત્ આ દેહ મને પોતાને નકામો થઈ પડેલો બીજાને માટે ધારણ કરી રહી છું, તરલિકા વગેરેના આગ્રહથી જીવૂં છૂં. વિસ્તરુ–પાથરો, ગોઠવો, ખડકો. હુતાશંન–અગ્નિ.

## પૃષ્ઠ ૧૧૮

૧–૨૫ ચંદ્રમંડલ–ચંદ્રનૂં બિંબ. ત્રિપુરારિ–શંકર ભગવાન. મૃતગ [સં. मृतक] પુંડરીકનૂં શબ, મુડદૂં. સત્ય–સાચે, ખરે, હું કહૂં છૂં તે સત્ય કરી માનજો. ઉદ્ધરી લીધુ–ઊપાડી લીધો. દુંદુભિનાદિ–દુંદુભિ જેવા ગંભીર સ્વરથી. મ છાંડીજે–

ન છાંડજે, છાંડીશ નહિ. અંતરગતિ શૂં રાખે રંગ—મન સાથે અર્થાત્ મનમાં તૂં ઊમેદ રાખી રહેજે; અર્થાત્ તૂં આશા છોડી ન દેઈશ. અંતરગત [સં. अन्तर् અંદર; गत રહેલૂં]—અંદર રહેલ ઇંદ્રિય, મન. રાખે—રાખજે; રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૭, લડાવે ઉપરની સમજૂતી. રંગ—ઉમંગભરી આશા, ઊમેદ. મૃત તન—નિર્જીવ શરીર, શબ. તેણિ—તેને લીધે; સરખાવો આવો જ સંસ્કૃતમાં તેનનો ઉપયોગ. આશ્રજ—અચરજ, આશ્ચર્ય. અણઆપી—ન આપી, આપ્યા વગર. સંબંધાર્થ અવ્યય કૃદંતનૂં નિષેધાર્થ રૂપ સંસ્કૃતમાં જેમ अ ને अन् પુરોગ[prefix]થી થાય છે, તેમ જૂની ગૂજરાતીમાં અણ પુરોગથી થતૂં હતૂં. એ પ્રયોગ હવે નષ્ટ થયો છે. ચિત્ર [અવ્યય]—સવિસ્મય, ચકિત થઈને. દુરાત્મા—દુષ્ટ. ધાઇ—દોડે છે, દોડ્યો. પલવટિ વાળી વસ્ત્ર ઉત્તરી-અંગવસ્ત્રે કમ્મર બાંધી; જુઓ મૂળ बन्धन्...उत्तरीयवल्कलेन परिकरम्। પલવટિ કદાચ परिकटि [કેડની આસપાસ] ઉપરથી હોય. હાલ એ શબ્દ પલવટ લખાય છે ને સ્ત્રીલિંગ નામ તરીકે વપરાય છે; જુઓ નર્મકોશ. તેહિ સાથિ—તેની સાથે. તેહિ કરણાર્થ રૂપ છે. સંસ્કૃત રચના. અવલોક—ચંદ્રમંડળમાંના પુરુષનૂં તેજ, પ્રકાશ. કેલિ [સં. कदली]—કેળ. શંકા—શંકા સાથે. શૂં જાણૂં અકૃતકારિણી હૂં તાં અછૂં પાપચારિણી—હૂં અકૃત્ય કરનારી પાપિષ્ઠ રહેણીવાળી છૂં, તે શૂં સમજી શકૂં? પવિત્ર પુણ્યશાળી જીવ શુદ્ધ વિચાર કરી શકે છે ને જાણી શકે છે. આશ્વાસના કાજિ—દીલાસો દેવાને.

## પૃષ્ઠ ૧૧૯

૧-૨૫ અવિસંવાદિની—ખોટી ન પડનારી, સાચી. ગ્રહિ—સમજ, જો. નિવેશ—અભિનિવેશ, નિશ્ચય [છાંડ્]. પૂર્વેના પૃષ્ઠ ૪૦ની પંક્તિ ૨૩ માં પણ 'નિશ્ચય; નક્કી' એવા અર્થમાં નિવેશ લેઇયે, તો વધારે સારૂં છે. અણકહી—ન કહી, કહ્યા વગર. રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૧૧૮, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી. કેહી—કઈ, શી. તે ભણી—તે લીધે. લગિ જિહાં, લગિ તિહાં—જ્યાં લગી, ત્યાં લગી. માયા ઉપાઈ—મમતા પ્રગટ કરીને, સ્નેહ જણાવીને. સ્ત્રી-અ-સ્વભાવ પ્રકાશ—ખુલ્લી રીતે સ્ત્રીસ્વભાવ જ [અ]. સ્ત્રી વિશે નિર્ધારણ ઇષ્ટ હોવાથી નિશ્ચયાર્થ અવ્યય અ સમાસની અંદર સ્ત્રી અને સ્વભાવ વચ્ચે ગોઠવ્યો છે, તે વાત ધ્યાનમાં લેવા જેવી છે. લાગી દુસ્ત્યજ જીવિત આશ—જે તજવી મુસ્કેલ છે એવી જીવવાની આશા મને વળગી; મારાથી તે ન મૂકાઈ. પ્રતીતિ—વિશ્વાસે, ભરૂસે. રીતિ—ધોરણે. કરણાર્થ પ્રત્યય લુપ્ત. પાવક—અગ્નિ. મૃતિ—

મરણ. ક્ષીણ કંઠ–મારો ઘાંટો બેસી ગયો; જુઓ મૂળ निर्दयाक्रन्दजर्जरस्वरक्षय-क्षामेण कण्ठेन. સ્નાત–સ્નાન. દુર્વાર–નિવારણ કરી શકાય નહિ એવું. વિધિ–દૈવ. ઇંદ્રીસુખ–વિષયસુખ. ઈ–આ.. ચરણ વાંછતી જિહાં લગિ મરણ–મોત આવે ત્યાં સુધી શંકર ભગવાનને જ સેવવા ઇચ્છતી. ચરણ–પરિચરણ, પરિચર્યા, સેવા. અસલમાં 'શરણ વાંછતી જિહાં લગિ મર્ણ લેઈ એ શિવ કેરૂં શર્ણ' એમ પુનરુક્તિવાળો પાઠ છે. 'ચરણ વાંછતી' પાઠ કલ્પિત છે. પરિચરણ બદલે ચરણના પ્રયોગ સાથે અભિનિવેશ બદલે નિવેશનો પ્રયોગ સરખાવો. તપ અભ્યાસ–જાયું તપ.

પૃષ્ઠ ૧૨૦

૧–૨૪ નવિ માની લાજ–મર્યાદા ન પાળી, શરમ ન રાખી, કહ્યું ન કર્યું. મુઝ પાખિ–મારા વગર, મને મૂકીને જતાં. વિમના [સં. विमनस्]–ખિન્ન, દુઃખિત હૃદયવાળાં. જાપ્ય મિશિ તેહના ગુણગ્રામ–હું જપ જપતી હતી, જાણે કે તે મિશે તેના અનેક ગુણો ગણતી હોઉં; જુઓ મૂળ जपव्याजेन तद्गुणानिव गणयन्ती. ફલ મૂલ જીવન વિશ્રામ–મારે ફળ મૂળ અને જળનો આધાર હતો, અર્થાત્ માત્ર દેહ ટકાવવાને હું ફળ મૂળ અને જળ લેતી. કોપીન [સં. कौपीन]–ચીર, વલ્કલ; જુઓ મેદિનીકોશ. વાત–પવન. આતપ–તડકો. ધ્યાન–ઝંખના. બ્રહ્મહત્યા જાણી શાપિણી–જીવતર શાપિત [અકારૂં] બનાવનારી બ્રહ્મહત્યા જ જાણે પ્રત્યક્ષ હોઉં તેવી અમંગલસ્વરૂપ. નિષ્પ્રયોજન માતાઇ જણી–માને પેટે વ્યર્થ આવેલી, માતાએ જેને જન્મ આપ્યો નિરર્થક છે એવી. ઊગંતી દૈવિ અતિ હણી–ઊગતા છોડને જેમ કોઈ કચરી નાંખે, તેમ ઊગતી વયમાં જ જેને દૈવે કચરી નાંખી છે એવી. નિરાલંબ–નિરાધાર. નિર્નાથ–નાથને ખોઈ બેઠેલી. પ્રૂઢ શબ્દ–મોટે શબ્દે, મોટેથી. ગાઢિ [અવ્યય]–અત્યંત. નિશ્વસી–નિઃશ્વાસ મૂકી. અસુખ–દુઃખ. નહીં ઉપમા–ઉપમા વગરનું, અતુલ્ય, અનુપમ. નિરભિમાન–અભિમાનનો અભાવ, નમ્રપણું, સાલસાઈ. નિસ્ કે નિર્ પુરોગ[prefix]થી સામાન્ય રીતે વિશેષણ અને નામ ઉપરથી નિષેધાર્થ વિશેષણો બને છે; ઉદા. નિરપરાધી, નીરોગી, નિર્દોષ. નામ ઉપરથી થયેલ નિષેધાર્થ વિશેષણ ક્વચિત નામ તરીકે વપરાય છે; ઉદા. નિરામય. મગ્ન–ભાવમગ્ન, આદરભાવવાળું. ગલી ગયું–વિલીન થયું, રસબસ થયું. આર્દ્ર–ગળગળો. દુઃસહ–સાંભળનારને પણ અસહ્ય દુઃખ ઊપજાવનારો. તુઝ દેહ–તારી જાતનો, તારો. તિ–તે. સોય–તે, આ.

## પૃષ્ઠ ૧૨૧

૧–૨૫ ત્યજ્યુ–તજ્યો. તપચર્યા [સં. तपस् તપ; चर्या આચરવું તે] –તપ કરવું તે. કષ્ટૂ–કષ્ટવું, દમ્યૂં. હેત [સં. हित]–માટે. ધર્મ તણુ સંકેત–ધર્માચરણનો નિશ્ચય, પાશુપતવ્રતનો ઠરાવ. મોહ પડયાં–શોકથી મૂઢ બનેલાં. વીભલપણૂં [સં. विह्वल]–વ્યાકુળપણૂં, બાવરાપણૂં. પ્રેમભાગ–પ્રીતિ ધરાવવી તે [ભાગ; સં. भज् સેવવૂં, ધારણ કરવૂં], સ્નેહકૃત્ય. ભરતાર મુઇ,–सति सप्तमी. પરિવાર પ્રાણ તિજઇ–કુટુંબનાં માણસો પ્રાણ તજે છે [ તિજઇ, સં. त्यज्; સ્પર્શનાશ કિંવા સંપ્રસારણ]. જોગ–સંજોગ. સ્વર્ગનુ ભોગ–સ્વર્ગની પ્રાપ્તિ. વારણ–અટકાવનાર. દર્શન નવિ આવિ–મેળાપ થતો નથી. તાણીઇ–ખેંચી જવાય છે, ખેંચે લેઈ જવાય છે. કર્મભૂમિ–પોતાના કરેલાં કર્મને યોગ્ય સ્થાન. આણીઇ–અણાય છે, લવાય છે. આત્મઘાતી–મરનાર પૂંઠે આપઘાત કરનાર. તેહિ આપ–તેને પોતાને, મરનારના પંડને. ઉદકાંજલી–પ્રેતને જે જળની અંજળી આપવી તે. વિધવાધર્મિ–વૈધવ્ય પાળીને. શૂરસેન–મથુરા અને તેની આસપાસના દેશના લોક. જેમ કલિંગોના રાજા કલિંગ, પાંડયોના પાંડય, તેમ શૂરસેનના રાજા શૂરસેન કહેવાતા. એ રાજાઓ યદુકુળના હતા. મથુરાનો રાજા શૂર વસુદેવ અને પૃથાનો પિતા થાય. આથી પૃથાને અહીં શૂરસેનસુતા કહી છે. એને કુંતિભોજે ખોળે લીધી હતી, તેથી એ કુંતી નામથી પણ પ્રસિદ્ધ છે. મૂળે शूरसेनसुताम् પાઠ જ મળી આવે છે. તોપણ ઔચિત્ય વિચારતાં બાણના મૂળમાં शूरसुताम् અને ભાલણના અનુવાદમાં 'શૂરસુતા પૃથા માધવી' વાંચવાની જરૂર છે. શૂરસેન શબ્દે કરીને તો મથુરા અને તેની આસપાસના પ્રદેશના લોક તથા તેમનો કોઈ પણ રાજા એવો બોધ થાય છે, અમુક શૂર નામે યાદવ નરેશ એવો વિશિષ્ટ અર્થ સમજાતો નથી. માધવી–યાદવ કુળમાં જન્મેલી. સાધવી [સં. साध्वी]–પવિત્ર. વૈરાટી–વિરાટ દેશના રાજાની પુત્રી. અભિમન્યુ મુઇ દુર્ધરા–જેના સામા થવૂં મુશ્કેલ હતૂં એવો [દુર્ધરા] અભિમન્યુ મરણ પામતાં. સિંધુરાજ મુઇ વચ્છલા–બહુ વ્હાનારો [વચ્છલા, સં. वत्सल] જયદ્રથ મરણ પામતાં. બંને सति सप्तमी છે. એને જ લીધે પુલ્લિંગે દુર્ધરુ અને વચ્છલુ વિશેષણનાં ગૌણાધિકારનાં [oblique] દુર્ધરા અને વચ્છલા રૂપ એ ખંડોક્તિમાં વપરાયલાં જોવામાં આવે છે. પૃષ્ઠ ૩૧, પંક્તિ ૫ ના 'ગતવ્રીડા' ની પેઠે દુર્ધરા અને વચ્છલા પુલ્લિંગે મુખ્યાધિકારનાં [nominative] રૂપ પણ હોઈ શકે; જુઓ 'ગતવ્રીડા' ઉપરની સમજૂતી. સિંધુરાજ–સિંધુદેશનો રાજા જયદ્રથ. સુદ્ધ [સં. शुद्ध]–સ્પષ્ટ, ચોકખો. તુહિ

[જૂ. ગૂ. ન હુઇ]-ન હોય. જીવવા સ્થિત-પુંડરીક જીવવા બાબત ખાતરી ધરાવતો, પુંડરીકના પુનરુજ્જીવનની ખાતરીવાળો [સ્થિત]. તપસિદ્ધિ અદ્દ્ભુત મહિમા ય-તપથી મેળવેલી શક્તિ[સિદ્ધિ]નું સામર્થ્ય અદ્દ્ભુત છે. ધર્મકર્મ-ધર્માચરણ. કહેવાની મતલબ એવી છે કે તારી તપશ્ચર્યા અને પાશુપત વ્રત પુંડરીકને જીવાડશે અને તેનો તને મેળાપ કરાવશે. મન શૂં કલ્પુ એહવી જુક્તિ-હું જે આ કહૂં છૂં તે જુગતે જુગતૂં અર્થાત્ સંભવિત છે તે તૂં ધ્યાનમાં લે. અથવા જીવાડવું૦ જુઓ મૂળ अपि च सुनिपुणमपि विमृशद्भिः किमिवान्यत् तदपहरणे कारणमाशङ्क्येत जीवितप्रदानादृते ।.

## પૃષ્ઠ ૧૨૨

૧-૨૩ તન [સં. तनय]-પુત્ર. ડસુ [સં. दंश]-ડસ્યો. ઝાલ [સં. ज्वाला]-આંચ. ઝલા [ક્રિ.] અને ઝળેળો [ના.] ઝાળ સાથે સંબંધ ધરાવે છે. માર્યુ બભ્રુવાહન-બભ્રુવાહને હણ્યો. બ્રહ્મબાણ-અશ્વત્થામાએ મૂકેલૂં બ્રહ્માસ્ત્ર. કૃષ્ણિ આપ-કૃષ્ણે પોતે. એમ થયુ વલ્લભ [इत्थं स्थित इत्थंभूत इमां दशां प्राप्तो वल्लभः]-આ સ્થિતિને પામેલો અર્થાત્ એકાએક મરણ પામેલો પ્રિયતમ. શૂં કીજિ પરપંચ-હૂં શો વિસ્તાર કરૂં, શૂં વિસ્તારીને કહૂં? પરપંચ [સં. प्रपञ्च expatiation, diffuseness]-વાણીનો વિસ્તાર. મિથ્યા સઘલુ એહ પ્રપંચ-ટૂંકામાં આ બધી બળી મરવાની તજવીજ [પ્રપંચ] ખોટી [મિથ્યા] છે. પંક્તિ ૧૦ નો વેદાંતના માયાવાદપરત્વે અર્થ થઈ શકે. પરંતુ બોલનાર રાજકુમારનાં રાગ ભરેલાં પૂર્વનાં વચનો સાથે તે અસંગત બને છે. નરેશ-રાજકુમાર. સવિતાલોક-સૂર્યનો પ્રકાશ. માહાશ્વેતા શોકિ-જાણે મહાશ્વેતાના શોકથી, અર્થાત્ મહાશ્વેતાના શોક રૂપી તિમિરથી જાણે પરાસ્ત થયો હોય તેમ. પાદ-પગ. વિષાદ-ખેદ, શોક. સંધ્યા ઉપાસી-સાયંસંધ્યાનૂં નિત્ય કર્મ કરી. વિધિ-સંધ્યોપાસનનૂં કર્મ. દુર્ઘટ કામ જીતવુ, ખેમ!-ભલૂં થાય, ભગવાન ભલૂં કરો [ખેમ], કામ જીતવો બહુ મુશ્કેલ છે. અનિષ્ટ નિવારણાર્થ અવ્યય તરીકે અહીં ખેમ શબ્દ વપરાયો છે; સરખાવો ખમા. બંને શબ્દ 'કલ્યાણ' અર્થના સં. क्षेम ઉપરથી થયા છે. અહીં ખેમનો પ્રયોગ કામાવેશને લીધે ચંદ્રાપીડના ભાવી મરણની આગાહી આપે છે. વપુ તણી વેદના-તમારા દેહનૂં દુઃખ. વાંછા આધાન-ગર્ભ રહેવાનો ઓરિયો. સામાન્ય રીતે ગર્ભ રહેવાના

અર્થમાં ગર્ભાધાન શબ્દ વપરાય છે. તે ઉપરથી સંસ્કૃતમાં આધાન અને આધાનિક શબ્દો એ સંસ્કારને લગતા થયેલા છે. ગૂજરાતી ઓધાન સંસ્કૃત આધાન ઉપરથી છે.

## પૃષ્ઠ ૧૨૩

૧–૨૫ રાજાન–રાજકુમાર. અભિધાન નામ. અશન પાન વિશ્રામ ક્રીડા કરતાં–ખાવૂં પીવૂં સૂવૂં બેસવૂં અને રમત રમવી એ કરવામાં. આરામ–સુખચેનથી, સુખચેનમાં. બાલભાવ વિરમ્યુ–બચપણ પૂરૂં થયૂં. રાત્રિદિવસ અહો એકિ સ્થાનકિ રહીઇ–અમે ઘણીવાર આઠે પહોર એકઠાં રહેતાં હતાં, સોબતમાં ગાળતાં હતાં. વ્યસન–દુ:ખ. અદ્ભુત–મોટૂં. પાણિ ન ગ્રહૂં–હૂં પરણીશ નહિ. અનશન દેહનાશ–અન્નના ત્યાગે દેહનો નાશ કરીશ, હૂં અન્ન તજી દેહ પાડીશ. પાવક પીસૂં–હૂં બળી મરીશ. પાશ–ફાંસો [ખાઇશિ]. રૂલિઉ [સં. लल्]–આનંદ પામ્યો. લલિત, લલના, લાલ, લાડ, લાડકૂં, લાડી, રળી, રળિયાત વગેરે આ ધાતુનો પરિવાર છે. ભાગુ–થાક્યો. સંસ્કૃતમાં મગ્નનો અર્થ હારેલૂં થાય છે; જુઓ હેમાચાર્યકૃત अभिधानचिन्तामणि, શ્લોક ૮૦૫, मग्नः पराजितः ।. જુઓ વળી રૂઢોક્તિ, ભાગ્યાનો ભીલુ. તે ઉપરથી ગૂજરાતીમાં ભાગ મૂળનો ગૌણ અર્થ થાકવૂં થાય છે; જુઓ પ્રેમાનંદકૃત ચંદ્રહાસ આખ્યાન, કડવૂં ૧૫, વાટ જોઈ જોઈ ભાગી. આ ગૌણ અર્થમાં એ મૂળ હાલ વપરાતૂં નથી. વિષયવિમુખ–સંસારસુખ તરફથી જેણે મ્હો ફેરવ્યૂં છે એવી, વિષયસુખ જેણે તજી દીધું છે એવી. પ્રેમ–સહીપણાં. દુ:ખ–કન્યાકાળ વીતી જવારૂપ સંકટ. ભાંજવા [સં. भञ्ज्]–ફેડવાને, દૂર કરવાને. તૂં વિના પિહિલૂં દુ:ખ... બીજૂં દુ:ખ આગિ–તારા વનવાસથી તારા વિના અમને પ્રથમ તારા વિરહાગ્નિ [વિરહ તણી આગિ] નૂં દુ:ખ છે; તે ઉપરાંત [આગિ] કાદંબરીને તૂં આશરો લેવાનૂં નિમિત્ત [શરણ] થઈ છે અર્થાત્ પરણવાના સંબંધમાં કાદંબરી તારૂં નિમિત્ત કરી તેનો આશરો લે છે ને પરણવાની ના પાડે છે, એ અમને બીજૂં દુ:ખ થઈ પડયૂં છે. 'શલ્ય' ને ઠેકાણે કલ્પિત પાઠ 'શરણ' વાંચવા વીનતી છે. અસલ પ્રતમાં શર છે. પુત્રી કેરી વિરહવેદના–પુત્રીના અર્થાત્ તારા વિયોગનૂં દુ:ખ; ઉપરની પંક્તિમાં કહેલૂં પિહિલૂં દુ:ખ. દુ:ખદગ્ધ–કાદંબરીને લગતૂં જે બીજૂં દુ:ખ ઉપર કહ્યૂં છે તે જ અહીં અભિપ્રેત છે. નિવારુ–નિવાર, ટાળ, દૂર કર. 'નિવાર' ની વિકૃતિ નિવાસ જૈન કવિઓની કૃતિમાં મળી આવે છે; જુઓ નેમવિજયકૃત શીલવતીનો રાસ, ખંડ ૧૨, ઢાળ ૧,

કડી ૩, વયે મતવાલો હો, ક્રોધ નિવાલો મારા લાલ...પ્રેમનિ પાલો હો, ભરિયે પ્યાલો મારા લાલ*.

પૃષ્ઠ ૧૨૪

૧–૨૦ ગુરુજનની લાજિ કાદંબરીની પ્રીતિ–જુઓ મૂળ गुरुवचनगौरवेण सखीप्रेम्णा च. રીતિ–રીતસર. ચલાવ્યા કેડિ–મોકલ્યા પછી. થોડિ દિન–મૂળમાં अनन्तरम् છે. તે જ દિવસે પરોઢિયે [જુઓ મૂળ अद्यैव प्रत्यूषसि] ક્ષીરોદ સંદેશો લેઈ આવ્યો હતો ને તેને વળતે પહોરે તરલિકા સાથે પાછો વળાવ્યો હતો. આ વાત ભાલણના ખ્યાલમાં રહી નથી. વિધુ–ચંદ્રમા. અંબુજ–કમળ. કુમુદિની–પોયણી. વિકાસ થઈ–ખીલી. ક્રિયાસંસૃષ્ટિ બાબત જુઓ પૃષ્ઠ ૮૩, ૮૫, પંક્તિ ૩, ૫ ઉપરની સમજૂતી. આનિ છિ–આવી સ્થિતિમાં હશે, આમ ફિકર કરતી હશે. સુખશય્યા–આરામ આપનારી શય્યામાં. પ્રાત–સવાર. રક્તયષ્ટિકા–રાતી છડી. ચૂતપલ્લવ–આંબાની કૂંપળ. ઉત્તરી વાસ [સં. उत्तरीयवासस्]–અંગવસ્ત્ર.

પૃષ્ઠ ૧૨૫

૧–૨૩ જાપ્ય સૂપુ–જપ સમાપ્ત થયો. જૂ. ગૂ. સૂપ મૂળ સં. सम्+आप् ક્રિયાપદ ઉપરથી થયું છે. કર્મણિભૂતકૃદંત समाप्त ઉપરથી [જુઓ પૃષ્ઠ ૮૬, પંક્તિ ૨ ઉપરની સમજૂતી] જૂ. ગૂ. સૂંત, ગૂ. સોંત પણ સમાપ્તિના અર્થમાં ઉત્પન્ન થયેલ છે. એના વિશેષ વપરાટથી અને સમર્પણના અર્થના સૂંપ મૂળ સાથે ભ્રમ થવાના કારણથી સમાપ્તિના અર્થનું સૂપ મૂળ ઉચ્છિન્ન થયું જણાય છે. રિંહિંસિ–પીડે છે. જૂ. ગૂ. રિંહિંસ મૂળ વૈદિક ધાતુ 'રિશ્ ૬ પરસ્મૈ. ઈજા કરવી, દુ:ખ દેવું' ઉપરથી થયેલ છે; જુઓ વૈદિક રિશ, रिरिक्षव પુ.[શત્રુ]. એ ધાતુનો બીજો અર્થ ચીરવું છે, તે ચાલુ ગૂજરાતી રેંસ મૂળમાં ટકી રહ્યો છે. એકિ મન–એકચિત્ત થઈને, સાવધાનતાથી. ઊલંભુ ધિરિ રહ્યાનૂં વરવા–ઘેર રહ્યાનું પસંદ કર્યા બાબત [વરવા] ઠપકો. કિંવા માહારુ પ્રેમ છેદેવા કે કરવા વિજોગ–જુઓ મૂળ किं प्रेमविच्छेदाभिलाषः । किं भक्तजनपरित्यागोपायः. પરહરવાના જોગ-મારો પરિત્યાગ કરવા પૂરતો. થાઈ–થઈને.

---

* છાપેલી પ્રતોમાં 'ક્રોધને પાલો' અને 'પ્રેમ નિવાલો' પાઠ છે. તે ભ્રષ્ટ છે. માટે કલ્પિત પાઠ મૂકી કડી સુધારી લીધી છે.

હાલ કવિતામાં થાશે થાતું વગેરે મળી આવે છે, પણ થાઈ રૂપ વપરાતું નથી. શુ સંભોગ–ભોગવિલાસ કેવા ? યોગ–દશા, હાલત. સંગતિ માટિ–મૈત્રીને લીધે. અસ્તંગત રવિ જાંહ–જ્યારે સૂર્ય આથમે છે. વિરી–વૈરી. કિહી પિરિ કરૂં સકામ–શી રીતે તેને કૃતારથ [સકામ] કરૂં, તેના મનોરથ પૂર્ણ કરી શી રીતે એ દુસ્મનને રાજી કરૂં? સખી સાધવી–મહાશ્વેતા. સખીનિ ઘિરિ–કાદંબરીને ઘેર. જાણી પરપુરુપનૂં દર્શન વરાંસિ રખે થાઇ–રખે ને પરપુરુપનૂં દર્શન થાય એમ કરી [જાણી] સખીને ઘેર જતાં જ જે તું સાધ્વી સખી મનમાં વરાંસે છે [અને જતી પણ નથી].

## પૃષ્ઠ ૧૨૬

૧–૨૪ વિરહાતુર–વિજોગને લીધે દુઃખી. આતુર [સં.] નો મૂળ અર્થ રોગી છે. આપણા–મારા પોતાના. લંપટતા આણી–વિષયલંપટ બની, વિષયાસક્તિથી. વલી મ કિહિશુ અમનિ–ફરીને મને ન કહેશો. કરી અ નિ–ફરીને. રહી વિચારી કહ્યૂં–રહીને થોડી વારે, વિચાર કરીને કહ્યૂં. સમય જોઈ તેહનિ સંતોખૂં મનતુ તાપ સમાવૂં–અનુકૂળ તક જોઈ હું તેના મનનૂં સમાધાન કરીશ અને મારે માટે તે સંતાપ લેઈ બેઠી છે તે શમાવીશ. પેશલ [વૈદિક ધાતુ પિશ્ શણગારવૂં]–સુંદર, મનોહર. નાના ભવનનિવેશ–ઘરની બાંધણી [નિવેશ] તરેહતરેહની છે. કોમલ–આર્દ્ર હૃદયની. ઢૂકડૂં [સં. ઢૌક્, ૧, આત્મને., પાસે જવૂં]–નજીક. ગૂ. ઢુક મૂળ સાથે સંબંધ ધરાવે છે. ખેદ–આયાસ. માહાનુભાવના ગુણ તે આવિ નિશિ પરનિ તે કામિ–તમારા જેવા મોટા પુરુષના જે રૂડા ગુણો છે, તે તો નક્કી [નિશિ] પારકાને [પરનિ] કામ આવે છે, બીજાને ઉપયોગી થાય છે; જુઓ મૂળ परसुखोपपादनपरार्थानश्च मवादशां गुणोदयः ।. પરનિ પાઠ કલ્પિત છે; અસલમાં परति છે. વશ–આધીન. કામ કહુ જે મંનિ–જે તારા મનથી કર્તવ્ય હોય, તે મને ફરમાવ.

## પૃષ્ઠ ૧૨૭

૧–૨૪ ભૂપાલ–રાજકુમાર. ક્રમિ હેમકૂટ ગિરિ પામી ગંધર્વરાજકુલ–જતાં જતાં [ક્રમિ] હેમકૂટ પર્વત ઉપર ગંધર્વરાજ ચિત્રરથના દરબારે આવી પ્હોચીને. મેહેલી કનકતોરણની સાત પોલિ–અંતઃપુરના સોનાની કમાનોવાળા સાત દરવાજા વટાવીને. છેહેલી [પોલિ]–છેલ્લે દરવાજે. પોલિ [સં. प्रतोली]–

દરવાજો. રાજસ્થાનીમાં પોળ શબ્દનો અત્યારે પણ દરવાજો અર્થ થાય છે. મુખ્ય દરવાજાને રામપોળ એટલે કે રમ્ય દરવાજો કહે છે. પાવાગઢ ઉપર ઊપાડી લેવાય એવાં પાટિયાંના પૂલવાળો દરવાજો હતો તે સ્થળ અત્યારે પણ પાટિયાપોળને નામે ઓળખાય છે. વેત્રહસ્તા–જેના હાથમાં છડી [વેત્ર] છે એવી. કન્યાનૂં અંતઃપુર દીઠૂં–અહીંથી ગંધર્વલોકના કુમારીપુરનૂં અદ્દ્ભુત વર્ણનં શરૂ થાય છે. જાણી સ્ત્રીમિ રચિઊં નાના રત્નપ્રકર૦–એ કુમારીપુર તેના ખંડે ખંડે [ગૃહશાલાઇ] જથાબંધ નાના પ્રકારનાં રત્નો અને પુષ્કળ હીરા વડે જડેલૂં [ખચિઊં, સં. खचितम्] હતૂં તેમાં સ્ત્રીઓનાં પ્રતિબિંબ પડવાથી જાણે સ્ત્રીઓનૂં જ બનાવ્યૂં હોય તેવૂં જણાતૂં હતૂં. પહેલી ઉત્પ્રેક્ષા રત્નજડિત ભીતોમાં પડેલાં સ્ત્રીઓનાં પ્રતિબિંબને લગતી છે, જ્યારે તે પછીની ઉત્પ્રેક્ષાઓ સ્ત્રીઓને પોતાને જ લગતી છે. સ્ત્રીઓની ભીંતની કલ્પના સાથે નરસિંહ મહેતાના ગોવિંદગમનમાંના સ્ત્રીમય હાથીની કલ્પના સરખાવો. સંખ્યા કરવા કામ–ગણવા સારૂં. ક્રિયાસંસૃષ્ટિ. ટાલી નિ–ટાળી કાઢીને, તારવી કાઢીને. વેધા [સં. वेधस्]–બ્રહ્મા. અંગના–સ્ત્રી. ભાતિ ન દીસિ દ્વેધા–જે અંગના-દ્વીપમાં પુરુષ અને સ્ત્રી એમ બે પ્રકારે [દ્વેધા] વહેંચણ [ભાતિ, સં. भक्ति] જોવામાં આવતી નથી. કલ્પતુ–કલ્પ માટેનો, કલ્પ પર્યંત કામ લાગે એવો. એખટુ [સં. एकस्थः]–એકઠો. અથવા શૂં ગૌરીઇ કીધા પુરુષ સવે તે નારિ–આ ઉત્પ્રેક્ષા ભાલણે પોતાના તરફની ઊમેરી છે; અને તે ચૂંવાળનાં બહેચરાજી કે બહુચરાજીએ ઘોડીનો ઘોડો અને સ્ત્રીનો પુરુષ કર્યાની ખ્યાતિને અવલંબીને યોજી જણાય છે. જાણી સહસ્ર શશિમંડલિ૦–અહીંથી માંડીને જે પાંચ ઉત્પ્રેક્ષાઓ છે તે ગંધર્વકન્યાઓના રૂપ, યૌવન, વિભ્રમ, વિલાસ અને હાવભાવ સંબંધે કરી છે; જુઓ મૂળ चन्द्रमण्डलसहस्रैरिव निर्मितसंस्थानं, यौवनविलासैरिवोत्पादितावयवं, कुसुमशरमयमिव, शृङ्गारमयमिव, रतिविलसितैरिव रचितसंचयम्।.[२] મન્મથચર્ચન–કામનો લેપ, જે લગાડવાથી પુરુષને કામ ઉત્પન્ન થાય એવો જાદુઈ લેપ. નિર્મ્યાં–બનાવ્યાં. નાના–અનેક. પ્રેમ-રસસર–પ્રેમ ઉત્પન્ન કરે એવા જાદુઈ રસનૂં સરોવર. ધર્યૂં છિ–નજર આગળ રાખ્યૂં છે. માનિની–મૂળ અર્થ માનવતી અર્થાત્ રીસાયલી સ્ત્રી; તે ઉપરથી અહીં અર્થ સ્ત્રી. અપાંગરંગ–નેત્રના ખૂણા[અપાંગ]નૂં નૃત્ત [રંગ], કટાક્ષ. અંબુજસૃષ્ટિ–કમળની પેદાશ, કમળનૂં વન. ભમિ–ભમર, ભ્રૂ. ધનુ કોડિ–કરોડો ધનુષ. કેશકલાપ અંધકાર જાણી કૃષ્ણ જામિની જોડિ–એ ગંધર્વકન્યાઓના કેશનો સમૂહ [કલાપ] તે જાણે એકત્ર [જોડિ] કૃષ્ણપક્ષની રાત્રિઓનો અંધકાર હોય તેવો લાગતો હતો.

## પૃષ્ઠ ૧૨૮

૧–૨૪ કપોલ–ગાલ. મન્મથના દર્પણ–કામદેવના આગળ ધરવાના આરસા; જુઓ પૃષ્ઠ ૯, પંક્તિ ૧૨, 'કો દર્પણ લેઈ હાથિ' ઉપરની સમજૂતી. દર્પણ શબ્દ સંસ્કૃત અનુસાર જૂની ગૂજરાતીમાં પુલ્લિંગે છે. નરાળાં [પ્રા. णवरं વિશે.]–કેવળ, શુદ્ધ. પ્રાકૃત णवर વિશેષણ સંસ્કૃત नितराम् અવ્યય સાથે સંબંધ ધરાવે છે. આનન્તર્યના અર્થમાં પ્રાકૃત અવ્યય णवरि સંસ્કૃત વિશેષણ निकट, नेदीयस् અને नेदिष्ठનો સંબંધી છે; તેને પ્રાકૃત णवर સાથે પ્રત્યક્ષ સંબંધ છે નહિ. 'કેવળ, શુદ્ધ'ના અર્થમાં હાલ નરૂં કે નર્યું વિશેષણ વપરાય છે, તે પ્રા. णवर ઉપરથી ઊતરી આવ્યું છે. હાલ નરાળું પણ વાપરિયે છિયે; પણ તેનો અર્થ નોખું થાય છે ને તે સંસ્કૃત नवतर ઉપરથી બનેલું લાગે છે. ભૂષણ રત્નછટા–ઘરેણાંમાં જડેલાં તરેહતરેહનાં નંગોનાં કિરણોનો સમૂહ [છટા]. ઇંદ્રધનુષ નિર્માણ–મેઘધનુષની રચના. પાણિગ્રહણ જિહાં૦–કુમારીપુરનું બ્રહ્મચર્યમય શીલ અગિયાર પરિસંખ્યાથી વર્ણવે છે. પાણિગ્રહણ–(૧) બીજાના હાથનો ટેકો લેવો; (૨) વિવાહ; હાથેવાળો. વ્યાપાર–કામ. ચુંબન–(૧) વાંસળીના છિદ્રમાં વા ફૂંકવાને ઓઠ અડાડવા; (૨) ચૂમી કરવી. વેણુનૂં વાદન કરતાં–વાંસળી વગાડતાં. નખપ્રહાર–(૧) વીણા વગાડવામાં નખના આઘાત; (૨) ક્રીડામાં નખ બેસાડવા. नखच्छेद્ય બાબત જુઓ कामसूत्र. તાલી [સં. तड् ૧૦, ઉભય; મારવૂં]–હર્ષ ભેર બીજાની હાથેળીમાં પોતાની હાથેળીનો પ્રહાર; (૨) कामसूत्रમાં કહેલો प्रहणनનો પ્રકાર. બીડીઇ–પાનના બીડાના સંબંધમાં. દંત દેવા–(૧) દાંતે દાબી ચાવવૂં; (૨) ક્રીડામાં દાંત બેસાડવા. दन्तच्छेद्य બાબત જુઓ कामसूत्र. ભુજલતા–વેલ જેવા હાથ, હાથની વેલની પેઠે આંટી. કંઠ–(૧) ઘડાનો કાંઠલો; (૨) ડોક. ઘાતવી–ઘાલવી. કનકકલશ જલ લેવા–પાણીનો સોનાનો ઘડો ઊપાડવાને. પંક્તિ ૯–૧૧ માં પુરુષાયિત, મદ્યપાન, ગુરુમાન અને રતાન્તસીત્કૃતના પ્રયોગનો આડકતરાતો નિર્દેશ છે, તેની હકીકત कामसूत्रમાંથી મળશે. આંટિ [સં. अन्तः] –વચમાં. સારાં વસ્ત્રાભૂષણ ધારણ કરવાં, પગ અળતે રંગવા અને અશોકને તેવા દાકમાં પગથી પ્રહાર કરવો, એ અશોકના દોહદનો ક્રમ છે. પાદપ્રહાર એ ક્રમની અંદર છે, તેથી અહીં આંટિ અવ્યયનો ઉપયોગ કર્યો છે. સુરત-કલા અભ્યસતી કુમ૦–ઉપરની પરિસંખ્યાઓને અવલંબીને આ ઉત્પ્રેક્ષા છે. પંક્તિ ૫–૧૨ માં અગિયાર પરિસંખ્યાનો અને બારમી ઉત્પ્રેક્ષાનો અંગાંગિભાવ સંકર છે. અભ્યસતી–શીખતી, મ્હાવરો કરતી. જિહકણિ–જે કુમારીપુરમાં.

પાટણ વિસનગર તરફ અત્યારે પણ ઇકિણે, જાંકણે, તાંકણે વગેરે રૂપ બોલાય છે. જૂ. ગૂ. 'જિહ' માં સ્વાર્થે ક અને કરણાધિકરણના અધિકારનો જૂનો ણિ પ્રત્યય ઊમેરાઈ જિહકણિ રૂપ નીપજ્યું છે. સરખાવો બંગાળી জেখানে, এখানে વગેરે. આ સ્થળવાચક બંગાળી અવ્યયો સાથે કાળવાચક एखन, जखन વગેરે અવ્યય અત્યંત નિકટ સંબંધ ધરાવે છે. જૂનો ણિ પ્રત્યય 'એણે દેશ, તેણે ઠામ' જેવા પ્રયોગમાં હજી ટકી રહ્યો છે. સ્વાર્થ ક પ્રત્યય સ્થળવાચક મરાઠી અવ્યયોમાં પણ દેખા દે છે; ઉદા. इकडे, जिकडे વગેરે. પંક્તિ ૧૩–૧૬ માં આઠ વ્યસ્ત રૂપકથી ગંધર્વકન્યાઓનું આભૂષણ વગર પણ સ્વાભાવિક રીતે શોભતું રૂપ વર્ણવે છે. દંતછવિ અંગરાગ–હસતાં દાંતની ધોળી કાંતિ [છવિ] પસરતી, તે જ શરીરનો સ્વાભાવિક લેપ બનતી; ચંદનચર્ચાની જરૂર ન હતી. કુંકુમ અધરનિ રાગ–નીચલા ઓઠની રતાશ જ મ્હોડે કેસર [કુંકુમ] ની ગરજ સારતી; કુંકુમ ચોપડવાની અગત્ય ન હતી. લીલાકમળ–સહેજ હાથમાં રાખવામાં આવતું કમળ. કરતલ–હાથેળી. તંત્રીશબ્દ–વીણાના તારના સુર. બોલવાં–વચનો. સુવિશાલ–મોટા. ચરણિ ઉલતુ ભાર૦–ફૂલ વડે ચોક પૂર્યા હતા તેનાથી પણ ગંધર્વકન્યાઓ અખડાઈ પડતી હતી [જુઓ પંક્તિ ૧૧], એવું સૌકુમાર્ય સૂચવ્યા પછી વધારે સ્પષ્ટતા સારૂં બળતો અને ફૂલની મેખળા પણ તેમને ભારરૂપ થઈ પડે છે એમ અહીં વિશેષમાં કહે છે. મેખલા માલા–ફૂલના હાર[માલા]ની મેખલા. આલાપ–વચન, ઉક્તિ. થાપ–થાપીને, મુકરર કરી આપીને, નિર્ધારીને. કરિ લવલીલતાલવાલ–લવલી લતાની આસપાસ પાળ બાંધી થડું [આલવાલ] કર, ક્યારો કર. રત્નદીપ કરિ જાંહાં વીથી તમાલ–જ્યાં બે બાજુએ તમાલની હાર લાગી રહી છે ત્યાં અત્યારે દહાડે એમનાં કાળાં થડોનો અંધકાર ટાળવા દીવા તરીકે રત્નો મૂક. ગંધનદી–ગંધદ્રવ્ય અને ફૂલથી સુવાસિત કરેલા પાણીની કૃત્રિમ નદી. ભાલણે गन्धोदकनदिकासु પાઠ લીધો છે, તે જ ખરો પાઠ છે. વાલુકાનો નિર્દેશ નદીના સંબંધમાં ઔચિત્ય પામે છે; દીર્ઘિકામાં તે અસ્થાને છે. આથી गन्धोदकदीर्घिकासु પાઠ અગ્રાહ્ય છે. જુઓ વળી का॰। पृ. १८८, २१५। पं. १२, २३। क्रीडानदिकासु, गृहनदिकाः। વગેરે. રત્નવાલુકા–વેળૂને ઠેકાણે મોતીના દાણા. કૃત્રિમ નલિનીનિ કુંકુમિ૦–મૂળમાં કૃત્રિમ કમળના છોડમાં મૂકેલા બનાવટી ચક્રવાકને કેસર છાંટવાનું કહ્યું છે; જુઓ મૂળ मृणालिके कृत्रिमकमलिनीषु कुङ्कुमरेणुमुष्टि-भिर्भुरय यन्त्रचक्रवाकयुगलानि। કમલિનીને કુંકુમ છાંટવામાં કંઈ અર્થ નથી. આથી પંક્તિ ૨૩–૨૪ નીચે પ્રમાણે વાંચવાની જરૂર છે:–'સારસિકા, ગંધ-

નદી માંહિ રત્નવાલુકા ધાતુ; મૃણાલિકા, કૃત્રિમ નલિનીના કોકનિ કુંકુમ છાંટુ.' કોક–ચક્રવાક.

## પૃષ્ઠ ૧૨૯

૧–૨૫ સુગંધનાં પાત્ર–ચંદન વગેરે ભરવાનાં વાસણ. મુક્તાજાલિ–મોતીની ગૂંથણીની જાળીથી. પત્રભંગ–છાતીએ અને ગાલે પત્ર વગેરે નાના પ્રકારના સુંદર આકાર ચિતરવા તે. કનકમાર્જની–સોનાના સળીની સાવરણી. મરકત-વેદિ–મરકતમણિ[પાનાં]ની બેઠક. માર્જન–પૂંજવે વાળવો તે. બકુલ કુસુમનાં દામ–બોરસલીનાં ફૂલ મૂકવાનાં પાત્રો. ધારાગૃહ–ફુવારાવાળી ઠંડકની બેઠક. એના વર્ણન માટે જુઓ रघुवंश। १६। ४९। यन्त्रप्रवाहैः शिशिरैः परीतान् रसेन धौतान् मलयोद्भवस्य। शिलाविशेषानधिशय्य निन्युर्धारागृहेष्वातपमृद्धिमन्तः॥. અહીં ચારિત્રવર્ધને ધારાગૃહનો પર્યાય जलयन्त्रगृह આપ્યો છે; અને चतुर्भित्तिज लस्रावि जलयन्त्रगृहं विदुः। એવું લક્ષણ ભાખ્યું છે. ધારાગૃહના ચકરચકર ફરતા ફુવારાનો નિર્દેશ मालविकाग्निमित्रના બીજા અંકના શ્લોક ૧૨ માં છે. મરીચ–મરીનો છોડ. ચૂતાંકુર–આંબાની કૂંપળ. પિપ્પલીખંડ–જેનાં પીપળીમૂળ અને પીપર થાય છે તે વનસ્પતિની ઝૂંબો. દાખુ–બતાવ, મ્હો આગળ ધર. શુકસારિકાનિ ભણાવુ–પ્રક્રમ વિચારતાં અને મૂળ સાથે સરખાવતાં અહીં 'શુક, હરિણિકા, ભણાવુ' એમ વાંચવાની જરૂર છે. કિંનરમિથુન–કિંનરનું જોડું. એ મધુરા કંઠને માટે પ્રખ્યાત છે. આથી મધુરા સ્વરવાળી સ્ત્રીને કિંનરકંઠી કહે છે. અભિરામ–સુંદર, મનોહર. આગલિ ઉત્તમ મારગ દીઠુ૦–જુઓ મૂળ अथ सेवार्थमागतेन...स्त्रीजनेन...कृतदीर्घरथ्यामुखाकारं मार्गमद्राक्षीत।...तन्मध्ये च...श्रीमण्डपं ददर्श।. અંગતેજિ ભૂષણ સઘલાંન અંતિ શોભા તે કરતી–તેનું રૂપલાવણ્ય એવું અલૌકિક હતું કે તે ઊલટું આભૂષણોને શોભાવતું હતું. ઘરેણાં એની શોભામાં વધારો કરવાને બદલે એના શરીરની કાંતિ આભૂષણની ઝલેમાં વધારો કરતી હતી. જાણી શૂં લક્ષ્મી પારવતી રતિ–રૂપની તુલના દેવીઓમાં બહુધા લક્ષ્મી અને ગૌરી સાથે અને વખતે રતિ ને શચી સાથે કરવામાં આવે છે.

## પૃષ્ઠ ૧૩૦

૧–૨૫ પ્રતિબિંબિ લક્ષ્મીશત૦–બહુ ટૂંકાવી મૂળની ખુબી ખોઈ છે;

જુઓ મૂળ उरःसमारोपितैकलक्ष्मीमुदितनारायणाश्लेषहरणाय प्रतिबिम्बकैर्निजरूपतो लक्ष्मीशतानीव सृजन्तीम् ।. લક્ષ્મીશત–સેંકડો લક્ષ્મી. હદિ હદિથી–પ્રત્યેક જોનારના હૃદયથી, પ્રેક્ષકોનાં હૃદયમાં. ચાલુ–તૂં ચાલ. અપભ્રંશમાં આજ્ઞાર્થે બીજા પુરુષ એકવચનના इ, उ અને ए એમ ત્રણ પ્રત્યયો હતા; જુઓ હૈ. व्या. । ८ । ४ । ३८७ । हिस्वयोरिदुदेत् ।. એ ત્રણે જૂની ગૂજરાતીમાં ઊતરી આવ્યા. તે પૈકી ઉકાર આજ્ઞાર્થે બીજા પુરુષના બહુવચનના પ્રત્યયની અને એકાર ત્રીજા પુરુષના પ્રત્યયની ભ્રાંતિ ઊપજાવનાર હોઈ ખરી પડ્યા. એકલો ઇકાર સ્વરસંક્રમથી અકારરૂપે ટકવા પામ્યો. એ અકારમાં ચરોતરવાસી યકારનો ઉચ્ચાર ભેળવે છે, તે યશ્રુતિ અપભ્રંશ તાલવ્ય સ્વરની સ્મૃતિ તાજી રાખે છે. હિંદી, પંજાબી, બંગાળી, ઉત્કલી અને મરાઠીમાં પણ અપભ્રંશ આજ્ઞાર્થે બીજા પુરુષ એકવચનનો इ પ્રત્યય જ અકારરૂપે ઊતરી આવ્યો છે. સિંધીમાં इ ને उ બંને વિદ્યમાન છે; ઉદા. आखि, आखु; धंधि, धंधु વગેરે. આ આજ્ઞાર્થે બીજા પુરુષ એકવચનનો उ પ્રત્યય સંસ્કૃત स्व પ્રાકૃત सु ઉપરથી અપભ્રંશમાં નિષ્પન્ન થયો જણાય છે; સરખાવો સંસ્કૃત सि ને हि ઉપરથી જૂની ગૂજરાતીમાં ઇ પ્રત્યયની ઉત્પત્તિ. આજ્ઞાર્થે બીજા પુરુષના એકવચનનું આ પ્રાચીન ઉકારાંત રૂપ પૂર્વે પચાસેક વાર વપરાયૂં છે. જુઓ પૃ. ૪, પં. ૮, તેડુ; પૃ, ૯, પં. ૧૫ જાઉ; પૃ. ૧૧, પં. ૬ આણુ; પૃ. ૫૮, પં. ૨૪ કરુ; પૃ. ૫૯; પં. ૧ ગ્રહુ, કરુ, પં. ૮ ચીતવુ, પં ૧૫ આપુ; પં. ૧૬ આણુ, પં. ૨૧ ઢાંકુ; પૃ. ૬૦, પં. ૨ ઊથાહુ; પૃ. ૯૪, પં. ૨૦ રાખુ; પૃ. ૯૬, પં. ૨૪ સાંભલુ; પૃ. ૯૮, પં. ૫ લ્યુ, જાૂઉ; પૃ. ૯૯, પં. ૧૦ ને ૨૩ વાલુ; પૃ. ૧૦૧, પં. ૨૧ કહુ; પૃ. ૧૦૮, પં. ૧૯ કરુ; પૃ. ૧૧૧, પં. ૧૧ મોકલુ, પં. ૧૬ ઘુ; પૃ. ૧૧૨, પં. ૧૮ રાખુ, પં. ૧૯ સુણુ; પૃ. ૧૧૪, પં. ૧૪ ઘુ, પં. ૧૬ કરુ, બોલુ; પૃ. ૧૧૯, પં. ૩ છાંડુ, પં. ૯ ધરુ; પૃ. ૧૨૧, પં. ૧૯ જાણુ, પં. ૨૨ કલ્પુ, પં. ૨૪ આણુ; પૃ. ૧૨૩, પં. ૨૪ ટાલુ, પં. ૨૫ નિવાલુ; પૃ. ૧૨૫, પં. ૨ કુહુ; પૃ. ૧૨૬, પં. ૨૪ કહુ; પૃ. ૧૨૮, પં. ૨૩ ધાતુ, પં. ૨૪ છાંડુ; પૃ ૧૨૯, પં. ૨ આચ્છાદુ, પં. ૩ કરુ, પં. ૪ રચુ, પં. ૬ કરુ, પં. ૭ સીંચુ, પં. ૮ રંગુ, પં. ૯ પાઉ, પં. ૧૦ જાઉ, પં. ૧૧ આપુ, પં. ૧૨ થાપુ, પં. ૧૩ નાંખુ, પં. ૧૪ દાખુ, પં. ૧૫ ભણાવુ, રચુ, પં. ૧૬ અણાવુ. નીલમણિ–લીલમ, પાનૂં. મયૂખ [સં.]–કિરણ. લીલાઇ શૂં–લીલા સાથે; સરખાવો સંસ્કૃત અવ્યય सलीलम्. યવાંકુર–જવનો નવો ફણગો, જવારો. પંખીનિ પ્રેમિ૦–તે પંખીને વ્હાલથી બોલાવે છે, એટલે એ તેની પાસે દોડતૂં દોડતૂં

આવે છે [ચાલી આવિ]. પુષ્પિત–પહેલવહેલાં ફૂલેલાં. એક સખીનિ ચૂર્ણ-મુષ્ટિ૦–અહીં પણ બહુ ટૂંકાવી મૂળની ખુબી ખોઈ છે; જુઓ મૂળ मुक्ताफलखचितचन्द्रलेखया संक्रान्तप्रतिमे स्वेदजलबिन्दुजालचितनखपदाभिप्रायेण ताम्बूलकरङ्कवाहिनीं स्तनतटे पटवासमुष्टिना ताडयन्तीम्।*. થાપિ–ઠલવે છે, નાંખે છે. વિઇ કેટલિ–એ કેટલી ઉમ્મરે છે અર્થાત્ એની ઉમ્મર કેટલી છે? તિઇ–તેં. પરિચય–માયાપ્રીત. ઉદધિ વાધિ–સમુદ્રમાં ભરતીનાં પાણી ચડે. ધન્ય ધન્ય તાં એ ઊપાયૂં૦–કામદેવને ધન્ય છે, બહુ ધન્ય છે કે તેણે ત્રણે લોકમાં જે અત્યંત ઉજ્જવળ વર્ણ તે એકત્ર કરી તે વડે આ અત્યંત મોહક ચિત્ર ચિતર્યૂં. કાદંબરી તે બ્રહ્માએ ઘડેલું સ્થૂળ શરીર નહિ પણ કામદેવે દોરેલૂં ભભકભરેલૂં ચિત્ર જ હતી એવો ભાવ છે. ધાતાઇ ઊપાતાં–બ્રહ્માએ રચતાં, બ્રહ્મા વડે રચાતાં. કરિ–બ્રહ્માના હાથથી. લવલેશ–લવ અને લેશ એક જ અર્થના શબ્દ છે એટલે પર્યાયદ્વંદ્વ છે; જુઓ પૃષ્ઠ ૭૯, પંક્તિ ૨૫, વાટપંથ ઉપરની સમજૂતી.

## પૃષ્ઠ ૧૩૧

૧–૨૩ તેહથી આ કુમુદ ઊપનાં–જુઓ મૂળ नूनमेनामुत्पादयतो विधेः करतलपरामर्शक्लेशेन ये विगलिता लोचनयुगलादश्रुजलबिन्दवस्तेभ्य एतानि जगति कुमुदकमलकुवलयसौगन्धिकवनान्युत्पन्नानि ।. એહવી ઉત્તમ સૃષ્ટિ–કાદંબરી બ્રહ્માની એવી ઉત્તમ કૃતિ હતી. રૂપ તણુ સમૂહ–રૂપનો અંબાર. પંક્તિ ૨–૬ માં નાયક નાયિકા ઉભયમાં ચક્ષૂરાગની ઉત્પત્તિ ટૂંકામાં કહી છે. વિહ્વલ થયુ–પ્રેમાતુર થયો. ચંચલચિત્ત થઈ–ક્ષોભ પામી. રાનિ દેખી રોમોદ્‌ગમ૦–અહીં રોમોદ્‌ગમથી રોમાંચ અને ભૂપણનાદથી વેપથુ નામે સાત્ત્વિક ભાવનૂં સૂચન છે. એ બે ભાવોનો તથા ભૂપણનાદ કાર્ય અને અભ્યુત્થાન કારણનો ક્રમ ઊલટાવવાથી અતિશયોક્તિ અલંકાર થાય છે. તેનિ કામિ ઊપાયુ સ્વેદ રે સ્તંભિ ઊરુગતિ ભેદ રે–એ મનોહર અપહ્નુતિનો ભોગ આપી ટૂંકાવી દીધૂં છે; જુઓ

---

* અહીં ૦चन्द्रलेखया संक्रान्तप्रतिमे પાઠ કલ્પિત છે. એનો અન્વય स्तनतटे સાથે થાય છે. મૂળમાં ० चन्द्रलेखिकासंक्रान्तप्रतिमां પાઠ છે, તે વ્યાકરણ-દૃષ્ટિએ દૂષિત છે, ઉપરાંત પ્રક્રમનો ભંગ કરે છે અને અર્થ કરતાં સ્તનતટનો આક્ષેપ કરવાની જરૂર હોવાથી સાકાંક્ષ પણ છે; આથી કરીને તે ત્યાજ્ય છે. વળી कामसूत्र પ્રમાણે अर्धचन्द्रकनૂં સ્થાન स्तनपृष्ठ છે, તેથી पयोधरे તજી દેઈ स्तनतटे પાઠાંતર સ્વીકાર્યૂં છે.

મૂળ तस्याः कुसुमायुध एष स्वेदमजनयत्, ससंभ्रमोत्थानश्रमो व्यपदेशोऽभवत् । ऊरुकम्प एव गतिं रुरोध, नूपुररवाकृष्टहंसमण्डलमयशो लेभे ।. વેદના વિરહ તણી–અહીં વિરહ શબ્દે વિયોગવિપ્રલંભ નહિ, પણ અયોગવિપ્રલંભ-અભિપ્રેત છે. પંક્તિ ૧૪-૨૩ માં છ અપહ્નુતિથી કાદંબરીના ચિત્તના ક્ષોભનું વર્ણન છે. નિશ્વાસિ તે ઊઢણૂં૦–અહીં નિશ્વાસથી ઓઢણું ખસી પડયું એમ કહ્યું છે. મૂળમાં આ ઠેકાણે अंशुक શબ્દ છે. પરંતુ વસ્તુસ્થિતિ તપાસતાં શરીરે ઓઢવાનું ઉત્તરીય નહિ, પણ છાતી ઉપરનું કાપડું ખસી પડ્યું હોય એમ સમજાય છે. કારણ કે આ પછીની અપહ્નુતિમાં હાથ જ स्तनावरण બન્યાનું અને તેમ કરવામાં અંતઃપ્રવિષ્ટ ચંદ્રાપીડના અવ્યવહિત સ્પર્શનો લોભ રહ્યાનું કહેવામાં આવે છે. આથી બાણભટના મૂળમાં अंशुकं चलं चकार ને બદલે स्तनांशुकं चलितं चकार અને ભાલણના અનુવાદમાં 'ઊઢણૂં'ને સ્થાને 'કાપડૂં' વાંચવાની જરૂર છે. પાઠ ઉભયત્ર કલ્પિત છે. ચમરવાઇનિ માથિ દીધૂં–કાપડૂં ઊડી પડયૂં નિશ્વાસથી અને કાદંબરીએ તે ઢોળી પાડયૂં ચમ્મરના વાયુને માથે. રાસુત–રાજકુમાર ચંદ્રાપીડ. કુચકલશનિ મિષ જણાવિ–ઊઘાડી છાતી ઢાંકવાનૂં બાનૂં બતાવ્યૂં; જુઓ મૂળ स्तनावरणं व्याजो बभूव ।. કુચકલશનિ છે તે બદલ કુચઆવરણ હોત તો વધારે સારૂં થાત. કમલપરાગ–આંખમાં અવતંસકમળની રજ પડવી; જુઓ મૂળ चलितकर्णावतंसकुसुमरजो व्यपदेशतामयासीत् ।. લાજિ બોલી સકિ નહીં૦–જુઓ મૂળ लज्जैव वक्तुं न ददौ, मुखकमलपरिमलागतालिवृन्दं द्वारतामगात् ।. કેતકી–ફૂલના ચોક પૂર્યા હતા તેમાંની કેવડાની પાંખડીઓ. ઊકાંટિ–રોમાંચ સાથેના સાત્ત્વિક કંપથી. જણાણૂં–બતાવવામાં આવ્યૂં, કહેવામાં આવ્યૂં. કિહિ છિ નાકાર-કાદંબરી હાથની સંજ્ઞાથી પ્રતિહારીને વારે છે; જુઓ મૂળ–निवेदनोद्यतप्रतीहारीनिवारणं कपटमभूत् ।.

પૃષ્ઠ ૧૬૨

૧–૨૫ કાદંબરી માંહિ પ્રવેશ કરતાં૦–એ રીતે કામદેવે કાદંબરીના હૃદયમાં પ્રવેશ કર્યો, તે ક્ષણે તે રાજકુમાર[ ભૂપાલ ]ને કાદંબરીનૂં મોહક [મોહન] રૂપ જ બીજો કામદેવ [બીજુ મન્મથ] બન્યૂં; અર્થાત્ કાદંબરીનૂં રૂપ ચંદ્રાપીડના મનમાં વસ્યૂં અને તેને કામ પ્રગટયો. પરિગ્રહ તે માનિ છિ૦–કાદંબરી જે પોતાના મનમાં વસી તેથી, 'અહો, આણે આ શરીરનો સ્વીકાર [પરિગ્રહ] કર્યો!' એમ તે માને છે. ભૂપણરવ–ઘરેણાંનો ઝીણો નાદ, રણકાર.

ભાષણ–સંભાષણ. સર્વે ઇંદ્રિયનું હરણ...પ્રસાદ–આ સર્વ ઇંદ્રીઓ આપની છે એવા ઉપચારના શબ્દોની વાટ ન જોતાં કાદંબરીએ પોતાપણાથી તે હરી લીધી, તેને ચંદ્રાપીડ મ્હેરબાની [પ્રસાદ] માને છે. દેહપ્રભાનુ સ્પર્શ૦–કાદંબરીના દેહની કાંતિનો પોતાને સ્પર્શ થયો, તેથી આનંદ પામી સમાગમ સુખ મળ્યું માને છે. કાદંબરી અતિ કષ્ટ શૂં૦–જુઓ મૂળ कृच्छ्रादिव दत्तक्रतिपयपदा. જડતા નામે ભાવનું નિરૂપણ છે. વંશકર–વંશ રાખનાર. દિગ્વિજયનિ વ્યાપારિ–દિગ્વિજયકાર્યે. અકારણ [બહુવ્રીહિ]–નિષ્કારણ, નિઃસ્વાર્થ. સકલ વિદ્યા વિચિત્ર–સર્વે વિદ્યામાં ચમત્કારરૂપ, અદ્‌ભુત કુશળતા ધરાવતો. એણિ કરી નિ જાણીઇ છિ ધન્ય માનુપલોક–એને જોઈને જ્યાં આવાં નરરત્ન વસે છે તે મનુષ્યલોકને પણ ધન્ય કહેવો પડે છે. માનુષી સ્ત્રીનાં લોચનતુ, બાઇ, એક એ વિશ્રામ રૂપ લાવણ્ય વેષ વપુ વય–બ્હેન, એ રૂપે, લાવણ્યે, વેષે, વપુએ અને વયે મર્ત્યલોકની સૌ સ્ત્રીઓને મોહ પમાડે છે; તેમનાં નેત્ર એનામાં ઠરી રહે છે. ધામ–અધિષ્ઠાન, સ્થાન. બલિઇ–પરાણે. અપ્રાપ્ય–જેનો સમાગમ દુર્લભ છે એવો જાણુ સખી વિખ્યાત–હે સખી, તમે આ મારા વડે કહેવાયલું [વિખ્યાત] ધ્યાનમાં લો [જાણુ]. અપૂરવ દર્શન છિ૦–આ નવતર પુરુષ છે, એમને હૂં પહેલી વાર જ જોઉં છું એમ કરીને તમે લજ્જાથી આશંકાઓમાં. અજ્ઞાત–અજાણ્યૂં. શીલ–લક્ષણ. અપરિચિત–ઓળખાણ વગરનો, જેની સાથે હળવૂંમળવૂં થયૂં નથી એવો.

## પૃષ્ઠ ૧૩૩

૧–૨૫ પ્રીતિ કરુ ઉલ્હાસિ–આનંદ ભેર સ્નેહથી વર્તો. જણાવ્યૂં તે કામ–કર્તવ્યમાર્ગ કહ્યો, ચંદ્રાપીડ પ્રતિ કેવી રીતે વર્તવૂં તે જણાવ્યૂં. પંક્તિ ૪–૭ માં ચંદ્રાપીડને જોતાં કાદંબરીમાં પ્રગટતા વ્રીડા હર્ષ આદિ સંચારી ભાવનૂં નિરૂપણ છે. અશ્રુકણિકા–ઝળઝળિયાં. જંભા મુખિ ધર્યું પાણિ વીંટી૦–બગાસૂં ખાતાં મ્હો આગળ હાથ ધર્યો તે વખતે આંગળીએ પાનાની વીંટી પ્હેરી હતી તેથી કરીને જાણે તે પાનનૂં બીડૂં ખાવા જતી હોય તેવો તેની કાંતિ[પ્રભા]ને લીધે ભાસ થતો હતો. જંભા [સં. जृम्भा]–બગાસા દરમ્યાન. અધિકરણાર્થ પ્રત્યય લુપ્ત. વીંટી રત્ન–અહીં રત્ન શબ્દ રત્નવિશેષ મરકતને માટે વાપર્યો છે. સસંભ્રમ સવિ સખી જોતાં૦–કાદંબરીએ મહાશ્વેતાને પ્રણામ કર્યો, પછી તે એને જોડે લેઈ ખાટ ઉપર બેઠી; અને સર્વ સખીઓ મહાશ્વેતા પ્રત્યે આદરભાવથી જોઈ રહી. સસંભ્રમ [સં. संभ्रम આદરસત્કાર]–આદરભાવ

સાથે. આસંદિકા—બાજઠ. આચ્છાદિયૂં—ઓછાડ કિંવા ચાદર તરીકે પાથર્યૂં હતૂં. આરૂઢ થયુ—ચડીને બેઠો, બેઠો. મહાશ્વેતા માટિ—મહાશ્વેતાની ખાતર. જયશબ્દ—નકીબ નકી પોકારે છે તે. ઢોલિઇ બીઠી તૂર્ણું—સત્વર [તૂર્ણું] મહાશ્વેતાના પગ પખાળી લૂછી કરી પાછી તે ખાટે બેઠી. તૂર્ણું પાઠ કલ્પિત છે, તે મૂળમાં ત્વરિત છે તે ઉપરથી ગોઠવ્યો છે. અસલમાં વર્ણ છે. અંસ—ખભો. લાજતી પ્રેમિ કરી—સખી દુઃખે વનમાં વસ્યા છતાં પોતે સુખે ઘરમાં રહી, એવા શિથિલ પ્રેમથી અંતરમાં શરમાતી. દૂહલિ—મુશ્કેલીથી. બહુ ટૂંકાવી નાંખ્યૂં છે; જુઓ મૂળ सा तु सखीप्रेम्णा गृहनिवासेन कृतापराधेवानामयनैव लज्जमाना कृच्छ्रादिव कुशलमाचचक्षे ।. ચંદ્રાપીડનિ આલવા નિ કરતી [કલ્પિત પાઠ] પ્રેમિ નિવેક માહાશ્વેતા કહિ—કાદંબરી સખીને પાન આપવા જતી હતી, ત્યારે પ્રેમ ભરેલાં વચનથી [પ્રેમિ] ચંદ્રાપીડનો પ્રથમ સત્કાર કરવાનો વિવેક કરતી મહાશ્વેતાએ કહ્યૂં.

## પૃષ્ઠ ૧૩૪

૧–૨૫ આપવા કરિ મંન—જુઓ મૂળ पुनःपुनरभिधीयमाना च तया कथमपि...चिराद् दानाभिमुखं मनश्चक्रे ।. ક્ષુભિ લોચંન—નેત્ર વ્યાકુળ જણાતાં હતાં; જુઓ મૂળ आकुलितलोचना. હાથ આધુ કરિ—હાથ લંબાવે છે. ગ્રેહેવરાવણ જાણ જો મનિ, નાથ—હે નાથ! આ તાંબૂલનો પ્રતિગ્રહ કરાવવો તે આ શરીરનો જ પ્રતિગ્રહ કરાવવો મનમાં સમજજો. મૂળમાં आत्मानमिव प्रतिग्राहयन्ती છે, તેનો આશ્રય લેઈ ભાલણે આ ઉક્તિ ગોઠવી છે. સં. प्रति+ग्रह् ઉપરથી ઉપસર્ગ છોડી દેઈ ગ્રેહેવરાવણ નામ થયૂં છે; જુઓ પૃષ્ઠ ૬૮, પંક્તિ ૧૩, વધારી ઉપરની સમજૂતી. પ્રેરક ગ્રેહેવરાવ બાબત જુઓ પૃષ્ઠ ૫૫, પંક્તિ ૪ ઉપરની સમજૂતીમાં ન્હવરાવ રૂપનૂં વિવેચન. અરુણ અંબુજ વર્ણ—રાતા કમળના રંગનો. કાદંબરીએ ચંદ્રાપીડને પાન આપવા હાથ લંબાવ્યો તેના સંબંધમાં તેનૂં શરણૂં લેવાની, પાન મિષે તેને દેહ અર્પવાની અને કામની વેચાણ દાસી બનવાની ઉત્પ્રેક્ષાઓ યોજી છે. હેતુ [સં. हित]—પ્રેમાળ; સરખાવો હેત, હિતુ, હિતુપ્રીતુ વગેરે. સ્વેદસલિલ સહિત જાણી પ્રેમનિ સંકેત—પ્રેમના માનસિક સંકલ્પ[સંકેત]પૂર્વક જાણે પ્રસ્વેદ રૂપી જળ મૂકીને. કોઈ કંઈક દાન આપે છે, ત્યારે સંકલ્પ સાથે જળ મૂકે છે. પ્રેમનિ સમતોલિ—જાણે હૃદયનો રાગ જ તેના હાથમાં મૂકતી હોય તેની પેઠે. રંગ—આનંદ. વિદ્રુમ—પરવાળૂં. કુંડલી શુભસંચ—સારી રચના[સંચ]નો કાંઠલો. મરકતમણિ—પાનાં, લીલમ. મંથર ગમન—ધીરી ચાલ. સુજાત—જાતવાન. સક્રોધ સરખી—પ્રણયકોપવાળી. દુઃખિ એહનિ—એના દુઃખે, એ સતાવે છે તેથી.

## પૃષ્ઠ ૧૩૫

૧-૨૫ પ્રકાશ-ખુલી રીતે. વિસ્તાર-વિસ્તારીને. ગુણસાર-ઉત્તમ ગુણવાળી. પરઠિઉ [અપ. पहिट्ठिउ, સં. प्रतिष्ठितः]-ઠરાવ્યો. પરિહાસ અને તરલિકા સંજ્ઞા સાભિપ્રાય છે. એ શબ્દોમાં મશ્કરીનો અને ચાપલ્યનો ભાવ રહ્યો છે. પાસિ ન જાઇ લોપ-સ્નેહનો લોપ કર્યાને લીધે તે એ શુકની પાસે પણ જતી નથી. સંસ્કૃત खण्ड्, छिद् અને लुप् ધાતુઓ પર્યાયરૂપ છે. પહેલા ધાતુ ઉપરથી પ્રણયભંગના અર્થમાં खण्डन શબ્દ થયો છે; જુઓ માલવિ૦। ૩। उचितः प्रणयो वरं विहन्तुं बहवः खण्डनहेतवो हि दृष्टाः ।. વળી પ્રિયતમે જેનો પ્રણયભંગ કર્યો હોય તેને માટે खण्डिता બોલ પણ રૂઢ છે. ભાલણે લોપ શબ્દ પણ અહીં પ્રણયભંગના અર્થમાં વાપર્યો છે. જેમ સંસ્કૃતમાં प्रणयखण्डन શબ્દનો એકદેશ खण्डन છે, પ્રાકૃતમાં खण्डितचारित्रः ના અર્થમાં छिण्णचारित्तो નો એકદેશ छिण्णो [રૂપાંતર छिण्णालो*] છે, અને ગૂજરાતીમાં વિશ્વાસભંગના અર્થમાં વિશ્વાસચ્છેદનો એકદેશ છેહ છે, તેમ જૂની ગૂજરાતીમાં સ્નેહલોપના અર્થમાં લોપ છે. થાઇ નહીં પ્રસન્ન-રૂસણૂં છોડતી નથી, મનાતી નથી. અટ્ટહાસ [સં.]-મોટેથી ખડખડ હસવૂં. સરખાવો અટ્ટલ, અટાટ, ઓટલો, અટારી. મૂળમાં મોટા લોકને છાજતા મંદ હાસ્યનો નિર્દેશ છે, તેને ઠેકાણે અહીં જે ગ્રામ્ય અટ્ટહાસનો ઉપન્યાસ કર્યો છે તે ઠીક નથી કર્યું. સભા-રાજસભા, દરબાર. કુણિ નવિ જાઇ કહ્યૂં-કોણ જાણતું નથી, કોના લક્ષ્યામાં નથી? જે કોઈ બે પગે ચાલે છે, તે સૌ એ જાણે છે. આ કાકુપ્રશ્નનું ગર્ભવાક્ય છે. કાદંબરી રૂડૂં કરિ છિ ન વારિ૦-એ ચપળ દુષ્ટ દાસીને કાદંબરી સમજથી એટલે કે સમજાવીને વારતી નથી અને શુકને તજવીજથી રોકતી નથી એ ખોટૂં કરે છે. શુદ્ધિ [સમજ] અને બુદ્ધિ [યુક્તિ]નો ભેદ ધ્યાનમાં લેવો. સાધુ-સારી ચાલની, ભલી. દુર્વિનીત-ખરાબ ચાલનો. વિહંગ-પંખી. સૂકિ-શોક્ય.

## પૃ ૧૩૬

૧-૨૫ વૈરાગ્ય-વૈરસ્ય, અપ્રીતિ. એ ભલી ધીર જિ સાધુ દુઃખ એહવિ૦

* જુઓ દેશીનામમાલા. આ પ્રાકૃત શબ્દ ઉપરથી ગૂજરાતીમાં છીનાળવા, છીનાળ શબ્દ બન્યા છે.

–એ આટલી ભલી અને ખામોશવાળી [ધીર] સમજવી કે એ પવિત્ર [સાધુ] પાક્ષિણીએ આવી ભારે દૂભણમાં આપઘાત ન કર્યો. એહવિ–અપભ્રંશમાં સાદશ્ય બતાવનારાં વિશેષણ જેહ્ઉ, જેહુ આદિ છે. તે ઉપરથી પંજાબીમાં जिहा, વકારના પ્રક્ષેપથી જૂની ગૂજરાતીમાં જેહવૂં ને ચાલુ ગૂજરાતીમાં જેવૂં, અને ડકારના પ્રક્ષેપથી સિંધીમાં जिहडो આદિ ઊતરી આવ્યાં છે. હિંદી जैसा અને મરાઠી जसा વગેરે અપભ્રંશ जइसउ વગેરેનાં સંતાન છે. પંજાબી, ગૂજરાતી અને સિંધી સાદશ્યવાચક વિશેષણના પૂર્વજો જે जेहउ વગેરે, તે પણ जइसउ વગેરે ઉપરથી પ્રથમ બે સ્વરો ભળી જઈ અને દંત્ય ઉષ્માક્ષરનો મહાપ્રાણ થઈ નીપજેલ છે. પુરાણાં અપભ્રંશ વિશેષણો जइसउ વગેરે પ્રાકૃત जादिसं, સંસ્કૃત यादृशम् વગેરેનો પરિવાર છે. પ્રાણનિબાધ–પ્રાણને હાનિ [બાધ, સં. बाधा], આપઘાત. વહ્નિ–અગ્નિ. વરજવી [સં. वर्ज्]–તજવી, એની સાથે વહેવાર ન રાખવો. મંદા ભૂરિ–બહુ મંદ બુદ્ધિની. હસુ–હસ્યો. મર્મભાષિત–સામાને ભરમાવવાને મર્મનૂં બોલવૂં તે. વ્યંગ–મરડનૂં બોલવૂં. વક્રોક્તિ નાવિ કામ–તમારા પ્રપંચ ભરેલા બોલથી એના ઉપર ખોટી અસર થવાની નથી, એથી એ ભરમાવાની નથી. એહ રાજસભા રહિ છિ–દેશાટન વગેરે હોશિયારી મેળવવાનાં સાધન ગણાવ્યાં છે, તેમાંનૂં એક राजसभाप्रवेश પણ છે; તેને ઉદ્દેશીને આ કહ્યૂં છે. ચતુરમતિ [બહુવ્રીહિ]–તીક્ષ્ણ બુદ્ધિવાળી. વિટભાષણની ભૂમિ તુહિ૦–તમે લુચ્ચાઈ ભરેલાં વચનો બોલો છો તે એના પ્રત્યે અસ્થાને છે. એનાથી એ ભંભેરાય એવી નથી. વિટ–લુચ્ચા લફંગા. મન કરૂં–સંકલ્પ, ઠરાવ કર્યો. તિહ્વારિ ધરી મંનિ વિચાર કાદંબરીનિ કહ્યું [કલ્પિત–પાઠ]–તે વખતે એ સંકલ્પ મનમાં રાખી તેણે કાદંબરીને કહ્યૂં. મર્મવાણી ઉચ્ચરિ૦–એ રીતે પ્રશ્ન: કરી વિશેષમાં મહાશ્વેતા કાદંબરીને ગર્ભિતપણે કહે છે કે ‘ચંદ્રાપીડ બહુ ચતુર છે. એ આપણે જે કંઈ કરીશૂં તેમાંથી ગૂઢ અર્થ કાઢે અને આપણો ભાવ કળી જાય એવો છે. એ બહુ સ્ત્રીઓના પ્રસંગમાં આવી તેમના સ્વભાવનો પૂરો ભોમિયો થઈ ગયો છે.’ આગળ જતાં પ્રમદવનમાં ક્રીડાપર્વત ઉપર તેને ઊતારો આપવાનૂં મહાશ્વેતા જે કહે છે તેમાં ગૂઢ મર્મ રહ્યાનો આક્ષેપ કઢાવવાને ભાલણે મહાશ્વેતાના મુખમાં ઉપર પ્રમાણે વચન મૂક્યાં છે. આ રીતે મૂળનો તર્ક બદલવામાં અનુવાદકે પોતાની રસિકતા બતાવી છે. શૂં ગજૂં મંદિર કેરૂં તેહ–ફલાણા મહેલમાં એમને ઊતારો આપિયે એમ કહેવૂં ક્યાં રહ્યૂં ? એ કહેવામાં વજૂદ શૂં?

પૃષ્ઠ ૧૩૭

૧-૨૪ ઊતરુ તે ધામ-ચંદ્રાપીડ તે મહેલમાં ઊતરે. સંસ્કૃતમાં આજ્ઞાર્થ ત્રીજા પુરુષ એકવચનનો [પરસ્મૈપદ] પ્રત્યય तु છે. તે ઉપરથી પ્રાકૃતમાં સ્પર્શનાશથી उ પ્રત્યય નીપજ્યો છે. એ જ પ્રત્યય આ જૂના ગૂજરાતી રૂપમાં આપણે જોઈયે છિયે. એ પ્રત્યય ચાલુ ગૂજરાતીમાં પણ વિરલ પ્રસંગમાં દૃષ્ટિગોચર થાય છે; ઉદા, અમાત્યરાક્ષસના કુટુંબને તમે બીજે કહીં લેઈ જાઓ, મારૂં તો થનાર હોય તે થાઓ; વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો. આજ્ઞાનો ભાવ પહેલા ને ત્રીજા પુરુષમાં હાલ અનિશ્ચયાર્થ રૂપ [subjunctive] બતાવે છે; ઉદા. હું કરું, અમે કરિયે, તે કરે, તેઓ કરે. સંસ્કૃતમાંથી પ્રાકૃત દ્વારા ઊતરી આવેલો આજ્ઞાર્થ ત્રીજા પુરુષ એકવચનનો પ્રત્યય મરાઠીમાં ओ કે ऊ રૂપે, ઉત્કલીમાં उ રૂપે અને બંગાળીમાં કકારના પ્રક્ષેપથી उक रूपे અદ્યાપિ દેખા દે છે. ઠામ-ઊતારો. મહાશ્વેતા નીસરી રાકૂંઅર સાથિ૦-મહાશ્વેતા ત્યાંથી નીકળી, એટલે મર્યાદા જાણનારો ચંદ્રાપીડ પણ ઊઠયો. પહેલી કાદંબરીનાં માતાપિતા પાસે ગઈને બીજે મણિમંદિરે ગયો. એવ-નક્કી. તેહ સાથિ નારિ-તે સ્ત્રીઓ સાથે. કેયૂરક મારગ દેખાડિ-ગર્ભવાક્ય છે. ગૂઢ-બાગનાં વૃક્ષોની ઘટામાં ઢંકાયલો. કાદંબરી વિરહ થયુ-કાદંબરીને વિજોગની વેદના [વિરહ] થવા લાગી, વિજોગ સાલવા લાગ્યો. વુલાવી-જાઓ, તમે તમારૂં કામ કરો એમ કહી રજા આપી; વળાવી. ગણી-ગણીગાંઠી. પરિચારિકા સખી-જેમની સાથે મન મળ્યું હતું એવી દાસીઓ. સાન વળી-ભાન આવ્યું; તે શુદ્ધિમાં આવી. સાન [ સં. संज्ञा ]-શુદ્ધિ, ભાન. નિદાન-નક્કી, ખરેખર. કહીઇ-ક્યારે પણ, કદીપણ. શંકા-મનથી ખંચાવું તે. જુઓ મૂળ अदृष्टपूर्वोऽमिति साहसिकया मया न शङ्कितम्। લોકાપવાદ-લોકમાં ફજેતી. કુલક્રમ તણુ આચાર-વંશપરંપરા [કુલક્રમ]નું સદાચરણ. દાક્ષિણ્ય-સારપ, ઉદાર ભાવ. મહાશ્વેતા દુઃખિણી છિ એ દાક્ષિણ્ય આણિ મંન પાસિ આવિ વીસાર્યૂં મિ દેખતાં સવિ જંન-મહાશ્વેતા પાશુપત વ્રત લેઈ વનમાં રહેતી હતી તે વખતે, એ દુઃખી છે ત્યાં સુધી હું સંસારસુખ સેવનાર નથી, એવી સારપ મેં ગ્રહણ કરી હતી; તે સરવ આજ મહાશ્વેતા પાસે આવી છતાં સૌ માણસના દેખતાં મેં વીસારી એટલે કે તજી દીધી એ કેવૂં કહેવાય? સરખાવો મૂળ महाश्वेता दुःखितेति निर्दाक्षिण्यया नापेक्षितम् ।

## પૃષ્ઠ ૧૩૮

૧-૨૫ પાસિ આવિ-પાસે આવ્યે, પાસે આવ્યા છતાં. વીસાર્યૂં-કર્તા દાક્ષિણ્ય. કાંઈ વિમાંસશિ-કંઈ કંઈ તર્ક કરશે. સહીરુ-સખીઓ. મા [સં.માતૃ], વહૂ [સં. વધૂ] અને સહી [સં. સખી] ઉપરથી માવરુ વહુરુ સહીરુ એવાં બહુવચનાર્થે રૂપ થયેલાં મળી આવે છે. પહેલાં બે અત્યારે પણ કાઠિયાવાડ તરફ વપરાય છે. એમાં અલ્પાર્થે ર વ્હાલસૂચક છે [સરખાવો બઈરૂં, બઇયર, વહુવર વગેરે]; અને ઉ બહુવચનનો જૂનો પ્રત્યય છે. મનિ ચીતવશે-મનમાં કલ્પશે. હૂં હુણાણી સંસારિ-લોકમાં મારી ખરાબી થઈ કલ્યાણ-બહેતર, કલ્યાણકારક. વારૂં-સારૂં. ઢાંકીઇ-છાનૂં રખાય. પ્રતીકાર-ઉપાય, ઈલાજ. હૃદય દાધૂં માહરૂં-કામાગ્નિએ મારૂં હૃદય દગ્ધ બન્યું છે. સીદાઊં-હૂં પીડાઊં છું; મને દુઃખ થાય છે. ગૂઢ-છાની. સઘલિ-બધે, સર્વ સ્થળે. એમ શિ જાણ્યૂં નહીં-પ્રતિજ્ઞા કરતી વખતે અને કેયૂરક સાથે સંદેશો કહાવતી વખતે શા માટે [શિ] મેં એવો વિચાર ન કર્યો કે ઇ. પૂરવ કર્મિ-અદૃષ્ટયોગે, કર્મસંજોગે, પ્રારબ્ધયોગે. ઇંદ્રી સાથિ-ઇંદ્રિયોના સમૂહે [સાથિ, સં. સાર્થેન], સર્વે ઇંદ્રીઓએ. મૂલ તે ગુણ ગ્રામ-ગુણ રૂપી ધન[ગ્રામ]ના મૂલથી. મતલબ કે ચંદ્રાપીડના ગુણની હૂં વેચાણ બની છૂં. નયનિ દીઠું...ગુણ ગ્રામ-જુઓ મૂળ. એ ચપળનૂં નહિ કાજ-એ ચપળ રાજકુમારનૂં મારે કામ નથી. સંકલપિ-ઠરાવ કરે છે. નિમિત્ત કરી -કંઇક બ્હાનૂં કાઢી, કંઈક મિષે.

## પૃષ્ઠ ૧૩૯

૧-૨૪ કિમહિ-કેમે, કોઈ પણ રીતે. પ્રવેશ પ્રેમિ શૂં કરી૦-પ્રતિબિંબ ગ્રહવાની શક્તિને લીધે મણિ મંદિરમાં ચંદ્રાપીડની મૂર્તિ અભ્યંતર ધારણ કરનારા કાદંબરીના મનની ઉત્પ્રેક્ષા કરી છે. પ્રેમિ શૂં-સંસ્કૃત રચના. મન માનિની સંગ-તેનૂં મન કાદંબરીમાં ચોટેલૂં હતું. સંગ [સં. सञ्ज्, ૧, પરસ્મૈ., ચોટવૂં]-ચોટવાપણૂં, આસક્તિ. મુરારિ-કૃષ્ણ ભગવાન. નહિ તુ એહવી કામિની શૂં-બાકી એ શૂં આવી કામાતુર [કામિની] હોય? એવડા વિલાસ હૃદયહારી૦-એની આટલીબધી હૃદય હરણ કરનારી [હૃદયહારી] તથા હૃદયને આનંદ ઊપજાવનારી [હૃદયના ઉલ્હાસ] શૃંગારચેષ્ટા [વિલાસ] કેમ હોય? એવડા-માનાત્મક પરિમાણ બતાવનારાં એવડૂં વગેરે વિશેષણો અપભ્રંશ एवड्ड વગેરે શબ્દ ઉપરથી થયાં છે; જુઓ હૈ. વ્યા. ।૮।૪।૪૦૭-૮।. એટલૂં વગેરે વિશેષણ સંખ્યા અને કદ બંને અર્થનો બોધ કરે છે; પરંતુ એવડૂં વગેરે

વિશેષણુથી માત્ર કદનું જ ભાન થાય છે. આ વિશેષણમાંનો વડું પ્રત્યય સં. वृद्ध ઉપરથી થયેલો કેટલાક સમજે છે. એ વ્યુત્પત્તિ ખરી હોય તો અપભ્રંશ રૂપ एवड्डं હોવું જોઇયે; કેમકે અપભ્રંશમાં वृद्धनुं वड्ड થાય છે. મારું ધારવું તો એવું છે કે સંસ્કૃત यावत, तावत् વગેરે વિશેષણ ઉપરથી અપભ્રંશમાં પૂર્વે નવા તદ્ભવ जेव्वड्डु, तेव्वड्डु વગેરે ઉત્પન્ન થયા હશે. જેમ एव અને एवम् અવ્યયો ઉપરથી એકલ વકાર બેવડાઈ एव्व અને एव्वं પ્રાકૃતમાં થાય છે, તેમ ઉપરનાં વિશેષણોમાં એકલ વકાર બેવડાઈ બન્યો. એમાં ड्डु તો સ્વાર્થે પ્રત્યય છે. એ પ્રાચીન અપભ્રંશ રૂપ ઉપરથી હેમાચાર્યે આપેલાં जेवडु વગેરે રૂપ થયાં છે. એનાં એ સંસ્કૃત વિશેષણ यावत् વગેરેમાં સ્વાર્થે क પ્રત્યયનો વધારો થઈ તે ઉપરથી પ્રાકૃતમાં जेत्तिअं અને સ્વાર્થે લકારના વધારા સહિત जेत्तिलं [જુઓ हे. व्या. । ૮।૨।૧૫૬-૭] અને અપભ્રંશમાં સ્વરસંક્રમવાળાં जेत्तुलु [જુઓ हे. व्या. । ૮।૪।૪૦૭-૮ ઉપરની વૃત્તિ] વગેરે થયાં, તે જૂના તદ્ભવ. પ્રથમ કહેલ અપભ્રંશ નવા તદ્ભવ ઉપરથી ગૂજરાતી જેવડો, મરાઠી जेवढा, સિંધી जेढो, પંજાબી जेढा અને ઉત્કલી जेढे વગેરે થયેલ છે. પછી કહેલા જૂના તદ્ભવ ઉપરથી ગૂજરાતી જેટલો, સિંધી जेतिरो, હિંદી ને પંજાબી जितना, મરાઠી जितका, ઉત્કલી जेते અને બંગાળી जत વગેરેનું જૂથ પ્રગટ્યું છે. જૂના તદ્ભવના પરિવારમાં સંસ્કૃત મૂળનો બેવડો અર્થ રહ્યો છે, જેથી તે કદ તેમ જ સંખ્યા બતાવે છે. નવા તદ્ભવનો વિસ્તાર કેવળ કદનું ભાન કરાવે છે. મૂં સાંહાંમૂં–મારા સામૂં. જૂની ગૂજરાતીનું મૂં અપભ્રંશ महु કે महं ઉપરથી થયું છે. અપભ્રંશ રૂપો પ્રાકૃત महની વિકૃતિ છે. मह અને तुहमां દૃષ્ટિગોચર થતો ह પ્રત્યય પ્રાકૃત स्स, સંસ્કૃત स्य ઉપરથી થયો છે. પ્રાકૃતમાં એ ह બીજા રૂપાખ્યાનમાં પગપેસારો કરવા પામતો નથી; પરંતુ અપભ્રંશમાં हो રૂપે તેનો વ્યાપ્તિપ્રદેશ વધી પડે છે, ને પુલિંગ પછીના એકવચનના પ્રત્યય તરીકે એ છૂટથી વપરાય છે. અપભ્રંશ सु, स्सु, ને होમાં उ ને ओ સ્વર છે તે પ્રાકૃત स्सना अના વિકૃત પ્રતિનિધિ છે. દેહ મુઝ આવી પડયાં૦– કટાક્ષમાં કામણાણનો આરોપ છે. મંદ કરી નિ હાસ્ય ધવલ વસ્ત્ર૦–મ્હો મલકાવતાં છવાતા દાંતના પ્રકાશના વિશે લાજથી મ્હોએ ધોળું વસ્ત્ર ઓઢવાનો આરોપ કર્યો છે. વદન–મ્હો. પ્રકાશિ–ખુલ્લી રીતે. હાવભાવ–સામાન્ય રીતે આ શબ્દને हाव અને भावનો દ્વંદ્વ સમાસ ગણવામાં આવે છે. પરંતુ પંક્તિ ૧૯ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે હાવભાવ શબ્દમાં हाव અને भाव ઉભયનો નહિ પણ એકલા भावનો અર્થ રહ્યો છે. આથી કરીને, ફેરો ઉપરથી જેમ હેરોફેરો શબ્દ થયો છે, તેમ ભાવ ઉપરથી દ્વિર્ભાવથી હાવભાવ શબ્દ બનેલો

લેવો વધારે ઠીક છે. સરખાવો વળી સં. ક્ષુભ્ ઉપરથી હળભળ, સં. માઁ ઉપરથી હડબડ, પ્રા. ઘર ઉપરથી હરફર વગેરે. પ્રકારાર્થ દ્વિર્ભાવ હોવાથી હાવભાવનો અર્થ અનેક પ્રકારના ભાવ એવો થાય છે. ઊલખ્યા–ઓળખ્યા. વિશાળ–અત્યંત, બહુ. વેદ–નિશ્ચયપૂર્વક, નક્કી. જાણીઇ–જણાય, સમજાય, કહેવાય. મિથ્યા–ફોગટ, અવાસ્તવિક. અંત કરવા ભેદ–મન ભેદવાને, મારા હૃદયનો પાર જાણવાને. મનનુ ભાવ કહ્યુ જાઇ નહીં–મનનો અભિપ્રાય કહ્યો જાય નહિ. સંકલ્પ–વિચાર, બુદ્ધિ. જાણિ નહીં કાંઈ ખોડિ–પોતે કરેલા અનુમાનમાં ખામી હોય છે તે એ જાણી શકતો નથી. યૌવનમદિ સ્નેહથી માહારી દષ્ટિ થઈ વિપરીત–કાદંબરીએ સહેજ સ્નેહ દર્શાવ્યો તેને લીધે યૌવનના મદમાં હૂં કંઈનું કંઈ જોઉં છું. ચિંતા મનથી ઊપાઇ–હૂં અનેક તર્ક વિતર્ક કરૂં છું. જાણીઇ નહિ તે પ્રીતિ–આ કાદંબરીની વાસ્તવિક પ્રીતિ નથી જણાતી; કાદંબરી પ્રેમાસક્ત થઈ છે એમ કંઇ નથી.

પૃષ્ઠ ૧૪૦

૧–૨૧ મન વિલાસ–મનના તરંગ, તર્ક. મુઝ પ્રારથ્યા વિના–મારા વીનવ્યા વગર, વગર વીનવ્યે. કામિની–જોડે આવેલી કુમારીપુરની દાસીઓ. દ્યૂતવિલાસ–જૂગટાની રમત. વાય [સં. વાદયતિ]–વગાડે છે. ઉપવન–બાગ, પ્રમદવન. કુતૂહલ–કૌતુક. પર્વત–ક્રીડાપર્વત. આવાસિ–ઘર ઉપર, મહેલની અગાસીએ. રાયસુતનિ નિહાલિ જિમ ગૌરી ચડી કૈલાસ–ઉપમા ચમત્કારરહિત છે. સખીનિ સ્કંધિ–મૂળમાં સખીનૂં નામ તમાલિકા આપ્યૂં છે. આલિંગન દિ બાથ–બાથથી ભેટે છે, બાથ ભરીને ભેટે છે. વક્ર ગ્રીવા–વાંકી ડોક. લોલ–ચંચળ. દંતહ આગલિ–દાંતના આગળ. સંબંધાર્થ હ પ્રત્યય બાબત જુઓ પૃષ્ઠ ૨૫, પંક્તિ ૧૮, સહકારહ ઉપરની સમજૂતી. કરેવા–કરવા; જુઓ પૃષ્ઠ ૩૧, પંક્તિ ૧૩, 'પામેવા નિ' ઉપરની સમજૂતી. સૌધ ઉપરિ રહ્યાં જાણિ–વિકારી કૃદંત વિશેષણમાં આં [સં. અમ્] પ્રત્યય ઊમેરાઈ કૃદંતનૂં અવિકારી અવ્યયરૂપ થાય છે, તે રીતનૂં રહ્યાં રૂપ અહીં છે; સરખાવો બેઠાં બેઠાં, ખાતાં પીતાં વગેરે. પંક્તિ ૧૧–૧૯ માં કાદંબરીની વિલાસચેષ્ટા વર્ણવી છે. નિવેદ્યૂં–જાહેર કર્યૂં, જણાવ્યૂં.

પૃષ્ઠ ૧૪૧

૧–૨૩ મંદ આદર દેહ–સ્નાન આહાર આદિ દેહ સંબંધી કૃત્યમાં મન

ન છતાં. અનુરોધિ–દબાણથી, આગ્રહથી. દિવસનુ વ્યાપાર–ખાનપાન; સરખાવો સં. आह्निक. કરિ નિત્ય કાંઈ આહાર-નિત્ય કર્મ અને સૂક્ષ્મ [કાંઈ] ભોજન કરે છે. નિત્ય કર્મ કરી૦–મૂળ સાથે સરખાવતાં આ બે પંક્તિ ક્ષેપક જણાય છે. 'કરિ નિત્ય કાંઈ આહાર' કહી ભાલણને જો द्विर्बद्धं सुबद्धम् ઇષ્ટ જ હોત, તો 'આહાર કાંઈ કરી રહ્યા પછી' એમ તેણે લખ્યૂં હોત; ખાલી મંડૂકપ્લુતિ તે કરત નહિ. વળી ભાલણના જ સુખનો ન્યાય સ્વીકારિયે, તો તે કેટલોક વખત વીત્યા બાદ દિવસ આથમ્યાનૂં અને ચંદ્ર ઊગ્યાનૂં કહે છે; જુઓ પૃષ્ઠ ૧૪૪, પંક્તિ ૨૦–૨૪. અંગરાગ–શરીરે ચર્ચવા માટે ચંદન. ચંદન ચર્ચા નાલિકેરિ પ્રતીહારીનિ પાણિ–ચર્ચા માટેનૂં ચંદન પ્રતીહારીના હાથમાં નાળિયેરના આકારના સંપુટમાં [નાલિકેરિ] હતૂં. જેમ તાડછાના આકારની તબકડીને तालवृन्त [જુઓ विक्रमोर्वशीय, અંક ૫] કહે છે, તેમ નાળિયેરના આકારના સંપુટને નાલિકેર [જુઓ મૂળ नालिकेरसमुद्गक] કહેલ છે. કેયૂરકિ કરાવલંબન કર્યૂં–કેયૂરકે મદલેખાને હાથનો ટેકો આપ્યો હતો. મૂળમાં મદલેખા પ્રતીહારીનો જમણો હાથ ઝાલીને હીંડતી હતી એમ લખ્યૂં છે. પ્રતીહારીના ડાબા હાથમાં ચંદનનો સંપુટ હતો. તે મારગ કિહિ છિ–કેયૂરક માર્ગ બતાવે છે. તમાલિકા–એના હાથમાં મૂળમાં માલતીની માળા આપી છે. બાલિકા–તરલિકા સાથે અન્વય. માનૂં ઉદધિ થકી૦–ક્ષીરસાગરના મંથનનો પ્રસંગ અહીં અભિપ્રેત છે. જાણીઇ કૃત શ્યેન–એ હાર એટલો બધો ધોળો [શ્યેન] હતો, કે જાણે સત્ય યુગ [કૃત]જ સાક્ષાત હારના રૂપમાં આવ્યો હોય એમ લાગતૂં હતૂં. ઉદધિ કેરુ સાર–મંથન કરતાં ક્ષીરસાગર[ઉદધિ]નૂં તત્ત્વ નીકળી આવેલૂં, તે જ જાણે હોય. બીડા પણિ રાજાન–રાજા પણ બેઠા. ખૂપ કુસુમ તણુ–ફૂલની માળાની મુગટના આકારમાં ગોઠવણી. ખૂપ કિંવા ખૂંપ શબ્દ કદાચ સં. गुफ् કે गुम्फ्, ૬, પરસ્મૈ., ઉપરથી થયો હોય. વિનય દાખી–આર્જવ બતાવીને.

## પૃષ્ઠ ૧૪૨

૧–૨૫ ઊલંભુ–ઠપકો. સૂધુ–પાંશરો, તાત્કાલિક. वित्त [સં.]–પ્રતીત, ખુલ્લો; જુઓ अमरकोश. હૃદય પિહિલૂં તાં ગ્રહ્યાં–પ્રથમથી [પિહિલૂં; અંવ્યય] અમારાં હૃદયો હર્યાં. કીછઇ તાં તમનિ સૂં, જીવિત તાહારિ હાથિ–મૂળમાં जीवितेश्वराय किं प्रतिपाद्येत છે, તે જોતાં 'કીછઇ'ને ઠેકાણે કલ્પિત પાઠ 'દીજઇ' વાંચવાની જરૂર છે. નીતિ કરી–રાજદરબારનો શિષ્ટ-

ચાર કિંવા વહીવટ પાળીને. વિભવ–વૈભવ, સંપત્તિ.:વ્હાલાનિ નિજ આતમ આપી૦–જુઓ મૂળ दत्त्वात्मानमपि वञ्चिता न भवति, जीवितमप्यर्पयित्वा न पश्चात्तप्यते।. કિહિવૂં નહી વેહેવરાણાં આપ–જાતે [ આપ ] છેતરાયાં કહેવાનૂં રહેતૂં નથી. અર્પિ છિ કાદંબરી...હાર એમ કરી નિ–આવા ભાવથી [એમ કરી:નિ] કાદંબરી હાર અર્પણ કરે છે. જાણવૂં જે દેહનુ સંસ્કાર–જે હારને દેહનો શણગાર [સંસ્કાર] પ્રમાણજો [જાણવૂં]. પ્રચેતા [સં. प्रचेतस्]–બ્રહ્મા. શૃંગાર–શણગાર. ઠારિ–આ ઠેકાણે, તમારી હજુર. ગુણગણિ ભૂષિત–અનેક ગુણે શોભિતો. પ્રીતિ જાણી–પ્રેમ પ્રમાણી. વાહાલાંનુ શણગાર–પ્રિયજને મોકલેલૂં આભૂષણ. શિલાખંડ–પત્થરનો કટકો. માણેક આદિ રત્ન પથરાની જાત છે. લક્ષ્મીનુ પ્રેમ જાણી–સહોદર તરીકે લક્ષ્મીને વ્હાલો માનીને. ખેમ –ખમા તમને! ગ્રહીઇ–સ્વીકારિયે. રખે મન માંહિ આણતા...પ્રેમનુ તાં ભંગ–તમારી સાથે [તમ સંગિ] કાદંબરી આ જે વ્હાલ બતાવે છે તે ઉવેખવાનૂં [પ્રેમનુ ભંગ] મનમાં રખે આણતા; જુઓ મૂળ न खलु महाभागेन मनसापि कार्यः कादम्बर्याः प्रथमप्रणयप्रसरभङ्गः ।.

પૃષ્ઠ ૧૪૩

૧–૨૪ વક્ષસ્થલિ [સં. वक्षस् .છાતી; स्थल]–છાતીએ. તૂં જાણિ વચન વિવેક; વાત એવડી શી કહુ છુ ?–જુઓ મૂળ किमुच्यताम् ।...उत्तरावकाशमपहरन्त्या कृतं वचसि कौशलम् ।. કહૂં એક–એક વાત કહૂં છૂં. યથેષ્ટ કહુ મૂં કૃત્ય–જે મારે કરવાનૂં ઇષ્ટ હોય તે ફરમાવો. યથેષ્ટ–ઇચ્છાનુસાર. મૂં કૃત્ય –મારૂં કામ, મારે કરવાનૂં, મૂં માટે જુઓ પૃષ્ઠ ૧૩૯, પંક્તિ ૧૧ ઉપરની સમજૂતી. વિસ્તાર–વિસ્તારથી. કથામહિમા–કથાનો મહત્ત્વનો, જાણવા લાયક ભાગ. મદલેખાનિ ગયાં વાર થઈ–હાલ આપણે 'મદલેખા(ને) ગયાને વાર થઈ' કહિયે છિયે. વિરહાધીન–વિરહવેદનાથી પરવશ. સૌધ–મહેલ. મનિ લીન–મનથી તલ્લીન બનેલી, મનથી ચંદ્રાપીડને જ ઝંખતી. ઉદય થાતાં ઇંદુ કેરા દર્શન કાજિ જિમ–જેમ સુદિ બીજે ઉગતા ચંદ્રનાં દર્શન કરવાને લોક ઊંચી અટારીએ ચડે છે તેમ. શિખર–મહેલની ટોચે, અગાસીએ. તમાલિકા એક સંગિ લીધી–મૂળમાં પણ तमालिकाद्वितीया છે. પરંતુ તમાલિકા તો મદલેખાની સાથે ચંદ્રાપીડ પાસે ગઈ હતી; જુઓ પૃષ્ઠ ૧૪૧, પંક્તિ ૧૦. ત્યાંથી એ હજુ વળી આવી ન હતી, તે મદલેખા સંબંધની પંક્તિ ૧૫ ઉપરથી સમજાય છે. ત્યારે એ શી રીતે કાદંબરી પાસે હોઈ શકે? પૂર્વે આવા પ્રસંગમાં

[ જુઓ પૃષ્ઠ ૧૪૦ પંક્તિ ૧૦–૨૦ ને મળતો મૂળનો ભાગ ] તમાલિકા કાદંબરીના સાથમાં હોવાનું મૂળમાં કહ્યું છે, તે જોઈને કોઈએ तमालिकाद्वितीया આ ચાલતા પ્રસંગમાં ઊમેર્યું હોય એમ જણાય છે. મૂળ બારીકીથી વાંચતાં કાદંબરી સાથે અહીં બીજા કોઈની હાજરીની જરૂર જણાતી નથી. ભાલણે પૃષ્ઠ ૧૪૪માં પંક્તિ ૧૭–૧૮ પોતાના તરફથી ઊમેરી સખીની હાજરીની ઉપપત્તિ જણાવી છે. પરંતુ એ સખી તે તમાલિકા હતી એમ અહીં લખી જતાં ઉપર જણાવેલો વિરોધ એના ખ્યાલમાં નથી રહ્યો. વિકાર વિકારી ચેષ્ટા. નિતંબ ઉપરિ વામ કર૦–ડાબો હાથ ડાબે નિતંબે મૂકી, જમણો હાથ નીચે લટકતો રાખી, કીકીઓએ ચિત્રગત [લિખી] હોય એટલે કે ચિત્રપટમાં ચિતરેલી હોય તેવી સ્થિર આંખે, તે સુંદરી ઊભી રહે છે. અહીં 'તારકાઇ લિખી હુઇ' એવો કલ્પિત પાઠ લેઈ અર્થ આપ્યો છે. મૂળમાં मुहुर्नितम्बबिम्बन्यस्तहस्तपल्लवा प्रावृतांशुकानुसारप्रसारितदक्षिणकरा निश्चलतारका लिखितेव છે, તે સાથે સરખાવતાં કલ્પિત પાઠ સ્વીકારવાની જરૂર છે.

## પૃષ્ઠ ૧૪૪

૧–૨૪ જંભા ખાઇ–બગાસું ખાય છે. સાન જાણી આલિંગનની, પયોધરિ પાછૂં ધરિ–જાણે આલિંગનનો ભાવ દર્શાવતી હોય, તેમ વસ્ત્ર પાછૂં ઓઢતાં છેડો છાતીએ ઠીક કરીને મૂકે છે. મૂળનો અર્થ ભાલણે પોતાના દેશકાળ અનુસાર બહુ સારી રીતે બદલી નાંખ્યો છે. કેશ છૂટિ કુસુમ ત્રૂટિ૦–અંબોડો ઢીલો પડી તેમાંથી ફૂલ ગરે છે, તે સુગંધ લેવાને નિમિત્તે વળી વળી ખોબામાં લે છે; ને એ રીતે પ્રણામ કરવાનો ભાવ જાણે જણાવે છે. સાન જાણી કરિ છિ, ઇમ માહારૂં મંન અપાર–મારૂં ચિત્ત પણ અત્યંત આ હારના જેવૂં [ઇમ] થયૂં છે એટલે કે અત્યંત ક્ષુબ્ધ છે, એમ જાણે સાનથી સમજાવે છે. સાન જાણી વારિ વારિ કામશર મુઝ પ્રાહાર–જુઓ આ મને વાગતાં કામનાં બાણ, એમ જાણે ઇસારતથી કહે છે. મેખલા છૂટિ–સાત્ત્વિક કંપનૂં નિરૂપણ છે. તાણિ–તાણીને. કંદુક–દડો. તદ્દભવ ગેંદ સં. कन्दुक ઉપરથી છે. અંગ મોડિ–અંગ મરડે છે, વાળીને અંગના કડકા કરી નાંખે છે; જુઓ મૂળ चाकितपार्श्विनर्नत्रुटयत्त्रिवलीलता. ગૂજરાતી મોડ મૂળ સંસ્કૃત मुद् પ્રાકૃત मोड्ड ઉપરથી થયૂં છે. મોળ, મોર, મરોડ, મરડ, કરમોડ, મચકોડ, મચક, મચડ વગેરે એનો પરિવાર છે. પ્રાકૃત ધાતુ मुर [હે. વ્યા. । ૮ । ૪ । ૧૦૬] પણ એ જ કુટુંબનો છે. કેશ છોડિ–બાહુમૂળ બતાવવાને. જોડિ કર જમ સાન–વેષ્ટિતક [જુઓ रतिरहस्य] નામે ક્રીડાના પ્રકારની સંજ્ઞા જાણે કરતી

હોય તેમ તે હાથને હાથની આંટી દે છે. કમલ કાંપિ હૃદયં ચાંપિ–અહીં કમલગત શ્લેષે અને આલિંગનના નિર્દેશે વિલાસૌત્સુક્યનો ભાવ સૂક્ષ્મ રીતે જણાવ્યો છે. વિવેકમર્યાદા લોપતો આવો ઊઘાડો શૃંગાર ભાલણે પોતાના તરફનો ન ઉમેર્યો હોત, તો ઠીક. રસના–કટિમેખલા. શિથિલ–ઢીલું. દુકૂલ–વસ્ત્ર મંન હીસિ–કુંવર મનમાં આનંદ પામે છે. કટાક્ષ રાખિ–કટાક્ષે જોઈ રહે છે. લલિત ભાંખિ [ કલ્પિત પાઠ ]–મનોહર રીતે નિહાળે છે. જોવાના અર્થમાં ભાંખ મૂળના ઉપયોગ માટે જુઓ દયારામ, કામણ દીસે છે, અલબેલા, તારી આંખમાં રે, ભોળું ભાંખ માં રે. પંક્તિ ૧૧–૧૮માં ઘણે ભાગે ભાલણની કલ્પના છે. નિકટ–પાસે. જામિની [સં. યામિની]–રાત્રિ. અરુણ અંબર–આકાશ લાલ થયું. વિરહ પામિ કોક–ચકવાચકવી [કોક] વિજોગી બને છે. કુમુદિની–રાત્રિવિકાસી પોયણાનો છોડ. કમલિની–દિવસવિકાસી કમળનો છોડ. શીતરશ્મિ–ચંદ્ર. ચંદ્રમા શીતળ કિરણવાળો છતાં વિરહિણીને ધગધગતા અંગારા જેવો લાગે છે. આ રીતે શીતરશ્મિ [સં. શીત શીતળ; રશ્મિ કિરણ ] પદ સાભિપ્રાય છે.

પૃષ્ઠ ૧૪૫

૧–૨૫ ધર્મ–સંધ્યોપાસન આદિ ધર્મકૃત્ય. કુમારી–ગંધર્વરાજકુમારી કાદંબરી. અલ્પ પરિજન પરવરી–થોડી દાસીઓએ વીંટાયલી. અંબર-વસ્ત્ર. દંતપત્ર એકિ–એક કાને તેણે હાથીદાંતની પાંદડી પહેરી હતી. કરાવલંબન–હાથનો ટેકો, હાથમાં હાથ આપવો-લેવો તે. નમ્રતા–નમ્રતાથી. કરણાર્થ પ્રત્યય લુપ્ત. પ્રાકૃત જન–સામાન્ય મનુષ્ય. મહીમંડલિ–ભોંય ઉપર. તલ [તળ] બોલ વાપરવો જોઈએ; તેને ઠેકાણે મંડલ બોલ વાપર્યો છે, તે ઠીક નથી. તમ દૃષ્ટિમાત્ર કર્યું છૂં હૂં દાસ–તમારા દૃષ્ટિપાતથી જ ખરીદાયલો હું તમારો દાસ છું. બોલવાતુ અવકારા–બોલવાની અનુકૂળતા, અનુકૂળતા પુરઃસર બોલવું, યથેચ્છ બોલવું. અનુગ્રહ–કૃપા કરવી તે. મૂળનો અર્થ ભાલણે ફેરવ્યો છે, પણ ફેરફાર રુચિકર છે. સુજનતા–સારપ, ભલાઈ. પ્રેમનુ પસાર–પ્રીતિનો વિકાસ, માયા બતાવવી. આજ્ઞાકારી સેવક–આજ્ઞાંકિત કિંકર જેવો જે હૂં ચંદ્રાપીડ. શા ભણી–શા માટે. શરીર સરજૂં તહ્મારૂં તે કરવા પર ઉપકાર–હું આ શરીર તમને સમર્પણ કરૂં [તહ્મારૂં સરજૂં], પણ તે તો અન્યની સેવા કરવાને છે; એટલે કે તમારી સેવા કરનારૂં બની તમારૂં થઈ ચૂક્યૂં છે. મારૂં રહ્યૂં નથી. ઉપકાર–સેવા; સરખાવો उपक्रण, उपकुर्वाण, उपकार्या.

અહીં મૂળમાં परोपकरणं शरीरकं तृणलवलघु च जीवितमपत्रपे त्वत्प्रातिपत्तावुपाय-नीकर्तुमागतायास्ते । એવો કલ્પિત પાઠ લેઇયે છિયે, ત્યારે અર્થ બરાબર બંધ બેસે છે. સાંપ્રદાયિક परोपकारोपकरणं પાઠ ખોટો છે. શરીરનો પોતે માલીક નથી. તે તો અન્યનૂં થઈ ચૂક્યૂં છે. પારકી થઈ ચૂકેલી વસ્તુ 'લો, આ હૂં તમને આપૂં છું' એમ તેને શા મ્હોએ કહી અપાય? આવો ભાવ परोपकरणं પાઠમાંથી નીકળે છે, परोपकारोपकरणं પાઠમાંથી નથી નીકળતો. તેમાં તો સામાના ઉપર આભાર કરવાનો હૂંપદ ભરેલો આશય સમાયો છે. તૃણ પાઇં લઘુ જીવિતવ્ય–આ જીવતર જે હૂં મારૂં કહૂં છૂં તે હૂં તમને અર્પૂં, પણ મરણશીલ મનુષ્યનૂં જીવન દેવની તુલનામાં તરણાં કરતાં પણ ઓછી વિસાતનૂં છે. તહ્મો આવ્યાં ભેટિ કરવા હૂં૦–તમે પધાર્યાં છતાં તમને જે ભેટ હૂં ધરાવવાનૂં કહેવા જાઊં છૂં, તેના સંબંધમાં મારા પોતાના જ મુખનાં વચન અત્યારે વિચારતાં [જોતાં] મને શરમ આવે છે; અર્થાત્ હૂં તમને મારૂં કરીને કંઈ ભેટ કરી શકતો નથી.

પૃષ્ઠ ૧૪૬

૧–૨૪ અહ્મારાં–મારાં. રાજકુમાર હોવાથી બહુવચન. જીવિતવ્ય લગિઇ –જીવતર સુદ્ધાંત. અપાર–હદ બાંધ્યા વગર, અલેખાને લેખે. અંગીકાર કરુ–પોતાનૂં જ છે તે લો. પારકી વસ્તુ હોય તેના સંબંધમાં આપવાની વાટ જોવી પડે છે. પરંતુ આ તો સૌ તમારૂં જ છે, એટલે તે તમારે પોતાની મેળે વગર આપ્યે લેવાનૂં છે. મોટુ થાઊં જો માહરુ કહુ–' ચંદ્રાપીડ મારો ' એમ જો મુખેથી ભાખો, તો મારા ભાગ્યનો પાર ન રહે. પરિગ્રહ–લેવૂં તે, અંગિકરણ, સ્વીકાર. જિમ સફળ મુજ અવતાર–જેથી મારો જનમ સફળ થાય. એમ, ભલૂં–ભલે, તમે કહો છો તે બધૂં કબૂલ. સરખાવો સં. भवतु । एवम् ।. ભલૂં અહીં ભલેના અર્થમાં અવ્યય છે. અતિ પ્રેમિ સખી ખેદાઇ છિ અવ કાંસુ–તમે અત્યંત પ્રેમનાં વચન કહ્યાં તેથી સખી ફોગટ લજ્જાથી વિકળ બને છે. ખેદાઇ છિ–ખેદ તે લજ્જાકૃત છે. ચિત્ત દોલારૂઢ છિ મનિ ચિંતા૦–વળી આ તે અંતરની કે મ્હોની મીઠાશ હશે એવા અનેક પ્રકારના તર્ક મનમાં થતાં કરી એમનૂં ચિત્ત પણ ખાલી શંકાકુલ થાય છે. વચન તહ્મો જે જે૦–તમે તમારા મુખે [વચનિ] જે જે અંગીકાર કરવા કહ્યાં તે સર્વે કાદંબરી અંગીકાર કરે છે. દોલારૂઢ–સંકલ્પ વિકલ્પના, સંશયના હિંદોળે ચડેલૂં; શકાકુલ. ચિંતા–અનેક પ્રકારના તર્ક; કાર્યભેદે અંતઃકરણના

મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર એમ ભેદ છે, તે ધ્યાનમાં લેવા. વાત માંહાં-વાત કરતાં, વાતચીત દરમ્યાન. પંથ છિ તે કેટલિ-તે કેટલે દૂર છે? ટાલવાનિ શોક ચંદ્રાપીડની બેચેની દૂર કરવાને. સિત-ધોળૂં. તિહાં આરૂઢ-ચંદ્રાપીડમાં જ ચોટેલૂં હતૂં. સ્તવી વિસ્તાર-વિસ્તારથી વખાણીને. દંતધાવન-દાંત ધોવા તે, દાતણ. એવ-નક્કી. સંધ્યાવંદન-સંધ્યા વાંદવી તે, સંધ્યોપાસન.

પૃ ૧૪૭

૧-૨૪ હેઠિ-ભોંયતળિયે. અંગણિ-ચોકમાં. પ્રેરિ છિ-મોકલે છે. વેગલી થઈ-માગ મૂકી દૂર બેઠી, દૂર ખસી. જાઇઇ-જવાય. ભવન-ઘર. પ્રેમ તાહારિ યંત્રિઉ-તારા પ્રત્યેના પ્રેમે તે સંકળાયલો છે. પરિવાર લાગિ-સેનાના સુભટો સુદ્ધાંત. અજાણ્યે-ચંદ્રાપીડની ખરખબર ન મળ્યાથી. રાજલોક-સેનામાંના માંડલિક રાજાઓ. વેગલિથી સમીપિ યોગ-વેગળે છતાં પાસેના જેવી સ્થિતિ. કમળ રવિ શશી કુમુદની પિરિ પ્રીતિ અંતર ભોગ-સૂર્ય ને કમળના જેવી અને ચંદ્ર ને પોયણીના જેવી અંતરમાં જેનો આસ્વાદ [ભોગ] લેવાય છે એવી, અર્થાત્ હૃદયરૂઢ પ્રીતિ છે.

પૃષ્ઠ ૧૪૮

૧-૨૪ એ જન-આ કાદંબરી. વિરહ-વિજોગની વેદના. વુલાવજ્યુ-વળાવજો, મૂકીને આવજો. ગત્યર્થ પ્રાકૃત वोळ ધાતુ ઉપરથી જૂની ગૂજરાતીમાં પ્રેરક રૂપ વુલાવ કે વોલાવ થયૂં છે. પ્રાકૃત परिअल, परिअल्ल અને वोल [ हे. व्या. । ८ । ४ । १६२ । ] ધાતુઓ સંસ્કૃત ' वल् १ આત્મને. અને તેના રૂપાંતર वल्ल १ આત્મને. જવૂં ' ઉપરથી થયા છે. ચાલુ ગૂજરાતીમાં વળ અને વળાવ વપરાય છે. નામ્યૂં-નમાવ્યૂં. હાલ પ્રેરક રૂપ નામ નમાવવાના અર્થમાં કવિતામાં જ વપરાય છે. ગદ્યમાં તો 'નામ'નો રેડવૂં અર્થ થાય છે. આશીસ -शुभाः सन्तु ते पन्थानः કે એવૂં બીજૂં નિર્વિઘ્ને પ્રયાણ ઇચ્છતૂં વચન. એણી પરિ-આ પ્રમાણે. સખી માંહાં સંભારજ્યુ જિહાં કથાઉ તમ થાય-જ્યારે કાર્યવશાત્ વિખૂટી પડેલી સખીઓ વિશે તમારી વાતો [કથાઉ] ચાલતી હોય, ત્યારે તે સખીઓ ભેગાં આ સેવકભૂત સખાને પણ સંભારજો. માનીતી વિશ્વાસુ દાસીઓ જ મોટે ભાગે કાદંબરીની સખીઓ છે. આથી કરીને અહીં સખ્યની સાથે સેવાનો સંબંધ જોડાયલો જ છે. ' કથાઉ તમ ' પાઠ કલ્પિત છે. ઘણૂં શું તમનિ કહૂં વિરહ મુઝનિ જેહ-મને જે વિજોગની વેદના થાય છે, તે વિશે તમને શૂં વિસ્તારીને કહું? ઘણૂં બોલ્યૂં નિષ્ફળ૦

–જુઓ પૃ૪ ૧૪૬, પંક્તિ ૭–૮. કાદંબરી રીદિ વિમાસિ–તેને મનથી કાદંબરીના જ ભણકારા વાગ્યા કરે છે. પ્રેમ દુ:ખિણી–પ્રેમથી બેહાલ બનેલી. હ્રદિ માંહિ જે વસી, તિ મુખિ આવિ ભામિની–જે સ્ત્રી હ્રદયમાં વસી છે તે મ્હોડા આગળ પણ દેખાય છે. મૂળનો ભાવ ભાલણે બદલી નાંખ્યો છે. તિ પાઠ કલ્પિત છે; અસલમાં નિ છે. તન્મય–કાદંબરીમય, તદાકાર. ગાઢિ દૂહિલિ–અત્યંત મુસ્કેલીથી. અવાસ સુધંન–ગંધર્વોનાં ઉત્તમ મકાનો.

પૃષ્ઠ ૧૪૯

૧–૨૪ મજ્જન–સ્નાન. અશ્વ કેરા ચરણ–ઈંદ્રાયુધનાં પગલાં. વીર આનંદ પામિયા–સેનાના સુભટો ઘોડાનાં પગલાંથી ચંદ્રાપીડનો પત્તો લાગ્યો તેને લીધે ખુશ થયા. સૈન્ય દીઠું કૈલાસની બાજુએથી પડોશમાં પોતાનું લશ્કર છાવણી નાંખીને પડેલું તેણે જોયું. સેનાઠામ–અચ્છોદ સરોવરથી થોડેક છેટે ખીણમાં લશ્કરે કરેલું મેલાણ. અભિનંદ એ મેલાણ અચ્છોદને કાંઠે [ જુઓ कादं. क. सा. । ५ । ९३ । ] સમજે છે; અને મૂળનો ઉપલબ્ધ પાઠ પણ प्राप्य महाश्वेताश्रममच्छोदसरस्तीरे संनिविष्टमिन्द्रायुधखरपुटानुसारेणैवागतमात्मस्कन्धावारमपश्यत् । એ પ્રમાણે જ છે. પરંતુ પાછળથી વાંચિયે છિયે, કે એ મેલાણથી કેટલુંક અંતર પગે ચાલીને જાય છે ત્યારે વૈશંપાયન અચ્છોદે પ્હોચે છે. આ ઉપરથી છાવણી અચ્છોદની પડોશની ખીણમાં હશે એમ હું સમજું છું; અને એ સમજને અનુસરી संनिविष्टम्‌ને ઠેકાણે કલ્પિત પાઠ संनिकृष्टम् લેઉં છું, તથા अच्छोदसरस्तीरेનો અન્વય महाश्वेताश्रमम् સાથે કરૂં છું. મહાશ્વેતા કાદંબરી૦–પત્રલેખા અને વૈશંપાયન પૂછે છે તેના ઉત્તરમાં મહાશ્વેતાની કાદંબરીની અને મદલેખાની, ઉપરાંત એક તમાલિકાની અને એક કેયૂરકની હકીકત કહેવાઈ. ઉત્તમ પાત્ર મહાશ્વેતા ને કાદંબરી તથા ચડિયાતા અધિકારની મદલેખા, એ ત્રણનાથી વ્યતિરેક કરવા સામાન્ય પાત્ર તમાલિકા અને કેયૂરકને 'એક' વિશેષણ લગાડ્યું છે. વિખ્યાત છિ–કહેવાયલી, ઓળખાવાયલી બને છે; એટલે કે તેમની હકીકત કહે છે, તેમને ઓળખાવે છે. જુઓ પૃ૪ ૧૩૨, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી. વાત કરતાં વિવેક વિવેકથી એટલે કે વિવેચન કરીને વાત કરતાં. ચીતવતાં–વિચારતાં, સંભારતાં. શર્વરી–રાત. નિમિષ–પલક. આધુ તેડિઉ–આગળ બોલાવ્યો, પાસે બેલાવ્યો. ઈશ–રાજા, અર્થાત્ રાજકુમાર ચંદ્રાપીડે. અમૃત અક્ષર સ્મિત કરી–હસતા મ્હોએ અમૃત જેવા મધુર અક્ષરે [કહ્યું]. એ પ્રશ્નિ ગ્યુ શ્રમ–ચંદ્રાપીડે જે અત્યંત વ્હાલથી વીરા કહી

પ્રશ્ન કર્યો, તેથી કરી કેયૂરકનો થાક જાણે જતો રહ્યો; એટલો બધો તેનો આત્મા પ્રફુલ્લિત થયો. નર્મવાણી–મીઠાશનાં વચન. કુશલિની–સુખી. મોકલ્યૂં –કાદંબરીએ મોકલેલૂં. મહી માંહિ છોડિઊં–ભોંય છોડ્યૂં.

પૃષ્ઠ ૧૫૦

૧–૨૪ કમળદળના સંપુટનૂં મ્હો કમળના દાંડાના તાંતણા [બિસસૂત્ર] થી બંધ કર્યૂં હતૂં [સંયત]. તે ઉપર ચંદન ચોપડી કમળના દાંડા [મૃણાલ]ના ન્હાનકડા [બાલ] કંકણ [વલય]ની મ્હોરછાપ [મુદ્રા] કરી હતી. ઉપર ભીનૂં [આર્દ્ર] વસ્ત્ર વીંટ્યૂં હતૂં. આચ્છાદ્યૂં–વીંટળાયલૂં, ઢંકાયલૂં. સુખ–સુખકારક, શીતળ. પુટ–સંપુટ. કાદંબરીઇ જે કહ્યાં તે કહિ છિ–મૂળ સાથે સરખાવતાં ‘કાદંબરીઇ મોકલ્યાં તે લહિ છિ’ એવો કલ્પિત પાઠ વાંચવાની જરૂર છે. લહિ છિ–જુએ છે. અહિનાણ [પ્રા. अहिण्णाण, સં. अभिज्ञान]–પ્રેમસૂચક ભેટ, સંભારણાં. ત્વચા રહિત–ઉપરની છાલના ઢાંકણ વગરનાં. મંજરી ક્ષીર સહિત–મંજરીવાળાં ને દૂધે ભરેલાં. પૂગીફલ–ફોફળ, સોપારી. પૂગ કે પૂગીફલ સોપારી માટે અને પૂગી ઝાડ માટે વપરાય છે. શુક કામિની કપોલ ઉજ્જવલ –પોપટીના ગાલ જેવાં ચળકતાં. હર–મહાદેવ. કપૂર [સં. कर्पूर]–બરાસ. સુવાન–સારા રંગનૂં. મૃગમદના આમોદ શૂં કસ્તૂરીના વાસ સહિત, કસ્તૂરી ભેળવેલૂં. મલય–હિંદુસ્તાનની દક્ષિણે જ્યાં અસલ ચંદનનાં ઝાડ થાય છે તે પર્વત. વચન એહવૂં કાહાવિઊં છિ–અહીંથી કેયૂરક સંદેશો કહે છે. જેહનિ અલગૂં થાઇ નહીં દરસન–તમને જે હમેશાં જોવા પામે છે, એટલે કે જેમને તમારો વિજોગ વેઠવો પડતો નથી. ઇંદુ–ચંદ્ર. રવિ–સૂર્ય. નિરુચ્છવ [બહુવ્રીહિ] –ઉત્સવ રહિત, ઝાંખૂં. દર્શન વાંછિ સકલ પ્રાણી સુખ જે પિહિલૂં ગયૂં–તમારા દર્શનનૂં સુખ જે પૂરવે [પિહિલૂં] વીતી ગયૂં, તે સૌ ઝંખે છે; જુઓ મૂળ स्पृहयन्ति खलु जनाः कथमपि दैवापवादितायामृतोत्पत्तिवासरायेवातीतादिवसाय. કાદંબરીનિ સ્મરણ એક છિ૦–કાદંબરી નિરંતર તમારૂં નામ લીધા કરે છે. અપરાધ સિહિવા અહ્મારા મૂરખ જાણી કામ–અલ્પબુદ્ધિ સાથે પ્રસંગ [કામ] છે એમ જાણી અમારા દોષ ખમી રહેશો. હવણાં જ શીખ માગી ગયા છો ને અમે તમને પાછા તેડાવિયે છિયે, એ અમારી માગણી મૂર્ખાઈ ભરેલી હશે. પણ તમે અમારી સાથે સલૂકાઈ રાખી છે, તો અમારા દોષ તમે ખમી રહેશો. અપરાધ–દોષ, ખામી. સેજિ–પથારીમાં. વીસાર્યું તુ–વીસાર્યો હતો, તમે વીસરી ગયા હતા. મોકલ્યુ છિ–મોકલ્યો છે.

## પૃષ્ઠ ૧૫૧

૧–૨૪ પ્રસાદ–ભેટ. ગ્રહ્યાં–સ્વીકાર્યાં. સ્કંધ–ખભો. ઉદાર–મોટા, લાંબો; જુઓ અમરકોશ. પલાય–જાય છે. વલ્લભ–વ્હાલા. પૃષ્ઠ ભાગિ–વાંસે, પાછળ. ખાંતિ [સં. कान्ति]–ખાંતથી, ઊલટથી. મુઝ ચાલ્યા પછિ–મારા નીકળ્યા પછી. મન શાંતિ–શાંત મન સહિત, વિરક્ત મનવાળી. અશ્વખુર–ઘોડાની ખરી. આગાર [સં.]–ઘર. મજ્જન–સ્નાન. ત્રિપુરારિ–ત્રિપુરાસુરના શત્રુ મહાદેવ. અહીંકણિ–આ સ્થળે. દર્શક અને સંબંધાર્થ સર્વનામ ઉપરથી સ્થળવાચક અવ્યય બનાવવાને તેમાં 'કણિ' ઊમેરવામાં આવતો હતો; જુઓ પૃષ્ઠ ૧૨૮, પંક્તિ ૧૩, જિહકણિ ઉપરની સમજૂતી. અહીંકણિ, તિહાંકણિ [જુઓ પૃષ્ઠ ૧૫૫, પંક્તિ ૧૨]માં અહીં, તિહાં જે પોતે સ્થળવાચક અવ્યય છે, તેને પ્રત્યય લગાડવામાં આવ્યો છે. એ રીતે અધિકરણાર્થે પ્રત્યય આ ઉદાહરણોમાં બેવડાયા છે. વિસનગર વિજાપુર ભણી ક્યાંકણે વગેરે બોલાય છે, તેમાં પણ એ જ પ્રકારની પુનરુક્તિ છે.

## પૃષ્ઠ ૧૫૨

૧–૨૫ આ મણિશિલાઇ બીસી નિ રાઇ કર્યું ભોજન–સ્ફટિકમણિની શિલા છે એમ મૂળ ઉપરથી સમજાય છે. સજ્યા શય્યાસન–પોઢ્યા. શય્યાસન–પથારીમાં નિદ્રાવસ્થાનું સુખાસન. પ્રીછવી નિ–સમજાવીને આકુલવ્યાકુલી–વ્યાકુલ [બેચેન] ઉપરથી દ્વિર્ભાવસિદ્ધ રૂપ; તદ્ભવ આકળવીકળ. સરખાવો स्वागत ઉપરથી આગતાસ્વાગતા, પાડોશી ઉપરથી આડોશીપાડોશી, ચોરસ ઉપરથી આરસચોરસ, ગોળો ઉપરથી ઓળોગોળો, કોટું ઉપરથી ઓટુંકોટું, પાસે ઉપરથી આસપાસ વગેરે. આ દ્વિર્ભાવનો પ્રકાર બે હજારથી વધારે વરસ જૂનો છે. એને અનુસરીને उवासगदसाઓમાં પ્રા. कोडम्बिअ [સં. कौटुम्बिक] ઉપરથી आडम्बिअकोडम्बिअ બનાવેલું મળી આવે છે. મંન ન રહિ ઠારિ–મન બહુ અસ્વસ્થ બન્યું. અંગ દાઝિ–અંગમાં દાહ ઉત્પન્ન થયો. બાઝિ નહિ કો સાથિ–કોઈની સાથે મેળ બાઝતો નથી, ગોઠતું નથી, વાત કરવી ગમતી નથી. શિરોવેદના–માથાનો દૂખાવો. વૈદ્ય કોડિક મેલિઆ૦ પોતાના સમયની લોકવાર્તાઓ અનુસાર આ ભાલણનો પોતાના તરફનો વધારો પડતો અયોગ્ય ઊમેરો છે. સાધ્ય–મટાડાય એવો. ક્ષણદા [સં. क्षण નિરાંત; दा આપવું]–રાત. ઊલંભુ–ઠપકો, માર્મિક વચન. પર્યાણ [સં.]–પલાણ. સાથિ થકી ચાલ્યુ

–બીજે ઘોડે ચડી નીકળ્યો; તે રાજકુમારની સાથે ને સાથે રહેતો હતો. પ્રેમપૂરણ દષ્ટિ વૈશંપાયન સ્કંધાવારિ સ્થાપ્યુ–સ્નેહમય દષ્ટિએ વૈશંપાયનને સૈન્ય [સ્કંધાવાર]ની ભાળવણી કરી.

પૃષ્ઠ ૧૫૩

૧–૨૩ વર્ષધર–અંતઃપુરનો વ્યંઢળ સેવક. અમરસિંહ અને હેમાચાર્ય वर्षवर શબ્દ આપે છે. તે પૂછ્યૂ રાઇ–રાજકુમાર વડે એ પ્રશ્ન પૂછાયલો. નૃત્ત મયૂર કરિ છિ જિહાં–ભાલણની સંસ્કૃત પ્રતનો પાઠ नृत्तमयूरस्य [क्रीडापर्वतस्य] જણાય છે પણ તેનો વ્યાકરણથી નિર્વાહ કરવો મુશ્કેલ છે. मत्तमयूरस्य પાઠ એ દૂષણથી મુક્ત છે. એ પાઠ પ્રમાણે 'મત્ત મયૂર રહિ છિ જિહાં' એમ પંક્તિ વાંચવી પડે. હિમગૃહ–ઠંડકવાળું સ્થાન. કુસુમમંડપિકા–ફૂલે છાઈ લીધેલો ન્હાનો મંડપ. અંગદ–કહોણીની ઉપર પહેરવાનાં કડાં. વલય–કાંડે પહેરવાનાં કડાં. મૃણાલ–કમળનો દાંડો. રીસભરિ–અત્યંત રીસથી, રીસ ભેર. સં. भरનો ગૌણ અર્થ અતિશય થાય છે. મન્મથ–કામદેવ. નિગડબંધન–બેડીનાં બંધન. મહાશ્વેતા દુઃખી છતાં મારે સંસારસુખ ત્યાજ્ય છે એવી કાદંબરીએ પૂર્વે પ્રતિજ્ઞા કરી હતી; તેથી રોષે ભરાયલા કામદેવે જાણે તેના હાથે પગે ડસકલાં નાંખ્યાં છે, એવી કમળનાળનાં કટક વગેરેમાં સંભાવના કરી છે અને તેથા કામપરવશતાનો ધ્વનિ છે. જથા–જાણે. વાસ્તવિક રીતે જથા ઉપમાવાચક અને જાણી ઉત્પ્રેક્ષાવાચક છે; પરંતુ ભાલણ ઉભયને ઉભય અર્થમાં વાપરે છે. જિમનો પણ એણે એવી જ રીતે બેવડો ઉપયોગ કર્યો છે. દેવતાઓ પણ કાદંબરીનું રૂપલાવણ્ય જોઈ મોહિત બન્યા છે એમ દર્શાવવા ચંદ્ર કપાળે, વરુણ નેત્રે, વાયુ અધરે અને અગ્નિ હૃદયે આવી વસ્યાની ઉત્પ્રેક્ષા કરી છે; તેણે કરીને કપાળે દાહનો, નેત્રે અશ્રુપાતનો, મુખે નિશ્વાસનો અને હૃદયે તાપનો ધ્વનિ ઉપજે છે. સોમ–ચંદ્ર. નિકેત–વાસ. વરુણ–જળના અધિષ્ઠાતા. મારુત–વાયુ. હુતાશન–અગ્નિ. ધરિયા ઉરજ ઉપરિ૦–પોતે જેને સંકલ્પમાં જોઈ રહી છે તે પિયુ પરાણે આલિંગન દેશે એ ભય જાણે આણતી હોય ને તેને અંતરાય કરતી હોય, તેમ તેણે સ્તન [ઉરજ] ઉપર હાથ રાખ્યા હતા. પાંચે ઉત્પ્રેક્ષામાં ભાલણે વધતો ઓછો ગાંઠનો ફેરફાર કરી નાંખ્યો છે. ચંદન ચર્ચિ ચર્ણે, પંકજ બાંધિ શર્ણે–દાસીઓ સંતાપમાં શરણભૂત જે ચંદન, તે એના પગનાં તળિયે ચોપડે છે અને કમળ બાંધે છે. શર્ણે–શરણ્ય, આશ્રયભૂત. શીત–ટાઢક, ટાઢા ઉપચાર. ઊઠંતી–ઊઠે છે. વર્તમાન કૃદંતના આવા ઉપયોગ બાબત જુઓ પૃષ્ઠ ૧૨, પંક્તિ ૨૨,

વસંત ઉપરની અને પૃષ્ઠ ૬૭, પંક્તિ ૭, ઊલટમાન ઉપરની સમજૂતી. કામ-જ્વરે દૂબળી પડેલી સ્વભાવે સુકુમાર અને ક્ષોભથી વિવશ બનેલી કાદંબરીની ચેષ્ટાનું વર્ણન પંક્તિ ૧૯–૨૦માં છે. ઝાલિ સહિરુ જમ હાથિણી–સખીઓ તેને હાથનો ટેકો આપે છે, તેમાં મદના ગંધથી વિહ્વળ બની ગંધગજ ભણી ધસતાં ઝાલી રખાતી હાથણીનો ઉપચાર છે. આ સુંદર કલ્પના નવીન છે. વિસ્મય માનિ–તે મનમાં ફૂલાય છે. વિસ્મય–ગર્વ; તે ઉપરથી અહીં અર્થ સૌભાગ્યનો ગર્વ. સાશ્ચર્ય હોય–ચકિત થાય છે. વિસ્મય અને આશ્ચર્યના એકસાથે પ્રયોગથી પ્રગટતી પુનરુક્તિ ટાળવા 'વિસ્મય માનિ, સાશ્ચર્ય હોય' એવો કલ્પિત પાઠ લેવો પડે છે. 'માણસ આશ્ચર્ય પામે છે, અચરજ પામે છે' એમ બોલિયે છિયે; પણ 'માણસ આશ્ચર્ય થાય છે, અચરજ થાય છે' એવું કહેતા નથી આ કારણથી અસલમાં ઉપર બતાવ્યા પ્રમાણે ફેરફારની જરૂર છે. પ્રોષિતપતિકા–જેનો પતિ વિદેશ ગયો હોય તે; અષ્ટ પ્રધાન નાયિકામાંની એક. પ્રિયતમ માટે ઝૂરતી કન્યા વિશે પ્રોષિતપતિકાનો ઉપચાર વિરહવેદનાના અતિશયનો ધ્વનિ ઊપજાવવાને માટે છે.

પૃષ્ઠ ૧૫૪

૧–૨૩ આશીસ દેઈ–દૂખડાં લેઈ, ખમા કરી. મનની રલી–મનમાં અત્યંત આનંદ સાથે. કુસુમશયન–ફૂલની પથારી. ચરણિ સ્પર્શ કરી–પગ અડાડી આસન સ્વીકાર્યાનો આચાર કરીને. આ દરબારી વિવેક ભાલણે પોતાના સમયનો દાખલ કર્યો છે. મૂળમાં તો પગ વડે દૂર કરી [पादेनैवात्सार्य] છે. પાસિ બીસારી મનિ ધરી માનુષીનિ...વિખ્યાત–અહો આને આવું રૂપ બક્ષી બ્રહ્મા માનુષી સ્ત્રી વિશે પણ કેવો ઊઘાડો પક્ષપાત બતાવે છે, એમ મનમાં વિચારી [ધરી] કાદંબરીએ તેને પોતાની પાસે બેસારી. વિખ્યાત–જાહેર, ઊઘાડો. સેવ–સેવા, સત્કાર. સ્વાગત–આગતાસ્વાગતા. ધીરજ નવિ ધરિ–પતીજ આણતો નથી, ખાતરી માનતો નથી. પારખૂં જોવા–પરીક્ષા જોવા, ખરી હકીકત જાણી લેવા. પાછા પ્રત્યુત્તર–સામા જવાબ. પંક્તિ ૧૫ થી ૨૧ માં કુંવરનું બોલવું દ્વિઅર્થી છે. એક અર્થ મંદગી પરત્વે અને બીજો કામાતુરતા પરત્વે છે. ચંદ્રાપીડ ઉપરથી કાદંબરીને કહે છે, કે 'સુંદરિ! તમારો આ નવનવાં રૂપ ધારણ કરનારો વ્યાધિ અથાગ અને કષ્ટસાધ્ય છે. એ વ્યાધિએ, તમે જાણો છો કે, તમે પીડાઓ છો તે કરતાં હું વધારે પીડાઉં છું? આથી ગમે તે સાહસ ખેડી હું તમને સુખ કરવા ઇચ્છું છું.

અહો સ્યામા ! તમે બીજાની વાતચીતથી [વાણિ] ખિન્ન છો અને ધ્રૂજતાં પટમાં પડ્યાં છો, આમ કેમ [કાં] ? તમારી આ અવસ્થા જોઈ તમારા દુઃખના પાસે મારૂં હૃદય નંખાઈ જાય છે. તમારી આંખો સંતાપે લાલચોળ થઈ છે ને મારી આંખમાંથી આંસૂ વહે છે ! દુઃખને લીધે તમે આભૂષણ પહેર્યાં નથી, તે પોતે પહેરો. મનોહર વેલ [નવા લતા] ભ્રમરથી છવાયલાં અર્થાત્ ઉત્તમ ફૂલના ફાલથી જ શોભે છે.' આ વાણીનું રહસ્ય બીજૂં છે. ચંદ્રાપીડ ગૂઢ રીતે એમ કહે છે કે 'સુંદરી ! કામવિકાર રૂપી વ્યાધિ કળી ન શકાય એવો અને તે કારણથી યોગ મુસ્કેલીથી કરાવાય 'એવો છે. એ વ્યાધિએ, તમે જાણો છો કે, તમે પીડાઓ છો તે કરતાં હૂં વધારે પીડાઊં છૂં? આથી વિવાહમાં આ મારા દેહનો પ્રતિગ્રહ કરાવીને હૂં તમને સુખ કરવા ઇચ્છૂં છૂં. અહો સ્યામા ! તમે કામને બાણે વીંધાઈ કંપતાં પટમાં પડ્યાં છો. પાર્શ્વગત થતાં તમારી આ અવસ્થા જોઈ મારૂં હૃદય નંખાઈ જાય છે. તમારી આંખો કામજ્વરના તાપથી લાલચોળ થઈ છે ને મારી આંખમાંથી આંસૂ વહે છે ! તમે ગાંધર્વ વિવાહને યોગ્ય મંગળ આભૂષણ ધારણ કરો [ અર્થાત્ મને ગાંધર્વ વિવાહથી વરો ]. જવાની [નબાલતા] કામના જ પછેડે શોભે છે.' શ્લેષ અલંકાર. અગાધ-(૧) અથાગ; (૨) કળી ન શકાય એવો. દુર્ઘટ-(૧) ઘટવો મુસ્કેલ, કષ્ટસાધ્ય; (૨) જેમાં બેનું સંઘટ્ટન થવૂં, એનો યોગ થવો મુસ્કેલ છે એવો. કામરૂપિઉ-(૧) નવનવાં રૂપ ધારણ કરનાર [સં. कामरूप વિશે]; (૨) કામવિકાર રૂપી. દેહપ્રદાન-(૧) કાયા કુરબાન કરવી તે. ગમે તે સાહસ ખેડવૂં તે; (૨) વિવાહમાં પોતાના દેહનો પ્રતિગ્રહ કરાવવો તે. સ્વસ્થ (૧) રોગમુક્ત; (૨) સુખી. કામનિ બાણિ-(૧) કાં મનિ વાણિ; (૨) કામનિ બાણિ. પાસિ-(૧) પાસ [સં. स्पर्श]થી, અસરથી; (૨) પાસે આવ્યો છતાં, પાર્શ્વગત થતાં. પડિ છિ-નંખાઈ જાય છે. સંતાપ-(૧) વ્યાધિકૃત પીડા; (૨) કામજ્વરનો તાપ. ધરિ સ્વયંવર આભરણ-(૧) ગંધર્વોના પોતાનો વરવાનો પ્રકાર [સ્વયંવર] અર્થાત્ તેમને નામે ઓળખાતો પરણેતરનો પ્રકાર જે ગાંધર્વ વિવાહ તેને યોગ્ય મંગલ આભૂષણ પહેરો; (૨) પોતે [સ્વયં] સુંદર [વર] આભૂષણ સજો. કુસુમ શિલીમુખમય-(૧) ભમરાથી છવાઈ ગયેલાં [શિલીમુખમય] ફૂલ; (૨) ફૂલ જેનાં બાણ [શિલીમુખ] છે એવો જે કામ, તદાત્મક. આવરણ -(૧) આચ્છાદન; (૨) પછેડો, ઓઢણી, ચૂંદડી [સરખાવો જૂ. ગૂ. પાંગુરણ, સં. प्रावरण, प्रावार]. નબાલતા-(૧) નવલ [ નવા ] એટલે મનોહર વેલ [લતા]; (૨) બાલ્યાવસ્થા [બાલતા]નો અભાવ, જવાની. શ્લેષાદિ ચિત્રમાં

અનુસ્વારના વધારાઘટાડાની અને વકારબકારના વિનિમયની છૂટનો ભાસે અહીં લાભ લીધો છે. એ છૂટ બાબત જુઓ નીચેનો શ્લોક:—यमकश्लेष-चित्रेषु बवयोर्डलयोर्न भित् । नानुस्वारविसर्गौ च तथा मङ्गाय संमतौ ॥ ગંધર્વસુતા—કાદંબરી. બાલ—નાની. મિશ્ર—એમસ્યુ, જેમાં બે અર્થ ભળેલા છે એવૂં, દ્વિઅર્થી. મુગ્ધ થકી—મુગ્ધ છતાં એ, ભોળી છતાં એ. શીખવી—પઢાવી, ભણાવી. પ્રજ્ઞા—બુદ્ધિ, સમજશક્તિ. જો કે કાદંબરી સરળ કુમારિકા હતી અને ચંદ્રાપીડ અટપટૂં દ્વિઅર્થી બોલ્યો હતો, તોપણ તે મુગ્ધાને કામદેવે જ ભણાવી. તેનામાં અંદરથી [મન માંહિથી] નવી સમજશક્તિ સ્ફુરી. પ્રજ્ઞા 'હવી' અધ્યાહાર્યનો કર્તા છે. અહીં ભાલણે સ્વપ્રા યોજના ઘણે ભાગે નવી ઘડી કાઢી છે. તે ઉપરથી એના વિશે આલંકારિક તરીકે ઊંચો મત બંધાય છે અને એ અંશમાં કાદમ્બરીનો ભાષાબંધ રચવાનો એનો અધિકાર સિદ્ધ થાય છે.

## પૃષ્ઠ ૧૫૫

૧—૨૪ વક્ર વાક્ય—વ્યંગવાણી. સમર્થ—સામર્થ્યવાળો, સૂચક, ધ્વનિયુક્ત. મનોરથ—ચંદ્રાપીડના હૃદયનો ભાવ. જાણી પદ પાર અને સંસાર સાથે સંબંધ ધરાવે છે. નાપ્યુ—ન આપ્યો. ચંદ્રાપીડનૂં બોલવૂં પોતે સમજી છે ને તે રુચતૂં છે, એવૂં જણાવવા કાદંબરા નાગરિકપણે મ્હો નલકાવે છે. મદલેખા તેનો ભાવ સમજી ચંદ્રાપીડનો સંશય દૂર કરવા સ્પષ્ટ શબ્દમાં તેના વતી ઉત્તર આપે છે. મૃણાલકા—કમળના કુમળા દાંડા. હુતાશન—અગ્નિ. ચંદ્રજ્યોત્સ્ના—આનંદ ઉપજાવનાર, અન્યને સુખ આપનાર ચાંદરણૂં. જ્યોત્સ્નાનો સામાન્ય અર્થ ચાંદરણૂં છે, તેમાં આનંદ ઉપજાવવાનો—સુખ આપવાનો ભાવ સેળવવા ચંદ્ર શબ્દ પૂર્વે જોડ્યો છે. આતપ—તાપ આપનાર તડકો. પવનાશ [સં. पवन; अश् ૯ પરસ્મૈ. ખાવૂં]—સર્પ. કવિપ્રસિદ્ધિ છે કે સર્પ વા ભખાને રહે છે; જુઓ મક્ષ્ટગતક ।૮૯। वाताहारतया जगद्विषधरैराश्वास्य निःशेषितम् । જુ દેખુ છુ અવસ્થા પાસિ—પાર્શ્વગત હોઈ જે અવસ્થા તમે નજરોનજર જુઓ છો. રાજા મનમાં ઘટમટ કરિ—મદલેખા તરફથી આવો ઉત્તર મળ્યા પછી રહેવૂં કે જવૂં તેની ઘડભાંગ રાજકુમારના મનમાં થાય છે. તે નિશ્ચય ઉપર આવી શકતો નથી. જવારહેવાના સંકલ્પ રૂપી હિંદોળે તેનૂં ચિત્ત ચડે છે. તેની મતિ કામવિકારથી વિકળ બની છે. તેથી તે શું કરવૂં તે નક્કી કરી શકતો નથી. દ્વિધા ચિત્તમાં હીંદોળાનો અને અત્યંત ભ્રાંત ચિત્તનાં ચગડોળનો ઉપચાર કરવામાં આવે છે. ઘટમટ—મનમાં ઘટવૂં [ઠસવું] અને મટવૂં [નિશ્ચા

થવું], સંકલ્પવિકલ્પ. સરખાવો ધડભાંગ, ભાંજઘડ. સંદેહ—આ શબ્દ અહીં શંકાના અર્થમાં નથી; પણ 'સંશયાત્મસ્થિતિ, અનિશ્ચય' એ અર્થમાં વાપર્યો છે. મહાશ્વેતા શું કીધી કથા...ઘણી વાર તેણે બહુ વાર સુધી મહાશ્વેતા સાથે વાતચીત કરી. કહિ આન્યા કરિ કુમાર પછી મહાશ્વેતાએ પોતે જ કુમારને મહા મુસ્કેલીએ જવાની રજા આપી. સ્કંધાવાર—પડાવ, મેલાણ, છાવણી અહીં રહિ અમ મન ભાવશિ—એ અહીં રહે અમને ઠીક પડશે. જીવિત—જીવતર. તેહ પ્રસાદ કાદંબરીની કૃપા, મહેરબાની. પુહુતુ પ્હોતો, પ્હોચ્યો. સં. प्राप्त, પ્રા. पत्त ઉપરથી હકારના પ્રક્ષેપથી અને સ્વરસંક્રમથી પુહુત્ત થઈ પ્હોત. પ્હોચ, પ્હોક, પૂગ વગેરે થયેલ છે. અભિરામ-સુંદર.

પૃષ્ઠ ૧૫૬

૧–૨૫ ઊખેલી ઊકેલીને. 'જડવું, બાંધવું' એવા અર્થમાં સંસ્કૃતમાં 'कील् ૧ પરસ્મૈ.' ધાતુ છે, જે ઉપરથી સં. कील, ગૂ. ખીલો, કીલી, બાંધવાના અર્થમાં જૂ. ગૂ. ખીલવૂં [ જુઓ ભાલણકૃત ભા. દ. સ્કં. પદ ૪૩, કડી ૧ કોણે ખીલ્યા તારા પાય? ] વગેરે શબ્દ થયા છે. એ ધાતુમાં उत् ઉપસર્ગ મળી થયેલા उत्कील् ઉપરથી જૂ. ગૂ. ઊખેલ, ચાલુ ગૂ. ઊકેલ મૂળ ઊતરી આવ્યાં છે. નાથ—શિરછત્ર, સુરબ્બી. રાજ-શેખર—રાજાઓના મુગટરૂપ, રાજાઓમાં શિરોમણિ [ રાજા તારાપીડ ]. મન ધરી ચંદ્રાપીડ શિર ચુંબન કરી—ચંદ્રાપીડને મનથી પ્રત્યક્ષ કરી માથે ચૂમીને. સકલ સંપદનૂં એક પાત્ર૦—પંક્તિ ૪ ના ચંદ્રાપીડ પદના વિશેષણ તરીકે આ અર્થનું सर्वसंपदामायतनं મૂળમાં છે, તે બરાબર છે. ભાલણે તેનૂં સ્વતંત્ર વાક્ય કરી અહીં મૂક્યૂં છે, તે બરાબર નથી. પત્રમાં ક્ષેમકુશળની વ્યાવહારિક પંક્તિ લખી જઈ તે પછી વિશેષ વિજ્ઞપ્તિ અને વિશિષ્ટ ઉદ્‌ગારો આવે છે. આથી 'સકલ સંપદનૂં...સુંદરગાત્ર' એ લીટી 'તાહારિ માત સહિત...સદિ' પછી વાંચવાની જરૂર છે. સદિ—હમેશ. જૂ. ગૂ. સદિવ [સં. सदैव]નૂં ટૂંકૂં રૂપ સદિ. લેખ વાંચતાં ખેપ જ કરી—લેખ વાંચી જતાં જેટલો કાલક્ષેપ થાય તેટલો જ કરીને, પત્ર વાંચવા પૂરતી જ ઢીલ કરીને. ખેપ સંસ્કૃત कालक्षेप-નો એકદેશ છે. મોદ—આનંદ. લિખ્યૂં તેટલૂં તે માંહાં રેખ લીટીઓની ગણત્રીએ તેમાં પણ તેટલૂં જ લખ્યૂં હતૂં, તેમાં પણ તેટલી જ લીટીઓ લખી હતી. રેખ [સં. रेषा] પરિમાણ બતાવવાને મૂકેલ છે. તેહતુ અર્થ એટલુ એહ—તેનો ભાવ [અર્થ] એટલો જ હતો અને તેનૂં પ્રયોજન [અર્થ] એ જ હતૂં. તેહિ—તે એ, તે પણ. મિ કરવી—મારે કરવી. અશ્વારૂઢ [ સં.

અશ્વ વોહો; આરૂઢ ચડેલો ]–ઘોડે સ્વાર. પ્રયાણ પટહ–કૂચનું નગારું. આવે-આવજે; જુઓ પૃષ્ઠ ૬૮ પંક્તિ ૨૭, લલાટે ઉપરની સમજૂતી. નિશ્વાસ દેઈ–સાચારીનો નિશ્વાસ મૂકી. કથાવારતા વરતિ જિહાં–જ્યારે તમે નિરાંતે વાત કરતાં હો. કથાવારતા પર્યાયદ્વંદ્વ છે. ચાંડાલ–પોતાને વેર ચાલ્યો ગયો એવો નિર્દય ને નીચ. મૂળનો તર્ક બાણે ઠીક પલટાવી દીધો છે. રસાલ–પ્રેમાળ, હેતાળ, શુષ્ક નહિ તે. વિણયુક્તિ–વગરયુક્તે. વિસ્તરી–વિગત જણાવીને. મદલેખાની હિયડુ મંત–તમે તો મારું હૃદય [મંત] છો એવું, હે કેયૂરક, તને મદલેખાને કહેજે. મદલેખા કાદંબરીની અંતરની સખી હતી, તેથી ચંદ્રાપીડ પણ તેને પોતાનું બીજું હૃદય કહે છે.

પૃષ્ઠ ૧૫૭

૧–૨૪ વૈશંપાયન કટકાવારિ મેહેલી–વૈશંપાયન પાછળથી રાહતથી સેના [કટકાવાર] લેઈને આવે એમ કરાવી. પત્રવાહક–કાસદ, ખેપિયો. પાદપ [પું.]–ઝાડ. પંથીક–વટેમાર્ગુએ. પુરાતન ભૂપ–પૂર્વે યજ્ઞ કરેલા, તેના યજ્ઞસ્તંભ. હિમગિરિ પર્વત જેવાં શૃંગ–કદીક વચ્ચે દૂર આવેલા પર્વતોનાં ઊંચાં શિખર માત્ર દેખાતાં હતાં. કેતકી–કેવડાનું ઝાડ. ભૃંગ–ભમરા. ગુલ્મ–જાથાં. લતા–વેલા. ગહન–પ્રચાર ન થઈ શકે એવાં, ગીચ. ઠાર–સ્થળ. ધ્વજ રક્ત–રાતી મોટી ધ્વજ. નાના રંગ વિકાસિ–રાતો પીળો કાળો વગેરે અનેક રંગ દૃષ્ટિગોચર કરે છે. તરેહતરેહના રંગની બીજી નાની ધજાઓ પણ ત્યાં નજરે પડે છે. કનકદંડ અતિ ઉચ્ચ–સુવર્ણ ધ્વજાનો વાંસ જે સોને મઢેલો હતો, તે બહુ ઊંચો હતો. અપાર શિખર મનોહર તેણિ ઠાર–એ વાંસને પડખે [તેણિ ઠાર] અત્યંત મનોહર ચંડિકાપ્રાસાદનું શિખર હતું. પાસિ ચમર અનિ ત્રિશૂલ–પાસામાં ચમર લટકાવેલો હતો અને ત્રિશૂળ રોપેલું હતું. નભ-મંડલ–આકાશનો સુભટ. સ્થૂલ–મોટું [ત્રિશૂલ]. અતિથિકિયા–મહેમાનદારી. મારગ કૌતુક સરખુ થાય–રસ્તો કૌતુકરૂપ અર્થાત્ વિચિત્ર હતો. અંબાર–જથ્થો. વેદિ–ચાચર. ઇસિ–ઓશરી. જૂ. ગૂ. ઇસી [સં. ઇષિકા]નું ટૂંકું રૂપ. ચંડીનિ પ્રાસાદિ–ચંડિકાના દેવળે. સંન્યાસી–મૂળમાં ધાર્મિક [સાધુ] કહ્યો છે. આશ્રમવાચક સંન્યાસી શબ્દ ન વાપરતાં 'જરઠ વ્રતિક જેગી કોય' એમ લખ્યું હોત, તો ઠીક થાત.

પૃષ્ઠ ૧૫૮

૧–૨૪ શરણ જઈ રઘુ પિતાનિ ચરણુ–પિતાને આશરે [શરણ] તેમને

ચરણે જઈને રહ્યો. ક્રમિ–અનુક્રમે. નાથ–દિગ્વિજય કરી જે આખી પૃથ્વીનો નાથ બન્યો હતો એવા ચંદ્રાપીડને. અભિવાદન–નમસ્કાર કરનારે પોતાનો નામોચ્ચાર [अभिवाद] કરવો તે. પ્રણામ–નમસ્કાર [पादोपसंग्रह]. કિંચિત કાલ થોડો વખત. કિંચિત રૂપ વાસ્તવિક રીતે નપુંસકલિંગનું છે; છતાં તે ગૂજરાતીમાં ત્રણે જાતિના નામ સાથે અવિકારી વિશેષણ તરીકે વપરાય છે. સરખાવો બંને, ત્રણ, ચાર [ જુઓ પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૨ ઉપરની સમજૂતી ]. નામું–નમાવ્યું. કીધૂં સ્નાનક્રિયા ભોજન–સ્નાન સાથે ભોજન કર્યું, ન્હાયો ને જમ્યો. સાહચર્યાર્થ પ્રત્યય લુપ્ત. અપરાહ્‌ણ–બપોર પછીનો દિવસનો ભાગ, નમતો પ્હોર. રાત્રિ નાંખિ–રાત ખૂટાડે છે. આવ્યા ભણી–આવ્યાના કારણથી. મેઘનાદિ પ્રણમ્યુ નાથ–મેઘનાદ વડે સ્વામી નમાયો, મેઘનાદ સ્વામીને નમ્યો. તેહનિ પૃષ્ટિ ધર્યું તે હાથ–જુઓ મૂળ मेघनादं च प्रणतं पृष्ठे करकिसलयेन पस्पर्श । કુશળી ક્ષેમ–ખેમ કુશળ; પર્યાયદ્વંદ્વ. કલ્યાણ–કુશળ.

### પૃષ્ઠ ૧૫૯

૧–૨૪ કરિ અંજલી કાદંબરી૦–સઉ સખીઓ સમેત કાદંબરી પ્રણામ કરે છે. 'કરિ' પાઠ કલ્પિત છે; અસલમાં 'કરી' છે. રાજલોક વાલ્યુ–રાજાઓને પોતપોતાને ઊતારે મોકલ્યા. અંતર્ગૃહ–ઊતારાના માંહ્યલા ભાગમાં. મન ઊછલ્યૂં, સહી નવિ સકિ, જાણિ કામિની કિહારિ બકી–પત્રલેખા ક્યારે સમાચાર કહેશે એમ જાણે કરતૂં મન ઊતાવળૂં થયૂં; તેનાથી ખમી રહેવાયૂં નહિ ઊછલ્યૂં–તલપ્યૂં, તલપી રહ્યૂં. સહી નવ સકિ–અસહન બન્યૂં, અધીરૂં થયૂં. અજિર–આંગણૂં. સ્થલકમલિની–જમીન ઉપર થતા કમળના છોડને મળતા છોડ. આતપત્ર [સં. आतप તડકો, त्रै રક્ષણ કરવૂં ]–છત્ર. શયનમંડપ–સૂવાનો ખંડ. મિથુન–જોડૂં. દેવી–ગંધર્વો દેવયોનિ છે, મનુષ્ય નથી. આથી મર્ત્યલોકનો ચંદ્રાપીડ કાદંબરીને દેવી કહે છે. રંગ–પ્રીતિ. વિસ્તાર–વિસ્તારથી. જેહવી પ્રીતિ રહી તેણિ સ્થાનિ–ત્યાં હૂં કાદંબરીના જેવા પ્રેમે રહી, કાદંબરીનો જેવો પ્રેમ અનુભવતી આટલો વખત રહી [ તે કહૂં છૂં ]. ગોષ્ઠી–વાત. સર્વથા–સર્વ પ્રકારે, સંકોચ રાખ્યા વગર, નક્કી. કુસુમશય્યા બીઠી આસન્ન–ફૂલની રચેલી શય્યા પાસે [આસન્ન; સં.] બેઠી. સુખિ રહૂં ભક્ષભોજન–મૂળમાં અહીં अतिष्ठं च सुखं नवनवाननुभवन्ती देवीप्रसादान् । એવો પાઠ છે. તે જોતાં ભાલણે 'સુખિ રહૂં પ્રસાદિ ઘંન' એવૂં કંઈક લખ્યૂં હોવૂં જોઈયે. તેમાં 'પ્રસાદ'નો અર્થ પરસાદ સમજનારા કોઈકે સરળતા સારૂં ભક્ષભોજન ગોઠવ્યૂં હશે, જે પુનરુક્તિવાળૂં જ નહિ પણ વિશેષમાં અસંભવિત પણ છે. સરખાવો

મન્ત્રણ [વાત બીજાને કહી દેવી તે] શબ્દ નિમન્ત્રણ [જમવાનું નોતરું] ને સ્થાને ગણી કોઈએ विक्रमोर्वशीय નાટકના બીજા અંકની પહેલી ઉક્તિમાં ગોટાળો કરી મૂક્યો છે તે. દૃષ્ટિ દૃષ્ટિ મુખિ મુખ કરી—ચાર આંખો મેળવી મ્હો સામું મ્હો રાખી. કરપલ્લવ કરપલ્લવિ ધરી—હાથમાં હાથ મૂકી. હૃદયિ હૃદય—સમાન લાગણીથી. મનિ મન—સમાન તન્મયતાથી. છેલ્લાં બે વચનનું સ્વારસ્ય ચંદ્રાપીડ ને પત્રલેખા પૂર્વે જન્મે ચંદ્રરોહિણી હતાં એ વગેરે યાદ લાવવાથી સમજાશે. શર્વરી—રાત. અપહ્નુ કર્યું—દૂર કર્યો, વિદાય કર્યો. ભાલાક કર અવલંબન ધર્યું—ટેકો લેવાને [અવલંબન] મારો હાથ ઝાલ્યો. વલ્લભ—વ્હાલું. બાલોદ્યાન—જ્યાં ન્હાના છોડો ઉછેરવામાં આવતા હતા તે બાગ [ Nursery ]. એ પ્રમદવનનો એક ભાગ હતો. તિહાંથી મરકતમણિ સોપાન પ્રમદવનવેદિકા ચડ્યાં; મણિ માણેક્ય નાનાવિધ જડ્યા—એ બાલોદ્યાનથી લીલમનાં પગથિયે થઈને પ્રમદવનની ઊંચી બેઠકે ચડ્યાં, જે બેઠકમાં માણેક વગેરે અનેક પ્રકારનાં રત્ન જડ્યાં હતાં. સોપાન—પગથિયાં. વેદિકા—ઊંચી બેઠક. અસલ પ્રતમાં वेगिका છે. પરંતુ અહીં વેગ કરવાનું કંઈ ખાસ કારણ જણાતું નથી અને બેહાલ સ્થિતિમાં વેગનો અવકાશ પણ નથી. વળી બાણ ભટ્ટ પોતે प्रमदवनवेदिका લખે છે. આ કારણથી પાઠ અહીં સુધારી લીધો છે.

પૃષ્ઠ ૧૯૦

૧-૨૪ તારકા—કીકી. સંકલ્પ—નિશ્ચય. વિકલ્પ—અનિશ્ચય. સ્વેદોદકિ કીધું સ્નાન મદનાગ્નિ પીસવા સ્થાન—તે વખતે [તેણિ સ્થાન] મદનાગ્નિએ દેહ પાડવાનો તેણે જાણે નિશ્ચય કર્યો હોય, તેમ તે પરસેવે ન્હાઈ. અગ્નિપ્રવેશ, ભૃગુપતન, વિષભક્ષણ વગેરે દેહ પાડવાના માર્ગ છે. અગ્નિમાં બળી મરવા ઇચ્છનાર પ્રથમ સ્નાન શૌચ આચરે છે, તે મુજબ અહીં મદનાગ્નિને અનુરૂપ સાત્વિક સ્વેદના સ્નાનનું નિરૂપણ કર્યું છે. ભૌતિક અગ્નિને સ્થાને દેહ પાડવાના સાધન તરીકે મદનાગ્નિનો નિર્દેશ કર્યો છે, તેથી તેના અતિરેકનો ધ્વનિ ઉપજે છે. પડવા ભૂંપિ ધૂનિ તન—જાણે તે ભૃગુપતનની તૈયારી કરતી હોય, તેમ તેનું શરીર ધ્રુજ્યું. જે ઊંચેથી કૂદકો મારવાનું કરે છે, તે પ્રથમ અંગ ધ્રુજાવે છે. અણપીછ્યું જેણિ માહરૂં મન—જેનો હું મનથી અભિપ્રાય સમજી નહિ. બાણે यया अविदिताभिप्रायया લીધું જણાય છે.

મિઇ વિનય કહ્યું તેણિ હારિ આજ્ઞા૦—જ્યારે મને સમજણ ન પડી, ત્યારે મેં કાદંબરીને વિનયથી કહ્યું કે 'ફરમાવો. હું શું કરૂં તમારા માટે?' તુહિ કિહિતાં કંપિ પાણિ જાણી વારિ છિ૦—તેટલું થતાં એ જાણે રહસ્ય કહી દેવાની ના પાડતાં હોય, તેમ તેનાં હાથ વગેરે અંગ કંપે છે. અહીં પાણિ બીજાં અંગના ઉપલક્ષણાર્થે છે; જુઓ મૂળ निजावयवैरपि वेपथुमद्भिर्निवार्यमाणेव. વસ્ત્રાંચલ—પાલવ. આવ્યા ઉત્તમ ગંધનિ ધ્યાનિ—કર્ણોત્પલના ઉત્તમ વાસની ઝંખનાએ આવેલા. મધુકર—ભમરા. લાજિ બીજી વારતા બકિ—મનથી શરમાતી તે બીજી બીજી વાતો કરે છે. મદનાનળ—કામાગ્નિ. જ્વલિ—ધીકે છે, બળે છે. દુઃખ ગણવા જિગ માલા મ્યલિ—એકઠાં મળીને જાણે દુઃખની ગણત્રી કરવાની માળા બને છે. મુક્તા—મોતી. જિમ—જાણે. પંક્તિ ૧૪ થી ૧૮—અહીં લજ્જા, વિલાસ, લીલા, મુગ્ધતા, વિનય, ભીરુતા, વિભ્રમ, વૈદગ્ધ્ય અને વિષાદની ચેષ્ટાનો નિર્દેશ છે. એ ચેષ્ટાઓ એવી તો સર્વાંગે સંપૂર્ણ ને હૃદયહારી હતી કે તે તે ભાવાભિમાની દેવને તે તે ભાવનું સ્વરૂપ ચિત્ત સંતુષ્ટ થાય એવું શીખવું હોય તો કાદંબરીના પાસેથી શીખે. પ્રસાદ—પ્રસન્નતા, સંતોષ. 'વિલાસિતાથી વિલાસની બકી' અને 'વૈદગ્ધીથી વિદગ્ધા મતિ' એમ કલ્પિત પાઠ વાંચવા વીનતી છે. વિલાસની બકી—શૃંગારી વાણી. જેમ બોલ [ક્રિ.] ઉપરથી બોલી [નામ], તેમ બક [ક્રિ.] ઉપરથી બકી [નામ] સ્ત્રીલિંગે નીપજેલ છે. વિલાસિતા—શૃંગારિપણું. ભયનિવેશ—ભય પેસવો તે, ભયની લાગણી. વિભ્રમ—પ્રેમકૃત ક્ષોભ. વૈદગ્ધી—ચતુરાઈ, નાગરિકતા. વિષાદ—શોચ, નાહિંમતી. ફરકિ અધર, વિમાસઇ સોય—ઓઠ હાલે છે, તે બોલવા જાય છે; પણ પાછી વિમાંસણમાં પડી જાય છે. મિ પૂછી—મારા વડે પૂછાઈ. જા—જો, જ્યારે. વાર તિહાર—ત્રણ વાર. જેમ સંસ્કૃત त्राणिના ભૂલ ભરેલા અનુકરણથી પ્રાકૃત तिण्णि ગૂજરાતી બંને રૂપ અસ્તિત્વમાં આવ્યાં, તેમ સંસ્કૃત चत्वारि, પ્રાકૃત चत्तारि, જૂની હિંદી चिहारिના તેવા જ અનુકરણથી જૂની ગૂજરાતીમાં તિહાર રૂપ થયું જણાય છે. જાંહાંતુ—જે વખતનો, જ્યારનો, જ્યારથી. જાંહાં, તાંહાં શબ્દનો વ્યુત્પત્તિની દૃષ્ટિએ 'જેમાં, તેમાં' એવો અર્થ છે. જેહ, તેહ સર્વનામમાં અવ્યય બનાવનાર આં પ્રત્યય ઉમેરાઈ એ શબ્દો થયા છે. ભાષામાં કાળવાચક જિહારિ, તિહારિ અવ્યય જુદા હોવાથી જાંહાં તાંહાં સાધારણ રીતે સ્થળવાચક તરીકે વપરાય છે. પરંતુ વખતે તે કાળવાચક અવ્યય તરીકે 'જિહારિ, તિહારિ'ના પર્યાય બને છે; ઉદા. જ્યાં મેં એ વાત કાઢી, ત્યાં તે બોલી ઊઠ્યો.

## પૃષ્ઠ ૧૬૧

૧-૨૪ શૂં કહીઇ કથી-વાત વર્ણવીને [કથી] કેટલી કહેવાય, વિસ્તારીને શૂં કહેવૂં? જુઓ પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૮ ઉપરની સમજૂતી. જાંહાંથી, તિહાંથી -જ્યારથી, ત્યારથી; જુઓ પૃષ્ઠ ૧૬૦, પંક્તિ ૨૩, જાંહાંતુ ઉપરની સમજૂતી. કહીઇ-કહેવાય. એ ઊલંભુ કુણનઇ કહૂં-મારે આ કહેણી [ઊલંભુ] થઈ છે તે જેને હૂં કહૂં એવૂં તારાથી બીજૂં કોણ છે? ઊલંભુ-મૂળ અર્થ ઠપકો; તે ઉપરથી ગૌણ અર્થ ઠપકો ખાવાપણૂં, કહેણી. તેહ અંત-તે દુઃખનો છેડો. સમ કરૂં છૂં-સોગન ખાઉં છૂં. વેદવાણી-સત્ય, સાચૂં. અંક-ચિહ્ન, અભિજ્ઞાન. કુલલજ્જાના ચિહ્નથી કુલકન્યકા ઓળખાય છે, માટે કુલલજ્જાના અંકનો અહીં નિર્દેશ છે. જેમ સેવક આજ્ઞાંકિત કહેવાય, તેમ કુલકન્યકા કુલલજ્જાંકિત હોય. દેશ-અવંતિ દેશ. ઠારિ-આ ઠેકાણે. અહીં. સઘલિ નિંદાપાત્ર હૂં કરી-મને બધે નિંદાપાત્ર બનાવી. જૂની વાક્યરચના. આચાર -કામ, વ્યવહાર, રીત. પરિચય-ગાઢ સમાગમ. હુતાશન-અગ્નિ; અહીં વિજોગનો અગ્નિ. કુમારિકાજન પીડવુ નહીં [कुमारिकाजनो न पीडयितव्यः] -જૂની વાક્યરચના. પિહિલૂં કામિ બાલી...દાઝિ-જુઓ મૂળ प्रथमं मदनानलो लज्जां दहति ततो हृदयम्। દાઝિ-બળતરા. સં. दह्ना કર્મણિ રૂપ ઉપરથી ગૂજરાતી દાઝ મૂળ, ને તેના ઉપરથી દાઝિ સ્ત્રીલિંગ નામ. મુઝ-મને. મનમાંની -અંતર્ગત વાત. તુઝ-તને. પ્રાયશ્ચિત્ત કરી પ્રાણત્યાગ કલંક૦-પ્રાણત્યાગ રૂપી પ્રાયશ્ચિત્ત કરી દેહે લાગેલા કલંકનો અંશ [વિભાગ] હૂં ધોઈ નાંખીશ. જન્માંતરિ પામેવા કાજ મારગિ-બીજે જન્મે પ્રિયજનનો મેળો થવાનો માર્ગ જે આપણો છે તે માર્ગે. મૂળનો તર્ક પોતાની રુચિ પ્રમાણે કવિએ બદલ્યો છે.

## પૃષ્ઠ ૧૬૨

૧-૨૪ અણપ્રીછ્યા માટિ-આ ઉક્તિ પૂરેપૂરી ન સમજ્યાને લીધે. ભીતકાર [સં. भीत બ્હીનેલૂં; आकार]-ભય પામેલ, ભયભીત; સરખાવો સૂનકાર [સં. शून्य; आकार]. પામી શોક અનિ વિષાદ; નાવિ મન માંહિ આહ્લાદ-હૂં હર્ષ ખોઈ ભારે શોકાતુર અને ખિન્ન બની. કાદંબરીની ફરિયાદ સાંભળી પત્રલેખાનૂં હઇયૂં ફટકી ગયું; તે ભારે શોક પામી અને વિષાદમાં બૂડી ગઈ. સ્વભાવે આનંદી છતાં પણ આ સમયના ભય શોક અને વિષાદ

આગળ આનંદ તેને છોડી ગયો. બાધ–બાધા, પીડા. ચિત ધરી–એક ચિત્તથી. ગોપ્ય–છાના. મનોરથિ અફલિ–મિથ્યા મનોરથથી, હાલા ઓરિયા રાખતો. જે હામ ક્રીડા કરવા કેરા કામ૦–કામક્રીડા કરવાનાં જે સ્થાનો, તેનાં નામ કાને પહેરેલા કમળની પાંખડીમાં ખાલી [જૂઠિ સંકેત] લખે છે. મૂળમાં અહીં श्रवणदन्तपत्रोदरेषु व्यर्थमनोरथमांहितमानसः संकेतस्थानानि लिखति। એવો પાઠ છે, તે જોતાં કાને પહેરેલી હાથીદાંતની પાંદડીમાં તે સંકેતસ્થાન લખે છે એવો અર્થ નીકળેછે ; અને બંધ બેસતો અર્થ પણ તે જ છે. કાનમાં અધરમાં ને પેટ ઉપર લખવાનું કહેવું એ ગ્રામ્ય અને અજુગતું છે.આથી અધર પદ દૂર કરી ભળતો કલ્પિત પાઠ કમળ અહીં સ્વીકાર્યો છે. શ્રવણ કમળ ઉદરનિ વિખિઇ–કાને પહેરેલા કમળના અભ્યંતરમાં, પાંખડીની અંદર. વિષય નામના દેશ અને બાબત એ બે અર્થને અવલંબીને અધિકરણ અને સંબંધના અર્થનાં અવ્યયરૂપ વિખિઇ. વિખિ, વિખે ને વિશે થયેલાં છે. મોહન મંત્ર રેખ–મોહનમંત્રરૂપ પંક્તિઓ [રેખ]. મન્મથના લેખ–વ્હાલના આવેશવાળા કાગળો. મોકલિયા–મોકલેલા. યદ્યપિ–જોકે. પરસેવિ ધોવાય–મારા હાથે વળતા સાત્ત્વિક સ્વેદથી ધોવાઈ જાય છે. અશ્રુબિંદુ અંજનયુત થાય તુહિ મમ આશાનિ૦–તોપણ મારી આંખેથી ગરતાં હર્ષનાં આંસુને લીધે તે કોરાયલા લેખ કાજળવાળા થઈ પત્રાંતર્ગત સ્નેહના ઊભરાથી [નિહિ] મારા મનોરથો [આશા]ને અત્યંત થનથનાટ ઊપજાવે છે [નચાવિ]. મૂળનો તર્ક કવિએ જરા બદલ્યો છે. થાય–થાઈ, થઈને, બનીને. સંબંધાર્થ અવ્યયરૂપ. જુઓ ભાગવત દશમ સ્કંધ, પદ ૯૦, કડી ૩. તુહિ–તોપણ. તાડપત્ર ઉપર સોઇયા જેવી અણીદાર કલમે અક્ષર કોતરતા અને પછી તે ઉપર રંગદાર ભૂકી ભૂંસતા તે ખાડામાં ભરાઈ જઈ અક્ષરો સ્પષ્ટ થતા; એ હકીકત અહીં યાદ લાવવાની છે. નખ માંહિ પ્રતિબિંબ દીસિ તે૦–પ્રતિબિંબરૂપે તે નખમાં દેખાય છે, હું તેને પ્રતિબિંબરૂપે મારા પગના નખમાં જોઉં છું. અહીં નખમાં દર્પણનો ઉપચાર ગમ્યમાન છે. ગ્રહવા બીહીતી–પકડવાની બ્હીકથી. નાસી ટલૂં–નાસી જાઉં છું, નાસી છૂટૂં છું. સંસ્કૃતમાં 'तिल् ૧ પરસ્મૈ. જવું' ધાતુ છે, જે 'तृ ૧ પરસ્મૈ. ઓળંગી જવૂં' અને 'तय् ૧ આત્મને. જવૂં' એ ધાતુઓ સાથે સંબંધ ધરાવે છે. એ ઉપરથી પ્રાકૃતમાં टिरिटिल्ल અને ગૂજરાતીમાં ટળ, ટાળ, ટળક, ઠેલ વગેરેથયેલ છે. વસ્ત્રાંચલ કિહી વલગિ...ઊફરાટીઇ ધરિ–ચાલતાં વસ્ત્રનો છેડો કહીંક ભરાઈ જાય છે [વલગિ; કલ્પિત પાઠ], અને લતા અથવા તો એમ જ કહૂં કે રાજકુમારની સખી મને પકડે છે [ગ્રહિ] અને પકડીને એના હાથમાં સોંપી જ [સહી]

દે છે; તે વખતે હું પરાઙ્મુખ [ઊફરાટી] છતાં પણ તે મને ઝાલી રાખે છે [ધરિ]. અહીં લતામાં ચંદ્રાપીડના પક્ષની સખીનો આરોપ છે. ઇ–પણ. પત્રાવલી–પત્ર આદિ અનેક સુંદર આકારનાં ચંદન કેસર આદિ ગંધદ્રવ્યથી અંગ પર ચિતરેલાં સુંદર ચિત્ર. ક્રુચિ લખિ છિ...પાસિ વસી–તે મારા હૃદયને મીઠાશથી સ્પર્શી, 'તું મારામાં વસી મારી પાસે રહેજે, હો' એમ જાણે તેને કંઈ કંઈ લખીને ભણાવતો હોય, તેમ છાતીએ સુંદર ચિત્ર ચિતરે છે. પત્રાવલી ચિતરવામાં શિક્ષા લખવાનો ઉપચાર છે. આ સુંદર કલ્પના ભાલણે પોતાના તરફની ઉમેરી છે. અશી–એવી; ઇસીનું રૂપાંતર. પુષ્પવાયુ જેહવા મુખ વાય–ફૂલની ખુશબો લેઈને વાતા વાયુ સરખા મ્હોના સુવાસિત પવન વડે [વાય]. સ્વેદબિંદુ–પરસેવાનાં ટીપાં. કરપલ્લવિ કરી કપોલિ૦–ગાલ [કપોલ] ઉપર પરસેવાનાં ટીપાં [શીકર] બાઝે છે, તેના ઉપર રસતરસ્યો [લોલ] રાજકુમાર કૂંપળ જેવા હાથ વતે વા નાંખે છે [વાયુ કરિ]. મિસિ–નિમિત્તે, બ્હાને. શ્રવણ–કાન.

## પૃષ્ઠ ૧૬૩

૧–૨૪ લમણાનો પરસેવો લુછવા લંબાવેલા હાથના નખના કિરણમાં યવાંકુરના આકારના કર્ણપૂરનો આરોપ છે. યવઆકાર [બહુવ્રીહિ]–યવાંકુરના આકારનું. શૃંગાર કરિઇ–શ્હોવરાવે છે. ક્રિયાસંસૃષ્ટિ. નખચ્છટા–નખનાં કિરણનો સમૂહ. વલ્લભ-વ્હાલાં. બાલ–ન્હાનાં, નવાં ઊછેરેલાં, જેને હજુ ફૂલનો ફાલ નથી આવ્યો એવાં. સુરાકૂગલા–દોહદ પૂરવા માટેના મધના કોગળા. સીંચંતાં–ઓરસલીના મૂળમાં છાંટતાં. કચ–વાળ. અશોક વૃક્ષનિ કરવા પ્રાહાર૦–અહીં બાલ અશોકના દોહદનું નિરૂપણ કર્યું છે. મન્મથ પરવશ–કામાતુર. દોષ તણૂં સંકીર્તન–દોષ ગણવા તે. સ્મરણ ઉપાય–સ્મરણનું સાધન. બોલિ જે તાં લોક અપવાદ જશ કરી૦–લોક વાત કરે, તે કીર્તિ માને છે ને ઊલટો ખુશ થાય છે. રલી-અત્યંત આનંદ. યૌવનિ રત્નની વૃષ્ટિ કરી–જેનું મૂલ્ય રત્નની વૃષ્ટિએ જ આંકી શકાય એવો લાભ યૌવને આજે આપ્યો. ચંદ્રાપીડનું યૌવન ધન્ય કે કાદંબરી તેના પ્રીતિપાશમાં પડી ! વસંત કાલ લેઈ આણ્યુ ધરી–આ જ પાઠ આદર્શભૂત હાથપ્રતમાં છે. એમાં લેઈ અને ધરી એક જ અર્થના પુનરુક્તિ ઉપજાવનારા બોલ છે. વળી વસંત કોણે આણ્યો એ પ્રશ્ન રહે છે. એ પુનરુક્તિ અને ન્યૂનતા દૂર કરવા 'વસંત કાલઇ આણ્યુ ધરી' એમ હું વાંચું છું. જેમ અપ્રતિહત આનંદમાં નિત્યદીવાળીનો ઉપચાર કરવામાં

આવે છે, તેમ અપ્રતિહત વિલાસસુખમાં અહીં નિત્યવસંતનો ઉપચાર છે. યૌવને રત્નવૃષ્ટિ કરી અને કાલ ભગવાને નિત્યવસંત બક્ષ્યો. રાઇજી-રાજકુમાર ચંદ્રાપીડ. ચપલપણૂં કુસુમાયુધ તણૂં મુઝ આગલિ૦-તમે મારા આગળ ચંદ્રાપીડનો કરીને જે કહો છો તે અત્યંત અવિનય કામદેવનો જ છે. કુસુમાયુધ [સં. कुसुम ફૂલ; आयुध હથિયાર]-કામદેવ. ચપલપણૂં-અમર્યાદ કૃત્ય, ઉદ્ધત ચેષ્ટા. સહી-નકી, નિશ્ચય. આડુ આંક-અવધિ, છેવટ. હાલ પૂર્ણવિરામ વાક્યને છેડે આવી સમાપ્તિ બતાવે છે; એ કામ પૂર્વે ઊભા આંકા લખાણ આડા આવી બજાવતા હતા. આથી આડુ આંક [આડો આંક] અવધિના અર્થમાં વપરાયો. પ્રતિબોધ-ખુલાસો. કહિ વાત અનુપ કુણ કામ૦-તું તો બેશ વાત કહે છે! કામ વળી કોણ થાય છે? એ તે કેવો હશે? આ કરડાકી અને ક્રોધનૂં બોલવૂં છે. ઇશૂં-એવૂં. અનંગ-કામદેવ. એને શંકરે તપમાં વિઘ્ન કરવા માટે બાળીને ભસ્મ કરી દીધો હતો, તેથી એ અનંગ કહેવાય છે. અહીં અનંગ શબ્દના સાર્થક પ્રયોગને લીધે પ્રસ્તુતાંકુર અલંકારનો ધ્વનિ ઊઠે છે. એ હુતાશન, પણ ન પ્રકાશ સંતાપ જવાલા કરિ વિકાસ-એ અગ્નિ [હુતાશન] છે પણ પ્રત્યક્ષ [પ્રકાશ] ભડકા [જ્વાલા] ન છતે દાહ [સંતાપ] ઉત્પન્ન કરે છે; જુઓ મૂળ अतनुरेष हुताशनः...अप्रकाशयन् ज्वालावलीः संतापं जनयति । આ અર્થના ઋજુ બોધ માટે 'એ હુતાશન, પણ ન પ્રકાશ જવાલા સંતાપ કરિ વિકાસ' એમ વાંચવાની જરૂર છે. ધૂમપટલ-ધૂમાડાનો સમૂહ. ભસ્મરેણુ-રાખના કણ. પાંડુરતા-ફીકાશ. ત્રણે વિભાવના અલંકાર છે.

પૃષ્ઠ ૧૬૪

૧-૨૫ કુસુમચાપ [સં. कुसुम ફૂલ; चाप કામઠૂં]-કામદેવ. એનાં ધનુષ્યબાણ ફૂલનાં છે, તેને લીધે એ કુસુમચાપ, કુસુમબાણ, કુસુમાયુધ વગેરે નામથી ઓળખાય છે; જુઓ अभिधानचिन्तामणि । २ । १४२ । पुष्पाण्यस्येषुचापास्त्राणि ।. કાંઈ ચેષ્ટા-કેટલીક, થોડીક ચેષ્ટા. મુખશશી-મુખ રૂપી ચંદ્ર. કોડિક-કરોડો. નભિ વસી રહ્યા-આકાશમાં રાત્રિદિવસ પ્રકાશતા. આ વિશેષણ ભૌતિક ચંદ્રથી મુખચંદ્રના વ્યતિરેકનો ધ્વનિ ઊપજાવે છે. ધ્યાય [સં. નિ+ધ્યૈ, ૧, પરસ્મૈ., તાકીને જોવૂં]-નિહાળે છે, જુએ છે. ઉપસર્ગ ખરી પડવા બાબત જુઓ પૃષ્ઠ ૫૮, પંક્તિ ૧૩, વધારી ઉપરની સમજૂતી. મન બીજિ કિહીઇ ન ભલિ-બીજા કશામાં મન જોડાતૂં નથી; બીજા કોઇમાં મન રમતૂં નથી. રાનિ પાસિ થ્યુ કંદર્પ-કામદેવ [કંદર્પ] રાજકુમાર ચંદ્રાપીડના પક્ષમાં

[પાસિ, સં. पार्श्वे] ભળ્યો છે, એના પક્ષનો થયો છે. દર્પ–માન, અભિમાન. લાજ–શરમાવાપણું. કાજ–કર્તવ્યમાર્ગ. દીસિ નહીં નિ દાઝિ કાય–ભડકા નીકળતા દેખાતા નથી ને દેહ બળીને ખાખ થઈ જાય છે. દાઝિ [પ્રા. डज्झइ, સં. दह्यते]–બળે છે. મુઝ–મને. જોતાં–વિચારતાં. શરણુ–આશ્રય. એહવૂં કાંઈ કુહુ છુ મંનિ–મનથી એમ શા માટે કહો છો? સરખાવો કાંય, કાં. વિણુ-આરાધિ–વગર આરાધ્યે, આરાધના કર્યા વગર, આપોઆપ. અનંગ દેવ–કામદેવ. ગુરુજન કહ્યાની શી વાત૦–કામદેવે [મન્મથિ] પોતે પિતાનૂં પદ સ્વીકારી કન્યાદાન દેઈ તમને અને રાજકુમારને દાંપત્યની પવિત્ર ગાંઠથી જોડ્યાં છે. તો પછી વડીલની સંમતિ લેવાની ક્યાં? યુવાવસ્થા માતાનૂં પદ સ્વીકારી તમને વળાવે છે [ પ્રેરિ ], ત્યાં બીજૂં શૂં કહેવાનૂં? અહીં ભાલણે મૂળમાં બહુ સુંદર ફેરફાર કર્યો છે. આફ્ણીઇ–પોતાની મેળે, આપોઆપ. વ્યુત્પત્તિ માટે જુઓ પૃષ્ઠ ૮૭, પંક્તિ ૧૧ ઉપરની સમજૂતી. સ્વયંવર–ગાંધર્વ વિવાહ. જુઓ પૃષ્ઠ ૧૫૪, પંક્તિ ૨૦ ઉપરની સમજૂતી. ધર્મ–ધર્મ્ય હોવાપણૂં, ધર્મ્યત્વ, નિષિદ્ધ નહિ પણ વિહિત હોવૂં તે. મોદ–આનંદ.

## પૃષ્ઠ ૧૬૫

૧–૨૫ આણ કરૂં છૂં–દુવાઈ લેઉં છૂં, શપથ કરૂં છૂં. સંસ્કૃત आणि [સ્ત્રી.]નો અર્થ છેડો, મર્યાદા છે. તે ઉપરથી સમર્થ વ્યક્તિનૂં નામ લેઈ આડી લીટીરૂપ ભૌતિક આડ બાંધવી અથવા પ્રતિબંધક શપથરૂપ કાલ્પનિક આડ બાંધવી, તે આણ. જુઓ કર્મણકૃત સીતાહરણ, કડી ૮૫, આણ દેઈ લક્ષ્મણ સાંચરિયા, સીતવચનિ વનિ ગઇયા; એજન, કડી ૮૭, કાપડી ભણઇ, ‘ હૂં લીહ ન લોપૂં; રામઆણ ઇહાં દીધી.’ વક્રિ–મ્હોડે. પ્રિયવચન–પ્રીતિકર, હિતકર વાતનૂં કથન. કાદંબરીનૂં પ્રિય ચંદ્રાપીડને તેડી લાવવામાં રહ્યૂં હતૂં; તે પ્રિય કરવાનૂં પત્રલેખાએ જે કહ્યૂં તે પ્રિયકથન. રીતિ–મર્યાદાથી. નિશ્ચલ મન સાથિ–સ્થિર મનથી, છગડગપણા વગર. ગ્રહી–મેં અંતરમાં ઊતારી, હૂં સમજી. પ્રગલ્ભપણૂં–હિમ્મત, ધૃષ્ટતા. વિમાસી જોય–તૂં વિચારી જો. કુમારી કાય–કુમારીશરીરે, જે કુમારી છે તેણે. ઢીઠપણૂં [સં. धृष्ट વિશે.] –શરમ કોરે મૂકી વર્તવૂં તે, ધીટપણૂં. સાહસકારિણી–સાહસ કામ કરનારી. ઇચ્છાં–પોતાની ઇચ્છા પ્રમાણે, સ્વચ્છંદે. સ્વયંવર–ગાંધર્વ વિવાહ અનુસાર. કરણાધિકારનો પ્રત્યય લુપ્ત. કિમ કહાવિ છિ–શી રીતે [કિમ] કહાવે છે, શી રીતે કહાવવા હિમ્મત ધરે છે? ભલા એમનાથી સંદેશા મોકલાય છે

ને ભલું એમનાથી તેને ત્યાં જવાય છે! જુ કાહાવૂં તૂં વાહાલૂ, ઘણૂં તુ પુનરુક્તિ વચન–તમે મને વ્હાલા છો એમ જો કહાવૂં, તો તે અત્યંત પુનરુક્તિવાળૂં વચન બને છે. મારા બાહ્ય વિકારે મારૂં વ્હાલ કહ્યૂં જ છે. એ પાછું શબ્દથી કહેવૂં, તે અત્યંત પુનરુક્ત છે. એ જડપ્રશ્ન–સામાનૂં વ્હાલ વરતી ન શકે એવો મૂર્ખ માણસ જ એ સવાલ કરે. વેસ્યાલાપ–મીઠાબોલી વેશ્યાની અતિશયોક્તિ ભરેલી વાણી. અનુભવ વિરુદ્ધ–દેખીતૂં ખોટૂં. આત્મદોષ–મન ઉપર કાબુ ન રહેવારૂપ પોતાનો જ દોષ. ઊલંભા ઠામ–ઠપકાને પાત્ર. કામિ હું આપી, મિ વર્યું તૂં–જૂની વાક્યરચના. પ્રભુપણૂં–ધણીપણૂં. ચપલપણૂં–સ્વચ્છંદ વર્તણૂક, ઉદ્ધત અમર્યાદ વર્તણૂક. હલુઆપણૂં–પોતાને મ્હોડે પોતાની વફાદારી કહેવાની હલકાશ. પાછૂં કાહાવ્યાની શંકા...... ગતિ તે જાય–તમે મારા સંદેશાનો કદાચ તિરસ્કાર કરો એ બ્હીક મનમાં આણી કાંઈ ન કહાવૂં, તો તેથી મારૂં ઉદ્ધતપણૂં જણાય; અને પ્રીતિના વ્યવહારની મને ગતિ [જ્ઞાન] નથી એમ કહેવાય. પાછૂં અવ્યય અનાદરના ભાવમાં વપરાય છે. શ્રીફળ પાછૂં વાળવૂં એટલે વિવાહનૂં માગૂં ન સ્વીકારવૂં, દૂત પાછો કાઢવો એટલે દૌત્ય કાને ન ધરવૂં, તેવી જ રીતે પાછૂં કહાવવૂં એટલે મોકલેલા કહેણનૂં પ્રત્યાખ્યાન કરવૂં. જુઓ મૂળ. નહિ ખેમ–અમાંગલિક. ભાલણે ઉક્તિનો ભાવ ઠીક બદલ્યો છે. कादम्बरीનો બાણે રચેલો ભાગ વાસ્તવિક રીતે અહીં પૂરો થાય છે. અધૂરી રહેલી કથા તેના પુત્ર પુલિને પૂરી કરી છે. ઊઘાડી અપૂર્ણતાવાળી પૂર્વ ખંડની કઢંગી સમાપ્તિ કોઈ વિદ્વાનના મનમાં ખટક્યાથી તેણે સંસ્કૃત મૂળમાં પાંચ છ સૈકાં ઉપર ઘાલમેલ કરી જણાય છે. ઉત્તર ખંડનો કેટલોક ભાગ તેણે ત્યાંથી ઊપાડી જૂજ વધારાઘટારા સાથે પૂર્વ ખંડને અંતે ઓઢવી દીધો છે. ભાલણ આ ફેરફારવાળી પ્રતને અનુસર્યો છે. દૃષ્ટિ મ્યલાં–દૃષ્ટે દૃષ્ટ મળ્યે, મળ્યા છતાં. વિકારી ગુણવિશેષણ અને કૃદંતવિશેષણમાં આં [સં. अम्] મળવાથી જૂનૂં અવિકારી અવ્યયરૂપ બને છે; જુઓ પૃષ્ઠ ૬, પંક્તિ ૫, વેગળાં, પૃષ્ઠ ૨૩, પંક્તિ ૧૨, વ્યાધ ગયાં, અને તે બે ઉપરની સમજૂતી.

## પૃષ્ઠ ૧૬૬

૧–૨૩ બુદ્ધિપ્રચાર–સમજવાની વાત. મર્યાદા–વ્યવસ્થા, આડ. અદૃસ્યમાન વહ્લભ મનિ ધરિ–એ તો દેખવા પમાય નહિ એવા [અદૃસ્યમાન] પ્રિયતમની મૂર્તિ હૃદયમાં [મનિ] ઠસાવે છે [અને પછી મરણાંત દુઃખ ઊપજાવે છે]; જુઓ મૂળનો ક્ષેપક ભાગ अयं पापकारी मकरकेतुरदृश्यमानेऽपि

प्रियजने जनितहृदयानुरागः कदाचिज्जीवितमप्यपहराति।, આ ક્ષેપક ભાગને અનુસરી ' વલ્લભનિ ' પાઠ બદલી કલ્પિત ' વલ્લભ મનિ ' પાઠ અહીં લીધો છે. કિહી થકી–કોઈકથી, કહીંકથી. બહુ સંકલ્પ કરી અચિત્ત–અથવા તો અનેક સંકલ્પોએ મને બાવરી [અચિત્ત] બનાવી છે. કુણિ–કોઈકે. રાત્રિ દિવસ દેખૂં હૂં પાસિ...અવિનાશ–વિષ્ણુ ભગવાન [લક્ષ્મીપતિ ]ની પેઠે એમની અવિનશ્વર મૂર્તિ હું નિરંતર [ રાત્રિદિવસ ] મારી સમક્ષ [પાસિ] જોઉં છું. અવિનાશ–ત્રણે કાળમાં વિદ્યમાન, અવિનશ્વર. જાણે–જેમ, પેઠે. વિરહિ મિ રેહેવાઇ નહીં–અને જો હું એમને ન દેખૂં, તો એમના વિજોગની ઉગ્ર પીડાને લીધે મારાથી જીવાય [રેહેવાઇ] પણ નહિ. કુલકન્યા–ઊંચા કુળની કન્યકા. બાલ––ન્હાની ઉમ્મરની. કુમારિ–રાજપુત્રી. દૂતીની ગતિ–દૂતીકાર્ય. લજ્જાભરિ નમિત છિ કાય૦–એ જાતે [કાય] લાજના ભારથી લચકાઈ જાય છે, એ લાજનો ઢગલો છે; એ જ ખાસ કરીને [વિશેપઇ] દુઃખ [વિડંબન] છે. ઇછિાઇ જાવૂં અભિસાર–હૂં તમારા પ્રત્યેના પ્રેમે પ્રેરાઈ આવી છું એવી ગતથી સ્વેચ્છાએ વ્હાલા પાસે જવૂં. આલંઘન–મુખ્ય અર્થ હૂમલો કરવો; તે ઉપરથી અહીં ગૌણ અર્થ [ પ્રિયતમના શરીરનું ] આક્રમણ. નખઘાત––નખ બેસારવા. વ્રણપાત–ઘા [વ્રણ] પાડવા, દંશ દેવા. ક્રીડાં–ભોગ-વિલાસમાં. રૂપ બાબત જુઓ પૃષ્ઠ ૩, પંક્તિ ૧૬, વસુધાં ઉપરની સમજૂતી; અને સરખાવો ભાગવત દશમ સ્કંધ, પદ ૬૮, કડી ૨, અંગે અતિ દુર્બળ દીસો છો ક્રીડાં તાવડ ખમતાં*. વ્યવધાન-વસ્ત્રાદિકનો આંતરો. નિર્ભર [સં.]–અત્યંત, ગાઢ. ચુંબનિ શબ્દ રહિત સીત્કાર–ચુંબન દરમ્યાન મોટેથી શબ્દ થવા દીધા વગર સીસકારી કરવી. કેશપાશગ્રહણ સુખ સાર–કેશપાશના ગ્રહણનો ઉત્તમ લ્હાવો. અપ્રગટ અક્ષર મુખ વાણિ–મિથ્યા નિવારણના અસ્પષ્ટ અધૂરા શબ્દ. પંક્તિ ૧૫થી ૧૯માં મૂળના ક્ષેપક ભાગનો ભાવ ભાલણે યથેચ્છ પલટી નાંખ્યો છે. સુગંધ તૈલ–ખુશબોદાર તેલ. અગર ઊખેવિ ધૂપ–જુઓ પૃષ્ઠ ૧૧૨, પંક્તિ ૨ ઉપરની સમજૂતી. અનુપ [સં. अनुपम]–બેનમૂન ગૂંથણીથી, મનોહર રીતે.

પૃષ્ઠ ૧૬૭

૧–૨૫ એક કરિ કરણે અવતંસ–એક કર્ણપૂર બનાવે છે. કરણે

---

* રા. બા. હરગોવિંદદાસ ક્રીડાતાવડ એમ એકઠું છાપી રમતનો તાપ એવો અર્થ આપે છે, તે ચૂક છે. ક્રીડાં–રમત દરમ્યાન.

અવતંસ–કાન માટે ઘરેણું, કર્ણપૂર. અહીં અધિકરણનો પ્રત્યય નિમિત્તના અર્થમાં વપરાયો છે; જુઓ निमित्तात् कर्मयोगे। એ વાર્ત્તિક અને चर्मणि द्वीपिनं हन्ति० એ જાણીતું ઉદાહરણ. શૃંગાર–ફૂલથી ચોક પૂરવા વગેરે શોભા, શણગાર. ઝાત્કાર–ઝગઝગાટ. નિવેશ–અભિનિવેશથી, ધ્યાન રાખીને. વહ્નિપ્રાય લેઈ નિ ધર્યાં–એ શીતળ વસ્તુઓ અનુભવ કરતાં [લેઈ નિ] મેં અગ્નિરૂપ [વહ્નિપ્રાય] ગ્રહી [ધર્યાં], દેવતા જેવી જોઈ. નિશ્ચલ–સ્તબ્ધ. તન્મના [સં. तद् તે; मनस् મન]–તમારામાં જેનું મન લાગી રહ્યું છે એવી. પુરુષવિશેષનો અર્થ શિથિલ થયા બાબત સરખાવો તન્મય, તદાકાર તદ્રૂપ, તલ્લીન. વિપ વ્યાલ–વિપ સહિત અર્થાત્ ઝેરી નાગ. પાવક–અગ્નિ. એહ અવસ્થા જોઈ જથા કહૂં કેટલી તેની કથા–એ જે અવસ્થા મેં જેવી જોઈ, તે હું કેવી વર્ણવીને કહું? મન ભાવિ–મારી વાત મનને ગમ્યાથી, મનમાં ઊતર્યાથી. જોઈ વિષાદ–કાદંબરીની લાચાર સ્થિતિ નજરે જોઈ. પંક્તિ ૩થી ૧૧માં જે હકીકત સમાઈ છે તેને મળતો મૂળનો ક્ષેપક ભાગ અપૂર્ણ ત્રુટિત સ્થિતિમાં છે; જુઓ ડૉ. પીટરસને છપાવેલી कादम्बरीનું Notes જેમાં છે તે Volume. કમલપત્ર જે શીકરસેક ન કરિ૦–કમળદળ, ઝીણાં ફોરાંની ફરફર [શીકરસેક] અને ચંદન [મલયજરસ] એ જે શીતળ વસ્તુઓ, તેમાંની એકે એને ટાઢક કરતી નથી. તનુ–શરીર. વલ્લરી–ડાંખળી. બલવતી–જબરી, ભારે. પ્રાણ શ્વાસ –વ્યસ્ત પર્યાયનું જોડકું; સરખાવો સમસ્ત વાટપંથ [પૃષ્ઠ ૭૯, પંક્તિ ૨૫] વગેરે. હાલ પણ એ જોડકૂં શ્વાસપ્રાણ વ્હાલૂં એમાં સમસ્તરૂપે વપરાય છે. એહવૂં કો એ નહિ જે કહૂં–એવું કોઈ પણ નથી કે જેને હું આ મારી સ્થિતિ કહૂં. કિમ દીસિ–શી રીતે ચંદ્રાપીડનાં દર્શન થાય? કુસુમસેજિ– ફૂલની પથારી. 'સેજિ'માં ચંચા [પૃષ્ઠ ૨૪, પંક્તિ ૨૧] અને ભવિ [પૃષ્ઠ ૪૮, પંક્તિ ૧૯]ની પેઠે પુનરુક્ત સ્ત્રીપ્રત્યય ઊમેરાયો છે. સહચરી–સખી. સૂઆરિ [સં. स्वप् સૂવું]–સૂવાડે છે. નયનકમલ–કમળ જેવાં નેત્રથી. કરણાર્થ પ્રત્યય લુપ્ત. પામવા હેતુ–પ્રાપ્તિના હેતુથી, પામવાને. વ્રતસેતુ–જાણે સંકટ-સમુદ્રની પાર લેઈ જનાર સેતુ હોય, તેવૂં વ્રત. કંટકશયન–કાંટામાં સૂવું; સરખાવો ખીલાની પાટ, બાણશય્યા વગેરે. કંટકશયન કરિ–રોમાંચમાં કંટકનું અધ્યવસાન છે, તેથી રોમાંચયુક્ત શરીરના સંબંધમાં કંટકશયન વ્રતનું અધ્ય-વસાન કર્યૂં છે. અતિશયોક્તિ અલંકાર. જિમ પાવક માંહિ પીડી૦–ચારે કોર લાહ્ય લાગી હોય તેમાં સપડાયલૂં માણસ જેમ તનખા ખંખેરી નાંખવાને હાથ હલાવે છે, તેમ કાદંબરી પણ અસ્વસ્થતાથી હાથ હલાવે છે. મૂળના ક્ષેપક ભાગનો ભાવ બહુ ટૂંકાવી નાંખ્યો છે, જેથી અર્થ બદલાઈ જાયછે.

તૂહનિ જાણી હૃદય મુઝારિ૦–જુઓ ક્ષેપક ભાગ त्वद्विरहक्षण विघटमानमपि हृदयं वाञ्छति ।.

પૃષ્ઠ ૧૬૮

૧–૨૦ સર–સરોવર. વાપી–કુંડ, વાવ. અંગણપાટિકા–કુમારીપુરનો ચોક. નયનાં [અપ. नअणाइं, સં. नयनानि]–નેત્રો. નપુંસકનો બહુવચન પ્રત્યય આં હાલ ચરોતરમાં વપરાય છે; ઉદા. ઘરાં, રાયણાં. અતિ લોલ–વ્યાકુળતાને લીધે આમતેમ ફરતાં, બાવરાં [નેત્ર]. તુઝનિ બળવાનિ ભય કરી–તમને દાહ થવાના ભયને લીધે, તમે દાઝવાની બ્હીકે. શૃંગાર–શણગાર, આભૂષણ વગેરે. જાણી વિકલ થયુ ઉન્માદ...પૂરિ તેહ–સંગીતશાળામાં નૃત્યને અંગે મૃદંગનો અવાજ સાંભળી, જાણે ઉન્માદ થયો હોય તેમ વિકળ બની એ મૃદંગના અવાજને ભયંકર મેઘગર્જના માની, હવે મોર ટીહૂ ટીહૂ કરી મૂકશે એવો ભય તે આણે છે; અને એ ભયે ધારાગૃહમાં મૂકેલા પાનાંના બનાવટી મોરનાં મ્હો તે પોતાને હાથે બીડી દે છે. જુઓ ક્ષેપક ભાગ न ज्ञायते......किमुन्मादेन संगीतकमृदङ्गध्वनिषु केकाशङ्कया धारागृहमरकतमणिमयूरमुखानि स्थगयति ।. વિકલ–ભાન રહિત, બાવરી. લાસ્ય–નૃત્ય. કેકા–મોરનો ટહુકાર. વિશ્લેષ–વિજોગ. મૃણાલસૂત્ર–કમળના દાંડામાંનો તાર. ધરી–હાથથી ઝાલી. ચિત્રિત–ચિત્રમાં દોરેલા, ચિતરેલા. જોડિ બાંધિ–જોડમાં, એકબીજાની સાથે સાંકળી લે છે; જુઓ ક્ષેપક ભાગ दिवसावसानेषु विश्लेषभीत्या मृणालसूत्रैराकृष्यालेख्यचक्रवाकमिथुनानि संघट्टयति ।. વાત કરી તુ તુહારી કથા–એ સખીઓ વાત કરે છે, તો તમારી જ વાત કરે છે. જાતાં વલતાં તહ્મારૂં નામ–તેઓ જાય છે આવે છે, તો તહ્મારૂં જ નિમિત્ત [નામ] લેઈ ને જાય છે આવે છે. મેં ચંદ્રાપીડ ક્રીડાપર્વતે ઊતર્યા હતા તેની નોંધ લખી રાખી છે તે લેઈ આવું, એમ કહીને એક જાય છે. આ હું ચંદ્રાપીડની છબી ચિતરવાનાં સાધન લાવી, એમ કહેતી એક આવે છે. તહ્મ મિલવાના મનવિશ્રામ ભેદ ઉપાય સહી જેહ કહિ તેહ હૃદિ માંહિ અતિ ગ્રહિ–એના મનને સુખ ઊપજાવનારા [મનવિશ્રામ] અનેક પ્રકાર[ભેદ]ના તમારા સમાગમના [તહ્મ મિલવાના] ઉપાય જે સખીઓ કહે છે, તે એ બહુ જ [અતિ] હઇયે ધરે છે. મનવિશ્રામ–મનને વિશ્રામ આપનારા, સુખ ઊપજાવનારા. ભેદ ઉપાય–ઉપાયના ભેદ, ઉપાયના પ્રકાર, ભિન્ન ભિન્ન ઉપાય. અર્થ બંધ ન બેસવાથી ક્ષેપક ભાગને અનુસરતા કલ્પિત પાઠ અહીં લેવા પડ્યા

છે. તહ્યનિ ઉદ્દેશી નિ વિનોદ૦–સખીઓ કાદંબરીનું મન રમાડવાની યુક્તિઓ રચે છે, તે પણ તમારો પ્રસંગ ભેળવીને એ ખુશ થાય તેવી રીતે રચે છે. તહ્યનિ ઊલંભાના ગીત ગાઇ૦–જુઓ ક્ષેપક ભાગ त्वदुपालम्भगर्भा मागधी-मङ्गलगीतयः ।. ઊલંભુ–ઠપકો. પ્રીતિ ઊપાઇ–કાદંબરીને સારૂં લાગે તેમ કરે છે. પ્રીતિ–સારૂં લાગવૂં તે, પ્રસન્નતા. કાય કરિ તહ્યારી વાત–કાદંબરી જાતે [કાય] પણ તમારી વાત જ કરે છે. નીગમિ છિ–ગાળે છે.

૨૧–૨૪ અહીંથી ભાલણની ઉત્તરપીઠિકા છે. પૂર્વકાદંબરી–કાદંબરીનો પૂર્વ ખંડ, પૂર્વ ભાગ. શંકરી [સં. शम् સુખ; कृ કરવૂં.]–સુખ કરનારી, આહ્લાદક; સરખાવો સુશંભુ પૃષ્ઠ ૮૪, પંક્તિ ૮. બાણોચ્છિષ્ટ સકલ સંસાર ઉપમા અલંકાર રસ સારિ–ઉત્તમ રસની જમાવટમાં ઉપમા આદિ અલંકાર જે બાણે યોજ્યા છે, તેમાં ન વપરાયૂં હોય એવૂં ભૂમંડળમાં કંઈ એ છે નહિ; આ રીતે પૃથ્વી ઉપરનૂં સર્વ કાંઈ, અલંકાર્ય રસના અલંકારાર્થે વાપરી, બાણે ઉચ્છિષ્ટ બનાવ્યૂં છે. જુઓ સંસ્કૃત ઉક્તિ बाणोच्छिष्टं जगत् सर्वम् ।. ગ્રંથ રહ્યુ અધવચિ–આવો રસમય ગ્રંથ બાણના એકાએક મરણથી અધૂરો રહ્યો. અધવચિ અહીં અપૂર્ણતા બતાવે છે. એમાં બે સરખા ભાગ પડવાનો અર્થ નથી. ઉત્પાત–એ એક ભારે ઉત્પાત થયો. અન્ય કવિ નવિ નીપની વાત–એવો ઉત્પાત બીજા કોઈ કવિને નડ્યો જાણવામાં નથી. વાત–ઉત્પાત-રૂપ બનાવ. ભોજરાજ ધરિ–જુઓ પૃષ્ઠ ૧, પંક્તિ ૭ ઉપરની સમજૂતી. શુભ વાણિ–સર્વોત્તમ ભાષામાં, સંસ્કૃતમાં.

**પૃષ્ઠ ૧૬૯**

૧–૫ મુગ્ધબોધની–મુગ્ધ જનોને સંબોધન કરતી, મુગ્ધ જન માટે રચાયલી. કથામાત્ર લેઈ રસ સાર કહિ ભાલણ બુદ્ધિમાનિ પ્રકાર–બુદ્ધિના ગજા પ્રમાણે [બુદ્ધિમાનિ] પેરે પેરે [પ્રકાર] ઉત્તમ રસ સંગ્રહી ભાલણે કથાભાગ કહ્યો છે. ભાષાઇ–ગૂજરાતી ભાષામાં. વિપ્રલંભ શૃંગાર સંયોગ પ્રીતિ ઘણી ઊપાઇ ભોગ–એમાં જે વિપ્રલંભ શૃંગારની જમાવટ [ સંયોગ ] કરી છે, તેનો ઉપભોગ મનને અત્યંત પ્રસન્ન કરે છે. ઊપાઇ–ઉત્પન્ન કરે છે. પ્રીતિ–પ્રસન્નતા.

# વ્યુત્પત્તિ.

[ સૂચના:—દરેક નોંધ સામે મૂકેલા આંકડાઓથી અનુક્રમે પૃષ્ઠ, પંક્તિ અને પૃષ્ઠ સમજવાનાં છે. ]

# કેટલાક અસાધારણ શબ્દ.

[ સૂચના:—દરેક નોંધ સામે મૂકેલા આંકડાઓથી અનુક્રમે પૃષ્ઠ, પંક્તિ અને પૃષ્ઠ સમજવાનાં છે. ]

અ, પાદપૂરક, ૩,૧૩:૧૭૭.
અંસ, લગાર, ૪૦,૨૦.૧૦૦,૨:૨૮૩.
અંક, ચિહ્ન, અભિજ્ઞાન, ૧૬૧,૧૦;૩૩૭.
અચિત્ત, ખાવડું, ૧૬૬,૮;
અણુમિલતું, અજુગતું, ૧૦૪,૩;૨૮૬.
અંત, ભાગ, ૩૯,૨૧;૨૨૩.
  સત્રી, ૩૫,૭;૨૧૯.
અંતર્ગૃહ, ભાંભલા ખંડ, અંતઃપુર, ૧૨,૧;૧૮૯.
અંતેઉરિ, રાણી, ૯,૧૫;૧૮૬.
અંધકાર, અંધારો, ૭૨,૨૨,૨૫૬.
અંધારૂં, તમ્મર, ૨૪,૪;૨૦૫.
અપાંગરંગ, કટાક્ષલીલા, ૧૨૭,૨૨;૩૦૪.
અપારિ, ૧૧,૭;૧૮૮.
અરિષ્ટ, લીમડો, ૫૦,૧૭;૨૩૨.
અવગાહિ, આરંભે છે, ૪૫,૫;૨૨૭.
અહંકાર, અહમ્‌ભાવ, ૩,૨૨;૧૭૮.
આંટિ, વચમાં [મરાઠી આંત], ૧૨૮,૧૦;૩૦૫.
આકલું, ગીચ, ૭૫,૨૩;૨૫૯
આતા, પુત્ર ! ૬૯,૧૬;૨૫૨.
આપ, પોતે, ૩૪,૨૧;૨૧૮.
  શરીર, ૨૨,૧૮;૨૦૪.
આલંઘન, આક્રમણ, ૧૬૬,૧૬;
આલોડિ, હલાવે છે, ૩૩,૧૯;૨૧૭.
આવિ, જાણે છે, ૩૫,૨૨;૨૨૦.
ઇચ્છાઇ, યથેચ્છ, ૧૨,૪;૧૮૯.

ઉપકાર, સેવા, ૧૪૫,૨૩;૩૨૨.
ઉમાલી, ૨૬,૧૦;૨૦૮.
ઉકાંટુ, કંપ્યો, રોમાંચિત થયો, ૧૮,૨૨;૧૯૮.
ઊજાઇ, ઝડપથી જાય છે, ૪૯,૧૮;૨૩૧.
ઊપાઇ, ઉપજાવે છે, ૬૯,૨૧;૨૫૨.
ઉપાય, ઉપજાવીને, ૧૦૭,૧૨;૨૮૯.
ઉપાયુ, પ્રગટ્યો છે, ૫૯,૨૦;૨૪૨.
ઊરૂ, સાથળ, ૫,૧૮;૧૮૨.
ઊલંચ, ચંદરવો, ૪૭,૨૩;૨૩૦.
ઊલંજુ, કડૅણી, ૧૬૧,૬;૩૩૭.
કાપિ, પડે, જાતે, ૧૭,૧૮,૧૯૭.
કીધું, કર્યું, ૩૦,૧૩;૨૧૩.
કુલ, સમૂહ, જથ્થો, ૪૪,૨૧,૨૨૭.
  ૫૩,૬;૨૩૪.
કુલકર્મ, કુલક્રમ, ૭૩,૨૦;૨૫૭.
કુલકાણિ, પ્રતિષ્ઠા, ૧૧૭,૧૩;૨૯૧.
કુષ્ટ, ઉપલેટ, ૩,૧૯;૧૭૮.
કોડિ, કરોડ, ૨,૨૧;૧૭૫
કૌપીન, ચીર, ૧૨૦,૯;૨૯૮.
ક્ષુભિ, આકળવીકળ થાય છે, ૧૩૪,૫;૩૧૨.
ખંઉં, ૨૬,૧૧;૨૦૮.
ખલખલ, ખણખણ, ૬૬,૧૦;૨૪૬.
ખીર, દૂધ, ૪૪,૧૯;૨૨૬.
ખેડૂ, ષડ્જ સ્વર, ૩૩,૧૪;૨૧૭.
ખેવ, જલદી, ૯૬,૧;૨૭૯.

ગણધર, ગંધર્વ, ૩૩,૭;૨૧૭.
ગુણિઅન, ભાટચારણ, ૩૫,૧૦;૨૧૯.
ગૂડી, ન્હાની ધજા, ૩૩,૯;૨૧૭.
ગેલિ, આનંદ, ૪૩,૧૮;૨૨૬.
ઘન, ઘણૂં, ૨૩,૬,૨૦૪.
ઘાતવી, ઘાલવી, ૧૨૮,૮;૩૦૫.
ચગચગતાં, ચીંચીં કરતાં, ૨૧,૨૪;૨૦૩.
ચરણ, પરિચરણ, સેવા, ૧૧૯,૨૧;૨૯૮.
ચાત્ર, ૨૬,૧૦,૨૦૮.
ચિત્રામ, ચિત્રામણ, ૩,૧૩;૧૭૭.
ચીર, જથ્થો, ૧૪,૯;૧૯૨.
ચૂક, પોતાને ભૂલી જવાપણૂં, ૧૦૬,૧૮;૨૮૯.
ચૂવટિ, ચકલામાં, ૪૫,૨;૨૨૭.
જંભા, બગાસૂં, ૧૩૩,૬;૩૧૧.
જરાજૂરણ, ખળખળી ગયેલો, ૧૬,૮;૧૯૫.
જુ, જે, ૬૯,૨૬;૨૫૨.
જેણિ, કેમકે, ૫૨,૧૩;૨૩૪.
ઝંપ, ઝંપાપાતનો એકદેશ; ભેરવજવ. ૧૭,૧૭;૧૯૭.
ટંકાર, ચોઘડિયાંનો ઘોર, ૩૮,૨૪;૨૨૨.
ટલકિ, ચલિત થાય છે, ૩૩,૨૦;૨૧૭.
તૂર, વાદિત્ર, ૬૫,૨૧;૨૪૬.
ત્યાગ, સ્વાહા આદિ બલિદાન આપવાના બોલ, ૨૬,૮;૨૦૮.
ત્રાઠી, ત્રાસ પામેલી, ૬,૨૦;૧૮૩.
ત્રુહ, ત્રણ, ૩૪,૧૭;૨૧૮.
દૂપણ, વાંધો, દોષ, ૫,૭;૧૮૧.
દૃઢબંધ, દુર્ઘટ પ્રબંધ, ૩,૧૮;૧૭૭.
ધ્રમ, ધર્મ્ય હોવાપણૂં, ૧૬૪,૨૪;
ધાર્યાં, પકડ્યાં, ૨૨,૧;૨૦૩.
ધ્યાય, નિહાળે છે, જુએ છે, ૧૬૪,૫;
નગરનાયિકા, ગણિકા, ૯,૮;૧૮૬.
નાઠું, સંતાયો, ૨૨,૨૩;૨૦૪.
નિરુચ્છવ, ઝાંખૂં, ૧૫૦,૧૯;૩૨૬.
નિર્નાથ, નાથને ખોઈ બેઠેલી, ૧૨૦,૧૫;૨૯૮.
નીગમિ, ગાજે છે, ૪,૯;૧૭૯.
નીપાયુ, નીપજાવાયલો હતો, ૮૪,૨;૨૬૭.
નીસાણ, નોબત, ૭૬,૧;૨૫૯.
પખોડી, ખંખેરીને, ૨૫,૭;૨૦૬.
પડગમિ, પ્રગટે છે, ૭૦,૨૦;૨૫૩.
પડઘાત, આઘાત, ૩૧,૧૪;૨૨૫.
પડહ, પડો, નોબત, ૯,૫;૧૮૬.
પણ્ણ, વેચવાની ચીજ, ૩,૧૯;૧૭૮.
પત્રછેદ્ય, ૫૪,૧;૨૨૫.
પરકર, કમર બાંધવી, ૧૦,૨૩;૧૮૮.
પરપંચ, વાણીનો વિસ્તાર, ૧૨૨,૧૦;૩૦૦.
પરવરુ, વીંટાયલો, ૪,૨;૧૭૯.
પરસેવી, ૧૦,૨;૧૮૬.
પાંડરૂં, ધોળૂં, ધોળૂં, ૪૩,૯;૨૨૬.
પાક અન્ન, પક્વાન્ન, ૧૦,૧૮;૧૮૮.
પાખલિ, આસપાસ, ૧૦,૨૩;૧૮૮.
પાચિ, રંધાઈ જાય છે, ૩૯,૧;૨૨૩.
પાછૂં કાઢાવ્યાની શંકા, તિરસ્કારની બ્હીક. ૧૬૫,૨૨;
પાશુપત વ્રત, ૮૫,૩;૨૬૯.
પિહિરણું, પોશાક, ૬,૧૧;૧૮૩.
પૂજની, પૂજ્ય. ૯૬,૧;૨૭૯.

# 'મુખ્ય' 'કલ્પિત' પાઠ.

[ સૂચનાઃ—દરેક નોંધ સામે મૂકેલા આંકડાઓથી અનુક્રમે 'પૃષ્ઠ' અને પંક્તિ સમજવાનાં છે. ]

| પાઠ | સ્થાન |
|---|---|
| આપ નામ પરતાપિ | ૩,૮. |
| દલિ અ શ્રુતિ | ૧૦,૮. |
| ભૃગ ચમર શૃંગી | ૧૪,૧૦;૧૯૨. |
| दृढस्यु | ૧૪,૧૯,૧૯૪. |
| તે સરોવર તીર | ૧૬,૧. |
| સાધુ | ૧૮,૨૧;૧૯૪. |
| દંડ મુંજમેખલા | ૨૬,૪;૨૦૮. |
| ઉવીલી. | ૨૬,૧૦;૨૦૮. |
| પ્રણીતા...પોત | ૨૬,૧૧;૨૦૮. |
| પનસ,કોકડી,...કરિ કોકડી, | ૨૬,૧૭. |
| કુહુની | ૨૬,૨૪;૨૦૮. |
| દીક્ષા વિધિ કરિ વધ કર્મ | ૨૬,૨૭;૩. |
| બદરિકાશ્રમ ગંધમાદન | ૩૫,૭;૨૧૯. |
| સરસ શૂં સીત્કાર | ૩૬,૧૩;૨૨૦. |
| હિય લાગિ | ૩૬,૧૭;૨૨૧. |
| બાઝી એલિ | ૩૭,૨૧. |
| પુષ્પરિદ્ધિ વસંત | ૩૯,૨૦. |
| સજન સવિ | ૪૩,૧૨;૨૨૬. |
| ખીર મધુના હોમ ગૂગલધૂપ | ૪૪,૧૯;૨૨૬. |
| उत्सङ्गे देव्याः | ૪૫,૧૭;૨૨૭. |
| રાજા ગયુ રણવાસ | ૪૭,૨;૨૨૮. |
| બહુપુત્રિકા પ્રતાન | ૫૦,૭;૨૩૨. |
| અનલ પ્લુષ્ટ | ૫૦,૧૭;૨૩૨. |
| મેષશૃંગ, નિર્મોક | ૫૦,૧૮;૨૩૨. |
| છત્ર ધ્વજ રથ | ૫૧,૧૬;૨૩૩. |
| पुस्तव्यापारे लेख्यकर्मणि | ૫૪,૧;૨૩૬. |
| પ્લવન, આરોહણ | ૫૪,૭;૨૩૭. |
| શીખા | ૫૫,૧૩;૨૩૮. |
| બાલિકા | ૬૨,૧૧;૨૪૪. |
| અતઃપર | ૬૫,૮;૨૪૫. |
| अन्तः प्रविश्य | ૬૫,૮;૨૪૫. |
| ગજ તુરગ સાથિ | ૬૬,૫;૨૪૬. |
| કુસુમરેણુઇ ધૂસર | ૬૬,૧૨;૨૪૬. |
| सप्तच्छदतरव इव रजोविकारैः | ૭૩,૨;૨૫૬. |
| અંતરિક્ષ સઘળૂં | ૭૫,૨૪;૨૫૯. |
| ઈંદુ સરખાં...થાપી દેહ | ૭૭,૮;૨૬૦. |
| કપિલ રેણુ | ૮૦,૨૩;૨૬૪. |
| હદિ ધરિણિ અંબુજ સમૃણાલ | ૮૨,૧;૨૬૫. |
| કિહાંથી | ૮૨,૧૦;૨૬૫. |
| પિંડ થઇ જડી | ૮૩,૨૨;૨૬૭. |
| પલંતાં | ૮૮,૧૯;૨૭૧. |
| જાણી યૌવન રાગ | ૯૩,૧૬;૨૭૭. |
| દેહિ ન લહી લાગ | ૯૩,૧૭;૨૭૭. |
| મંજરી સ્વેદિ કર્ણિ; કંપિ મણિ | ૯૬,૭;૨૭૯. |
| चक्षुषैवानक्षरमेवमन्तर्गतोऽभिलाषः कथ्यते, | ૯૬,૧૭;૨૮૦. |
| એહ સમિ ઇ થયૂં જદા, | ૯૮,૨૦;૨૮૨. |
| કિહાં એ વનિં ફલમૂલ આહાર, | ૧૦૪,૧;૨૮૬. |
| વનકલ તાપસનુ વિવિહાર, | ૧૦૪,૧;૨૮૬, |
| હાસ્યાસ્પદતા પમાડિ ઈશ | ૧૦૪,૪;૨૮૭. |
| શરણ કાંઈ નથી | ૧૦૪,૮;૨૮૭. |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ગ્રંથનુ | ગ્રંથનૂં | ૩૫ | ૧ | ઉપનુ | ઊપનુ |
| ૩ | ૨ | જાણિ | જાણી | | ૭ | મંદરાચલ | ગંધમાદન |
| ૪ | ૯ | તિણિ | તિણી | ૩૬ | ૧૩ | સુરત શૂં નૃતકાર | સરસ શૂં સીત્કાર |
| ૫ | ૧૫ | શૂં | શુ | | ૧૭ | લિય | હિય |
| ૬ | ૧૧ | નીલાંબરનું | નીલાંબરનુ | | ૨૨ | મધુરતા | મધુર તાં |
| | ૧૪,૧૭ | પ્રભાઈ | પ્રભાઇ | ૩૯ | ૧૫ | જાણીઇ | જાણિઇ |
| | ૧૮ | દહતા | દહંતાં | | ૭ | શકર | સકર |
| ૭ | ૫ | જાણી ઇ | જાણીઇ | | ૧૨ | લતાઇ | રેણુઇં |
| ૮ | ૧૫ | ભણી | ભણી અ | ૪૩ | ૧૨ | સજ્જન | સજન |
| ૧૦ | ૮ | અમિઅ | દલિ અ | ૪૪ | ૧૯ | હોમ ગૂગલ ખીર | મધુના |
| | ૯ | અંગવસ્ત્ર | અંગ વસ્ત્ર | | | ખીર મધૂના હોમ ગૂગલ- | |
| | ૧૪ | જાણિ | જાણી | | | ધૂમ | ધૂપ |
| ૧૧ | ૧૮ | શુણુ | સુણુ | ૪૬ | ૨ | અવાસ | રણવાસ |
| | ૨૨ | વૈશંપાયન નિ | વૈશંપાયનનિ | ૪૭ | ૨ | ઊપનૂં | ઊપનુ |
| ૧૨ | ૧૦ | વદ | વેદ | | ૭ | પૂછિઉ | પૂછિઉં |
| ૧૩ | ૧૯ | વિકાસ | વિકાસિ | ૫૦ | ૧ | નત્ત | નૃત્ત |
| ૧૪ | ૧૦ | મૃગચર્મશૃંગ | મૃગચમરશૃંગી | | ૭ | પૂતલી લતા | બહુપુત્રિકા- |
| ૧૮ | ૩ | સુગંધ | સુગંધિ | | | પ્રતાન | પ્રતાન |
| | ૨૧ | સાંધુ | સાધુ | | ૧૭ | પુષ્પ | પ્લુષ્ટ |
| ૨૦ | ૧૦ | સાવજનિ | સાવિજનિ | | ૧૮ | નિર્મોક મેષનૂં | મેષશૃંગ,નિર્મોક |
| ૨૫ | ૧ | ભર્યું | ભર્યૂં | | | શૃંગ, | |
| ૨૬ | ૧ | જમ...પડયુ | જલ...પડયૂં | ૫૧ | ૧૬ | ગજ | ધ્વજ |
| | | પરઘાસ | પર ઘાસ | ૫૪ | ૭ | આપ્લવન, | પ્લવન, આરો- |
| | ૧ | મુંજદંડમેખલા | દંડમુંજમેખલા | | | રોહણ, | હણ, |
| | ૧૦ | ઊલી | ઉવીલી | ૫૫ | ૧૩ | શીખી | શીખા |
| | ૧૧ | પ્રણિતા...પિત | પ્રણીતા..પોત | ૫૬ | ૧૦ | ઉદધિઈ | ઉદધિઇ |
| | ૨૪ | કુહુનિ | કુહુની | ૬૦ | ૧ | ધરિ | ઘરિ |
| ૨૭ | ૧૩ | પૂજાનિ | પૂજાની | ૬૨ | ૧૧ | બાલક | બાલિકા |
| ૩૨ | ૨ | કરી | કરિ | ૬૫ | ૮ | અંતઃપુર | અતઃપર |
| | ૭ | શું | ગૂં | | ૧૦ | વેગ | વેગિ |
| ૩૪ | ૨ | હૂઈ | હૂઇ | ૬૬ | ૫ | રથ | તુરગ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૧ | ૧૭ | કહી | કહિ |
| | ૨૦ | કાર | કરિ |
| ૭૩ | ૧ | ઉત્પતિ | ઉત્પાત |
| | ૨૫ | ભાવિ | ભાવિક |
| ૭૫ | ૧૨ | કનકનાં,તેણિ | કનકનાં |
| | ૧૯ | આત | અતિ |
| ૭૭ | ૮ | સરખા...તેહ | સરખાં...દેહ |
| | ૧૨ | કાર | કરિ |
| ૮૦ | ૨૩ | પીત | કપિલ |
| ૮૨ | ૧ | ધરિઉ અંબુ-જનું મૃણાલ | ધરિઉં અંબુજ સમૃણાલ |
| | ૧૦ | જિહાંથી | કિહાંથી |
| | ૧૨ | સાભલ | સાંભલિ |
| ૮૩ | ૨૨ | થઈ | થઇ |
| ૮૪ | ૮ | પીત | પીન |
| ૮૬ | ૧૯ | વલંતાં | પલંતાં |
| ૮૮ | ૧૯ | ઇછૂં | ઇંછું |
| ૮૯ | ૧૦ | કાહ | કહિ |
| ૯૦ | ૧ | માહાનુભવનિ | માહાનુભાવનિ |
| ૯૩ | ૧૬ | તેહ | રાગ |
| | ૧૭ | પિશી ન સક્યૂં દેહ | દેહિ ન લહી લાગ |
| ૯૫ | ૧૧ | આત | અતિ |
| | ૨૨ | થાઈ | થાઇ |
| ૯૬ | ૭ | દીસિ...સ્ફાટિક | સ્વેદિ...કંપિ |
| ૯૭ | ૩ | પ્રકાશ | પ્રકાશિ |
| | ૫ | જુંભા | જૃંભા |
| ૯૮ | ૨૦ | છિ | |
| ૯૯ | ૧૭ | સાધુંતુ | સાધ્યુ |
| ૧૦૦ | ૧ | કાંઇ એક | કાંઈએક |
| | ૧૦ | લેઇ | લેઈ |
| ૧૦૧ | ૧૨ | કાંઠ | કંઠિ |
| ૧૦૪ | ૧ | મુનિ...વન-વાસ તાપસ | વનિ...વનકલ તાપસનુ |
| | ૪ | હાસ્યાસ્પદ પમાડી | હાસ્યાસ્પદતા પમાડિ |
| | ૮ | કારણ | શરણ |
| | ૧૫ | મિઈ | મિઇ |
| | ૧૭ | માંન | મંનિ |
| ૧૦૫ | ૧૬ | સ્થંભ્યુ | સ્તંભ્યુ |
| ૧૦૭ | ૧૬ | ઉપાય | ઊપાય |
| ૧૦૮ | ૪ | શામ | શમિ |
| | ૨૩ | દેશ | દેશિ |
| ૧૦૯ | ૮ | રહું | રહુ |
| | ૨૩ | સંમ | સંમર્દ |
| ૧૧૦ | ૮ | પૂછીઉં | પૂછિઉં |
| ૧૧૧ | ૨૦ | તરલિકાકાનિ | તરલિકાનિ |
| ૧૧૨ | ૨ | દુઃખિત વિરહિ | સુખિત રહિ |
| ૧૧૫ | ૧૬ | માત | હા તાત, |
| ૧૧૬ | ૧ | બીહું | બીહુ |
| ૧૧૮ | ૨૩ | તાં પાપ | તાં અછૂં પાપ |
| ૧૨૧ | ૧૩ | સૂરસેનસુતા | શૂરસુતા પૃથા |
| | ૧૪ | દુર્ધેશ | દુર્ધરા |
| ૧૨૨ | ૧૯ | કાહ | કહિ |
| ૧૨૩ | ૨ | ધરિ | ધરિ |
| | ૧૯ | વેગ | વેગિ |
| | ૨૩ | શલ્ય | શરણુ |
| ૧૨૪ | ૧૯ | મૃતપલ્લવ | ચૂતપલ્લવ |
| ૧૨૬ | ૨૧ | પરતિ | પરનિ |
| ૧૨૮ | ૨૩ | ધાલુ | ધાતુ |
| | ૨૪ | નલિનીનિ કું-કુમિ છાંટી | નલિનીના કોકનિ કુંકુમ છાંટ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | વાલુ |
| ૧૨૯ | ૧૫ | શુકસારિકાનિ | શુક, હરિણિકા, |
| ૧૩૦ | ૯ | આવી | આવિ |
| ૧૩૧ | ૧૪ | ઊઢણું | કાપડું |
| ૧૩૨ | ૧ | મન્મથાન | મન્મથનિ |
| ૧૩૩ | ૧૫ | કર્ણિ | તૂર્ણ |
| | ૨૩ | કરી | કરતી |
| ૧૩૫ | ૯,૭ | તાંબૂલવાહની | તાંબૂલવાહિની |
| ૧૩૬ | ૧૯–૨૦ | વિચાર, કાદંબરી!કહુ | વિચાર કાદંબ- રીનિ કહૂં |
| ૧૩૯ | ૯ | સૂં | શૂં ? |
| ૧૪૦ | ૧૧ | દાંડ | દંડિ |
| ૧૪૧ | ૧૦ | તેહાન | તેહનિ |
| ૧૪૨ | ૪ | કીજીઇ | દીજીઇ |
| ૧૪૩ | ૨૪ | તારકા ઇવ | તારકાઇ |
| ૧૪૪ | ૧૮ | ભાખિ | ભાંખિ |
| ૧૪૮ | ૧૦ | કથા ઉત્તમ | કથાઉ તમ |
| | ૨૦ | વસી નિ | વસી તિ |
| ૧૪૯ | ૯ | પત્રલેખાનિ | પત્રલેખા નિ |
| ૧૫૦ | ૬ | જે કહ્યાં તે મોકલ્યાં તે | લહિ કહિ |
| ૧૫૩ | ૨ | નૃત્ત | મત્ત |
| ૧૫૯ | ૧૭ | આસંન | આસન્ન |
| | ૧૧ | માની આશ્ચર્ય | માનિ, સાશ્ચર્ય |
| | ૨૪ | વેગિકાં | વેદિકા |
| ૧૬૦ | ૧૪ | વિલાસથી | વિલાસની |
| | ૧૭ | વૈદગ્ધીઇ | વૈદગ્ધીથી |
| ૧૬૧ | ૨૩ | માગિ | મારગિ |
| ૧૬૨ | ૧૦ | અધર | કમળ |
| | ૧૨ | મોકાલયા | મોકલિયા |
| | ૧૫ | પ્રતિબિંબ | પ્રતિબિંબિ |
| | ૧૭ | વલગુ | વલગિ |
| | ૨૦ | કરસ્પર્શિ | કરસ્પર્શિ |
| | ૧૩ | કોલ લઈ | કાલઇ |
| ૧૬૩ | ૨૨ | સંતાપજ્વાલા | જ્વાલા સંતાપ |
| ૧૬૪ | ૧૦ | સાવ | સવિ |
| ૧૬૬ | ૬ | વલ્લભનિ | વલ્લભ મનિ |
| ૧૬૮ | ૧૦ | કાર | કરિ |
| ૧૭૩ | ૧૨ | [પહેલાં] | [પહેલાં]- |
| ૨૧૧ | ૧ | ળલાટ | નિલાટ |
| ૨૨૨ | ૯ | માન | પ્રણય |
| | ૨૭ | કરણાર્થે | અધિકરણાર્થે |
| ૨૨૬ | ૨૩ | સરુણી | તરુણી |
| ૨૪૧ | ૨૬ | ચાલો | ચાલ |
| ૨૪૨ | ૨ | કરો, સંભાળો | કર, સંભાળ |
| ૨૪૬ | ૪ | કિલકિલ | કિલકિલિ |
| | ૧૨ | [निशा... आस्थिता-] | — |
| ૨૭૧ | ૨૧ | ૧૭ | ૧૩ |
| ૨૮૧ | ૧૨ | લો | લે |
| ૨૯૯ | ૨૭ | ૩૨ | ૩૭ |
| ૩૦૨ | ૧૦ | આવિ | આવી |
| ૩૨૭ | ૨૫ | સાથે મેળ | સાથે મન મા- નતું નથી, મેળ |

કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં

પુસ્તકો.

श्रीमद्-विशाखदत्त-विरचित

# मुद्राराक्षस नाटक.

સંસ્કૃત મૂળ, ઇંગ્રેજી ટીકા સાથે.

પ્રથમ આવૃત્તિ, ઈ. સ. ૧૯૦૮.

मूल्य रु. १-१४-०.

(१) ग्रंथ आह्मीं समग्र वाचून पाहिला आहे. आणि तो वाचीत असतां आह्मांस रा. केशवलाल यांच्या नोट्स पाहून बराच अत्यानंद ही झाला. संस्कृत वाङ्मयाचा इतिहास अद्याप पाहिजे तसा कोणी आमच्या कडे लिहिलेला दिसत नाहीं. तथापि कै. ना न्या. तेलंग, रा. रा. डा. भांडारकर, कै. प्रि. आपटे इत्यादि गृहस्थांनी या कामीं बराच प्रयत्न केलेला आहे. त्यांतच रा. केशवलाल यांची प्रस्तावना लेखनाचा समावेश करण्यास हरकत दिसत नाहीं. प्रस्तावनेंत कविचरित्र, कविकाल, नाटकस्वरूप, नाटकान्तर्गत पात्रें व त्यांचे स्वभाव, प्रस्तुत आवृत्तींत. योजण्यांत आलेलीं कांहीं वाक्यें, इतर नाट्यग्रंथांत दिसलेले दोष इत्यादिक भाग आला आहे. नोट्सची रचना फारच अवर्णनीय उतरली आहे. अलीकडील विद्यार्थ्यांच्या खऱ्या अडचणी लक्षांत घेऊन ज्या ठिकाणीं काठिण्य आहे असें विद्यार्थ्यांस वाटते त्या त्या भागावर भरपूर टिप्पणी जोडण्यांत आली आहे. बहुतेक सर्व श्लोकांचे इंग्रजींत भाषांतर देण्यांत आलें असून, प्रत्येक श्लोकांत असलेले अलंकार, वृत्तें इत्यादि सर्व गोष्टी जेथच्या तेथे नमूद करण्यांत आल्या आहेत. कित्येक ठिकाणीं शब्दावर ही टीपा योजण्यात

आल्या आहेत त्या योग्य आहेत. काव्य व नाट्य रहस्य हीं कित्येक
ठिकाणीं उत्तम रीतीनें व्यक्त करण्यांत आलें आहे. निरनिराळ्या
आवृत्ति शोधून निरनिराळीं आढळलेली अन्य वाक्यें, पाठांतर
वगैरे खालीं जोडण्यांत आलीं आहेत.

ता. ४, ऑक्टोबर, १९००. } इंदुप्रकाश.
मुंबई.

(૨) 'મી ધ્રુવે...**મુદ્રારાક્ષસ** ઉપર જે ટીકા કરેલી છે, તે પ્રથમ પંક્તિની
ટીકા હોઇને તેઓ એક ઉત્તમ ટીકાકારના માનને પાત્ર થાય છે.' તેથી
રાજકીય નાટકનું પુનરૂજ્જીવન અથવા તો ગૌરવ વધારનાર તરીકે મિ.
ધ્રુવને ગણીએ તો તે અતિશયોક્તિ ગણાય નહિ.'

'મિ ધ્રુવે આરંભમાં એક વિદ્વત્તા ભરેલી પ્રસ્તાવના લખેલી છે,
તેમાં ગ્રંથકર્તાએ કવિનો કાળનિર્ણય કરતાં સાહિત્યગ્રંથોનાં આંતર પ્રમાણો
આપીને પ્રાચીન ઇતિહાસને બહુ જ અજવાળામાં આણ્યો છે, તે પછી
નાટકના વસ્તુ સંબંધે વિવેચન કરતાં તેમાં રહેલો પ્રધાન રસ, ભાવ
તથા પાત્રસંકલના સંબંધે વિવેચન કર્યું છે. પાત્રો વિશે કરેલું વિવેચન
વિદ્યાર્થીઓને બહુ જ મનનીય છે. તે પછી બ્રાહ્મણપાત્ર ચાણક્યના સંબં-
ધમાં વિવેચન કરેલું છે, જેમાં ચાણક્યના લખેલા બીજા ગ્રંથોને પણ મિ.
ધ્રુવે અજવાળામાં આણ્યા છે. આ રીતે બહુ જ વિદ્વત્તાવાળી પ્રસ્તાવના
પૂર્ણ થાય છે. ત્યાર પછી **મુદ્રારાક્ષસ**ની આવૃત્તિમાં આપેલાં પ્રમાણો માટે
મિ. ધ્રુવે જે જે ગ્રંથો જોયા છે તેમનાં નામની એક મોટી યાદી આપેલી
છે તે ગ્રંથો તરફ અને ટીકામાં આપેલાં તે તે ગ્રંથોનાં વચનો તરફ જોતાં
મિ. ધ્રુવનો પરિશ્રમ ખરેખર પ્રસંશાપાત્ર છે. જેમ સંસ્કૃત પદોની સિદ્ધિ
પાણિનિનાં સૂત્રોથી કરવામાં આવી છે, તેમ જ પ્રાકૃત પદોની સિદ્ધિ પ્રાકૃત
વ્યાકરણનાં સૂત્રોથી તથા પ્રાકૃત ગ્રંથોના પ્રમાણોથી આપી છે. ગ્રંથને અંતે
નાટ્યના ત્રિવર્ગ, પ્રકૃતિપંચક, કાર્યાવસ્થાપંચક, સંધિપંચક, અને નાટ્યનાં
ચોસઠ અંગોનું વિવેચન કરતાં તે તે વિષયો કયાં છે અને તેનો આરંભ
કયા કયા સ્થળેથી થાય છે તે પણ સ્થળના નિર્દેશપૂર્વક દેખાડ્યું છે, જે
વિદ્યાર્થીઓને જ નહીં, પરંતુ વિદ્વાનોને પણ મનન કરવા જેવું છે.

જાનેવારી, સન ૧૯૦૧. } ——— સમાલોચક.
મુંબઈ.

# મેળાની મુદ્રિકા
## કિંવા
# મુદ્રારાક્ષસ નાટક.

ચોથી આવૃત્તિ, ઈ. સ. ૧૯૧૫.

મૂલ્ય રૂ. ૧.

(૧) અનુવાદમાં પ્રૌઢતા સાથે અર્થની સુગમતા બહુ સારી જળવાઈ છે......સમશ્લોકી રચનામાં સર્વ અર્થ દર્શાવવાનું કાર્ય કઠણ હોવા છતાં રા. કેશવલાલે તે કુશળતાથી સિદ્ધ કર્યું છે........ગદ્ય શૈલી પણ ગૌરવ સાથે સરળતાવાળી છે. પ્રસ્તાવના.....વિદ્વત્તાથી પૂર્ણ છે.

સર્વાંશે આ અનુવાદથી જેમ મૂળ નાટકની બહુ સારી પીછાન મળે છે, તેમ જ સ્વતંત્ર પુસ્તક તરીકે પણ તે ઉંચી રસવત્તા અને શિષ્ટતાવાળું છે.

માર્ચ, ઈ. સ. ૧૯૧૧.<br>અમદાવાદ. } ज्ञानसुधा

(૨) The work is embellished with an introductory preface, which is a study in comparative history itself. The data on which he (i.e. Mr. Dhruva) bases the period during which the Natak was composed as being the latter part (fourth quarter) of the sixth century, after ransacking and collecting the various ancient works Buddhist, Sanskrit, Chinese, works on Numismatics and Epigraphy, furnish a treat in themselves, and compel admiration for an Eastern scholar who has throughly assimilated the lines of research work followed by Western savants.........We would strongly recommend all Indian scholars to procure a copy and go through it, as *they would find there much that is new, much that would delight their literary conscience.*

Modern Review VI, 1; July, 1908.

(3) A review of the second edition of this work was published by us in the July issue of 1908, and we are happy to see that it has now passed into a fresh edition. As usual with all the works of this erudite Gujarati scholar, the introduction is the most valuable part of the contribution made by him; it contains so many original statements—the result of scientific research—that unless one elects to go into them *in extenso*, one fails to appreciate them at their true value. For instance he has tried in the introduction to this edition to fix the time when **विशाखदत्त, अवन्तिवर्मा, चाणक्य वात्स्यायन, दिङ्नाग, वसुबन्धु, उद्द्योतकर, धर्मकीर्ति, सुबन्धु,** and **मुरारि** flourished, from materials which would indeed tax the knowledge of any...Sanskritist to reject.......... The native country of **पर्वतक** is also determined by him in a convincing way. But the most remarkable result of his researches seems to us to be the definite opinion he pronounces as to Chanakya being the author of the **कामसूत्र** and **न्यायभाष्य** .........A study of the introduction is necessary to fully grasp his contention and position. We only repeat our desire, expressed before, that these remarkable researches merit a wider reading public than that of Gujarat and that Mr. Dhruva should not hide his light under a bushel, but contribute articles relating to his researches to well-known English magazines, like the *Antiquary* and others. It is but due to him and to them.

Modern Review, XIII 3; March, 1913.

વિશેષ નોંધ.

આ ભાષાંતર નામદાર બ્રિટિશ સરકારના અને શ્રીમંત વડોદરા સરકારના કેળવણી ખાતાએ **નિશાળોમાં ઈનામ અને પુસ્તકશાળાને લાયક** ઠરાવ્યું છે; તથા બ્રિટિશ રાજ્યના કેળવણીખાતાએ સેકંડરી સ્કૂલોમાં અને ટ્રેનિંગ કૉલેજોમાં **ભણતરના પુસ્તક તરીકે મંજુર** કર્યું છે.

---

**અમરુશતક.**

**સંસ્કૃત મૂળ સહિત.**

ત્રીજી આવૃત્તિ, ઈ. સ. ૧૯૧૦.

**મૂલ્ય રૂ. ૧.**

( ૧ ) 'રા. કેશવલાલે સાભિપ્રાય ભાષાંતરની પદ્ધતિને અનુસરી આ ભાષાંતર રચ્યું છે...તેમણે શોધક બુદ્ધિથી જે જે સ્થાને ( મૂળ સંસ્કૃત પાઠમાં ) સુધારા શોધી લીધા છે, કે પોતાની રસિકતાને આધારે યોજ્યા છે, તે સર્વથા ઔચિત્યાનુસાર છે...ભાષાંતરની ઉચ્ચ રસજ્ઞતા એવી છે, કે તેમના હૃદયના સંસ્કારથી ઘણેક ઠેકાણે મૂળમાં નહિ એવી ખુબીઓ પણ આવી ગઈ છે...**ભાષાંતર બહુ ઉત્તમ છે.** ભાષા શુદ્ધ સંસ્કારવાળી છે...ભાષાંતરકારે...અતિ ઉત્તમ ટીકા પત્રો સાથે જોડી છે, તે બહુ બોધદાયક અને રસિક છે.

ફેબ્રુઆરી, ઈ. સ. ૧૮૯૩.
નડિયાદ. } **સુદર્શન.**

(૨) This is a *Samasloki* translation of the famous *Satak* of Amaru into Gujarati. The preface and the illustrative notes......are the best portions of the book; the former shews that the writer is bubbling over with an intimate knowledge of ancient history .........and the latter shew what a master of *Alankar Sastra* he makes himself out to be. The words in which he sums up the characteristics of a commentary called the *Rasika-Samjivani* on theoriginal

.....are in every way applicable to him, *viz.* "*that the commentary is sufficient to show the wide extent, the depth and the accuracy of the knowledge (scholarship) of its author.*"

Modern Review, IX, 3; March, 1911.

---

## ગીતગોવિંદ.

આવૃત્તિ ત્રીજી, ઈ. સ. ૧૯૧૨.

**મૂલ્ય રૂ. ૧.**

(૧) 'રા. કેશવલાલના ભાષાંતરની સવિસ્તર સ્તુતિ ન કરતાં અત્રે એટલું જ કહેવું બસ થશે, કે આવું રસિક અને યથાર્થ ભાષાંતર અન્ય વિદ્વાનથી થઈ શકત નહિ.' 'એમણે રચેલાં સર્વ ભાષાંતરો ઉત્તમ છે, અને તે ઉપર યોજેલી એમની ટીકા પણ વિદ્વત્તા ભરેલી અને કાવ્યનું મર્મ સમજાવવામાં અતિ ઉપયોગી છે, એમાં કંઈ સંશય જેવું નથી.'

મે, સન ૧૮૯૫. }
નડિયાદ.

**સુદર્શન.**

(૨) '**ગીતગોવિંદ**નું ભાષાંતર તે ભાષાંતર નહિ પણ ગુજરાતીમાં લખાયલું ગીતગોવિંદ છે.' 'રા. કેશવલાલના અનુવાદમાં દોષ કાઢવા એ દૂધમાંથી પોરા શોધવા જેવું છે.' 'વાણી મધુર અને પ્રાચીન કાવ્યોના અભ્યાસે પ્રાચીન કવિઓના જેવી છે. રાગમાં ઉતારેલું પદ્ય વધારે માધુર્ય ઉત્પન્ન કરે છે.' 'રા. કેશવલાલનું ગીતગોવિંદ કાવ્ય ગુજરાતી ભાષામાં થયેલાં ભાષાંતરોમાં સર્વથી શ્રેષ્ઠ પદે વિરાજે છે.'

જુલાઈ, સન ૧૮૯૭. }
મુંબઈ.

**સમાલોચક.**

(૩) '**ગીતગોવિંદ**નો રસાસ્વાદ ગુજરાતી ભાષામાં આપવાનો કર્તાનો યત્ન અસાધારણ રીતે સફળ છે.' 'સંસ્કૃતના આરૂઢ અભ્યાસીને પણ મૂળ **ગીતગોવિંદ** જેટલું સરળ ન લાગે તેટલું રા. કેશવલાલે ગુજરાતીમાં પાડેલું તે ગ્રંથનું પ્રતિબિંબ મનોરમ અને રસપ્રદ છે.' 'બીજી આવૃત્તિમાં કરેલા

ફેરફાર ઉપર વિવેચનબુદ્ધિથી નજર નાંખતાં રા. કેશવલાલની કાવ્યપરીક્ષાની શક્તિને માટે......આપણો વિચાર ઉંચી કોટિએ પહોંચે છે. સંસ્કૃત "કવિતા" ના ગુજરાતી "કવિતા" માં ભાષાંતરની સફળતા એ સંસ્કૃતનું પરિપૂર્ણ જ્ઞાન, ગુજરાતી ઉપર પૂર્ણ અમલ અને કાવ્યપરીક્ષાના ઘણા ઝીણા પ્રશ્નોનું મનોહારી સમાધાન કરવાની શક્તિની પરિસીમા સૂચવે છે; અને રા. કેશવલાલની પરિસીમાએ પહોંચેલી એનેકવિધ શક્તિ જ તેમના ભાષાંતરને ગુજરાતીમાં શ્રેષ્ઠ ભાષાંતરની પદવી અપાવે છે.' 'મૂળ गीतगोविंद्दની રમણીયતા આવર્તને આવર્તને રા. કેશવલાલ જેવા સહૃદય અને પરીક્ષક કવિભક્તના મનમાં નવી નવી નવીનતા ધારણ કરે એ કેવળ સ્વભાવિક છે. સર્વ ફેરફારો સાર્થક અને રસની નિષ્પત્તિમાં ઉમેરો કરનાર જ લાગે છે અને લાગશે; મૂળની રમણીયતાની અખૂટ ગંભીરતા આગળ અને છાયાની પણ એવી જ રમણીયતા અને તેની પાછળ રહેલી નાનાવિધ અચિંત્ય શક્તિ આગળ વિવેચનકારની દોષબુદ્ધિ કુંઠિત થાય છે અને થશે. રા. કેશવલાલ જેવા રસપરીક્ષક અને સંગીન વિદ્વાનને હાથે વખણાયલાં પ્રતિબિંબોની અમે આ ઉત્તમ સફળતા ગણિયે છિયે, અને તે મહાશયને ભાષાંતરકાર તરીકે સર્વથા કૃતકૃત્ય માનિયે છિયે.'

જાન્યુઆરી–માર્ચ. ઈ. સ. ૧૯૦૪. }
મુંબઈ. } સમાલોચક.

(૪) Jayadeva's Gita-Govinda, describing the amours of Radha and Krishna, is 'a gem of purest ray' in Sanskrit.........There have been translations of it into Hindi, Marathi and Bengali, and also Gujarati. But we doubt, if in Gujarati at least, there is any translation which could be compared with the one under notice. It is Gita-Govinda re-written in Gujarati in the happiest style of Jayadeva. But for one's being told that it is a translation, it would be difficult to make out that it is one, so felicitously has the spirit and gracefulness of the original been copied and preserved. As is usual with all works of Mr. Kesavlal, the translation is

preceded by a scholarly introduction, which surveys Jayadeva–his time, his work, his perfections and imperfections............in such an ample way that it leaves little to be desired. The Singer............ has drunk deep at the fountain of Jayadeva, and has consequently poured out with a lucidity equally charming as Jayadeva's what the latter's soul would have done, had he been a Gujarati.

Modern Review, XII, 1; July, 1912.

---

## પરાક્રમની પ્રસાદી

કિંવા

## વિક્રમોર્વશીય નાટક.

આવૃત્તિ ૪, ઈ. સ. ૧૯૧૬.

મૂલ્ય રૂ. ૦ાા.

(૧) "અન્ય ભાષામાં જો...મૂળ ગ્રંથકર્તાએ...ગ્રંથ લખ્યો હત, તો તે એ ભાષામાં કેવી રીતે લખત." એ આશયને વળગી રહીને...પ્રસ્તુત પુસ્તક રચેલું છે.

શબ્દોની મીઠાશ, યોગ્ય ભાવને ઉતારનારાં સમાન વચનો........ રસનિર્વાહની સરળતા, આદિ તત્ત્વો...સારાં છે; અને નિઃસંશય પુસ્તક વાંચતાં "વાહવાહ" ના ઉદ્ગારો સ્વભાવિક રીતે જ નીકળી જાય છે.

જાન્યુઆરી, સન ૧૯૧૨. }
મુંબઈ. }

**સમાલોચક.**

(૪) × × ગુજરાતી ભાષાના શબ્દકોશ ઉપર સંપૂર્ણ પ્રભુતા; એ કોશની વિશાળતા અને શબ્દની પસંદગી કરવામાં ઝીણો વિવેક; અર્થ કરતાં રસ ઝીલવા તરફ વિશેષ લક્ષ, પણ તે મૂળના અર્થને હાનિ પહોંચાડીને નહિ–પણ આવા ભાષાંતરની સરળતા કે અર્થની સુગમતા પ્રાપ્ત કરવા માટે

ગ્રંથોમાં રસ એ જ એનો આત્મા હોય છે તેટલા માટે; અને-તે ઉપરાંત ઉંડું નિરીક્ષણ અને સંશોધન કરી મૂળના પાઠનો નિર્ણય-જેથી ભાષાંતરને ઉત્તમમાં ઉત્તમ અર્થનો લાભ મળે: આ સામાન્ય ગુણો રા. કેશવલાલના 'વિક્રમોર્વશીય'માં પાને પાને ઉભરાય છે.

વસંત. પુસ્તક ૧૧, અંક ૯. અમદાવાદ. } આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.

આ ભાષાંતર એક અસલ નાટક જેવું શોભી નીકળે છે.

એપ્રિલ, સન ૧૯૧૩. વડોદરા. } સાહિત્ય.

( ४ ) बङ्गाल महाराष्ट्र और गुजरातमें..........उच्चपदस्थ कर्मचारी भी अपनी भाषा की सेवा करते हैं। बड़े बड़े बरिस्टर, इन्स्पेक्टर और हेड मास्टर अपनी मातृ-भाषा में पुस्तक रचना करते हैं। अहमदाबाद के हाई स्कूल के हेड मास्टर, श्रीयुत केशवलाल हर्षदराय ध्रुव, बी. ए., उन्हीं मेंसे हैं। ध्रुव महाशय संस्कृत के उत्तम विद्वान्, पुरातत्त्व के अच्छे ज्ञाता और गुजराती भाषा के सुकवि तथा सुलेखक हैं। उन्होंने गीतगोविन्द, मुद्राराक्षस, अमरुशतक और घटकर्पर आदि संस्कृत ग्रन्थों के गुजराती अनुवाद कर के उन्हें टीका-टिप्पणी समेत प्रकाशित किया है। गवेषणा पूर्ण भूमिकायें लिख कर उन में उन्होंने मूल लेखकों के समय आदि के विचार में अप्रतिम विद्वत्ता दिखाई है। ......उन्होंने विक्रमोर्वशीय की भूमिका में बिलकुल ही नये ढँग से कालिदास के समय का विचार कर के उन्हें ईसा के पूर्व पहले शतक का निश्चित किया है।..........और भी कितने ही रहस्यों के उद्घाटन की चेष्टा श्रीयुत केशवलालजीने "पराक्रमनी प्रसादी" में की है। एतदर्थ आपको अनेक साधुवाद।

प्रयाग, मार्च, १९१३. सरस्वती.

(५) This is another work from the scholarly, pen of Mr. Keshavlal Dhruva, whose previous work we had the pleasure of reviewing before.........We

have found the translation.........*very readable, and such as gives a very good idea of what the original is like.*

Modern Review, XI, 4, April, 1912.

(५) Only a few months ago we had the pleasure of reviewing the second edition of this admirable translation of Kalidas's Vikramorvasiy Natak, and now a third edition has been called for. Its scholarly translator has utilised the opportunity by adding still more to its worth...He has embellished it by means of a......concise but extremely well-written introduction trying to determine the period when Kalidas lived. He examines the the sources-which are at best but few-with great acumen and intelligence and arrives at a result which seems to be as near accuracy as it is possible to have under the circumstances. He places the period somewhere near the middle of the first century B. C., By employing an ingenious method Mr. Dhruva compels the plays to yield up their...chronological secrets. He has noted closely and given interesting tables of the different छन्दs, used by Kalidas and other poets, and by means of a certain percentage worked out with great labour, and which increases and decreases with the remoteness or nearness of that particular play in which they are employed, to certain well-ascertained periods, tried to confirm his conclusion

arrived at by other methods. We wish that the research methods of this Gujarati scholar may get a wider public to appreciate them. The only way to do so, would be to publish them in English.

Modern Review XIV, 1; January 1913, Calcutta

વિશેષ નોંધ.

આ ભાષાંતર નામદાર બ્રિટિશ સરકારના અને શ્રીમંત વડોદરા સરકારના કેળવણી ખાતાએ **નિશાળોમાં ઇનામ અને પુસ્તકશાળાને લાયક** ઠરાવ્યું છે; તથા બ્રિટિશ રાજ્યના કેળવણી ખાતાએ સેકંડરી સ્કૂલોમાં અને ટ્રેનિંગ કૉલેજોમાં **ભણતરના પુસ્તક તરીકે મંજુર** કર્યું છે.

## પ્રિયદર્શના નાટિકા.

આવૃત્તિ ૧, ઈ. સ. ૧૯૧૫.

મૂલ્ય રૂ. ૦॥.

(૧) પ્રસ્તુત પુસ્તકમાં × મહારાજા હર્ષ વિશે બહુ સારી રીતે લંબાણથી ઐતિહાસિક ઉપોદ્‌ઘાત લખેલો છે અને તે.........બહુ વિદ્વત્તા ભરેલો, ઘણા ખોટા ભ્રમોને દૂર કરનારો, પ્રાચીન ઇતિહાસ ઉપર કેટલોક નવીન પ્રકાશ નાંખનારો, કીમતી સૂચનાઓથી ભરચક, અને અનેક નવીન વિચારોને પ્રેરનારો છે...........આખું ચરિત્ર ઐતિહાસિક પદ્ધતિએ, જે પ્રમાણભૂત સાધનો મળી આવ્યાં તેનો શાસ્ત્રીય રીતે ઉપયોગ કરી, બહુ પરિશ્રમ લઇને...તૈયાર કર્યું છે; અને તેથી પ્રાચીન ઇતિહાસમાં એક કીમતી પ્રકરણનો ઉમેરો થયો છે..............તે વાંચતાં કોઇને પણ તેમની [ અર્થાત્ લેખકની ] પાકટ વિદ્વત્તા, સંસ્કૃત સાહિત્યનું વિશાળ વાંચન, ઊંડો અભ્યાસ, ઝીણું નિરીક્ષણ અને ઊંચી વિવેચકશક્તિનો પાને પાને સાક્ષાત્કાર થયા વિના રહેશે નહિ. તેમની પ્રભાવશાળી બુદ્ધિ અને પરિપક્વ જ્ઞાનને માટે તો બેશક ગુજરાત મગરૂર થઈ શકે તેમ છે.

જુલાઇ, ૧૯૧૫. }
અમદાવાદ. }
બુદ્ધિપ્રકાશ.

(૨) અનુવાદની ભાષા નિ:સંશય ઉત્તમ છે......પ્રારંભમાં ચક્રવાત-
કવિ હર્ષનો ઇતિહાસ ઘણા સંશોધન પૂર્વક લખાયેલો છે; અને ઇતિહાસ
તેમ જ સાહિત્યના રસિકોને તે પ્રિય લાગે તેવો છે.

તા. ૯, એપ્રિલ, ૧૯૧૫. }
અમદાવાદ. } પ્રજાબંધુ.

(૩) પ્રિયદર્શનાનું......ભાષાંતર+એવું+સંસ્કારી શુદ્ધ અને સરલ થયું
છે કે+સામાન્ય વાચક વર્ગને તો જાણે તે એક સ્વતંત્ર કૃતિ જ હોય એવો
ભાસ થાય એમ છે........કુશલ સંશોધન સૂક્ષ્મ બુદ્ધિથી યોજાયલો પાઠ-
નિર્ણય અને યોગ્ય...પદયોજના આદિ+તત્ત્વો કેશવલાલભાઈની વિદ્વત્તા સૂક્ષ્મ
પરીક્ષકબુદ્ધિ અને ઝીણી રસવિવેક શક્તિનો ઉત્તમ ખ્યાલ સ્પષ્ટ રીતે આપે છે.

ઉપોદ્ઘાતમાં.....હર્ષવર્ધનનું ચરિત......તેના દિગ્વિજયની સફલ
પ્રવૃત્તિઓ, તેના સમયના ભરતખંડની અને તેની સરહદની રાજદ્વારી પ-
રિસ્થિતિ આદિનો અસ્ખલિત શૃંખલાબદ્ધ વૃત્તાંત ઘણી જ રસિક રીતે
ઐતિહાસિક સાહિત્યવિષયક તેમજ દાનપત્રાદિક છૂટાંછવાયાં પણ પ્રમાણભૂત
સાધનોને એકત્રિત કરી પૂર્ણ ઝીણવટથી આલેખેલો છે......આ ઉપોદ્ઘાત
શ્રીકેશવલાલભાઈનો ગહન અભ્યાસ, સૂક્ષ્મ અવલોકન અને સઘન વિચારવિવેક
શક્તિનો તેમ જ પુરાતત્ત્વના ઉચ્ચ પ્રતિના જ્ઞાનનો સબળ પરિચય કરાવે છે.

એપ્રિલ, સન ૧૯૧૬. }
મુંબઈ. } સમાલોચક.

(૪) This is a Gujarati rendering of a Sanskrit
drama.........The verse portion has been done into
corresponding Gujarati poetry, which at once re-
presents the spirit and the meaning of the author.
.........The introductory essay embodies the result
of much reading and collating of important mate-
rial.........It is surprising how a book, to the making
of which so much scholarship has gone, could be
placed on the market at the ridiculous price of
eight annas.

*27, July, 1915.* } **Bombay Chronicle.**

